# પ્રસ્તાવના.

આ ઉપદેશકલ્પવલ્લી નામની ટીકા શ્રાવકના કૃત્યરૂપ મન્હ જિણાણં આણ એ નામવાળી સઝાય ઉપર શ્રીઇંદ્રહંસગણિએ કરેલી છે. તેની અંદર શ્રાવકના ૩૬ કૃત્યો બહુ વિસ્તાર સાથે વર્ણવેલા છે. દરેક કૃત્યોના સંબંધમાં એકેક કથા આપેલી છે. કેટલાક કૃત્યોના સંબંધમાં બે બે કથાઓ પણ છે. એક ચતુર્વિંશતિસ્તવનામના અધિકાર ઉપર કથા નથી. એમાંની કેટલીક કથાઓ બહુ વિસ્તારવાળી છે અને કેટલીક સંક્ષિપ્ત છે. છેવટની વિમળમંત્રીની કથા બહુ વિસ્તારથી આપેલી છે. તે દંડનાયક અને રાજા પણ કહેવાયેલ છે. તે કથા ખાસ વાંચવા લાયક છે. બીજી કથાઓ પણ વાંચવા લાયક છે, પરંતુ ગમે તે કારણથી આપણા અન્ય અનેક ગ્રંથો અને ચરિત્રોમાં આવતી કથાઓ કરતાં આ કથાઓમાં જુદાપણું દેખાય છે કેટલીક કથાઓ તો ખાસ જુદાપણું બતાવે છે. ૨૬ મા અધિકારમાં કુરગડુ મુનિની કથા છે, તેની વસ્તુ તો ખાસ જુદી છે. ૨૮ મા અધિકારમાં વૃદ્ધદ્રયની કથા છે, તેમાં પણ બહુ વિચિત્રતા છે અને જુદાપણું દેખાય છે.

આ ગ્રંથકર્ત્તા પોતે તપગચ્છી છે એમ બતાવે છે. પ્રશસ્તિમાં પણ શ્રી સોમસુંદરસૂરિ, તેના મુનિસુંદરસૂરિ, તેના જયચંદ્રરાજ, તેના રત્નશેખરસૂરિ, તેના ઉદયનંદી, તેના સુરસુંદર, તેના લક્ષ્મીસાગર, તેના સોમદેવ, તેના રત્નમંડન, તેના સોમજસ, તેના ઈંદ્રનંદી,* તેના ધર્મહંસગણિ અને તેના ઈંદ્રહંસગણિ એમ પટ્ટાવળી ( પોતે ) આપે છે. એમાં કોઇપણ સૂરિથી તે તપગચ્છથી અવશ્ય જુદા પડતા હોય એમ લાગે છે. કારણ કે તેઓ આગમના કરતાં નિગમની મહત્ત્વતા બતાવનારા અને તેનાજ પૂર્ણરાગી જણાય છે. પ્રથમ તો એવો ભાવ તેઓ ગોપવે છે પણ પાછલા ભાગમાં તેમનો તે આશય બહુજ ખીલી નીકળે છે. આ ટીકા પ્રથમ વાચતા એઓ શુદ્ધ તપગચ્છી અને

* અહીં સુધીના સૂરિ લખે છે. છેલા બેને ગણિ લખે છે.

સિદ્ધાંતના રાગી હોવાનું જણાય છે, તેથી વિચક્ષણ માણસ પણ ભૂલ ખાય તેવું છે, પરંતુ પાછળના ભાગમાં તો વેદ, ઉપનિષદ, શ્રુતિ, નિગમ, શ્રાદ્ધદેવ ને શ્રાદ્ધદેવી ઇત્યાદિનું સ્વરૂપ બહુ વિશેષ રૂપમાં લખે છે. પૃષ્ટ ૩૩૭ માં લખે છે કે:—

"નિગમની અરૂચિ રાખીને જે કેવળ આગમના અર્થનું જ્ઞાન મેળવવું ને સાંશયિક મિથ્યાત્વ છે એમ પૂર્વધરો કહે છે."

આવી હકીકત જૈન સિદ્ધાંતમાં તો કોઇ જગ્યાએ આવતી નથી. કર્તાએ આવી રીતે નિગમની પુષ્ટિ બહુ કરી છે. પૃષ્ઠ ૩૩૨ ઉપર આગમનિગમશતક સંબંધી હકીકત છે તે પણ તેવીજ છે. પૃષ્ઠ ૩૩૪ ઉપર નોટમાં અમે લખ્યું છે કે "અહીં મૂળ ગ્રંથમાં આગમ અને નિગમ સંબંધી ઘણી હકીકત લખેલી છે, પરંતુ તે અપ્રસિદ્ધ, અયોગ્ય અને અનુપયોગી હોવાથી મૂકી દેવી યોગ્ય લાગી છે. તેમાં માત્ર નિગમનીજ પુષ્ટિ છે."

પૃષ્ઠ ૨૨૪ થી ૨૨૮ સુધીમાં ભરતચક્રીએ રચેલા ૪ વેદમાં ૩૬ ઉપનિષદો હતા, તેનું વર્ણન કર્તાએ લખેલું તેનું ભાષાંતર અમે આપ્યું છે. પરંતુ તે પણ પ્રતીતિ લાયક જણાતું નથી. નોટમાં તેવું સૂચવન પણ અમે કર્યું છે.

કર્તાએ જગ્યાએ જગ્યાએ વેદ, ઉપનિષદ, શ્રુતિ ને નિગમની પુષ્ટિ કર્યાજ કરી છે. તેઓ તો લખે છે કે "વેદ તો ભરત રાજાના કરેલ કાયમ રહેલા છે ને આગમો તો દરેક પ્રભુના ગણધરોના બનાવેલા નવા નવા છે." સંઘના પણ તે છ પ્રકાર જણાવે છે—"સાધુ, સાધ્વી, શ્રાદ્ધદેવ, શ્રાદ્ધદેવી, શ્રાવક ને શ્રાવિકા." આમાં શ્રાદ્ધદેવ તરીકે તે બ્રાહ્મણોને ઓળખાવે છે. પણ જો તેઓ ગૃહસ્થ હોય તો તેનો શ્રાવક શ્રાવિકામાં સમાસ થવો જોઇએ; જુદા ગણવાનું શું કારણ? એમાં કાંઇક એમની જુદી માન્યતા હોવાનું સ્પષ્ટ જણાય છે.

પ્રથમ જિનસ્તુતિ રૂપ વીશમા અધિકારમાં તો કાંઇક નિગમની મંદતા જણાવે છે, પણ તે એક પ્રકારનો છળ હોય એમ જણાય

છે. કેમકે પછી તો તે નિગમની પુષ્ટિ કરવામાં બાકીજ રાખતા નથી. ૨૧ મા ગુરૂસ્તુતિરૂપ અધિકારમાં પોતાના ગુરૂ શ્રીધર્મહંસગણિનુંજ ચરિત્ર આપે છે, પરંતુ તેમાં અતિશયોક્તિ કરવામાં બાકી રાખી નથી. તેમના આઠ અંગની સ્તુતિ માટે આઠ તો અષ્ટક બનાવ્યા છે. ૨૫ મા અધિકારના પ્રારંભમાં " જેઓએ જૈનધર્મની દીપિકા રૂપ દ્વાદશાંગીનો પ્રકાશ કર્યો છે તેવા ૪૪૧૦ ગણધરોને હું નમસ્કાર કરૂં છું " એમ લખે છે. આપણા ગ્રંથો વિગેરેની માન્યતા પ્રમાણે ૨૪ તીર્થંકરોના ગણધરોની સંખ્યા ૧૪૫૨ થાય છે. તેમણે ૪૪૧૦ શી રીતે લખ્યા તે સમજાતું નથી.

૨૨મા સાધર્મીવાત્સલ્ય નામના અધિકારમાં પંચાયણ શ્રેષ્ઠીની કથામાં નિગમની બહુજ પુષ્ટિ કરેલી હોવાથી પાછલો ભાગ ભાષાંતરમાં મૂકી દેવો પડ્યો છે. કેટલીક જગ્યાએ આગમ નિગમ એને બદલે ભાષાંતરમાં એકલો આગમ શબ્દજ અમે લીધો છે. દિલગીરીની હકીકત એ છે કે પ્રસ્તાવનામાં તો ગ્રંથકર્ત્તાની પ્રશંસા ને સ્તુતિજ કરવાની હોય તેને બદલે અમને તેમની ભૂલો બતાવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે.

સદ્‌ગત વોરા અમરચંદ જસરાજ કે જેઓ ધર્મચુસ્ત હોવા સાથે ધાર્મિક બોધવાળા ને વિચક્ષણ હતા, એઓએ આ ટીકનો પ્રારંભનો ભાગ વાંચીને પસંદ કરી તેનું ભાષાંતર કરાવવા માંડ્યું, અમે પણ તે ભાષાંતર વાંચી છપાવવામાં સંમત થયા અને સહજ સુધારીને છપાવવા માંડ્યું, પાછળથી આમ ઘણો ફેરફાર નીકળવાથી આ ગ્રંથ મૂકી દેવા યોગ્યજ લાગ્યો પણ બહુ ભાગ છપાયેલ હોવાથી જેમ તેમ સંપૂર્ણ કરાવ્યો છે ને છપાવ્યો છે. હવે પછી આખો ગ્રંથ વાંચ્યા સિવાય કોઇ પણ ગ્રંથ હાથ ન ધરવાનો નિર્ણય કરવામાં આવ્યો છે.

આ ટીકાની અંદર ૩૬ અધિકાર પૈકી પ્રથમના ૨૪ અધિકારમાં વર્તમાન ચોવીશીના ૨૪ પ્રભુને ક્રમસર નમસ્કાર કર્યો છે. બાકીના ૧૨ અધિકારમાં નીચે પ્રમાણે નમસ્કાર કરેલ છે.

૨૫ મામાં અતીતચોવીશીને.
૨૬ મામાં વર્તમાન ચોવીશીને.
૨૭ મામાં અનાગત ચોવીશીને.
૨૮ મામાં વીશ વિહરમાનને.
૨૯ મામાં ચાર શાશ્વતા જિનને.
૩૦ મામાં પદ્મનાભાદિ પ્રભુને.
૩૧ મામાં ૯૬ પ્રાસાદમાં બીરાજમાન મૂળનાયક શાશ્વત વિહરમાનને.
૩૨ મામાં સામાન્ય સર્વ જિનેશ્વરોને.
૩૩ મામાં ૫ ભરત, ૫ ઐરવત, ને ૫ મહાવિદેહરૂપ ૧૫ ક્ષેત્રના ત્રણે કાળના જિનેશ્વરોને.
૩૪ મામાં શત્રુંજય, સમેતશિખર, આબુજી ને માંડવગઢ રૂપ ચાર તીર્થને.
૩૫ મામાં દ્વાદશાંગી રચનાર ૪૪૧૦ ગણધરને.
૩૬ મામાં અતીત, અનાગત ને વર્તમાન ત્રણ ચોવીશીના ૭૨ જિનને.

આ નમસ્કારમાં પણ કર્ત્તાની માન્યતાનું જુદાપણું દેખાય છે, તેમજ પુનરૂક્તિ પણ જણાય છે. ૯૬ પ્રાસાદના શાશ્વત વિહરમાનને નમસ્કાર કર્યો તે ૯૬ પ્રાસાદની ગણત્રી સમજાતી નથી. પંચતીર્થમાં આપણી માન્યતા શત્રુંજય, ગિરનાર, આબુ, અષ્ટાપદ ને સમેતશિખરની છે, ત્યારે ગ્રંથકર્ત્તાની ઉપર જણાવેલા ૪ તીર્થોની છે, ગણધરની સંખ્યામાં પણ ફરક છે.

આ બધી હકીકત સકારણ અહીં જણાવવામાં આવી છે. ભાષાંતરની અંદર પણ પ્રસંગે પ્રસંગે નીચે નોટમાં લખેલ છે. ગ્રંથકર્ત્તા આ ટીકા સંવત ૧૫૫૫ માં પૂર્ણ થયાનું લખે છે. આ ગ્રંથકર્ત્તા વિષે બીજી કાંઇ પણ હકીકત જાણવામાં ન હોવાથી લખી શકતા નથી. એમના કરેલા બીજા કોઈ ગ્રંથ કે ટીકાઓ છે કે નહિ તે પણ જાણવામાં નથી. ગ્રંથની વસ્તુ અત્યંત ઉપયોગી છે, ગ્રંથકર્ત્તા વિદ્વાન છે, દરેક વસ્તુનું સ્વરૂપ દરેક અધિકારના પ્રારંભમાં સારી રીતે સ્ફુટ કરેલ છે, તે અનુક્રમણિકા ઉપરથી જાણી શકાય તેમ હોવાથી અહીં વિશેષ લખતા નથી. બાકી દરેક અધિકારના પ્રારંભનો ભાગ તેની વિગત જાણવાના ઇચ્છકે વાંચવા લાયક છે.

મિથ્યાત્વના ભેદ, સમકિતના ભેદ, છ આવશ્યકનું વર્ણન, દાનના ભેદ, તપના ભેદ, સ્વાધ્યાયના પ્રકાર, પૂજાના ભેદ, ગુરૂના પ્રકાર, તીર્થંનું વર્ણન, સંવરના ૫૭ ભેદ, ચાર પ્રકારની ભાષાના ભેદ વિગેરે અનેક બાબતો બહુ સારી રીતે વ્યક્ત કરેલી છે. દરેક અધિકારને કથાવડે જેમ બને તેમ પુષ્ટ કરેલ છે, તે ખાસ લક્ષમાં લેવા લાયક છે.

શ્રાવકની આખી જીંદગી માટે હમેશાં કરવા લાયક આ ૩૬ કૃત્યો બતાવેલા છે. તેમાં કોઈ પણ કૃત્ય બાકી રહેતું નથી. શ્રાવક શ્રાવિકા માટે તો આ ગ્રંથ ખાસ ઉપયોગી છે, તેથી તે ધ્યાનપૂર્વક વાંચવાની ભલામણ કરી આ પ્રસ્તાવના સમાપ્ત કરવામાં આવે છે.

જ્યેષ્ઠ શુદિ ૧૧ } શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.
સં. ૧૯૭૮ } ભાવનગર.



# અનુક્રમણિકાઃ



શ્રી ઇંદ્રહંસગણિ વિરચિત.

# શ્રી ઉપદેશ કલ્પવલ્લી.

અથવા

## મન્નહ જિણાણં આણં.

ભાષાંતર.

---

પોતાના ચરણકમળના નખરૂપી દર્પણમાં પ્રતિબિંબ પડવાથી જાણે નમસ્કાર કરતા દેવતાઓને તેમનું ઉત્તમ રૂપ દેખાડતા હોય એવા ત્રણ ભુવનના અધિપતિ, અદ્વિતીય (અનુપમ) રૂપવાળા, શ્રીમરૂદેવા માતાના પુત્ર **શ્રીઋષભદેવ** સ્વામી ભવ્ય પ્રાણીઓને અનુપમ મંગળ આપો. પોયણીઓને વિકસ્વર કરવામાં ચંદ્ર સમાન અને કામદેવનો નાશ કરવામાં મહાદેવ સમાન સર્વે **તીર્થંકરો** તમારા સુખને માટે થાઓ. પૂર્વાચાર્યોએ જેમના રચેલા આગમનો આશ્રય કરીને શ્રીધર્મરૂપ પ્રાસાદના મૂળભૂત સત્યરૂપ પાયાનું આરોપણ કરવા માટે આ 'સૂત્ર[1] સ્થાપન કર્યું' છે, તથા જેમના નામ મંત્રનો જપ કરવાથી સત્પુરૂષોને અક્ષય લક્ષ્મી પ્રાપ્ત થાય છે, તે અક્ષીણ બુદ્ધિવાળા **શ્રીગૌતમાદિક** ગણધરો કલ્યાણને માટે થાઓ. શ્રીસર્વજ્ઞના શાસનરૂપી કમળને વિષે વિલાસ કરવામાં હંસ સમાન, વિદ્યારૂપી ઉછળતા જળ સં-

---

૧ મકાન બાંધવાના પ્રારંભમાં સૂત્ર છાંટે છે-દોરી છાંટે છે તે.

મૂઢના સમુદ્ર અને દયાએ કરીને વ્યાપ્ત એવા **શ્રીધર્મહંસ** ગુરૂરૂપી ગાઢ છાયાવાળા વૃક્ષો પ્રાણીઓના સંસારરૂપી સૂર્યના તાપને નાશ કરો. જે **સરસ્વતી** હંસના વાહનવાળી છતાં પણ જ-[1]ળજંતુઓવડે આશ્લેષ-સ્પર્શ કરાતી નથી,તથા જેણીનો મધ્યભાગ [2]ધીવરો પામી શકતા નથી, તે સરસ્વતી પ્રસન્ન થાઓ. પ્રતિક્રમણરૂપી મેરૂ પર્વતની ચૂલિકા સમાન, કલ્પલતા સદશ પાંચ ગાથાઓવડે સુશોભિત, જેના ફળને સાંભળનાર નિત્યક્રિયા કરનાર શુદ્ધ ચિત્તવાળા શ્રાવકોને નિરંતર ક્રિયા કરવામાં આદરની વૃદ્ધિ કરનાર; શ્રાધ્ધની કરણી ( ક્રિયા ) ના સમૂહરૂપ અને નિરંતર અનુષ્ઠાન કરવા લાયક સ્વાધ્યાયનું હું વિવરણ-વ્યાખ્યાન[3] કરૂં છું.

ટીકાકાર નિરંતર શ્રાવકોને અનુષ્ઠાન કરવા લાયક " **મન્હ જિણાણં આણં** એ સ્વાધ્યાયની ટીકા કરવા ઇચ્છે છે;તેથી આ ગ્રંથમાં શ્રાવકના ૩૬ કૃત્ય ઉપર છત્રીશ દ્રષ્ટાંતો હોવાથી **ષટ્ત્રિંશિકા** એવા બીજા નામને ધારણ કરતી **ઉપદેશ કલ્પવલ્લી:** નામની ટીકા રચે છે. કારણ કે આ ગ્રંથથી શ્રાવક શ્રોતાજનોને પોતાની ક્રિયા કરવામાં અધિક અધિક શ્રધ્ધા ઉત્પન્ન થાય છે. તેમાં પ્રથમ શ્રાવકનું કૃત્ય કહેવાની ઇચ્છાથી પ્રથમ ગાથાના પ્રથમ પાદની વ્યાખ્યા કરે છે—

---

૧ હંસ પાણીમાં રહે, તેથી તેનાપર બેઠેલી સરસ્વતીને જળજંતુનો સ્પર્શ થવો જોઇએ. તેથી આ વાક્યમાં વિરોધ ઉપજે છે તે વિરોધને દૂર કરવા " જડજંતુ " એટલે " મૂર્ખ પ્રાણીઓ " એવો અર્થ કરવો.

૨ મચ્છીમાર. બીજો અર્થ શ્રેષ્ઠ બુદ્ધિવાળા.

૩ ટીકા.

# " मन्ह जिणाणं आणं "

હે ભવ્ય પ્રાણીઓ ! તમે જિનેશ્વરની આજ્ઞાને માનો એટલે કે કેવળી ભગવાને જે વચન કહ્યું છે, તેનું પાલન કરો. સર્વ કોઇ પણ ધર્મ જિનેશ્વરની આજ્ઞાયુક્ત હોય તો તે પ્રમાણરૂપ છે. તે વિષે શ્રીજિનપ્રભસૂરિ કહે છે કે–"જેમાં સર્વ પ્રકારના નય, ગમા અને ભાંગાઓ પ્રધાન છે; જેની વિરાધના કરવાથી સંસાર અને આરાધના કરવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે. એવી જિનાજ્ઞા ચિરકાળ જય પામો. જિનેશ્વરની આજ્ઞાથી જ ચારિત્ર છે–આજ્ઞા પ્રમાણે ચાલવું એજ ચારિત્ર છે. તે આજ્ઞાનો ભંગ કરનારે શું નથી ભાંગ્યું ? તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને જે ક્રિયા કરવી તે કોની આજ્ઞાથી કરવી ? જિનેશ્વરની આજ્ઞાથીજ તપ છે, આજ્ઞાથી જ સંયમ-ચારિત્ર છે, અને આજ્ઞાથીજ દાન છે. આજ્ઞા વિરૂદ્ધ કરેલું સર્વ કર્મ પલાળ (ઘાસના પુળા) ની જેમ નિઃસાર છે." તેથી કરીને **શ્રીકુમારપાળ** રાજાની જેમ જિનેશ્વરની આજ્ઞાનું પાલન કરવું. કળિકાળ સર્વજ્ઞ **શ્રીહેમચંદ્ર** સૂરિએ પ્રતિબોધ પમાડેલા શ્રીકુમારપાળ રાજાએ જિનેશ્વરની આજ્ઞાનું સારી રીતે આરાધન કર્યું હતું, તેથી તે ગુરૂમહારાજે તેને "પરમ આર્હત" અને " રાજર્ષિ " વિગેરે બિરૂદો આપેલાં હતાં તેની કથા નીચે પ્રમાણે.

## કુમારપાળ રાજાની કથા.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રને વિષે કલ્યાણનું સ્થાનરૂપ ગુજરાત નામે દેશ છે, તે ધન અને ધાન્યની સમૃદ્ધિએ કરીને વ્યાપ્ત હોવાથી પૃથ્વીપર પ્રસિદ્ધ છે. તેમાં **શ્રીઅણહિલપુર**

નામનું પાટણ છે,કે જે ૧સુધર્માના સંબંધની લક્ષ્મીવાળા દેવ સમૂહોએ શોભાવેલું હોવાથી સ્વર્ગની જેમ શોભે છે.તેમાં શ્રીજિનાજ્ઞા રૂપી મુગટવડે પોતાના મસ્તકને શોભાવતો કુમારપાળ નામે રાજા પૃથ્વીનું પાલન કરતો હતો. જિનધર્મ અને તે રાજા જાણે પરસ્પર સ્પર્ધા કરતા હોય, તેમ તે બન્નેનું આ જગતમાં કલિકાળને વિષે પણ એક છત્રવાળું સામ્રાજ્ય થયું હતું. વીતરાગની આજ્ઞા રૂપી મુગટ વડે સુશોભિત મસ્તકવાળા તે રાજાએ બોંતેર સામંત રાજાઓ ઉપર પોતાની આજ્ઞા પ્રવર્તાવી હતી. તેમજ કર્ણાટ, ગુર્જર, લાટ, સૌરાષ્ટ્ર, રાષ્ટ્ર, મારવ, માલવ, કચ્છ, ભંસેર, સિંધુ, સપાદલક્ષ, ઉચ્ચ, દીવ, કાશીતટ, કોંકણ, મેદપાટ, કેર અને જાલંધર એ અઢાર દેશોમાં રાજાએ પોતાની કીર્તિના પડહની જેમ અમારી પડહ પ્રગટ રીતે વગડાવ્યો હતો. તથા બીજા ચૌદ દેશોમાં તે રાજાએ દ્રવ્ય આપીને તથા બળાત્કારે કરીને પણ જીવ રક્ષા પ્રવર્તાવી હતી. તે રાજા રાજ્ય કરતો હતો, ત્યારે તેના અગ્યાર લાખ ઘોડાઓ પણ કરોળીયાના તંતુના બનેલા વસ્ત્ર વડે ગળેલા પાણીનું પાન કરતા હતા. એકદા તે રાજાએ—" સમગ્ર ત્રણ ભુવનનું દાન કરવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય, તેનાથી કોટીગણું પુણ્ય વસ્ત્ર વડે ગળેલું પાણી પીવાથી થાય છે. સાત ગામો બાળવાથી જેટલું પાપ ઉત્પન્ન થાય, તેટલું પાપ હે રાજા ! અણગળ પાણીનો એક ઘડો વાપરવાથી થાય છે મચ્છીમાર એક વર્ષમાં જેટલું પાપ બાંધે છે, તેટલું પાપ અણગળ પાણીનો સંગ્રહ કરનાર ( વાપરનાર ) એક જ દિવસે બાંધે છે. જે મનુષ્ય વસ્ત્રથી ગળેલા પાણી વડે સર્વ કાર્યો કરે છે તે મુનિ, તે મહાસાધુ, તે યોગી અને તે મહાવ્રત ધારી છે. " આ પ્રમાણેના ભાવાર્થવાળા શ્લોકો લખીને પોતાના આપ્ત ( વિશ્વાસુ ) માણસો સાથે પોતાના આધીનના

---

૧ સુધર્મા નામની સભા બીજા પક્ષમાં સારા ધર્મના સંબંધથી પ્રાપ્ત થયેલી લક્ષ્મીવાળા મનુષ્યો અને ચૈત્યોમાં રહેલા દેવ સમૂહો વડે પાટણ શોભે છે. એવો અર્થ કરવો.

દેશોમાં તથા બીજા દેશોમાં પણ જીવ રક્ષાને માટે મોકલ્યા હતા. એકદા રણ સંગ્રામમાં જવા માટે રાજા અશ્વના પલાણનું પ્રમાર્જન ( પડિલેહણ ) કરી તેના પર ચડયો, તે વખતે કોઇએ તેની મશ્કરી કરી કે—" આ વણિકની યુદ્ધમાં શી શૂરતા હશે ? " તે જાણીને રાજાએ લોઢાના સાત કટાહમાં બાણ માર્યું; તે સાતેને વીંધીને બહાર નીકળ્યું. તે જોઇ તેને ખાત્રી થઇ કે–"આ રાજાના બળનું બૃહસ્પતિ પણ વર્ણન કરી શકે તેવું નથી " એકદા કંટેશ્વરી નામની તેની કુળ દેવીએ પોતાના બળિદાનનો કર માગ્યો, ત્યારે જીવ દયામાં તત્પર તે રાજાએ મંત્રીઓ પાસે તે દેવીના ગૃહમાં પાડાઓ મૂકાવ્યા. તે ઉગ્ર બળવાન પાડાઓ જાણે પોતાનું વેર વાળતા હોય તેમ તેમણે તે દેવીના ગૃહમાં છાણ મૂત્ર કર્યું, અને શીંગડાં વડે તેણીનું ગૃહ પાડી–તોડી નાંખ્યું. તે જોઇ ક્રોધથી પુષ્ટ થયેલી દેવીએ રાજા ઉપર પોતાનું ત્રિશૂળ મૂકયું. તેનાથી તે રાજાના દેહમાં દુષ્ટ કુષ્ઠ ( કોઢ ) ઉત્પન્ન થયો. તે વાત જાણીને લોકો જૈન ધર્મની નિંદા કરવા લાગ્યા, ત્યારે ચિંતાતુર થયેલા રાજાએ મંત્રીઓને બોલાવીને કહ્યું કે—" મારે માટે ચિતા રચો. તેમાં પ્રવેશ કરીને હું પ્રાણ ત્યાગ કરૂં. " ત્યારે તેઓ બોલ્યા કે—" હે સ્વામી ! ચિંતા ન કરો કારણ કે તમારી આપત્તિને ગુરૂ હરણ કરશે. " એમ કહીને તેઓએ ગુરૂએ મંત્રીને આપેલું પ્રાસુક જળ આણ્યું. પરંતુ તે ચતુર રાજાએ ચાર પ્રકારના આહારનો ત્યાગ કરેલો હોવાથી તે જળ પીધું નહીં. ત્યારે મંત્રીઓએ તે જળ તેના શરીર પર છાંટયું, તેનાથી સિદ્ધ રસ છાંટવાથી જેમ લોહનું સુવર્ણ થઇ જાય તેમ રાજાનું શરીર સુવર્ણ વર્ણવાળું થયું. પછી પ્રાતઃકાળે રાજા ગુરૂને વાંદવા ગયો. તે વખતે ઉપાશ્રયના દ્વારમાં કોઇ કરૂણસ્વરે રૂદન કરતી સ્રીને જોઇને રાજાએ સ્વચ્છ (શુદ્ધ) મનથી પાપને દૂર કરનાર ગુરૂને પૂછયું કે-" શરણ રહિત આ કોણ સ્ત્રી દેખાય છે ? " ગુરૂએ કહ્યું કે—" હે રાજા ! જેણીએ રાત્રીમાં તમને ઉપદ્રવ કર્યો હતો, તે

આ છે. " ને સાંભળી રાજા બોલ્યો કે-" હે જગતના બંધુ ગુરૂ ! તેને બંધનથી છોડી મૂકો.' ત્યારે ગુરૂએ તેણીને જૈનધર્મ અંગીકાર કરાવી છોડી મૂકી. તે વખતે " હે ભગવાન ! આપનો પ્રભાવ પૃથ્વી પર અતિશય છે. " એમ કહી રાજાએ આશ્ચર્ય પામી ગુ-રૂની સ્તુતિ કરી.

કોઇ એક ગોવાળે એક જૂને મારી હતી, તેના પાપના દંડમાં રાજાએ તેના ધનથી જાણે પુણ્યનો પિંડ ઉત્પન્ન થયો હોય એવું **યૂકાચૈત્ય** નામનું અરિહંતનું ચૈત્ય કરાવ્યું. રાજ્ય પ્રાપ્ત થયા પહે-લાં વનમાં કોઈ એક ઉંદર પોતાના બિલમાંથી સોના મહોરનો સમૂહ મુખમાં લઇને બહાર નીકળ્યો, અને પછી તરત પાછો બિલમાં પેસી ગયો તે વખતે ત્યાં સમીપે બેઠેલા રાજાએ તે સર્વ ધન લઇ લીધું. 'હાહા ! લોભને ધિક્કાર છે !' સોના મહોરો નહીં જોવાથી તે ઉંદર માથું પછાડી મરણ પામ્યો. પછી જ્યારે રાજા ગાદીએ બેઠા ત્યારે તેને તે બાબત અત્યંત પશ્ચાત્તાપ થવાથી તેણે ઉંદરના નામથી એક ગામ વસાવી ત્યાં મોટું જિનચૈત્ય ઉંદર વિહાર નામનું કરાવ્યું. તે રાજાએ જગતમાં અમારી પડહ વગડાવ્યો હતો, તેની સ્પર્ધાથીજ જાણે હોય એમ હજુ સુધી પૃથ્વી પર તે રાજાનો યશ રૂપી પડહ વાગ્યા કરે છે. "કોઇ પણ મનુષ્યના મુખથી હું **મારી** એવો શબ્દ સાંભળું, તો મારે તે દિવસે ઉપવાસ કરવો" એ પ્રમાણે અભિગ્રહ ધારણ કરીને તેણે પહેલા વ્રતનું અત્યંત પોષણ કર્યું હતું ૧. તે રાજાએ મુખના ભૂષણરૂપ અસત્ય ભાષા-ના નિષેધનું સેવન કર્યું હતું. તેમાં પણ જો વિસ્મરણને લઇને સ્ખલના થાય–અસત્ય બોલાઇ જાય તો તેને માટે તેણે આચા-મ્લ કરવાના નિયમરૂપ સાંકળ વડે પોતાના આત્માને બાંધ્યો હતો. એ પ્રમાણે તેણે બીજું વ્રત પાળ્યું હતું. ૨ પુત્ર અને પતિ રહિત થયેલી રૂદન કરતી સ્ત્રીઓનું બીનવારસી બોંતેર લાખ જેટલું દ્રવ્ય જે અગાઉ રાજાઓ લેતા હતા તેપણ તેણે ગ્રહણ કર્યું નહીં. તેથી તેઓની નિરંતર આશિષને સાંભળતો તે રાજમાર્ગ-

માં વિચરતો હતો. તે દર વર્ષે શ્રાવકોને એક કરોડ દ્રવ્ય સહાય આપવા માટે આપતો હતો. કીર્તિ આદિક દાન વિગેરેમાં થઇને તેણે ચૌદ વર્ષમાં ચોપન કરોડ સુવર્ણનું દાન કર્યું હતું. એ રીતે તેણે ત્રીજું વ્રત પાળ્યું હતું. ૩. આઠ રાણીઓ હયાત છતાં લીધેલો બીજી રાણી ન કરવાનો નિયમ બધી રાણીઓ એક સાથે ગુજરી ગયા છતાં ફરીને એક પણ સ્ત્રી ન પરણવાથી તે ગુજરાતના નરેંદ્રે ગુરૂ પાસેથી રાજર્ષિનું બિરૂદ મેળવ્યું હતું. તે પ્રજાપાલ મહારાજા રાણીઓ હતી ત્યારે પણ ચાતુર્માસમાં ત્રિવિધ બ્રહ્મચર્યનું પાલન કરતો હતો. તેમાં મન, વચન કે કાયા વડે ભંગ થાય તો ઉપવાસાદિક તપ કરવાનો તેણે અભિગ્રહ કર્યો હતો. એ રીતે તેણે ચોથા વ્રતનું પાલન કર્યું હતું. ૪. છ કોટી સુવર્ણ, દશ તુલા રત્ન અને મણિ, બત્રીશ હજાર મણ ઘી તેલ, ત્રણ લાખ મુંઢા સર્વ પ્રકારનાં ધાન્યો, પાંચ લાખ ઘોડાઓ, આઠ હજાર હાથીઓ, એક કરોડ પાયદળ, પાંચસો નૌકા ( વહાણ ) તથા એંશી હજાર ગાયો, તેમજ સૈન્યનો સમૂહ આ પ્રમાણે—અગ્યાર લાખ ઘોડા, અગ્યાર સો હાથી, અઢાર કરોડ પાયદળ અને પચાસ હજાર રથો, આટલું તેણે પરિગ્રહનું પ્રમાણ રાખ્યું હતું. ૫. " આ રાજાએ પરિગ્રહનો સંક્ષેપ કર્યો, તેમ મારો પણ સંક્ષેપ કરશે. " એમ ધારીને પૃથ્વી જાણે દુઃખને લીધે સંકોચ પામી હોય તેમ જણાતું હતું. છઠ્ઠા વ્રતમાં તે રાજાએ ગુરૂની સાક્ષીએ નિયમ કર્યો હતો કે-" વર્ષા ઋતુમાં પોતાના ઉદ્યાનની પૃથ્વીથી આગળ કોઇ પણ સ્થાને મારે જવું નહીં. આ પ્રમાણે તેણે છઠ્ઠું વ્રત રાખ્યું હતું. ૬. તેણે મદિરા, માંસ, મધ અને માખણ વિગેરે અભક્ષ્યનો ત્યાગ કર્યો હતો. કારણ કે ધર્મનો રસ જાણવાથી આ વસ્તુઓ તેને નીરસ લાગી હતી. અતુલ્ય વૈભવ છતાં પણ તેણે ભોગોપભોગનું પ્રમાણ કર્યું હતું, તેથી કરીને તેનો મહિમા પણ અતુલ્ય થયો હતો. અને આ પ્રમાણે તેણે સાતમું વ્રત પાળ્યું હતું. ૭. તે રાજાએ સપ્ત

વ્યસનના નામ અને ચિન્હવાળો લોઢાનો પુતળો કરાવી પોતાના દેશની બહાર કાટી મૂકીને સમુદ્રમાં નંખાવ્યાં હતાં. વળી ધર્મ કાર્યમાં પ્રવર્તન કરી અને અનર્થ દંડનું નિવર્તન કરી તેણે જળને શરદ ઋતુની જેમ પોતાના આત્માને નિર્મળ કર્યો હતો. આ પ્રમાણે આઠમું વ્રત પાળ્યું હતું. ૮ તે રાજા આચારનું ઉલ્લંઘન કર્યા વિના બન્ને વખત પ્રતિક્રમણ કરતો હતો, અરિહંતના કહેલા વચનને જ પ્રમાણ કરતો હતો, સામાયિક લીધું હોય ત્યારે ગુરૂ સિવાય બીજા કોઇની સાથે તે બોલતો નહોતો, અને વીતરાગ સ્તવના ૨૦ અને યોગશાસ્રના ૧૨ પ્રકાશને ગુણવામાં નિરંતર તત્પર રહતો હતો. [ એ નવમું વ્રત ] ૯. ચાતુર્માસમાં હું કદાપિ યુદ્ધ કરીશ નહીં આ તેનું વ્રત ભાંગવાનો વખત ન આવે તેવું તેનું ઉગ્ર ભાગ્ય હતું. એકદા ચાતુર્માસમાં જ ગીઝનીનો સુલતાન સૈન્ય સહિત કુમારપાળ સાથે લડાઇ કરવા આવ્યો, તે વખત માર્ગમાંથી જ તેને પલ્યંક સહીત ઉપડાવીને ગુરૂએ કુમારપાળની પાસે મૂક્યો. તેને રાજાએ પોતાની આજ્ઞા સ્વીકાર કરાવીને રજા આપી. [ આ દશમું વ્રત ] ૧૦. આઠમ અને ચૌદશને દીવસે તે આદર પૂર્વક પૌષધ વ્રત અંગીકાર કરતો હતો, દાન વડે તેનો દ્રવ્ય કોશ ( ખજાનો ) ખાલી થતો હતો અને ધર્મવડે ને પુણ્ય કોશ ભરતો હતો. પૌષધના દીવસની રાત્રીએ તે કાયોત્સર્ગ કરતો હતો, એકદા કાયોત્સર્ગમાં એક મંકોડો જાણે તેના પાપને છેદવા ઇચ્છતો હોય તેમ તેને પગે વળગ્યો. તે વખતે માણુસોએ તેને દૂર કરવા માંડયો, પણ પોતે દૂર કરવા દીધો નહીં, પરંતુ તેટલી ચામડી સહિત તેને દૂર કર્યો. અહો! તે રાજાની કેટલી બધી દયા ? [અગ્યારમું વ્રત. ] ૧૧. શુદ્ધ ચિત્તવાળા અને મોક્ષને વિષે આદરવાળા તે રાજાએ દુઃખી સાધર્મિકપાસે રાજ્યનું લેણું બોંતેર લાખ દ્રવ્ય મૂકી દીધું હતું, ગુરૂની શાળા (ઉપાશ્રય) ના વસ્રોની પડિલેહણ અને સાર સંભાળ કરનારને તે રાજાએ પાંચસો અશ્વો અને સાત

ગામનું અધિપતિપણું આપ્યું હતું. પોતાની સાથે પૌષધને ગ્રહણ કરનારા શ્રાવકોને પારણાને દિવસે ભોજન કરાવ્યા પછી પોતે જમતો હતો, અને સંઘને વસ્ત્ર તથા અલંકારો પહેરાવીને ( અર્પણ કરીને ) પછી પોતે પહેરતો હતો. આ પ્રમાણે તેણે બારમું વ્રત પાળ્યું હતું. ૧૨.

કુમારપાળ રાજાની બેનનો પતિ કોંકણ દેશનો અધિપતિ અર્ણ નામનો રાજા હતો, તે એકદા પોતાની રાણી સાથે પાસાની રમત રમતાં સોગઠીને ઉદ્દેશીને બોલ્યો કે—“ આ મુંડાને માર ” આ પ્રમાણે યષ્ટિના પ્રહાર જેવી તેની વાણી સાંભળીને જિન ધર્મની હાંસી થવાથી તેની રાણી (કુમારપાળની બ્હેન) અત્યંત કોપના આવેશમાં આવીને અહંકાર સહિત બોલી કે-“તમે આવું અઘટિત જૈનધર્મ વિરૂદ્ધ વચન બોલ્યા, તથી હું મારા ભાઇ પાસે તમારી જિવ્હાનો છેદ કરાવીશ.” રાણીનું આવું વચન સાંભળી તેના પતીએ તેનું ને કુમારપાળનું વિશેષ અપમાન કર્યું. તેથી પતિથી જૂદી પડીને ઉત્સુકતા સહિત તે પાટણમાં આવી, અને અશ્રુપાત સહિત પોતાના ભાઇ કુમારપાળને પતિનો વૃત્તાંત નિવેદન કર્યો. ત્યારે રાજાએ કહ્યું કે—“હે બ્હેન ! તું અહીંજ રહીને ધર્મનું આરાધન કર. હું તે જૈનધર્મના દ્વેષીની ઉપેક્ષા [બેદરકારી ] નહીં કરૂં. હે બેન ! તું મનમાં ધીરજ રાખ.” એમ કહીને રાજાએ [1]ચતુરંગી સેના સહિત પાટણથી પ્રયાણ કર્યું. શાસ્ત્રમાં કહ્યું છે કે-“ધર્મનો નાશ થતો હોય, ક્રિયાનો લોપ થતો હોય, અથવા સિધ્ધાંતના અર્થનું વિપરીતપણું થતું હોય, તે વખતે શક્તિમાન પુરૂષે પોતાને કહ્યા વિના પણ તેનું નિવારણ કરવું.” અનુક્રમે તેના દેશની સીમાએ જઇને કુમારપાળે સૈન્યનો પડાવ નાંખ્યો, અને તે અર્ણ રાજાને દૂતના મુખથી કહેવરાવ્યું કે-“હે વિવેક રહિત દેડકા ! ઊંચે સ્વરે કર્ણને કઠોર લાગે તેવું ડેંમ ડું ડું કરે છે ? કોઇક ગંભીર કૂવા રૂપી ગુફામાં મૃતકની જેમ જીવ

૧ હાથી, રથ, અશ્વ અને પાયદળ એ ચાર સેનાના અંગ છે.

રહિત હોય તેવી રીતે પડશે રહે. કારણકે પોતાના મુખથી નીકળતી વિષની જ્વાળાએ કરીને ભયંકર અને મોટી જિંહ્વાવાળો આ સર્પ તને ગળી જવાની ઇચ્છાથી આવ્યોછે." આ પ્રમાણે સાંભળીને ક્રોધાગ્નિવડે રકત થયેલા નેત્રવાળો અર્ણ રાજા બોલ્યો કે-"હે દૂત ! દૂર જા. અહીં જરાપણ ઉભો રહીશ નહીં, માત્ર વચન સંભળાવવાથી શું થયું ? ખરી ખબર તો રણભૂમિમાં પડશે." એમ કહીને તેણે પોતાનો દૂત મોકલી તેને મુખે કુમારપાળને સામું કાવ્ય કહેવરાવ્યું. તે કાવ્ય દૂતે કુમારપાળ પાસે જઈ સિંહાસન પર બેઠેલા તેને સંભળાવ્યું. તેનો અર્થ આ પ્રમાણે હતો કે-" હે સર્પ ! તારા અતુલ ગર્વને તું છોડી દે. મોટા કુંફાડા મારીને જગતને કેમ ભય પમાડે છે ? કોઇ ગિલ [ રાફડા ] માં ભરાઇને ચિરકાળ સુધી જીવિતનું રક્ષણ કર. નહીં તો મોટી પાંખોના ઝપાટાથી ઉત્પન્ન થએલા વાયુવડે પર્વતોને પણ કંપાવનો આ તારો શત્રુ ગરૂડ તારૂં ભક્ષણ કરવા આવે છે." આ પ્રમાણે કહીને તે દૂત પોતાને સ્થાને પાછો ગયો. ત્યાર પછી અર્ણ રાજાએ સુવર્ણના દાન વડે કુમારપાળના સામંત રાજાઓને ફોડી પોતાના કર્યા. કેમકે 'દ્રવ્ય જ ઉત્તમ વશીકરણ છે' ત્યાર પછી બન્ને સૈન્યો પૂર્વ અને પશ્ચિમના જાણે સમુદ્ર હોય તેમ સામ સામા મળ્યાં-એકઠાં થયાં. તેમાં અર્ણ રાજાના વીરો યુદ્ધ કરવા લાગ્યા, અને બાણો વડે શત્રુઓને વિંધવા લાગ્યા. પરંતુ કુમારપાળના સુભટો જાણે ચિત્રમાં આળેખ્યા હોય તેમ યુદ્ધમાં સ્થિર થઇને જ ઉભા રહ્યા, તેમણે એક પણ પ્રહાર સામો કર્યો નહીં. તે વખતે રાજાના હસ્તીપાળે તેને કહ્યું કે-" હે સ્વામી ! આ આપના સર્વે સુભટો દ્રવ્યથી ભેદ પામેલા છે ફુટેલા છે. તેથી કોઇ પણ યુદ્ધ કરશે નહીં. માત્ર એક હું અને બીજો આ હસ્તી એ બે જ આપના ખરા ભકત રહ્યા છીયે." તે સાંભળીને કુમારપાળ રાજાએ ચિંતાતુર થઇને તેને કહ્યું કે-"હે મહાવત ! આપણો હાથી શીઘ્રપણે પાછો વાળ. આ વખતે તો મારા પ્રતિકૂળ થયેલા કર્મને જ નમસ્કાર હો. કારણ કે ઘણા સાથે એકલાએ યુદ્ધ કરવું યોગ્ય

નથી. કેમકે તેમાં સમુદાયનો જ વિજય થાય છે. પુરૂષોનો સમુદાય જ કલ્યાણુકારક છે, તેમાં પણ પોતાના પક્ષનો સમુદાય વિશેષે કરીને કલ્યાણુકારક છે. કેમકે ફોતરાઓના સમૂહ વડે પણ ત્યાગ કરાયેલા ચોખાને વાવીયે, તો તે ઉગતા નથી. ” આ પ્રમાણેનાં રાજાનાં વચન સાંભળીને રાજાને યુદ્ધમાં ઉત્સાહ પમાડવાને પાસે જ રહેલા બે ચારણો અવસર જાણીને બોલ્યા કે—

" અમ થોડા ને રિપુ ઘણા, એમ કાયર ચિંતેઇ;
સૂરજ તારા લોપવા, કિસો વિચાર કરેઇ. ૧
કુમર મ ડર મત ચિંત કર, હિંમત હૈયે ધરેઇ;
જિણે તુહ રજ્જ સમપ્પિઓ, ચિંતા સોઇ કરેઇ ” ૨

" અમે થોડા છીયે, અને શત્રુ ઘણા છે, એવું કાયર પુરૂષ ચિંતવે છે. કેમકે સંખ્યાબંધ તારાઓનો લોપ-નાશ કરવા માટે સૂર્ય શું વિચાર કરે છે ? માટે હે કુમારપાળ ! ડર નહીં, ચિંતા ન કર, હૃદયમાં હીંમત રાખ, જેણે તને રાજ્ય આપ્યું છે, તેજ ચિંતા કરશે. ”

આ પ્રમાણે સાંભળીને રણસંગ્રામના રસના ઉત્સાહથી રાજાના શરીર પર રોમાંચરૂપ કચુક શોભવા લાગ્યો, અને ચતુર એવા તેણે તે બન્ને ચારણોને લાખ લાખ સુવર્ણનું દાન કર્યું. પછી રાજાએ મહાવતને હાથી આગળ ચલાવવા આજ્ઞા કરી, અને પર્વત જેવા ઉંચા પોતાના અગ્રેસર હાથીને અર્ણના હાથી સાથે મેળવી દીધો. તે વખતે શત્રુ રાજાના સુભટોએ કરેલા સિંહનાદ વડે કુમારપાળનો હાથી ત્રાસ પામ્યો, પરંતુ મહાવતે તેના કાન વસ્ત્રના કકડાવડે પૂરી દીધા, તેથી તે રણમાં આગળ ચાલ્યો. રાજા અને અર્ણ કુંતાદિક શસ્ત્રોને ધારણ કરી ક્ષણવાર ઉંચા ઉછળતા અને ક્ષણવાર નીચે નમી જતા તેમજ આકાશમાં બાણોના મંડપને કરતા યુદ્ધ કરવા લાગ્યા. છેવટે કુમારપાળ રાજાએ અર્ણને નીચે પાડી નાંખ્યો, અને તરત જ તેને બાંધીને પોપટની જેમ કાષ્ઠના પાંજરામાં નાંખી દીધો. પછી

સંગ્રામમાંથી પાછો વળીને રાજા પાટણમાં આવ્યો. તે વખતે તેની બેન બોલી કે-" હે ભાઇ ! ધર્મથી તમારો જય થયો છે." રાજાએ કહ્યું કે-" હે બ્હેન ! ગર્વથી ઉંચી કંધરાવાળા આ તારા કાંતને મેં પકડી આણ્યો છે, પરંતુ જો મને દયાનો બાધ ન આવતો હોત, તો આની જિન્હા હું તરત છેદી નાંખત. " બ્હેન બોલી કે-" હે ભાઇ ! સાંભળો. પરાજય પામેલા તમારા બનેવીને મૂકી દ્યો, અને તેના ચિન્હને માટે ગ્રીવાની નીચે પાછળના ભાગમાં વસ્ત્રનો છેડો લટકતો મૂકાવો " પછી રાજાએ તે પ્રમાણે કરાવીને તેને મૂકી દીધો. અદ્યાપિ પર્યંત તે દેશમાં ઉત્પન્ન થયેલા લોકો વસ્ત્ર ઉપર તેવી નીશાનીવાળા જોવામાં આવે છે "હે અરિહંતે ભાખેલા તત્વોને જાણનાર રાજા ! તારો ભાવ કેવો ઉંચા પ્રકારનો છે ? કે જેથી તેં અનેક પ્રકારે પૃથ્વી પર જિન ધર્મનો ઉદ્યોત કર્યો." તે રાજાએ ચૌદ સો જિન ચૈત્યો નવાં કરાવ્યાં, નવ કરોડ દ્રવ્ય જીર્ણોદ્ધારમાં વાપર્યું. સાત મોટી તીર્થયાત્રાઓ વડે તેણે પોતાનો આત્મા પવિત્ર કર્યો, અને પાપને શોષણ કરનારા તેણે એકવીશ જ્ઞાન ભંડારો લખાવ્યા. તે રાજા નિરંતર સર્વજ્ઞની આજ્ઞાને મુગટની જેમ મસ્તક પર ધારણ કરતો હતો, બુધ્ધિનો ભંડાર હતો, દયાનો કૂપ હતો, સંસાર સાગરનો પારગામી હતો, જિનેશ્વરની આજ્ઞા પ્રમાણે દાન, શીળ, તપ અને ભાવ એ ચાર પ્રકારના ધર્મમાં તત્પર હતો, અને તીર્થ યાત્રાદિક ધર્મ કાર્યનો કરનાર હતો, તેથી પરિણામે તે રાજાઓનો પણ રાજા થયો, અને તેનું રાજ્ય વૃદ્ધિ પામ્યું.

આ પ્રમાણે તપગચ્છરૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય **શ્રીધર્મહંસ** ગણિના શિષ્ય વાચકેંદ્ર **શ્રીઇંદ્રહંસ** ગણિએ રચેલી શ્રીઉપદેશકલ્પવલ્લી નામની આ ટીકામાં પ્રથમ ગાથાના પ્રથમ પાદ ઉપર શ્રીજિનેશ્વરની આજ્ઞાની આરાધના કરવાના વિષયમાં શ્રીકુમારપાળ રાજાના વર્ણન નામનો પ્રથમ પલ્લવ સમાપ્ત થયો. ૧

## अथ द्वितीयः पल्लवः २



જે જિતશત્રુ રાજાનો પુત્ર છતાં [1]જિતશત્રુને નામે પ્રસિદ્ધ છે તે સુવર્ણ સમાન કાંતિવાળા શ્રીઅજિતનાથ સ્વામી જય પામો.

હવે પહેલી ગાથામાં જ શ્રાવકનાં કૃત્ય નામનું બીજું દ્વાર કહેછે.

## मिच्छं परिहरह.

હે વિવેકી લોકો ! જન્મ, જરા, મરણ અને કલેશ વિગેરે સમગ્ર દુઃખોરૂપી મોટા કલ્લોલાની શ્રેણિવાળા આ સંસારરૂપી સમુદ્રમાં ફરતા ભ્રમણ કરતા આ જીવે અનાદિ કાળથી મિથ્યાત્વનું સેવન કર્યું છે. મિથ્યાત્વ એટલે વિપરીત જાણવું તે, અથવા નવ તત્ત્વો સંબંધી અજ્ઞાન અને તેમનાપર અશ્રદ્ધા. આવી પ્રકારના મીથ્યાત્વનો તમે ત્યાગ કરો. મીથ્યાત્વનું સ્વરૂપ નીચે પ્રમાણે છે.

મિથ્યાત્વના બે પ્રકાર છે—લોકોત્તર મિથ્યાત્વ ૧ અને લૌકિક મિથ્યાત્વ ૨. તે દરેકના બબે ભેદ છે—દેવ સંબંધી અને ગુરૂ સંબંધી. તેમાં અન્ય તીર્થિકોએ ગ્રહણ કરેલી પ્રતિમાઓને નમવું, જિન ચૈત્યોમાં રાત્રીને સમયે રહેવુ અથવા પ્રવેશ કરવો, સીઓ અને સાધુઓએ ચૈત્યમાં સાથે બેસવું, નાટક વિગેરે કરવુ, જે ચૈત્યમાં દર્શન અને પૂજા કરનારાઓની સ્વતંત્ર ગતિ ન હોય—પોતાની ઇચ્છા પ્રમાણે જવાતું ન હોય, તેવાં ચૈત્યો કદાપિ કલ્પે નહીં. તથા આ લોક સંબંધી મનવાંછિતની સિદ્ધિને માટે જે [2]કામિત તીર્થોની પૂજા કરવી, આ સર્વ લોકોત્તર દેવ સંબંધી મિથ્યાત્વ કહેવાય છે. [3]મઠ

---

૧ જિતશત્રુ પિતા અને જિતશત્રુ પુત્ર એવું હોઈ શકે નહીં તેથી તે વિરોધાભાસ અલંકાર કહેવાય છે. તેના પરિહારમાં જિત્યા છે શત્રુ જેણે એવો અર્થ કરી અજિતનાથનું વિશેષણ કરવું.

૨ ઇષ્ટ વસ્તુ આપનાર. ૩ ઉપાશ્રય.

અને ચૈત્ય વિગેરેમાં નિરંતર વસવું, તાંબૂલ અને ફળનું ભક્ષણ કરવું, સચિત્ત જળનું પાન કરવું, પોતાના ગુણ સાંભળવા, સુવર્ણ અને પુષ્પાદિકવડે પોતાના અંગની પૂજા કરાવવી, અને સ્રીનો પ્રસંગ કરવો. આ વિગેરે બાબતો યતિલિંગને ધારણ કરનાર મનુષ્યો કરે, તો તે લોકોત્તર ગુરૂ સંબંધી મિથ્યાત્વ કહેવાય છે એટલે કે આવા આચારવાળા સાધુવેષધારીને જે ગુરૂ તરિકે માનવા તે લોકોત્તર ગુરૂ સબંધી મિથ્યાત્વ છે. શિવ વિગેરે રાગી દેવોના મંદિરમાં જવું તેના પૂજા, નમસ્કાર કે સ્તુતિ કરવી, સૂર્ય ચંદ્રનાં ગીત ગાવાં, ગોત્ર દેવી વિગેરેની પૂજા કરવી, કાગડા વિગેરેને બળિદાન આપવું, ગાયોના પૂજા કરવી, તથા પિંડદાન-શ્રાદ્ધ કરવું, એ વિગેરે સર્વ લૌકિક દેવ સંબંધી મિથ્યાત્વ છે. બ્રાહ્મણોને ભોજન કરાવવું, તેમને ગાય, તલ, તેલ અને વસ્ત્ર વિગેરેનું દાન કરવું, તથા તાપસ વિગેરેને નમસ્કાર કરવા, એ વિગેરે સર્વ લૌકિક ગુરૂ સંબંધી મિથ્યાત્વ છે. કહ્યું છે કે-"લૌકિક દેવ સંબંધી અને ગુરૂ સંબંધી તથા લોકોત્તર દેવ સંબંધી અને ગુરૂ સબંધી એ રીતે ચાર પ્રકારે મિથ્યાત્વ સૂત્રમાં બતાવેલું છે."

અથવા સૂત્રમાં બીજી રીતે પાંચ પ્રકારે મિથ્યાત્વ કહેલું છે-આભિગ્રહિક ૧, અનાભિગ્રહિક ૨, અભિનિવેશિક ૩, સાંશયિક ૪ અને અનાભોગિક ૫ એ પાંચ પ્રકારે મિથ્યાત્વ છે. તેમાં આભિગ્રહિક એટલે કેવળ પોતાના કુદર્શનનો જ આગ્રહ કરવો તે. આ મિથ્યાત્વ દીર્ઘ સંસારીને હોય છે, તથા કુદષ્ટિની પાસે જેમણે દીક્ષા લીધેલી હોય છે, તેમને આ મિથ્યાત્વ અત્યંત ગાઢ હોય છે. ૧. અનાભિગ્રહિક એટલે પોતાના અથવા પરના દર્શન ઉપર એકાંત આગ્રહ ન હોય તે (સર્વ દર્શનને સરખા માનવા તે). આ મિથ્યાત્વ મિથ્યાદષ્ટિની પાસે જેમણે દીક્ષા લીધી ન હોય, તથા જેઓ અનાપ્તદષ્ટિ એટલે સમકિત પામેલા ન હોય, એવા મનુષ્યો અને તિર્યંચોને હોય છે. ૨ આભિનિવેશિક મિથ્યાત્વ એટલે કોઇએ સત્ય અર્થ

હ્યો હોય તેના પરના મત્સર-ઇર્ષ્યાને લઇને મારે અમુક
કારે અમુક અર્થનું સ્થાપન કરવું છે એવા અભિનિવેશ
આગ્રહથી અન્યથા પ્રકારે તે અર્થની પ્રરૂપણા કરે, અથવા
થમ વિસ્મરણને લીધે અન્યથા પ્રકારે અર્થ કર્યો હોય અને પછી કોઇ-
ા કહેવાથી સત્યતત્ત્વ જાણ્યું હોય તો પણ પ્રથમ પોતે કહેલા અર્થને
ાત્ય કરાવવાના આગ્રહથી તેજ અસત્ય અર્થને પકડી રાખે, અથવા સત્ય
ાર્થને જાણ્યા વિના જ અસત્ પ્રરૂપણા કરે અને બીજાએ વાર્યા છતા
ાતાના અસત્ય અર્થને છોડે નહીં, આ સર્વ આભિનિવેશિક મિથ્યાત્વ
હેવાય છે, આ મિથ્યાત્વ જિનધર્મને અંગીકાર કરનારાઓને જ
ાઇ શકે છે ૩ સાશયિક મિથ્યાત્વ એટલે હૃદયમા શંકા સહિત
ારૂપણા કરે, અને વિચારે કે હું બીજાને પુછું, તો મને બીજાઓ
ાવકો) વિદ્વાન ન ધારે અને તેથી કરીને મને મૂકીને બીજાઓને ભજે
ેમ ધારીને સૂત્ર, અર્થ તથા સૂત્રાર્થને ખગખર નહીં જાણતા છતા પણ
ીજાને પુછે નહીં તેને સાશયિક મિથ્યાત્વ કહે છે, આ પણ સ્વદર્શ-
ીને જ હોઇ શકે છે. ૪ અનાભોગિક મિથ્યાત્વ એટલે એકેન્દ્રિયાદિક
ીવોનુ જે જ્ઞાન તે આભોગ કહેવાય છે. તનુ જ્ઞાન જેઓને ન હોય
ઓને અનાભોગિક મિથ્યાત્વ હોય છે, અથવા શુદ્ધ તત્વને જાણતા
તા ઉપયોગ ન હોવાને લીધે પોતાઓને મિથ્યાત્વ પ્રાપ્ત કરાવે તેવી
ાશુદ્ધ પ્રરૂપણા કરે, તે પણ અનાભોગ મિથ્યાત્વ કહેવાય છે. ૫.
મજ સ્થૂળ ભાવથી ચાર પ્રકારનું, પાચ પ્રકારનું એમ અનેક પ્રકા-
મિથ્યાત્વ કહેલુ છે પરંતુ તે સર્વ પ્રકારોમાં વાસ્તવિક રીતે તત્ત્વનુ
ાવરીતપણું જ હોય છે, એમ જાણવુ હુ પોતાના જિનબિંબની
ૂજા ભક્તિપૂર્વક કરૂ છુ, તેથી બીજા બિંબોની ભાવથી
ૂજા કરવાનું મારે શું પ્રયોજન છે ? આમ વિચારે, તથા
ાનાદિક આપવુ તે પોતાની જ્ઞાતિ અને સંબંધવાળા સાધુને જ
ાપવુ યોગ્ય છે તેમા ગુણ દોષનો વિચાર કરવાની જરૂર જ નથી
ત્યાદિક વિચારે તે મિથ્યાત્વ છે કે જે સર્વ અનર્થનું કારણ છે,
ાટે જે વાસ્તવિક સુખની ઇચ્છા હોય તોતેનો ત્યાગ કરો. વૈરીની જેવા

તે મિથ્યાત્વનો કદી પણ વિશ્વાસ કરવો નહીં. અહીં મિથ્યાત્વ તજવા ઉપર ચાર મિત્રોની કથા કર્ત્તા કહે છે. તેને હે ધર્મિષ્ઠ જનો ! તમે સાંભળો —

---

## ચાર મિત્રોની કથા.

વસનારા સત્પુરૂષોને આનંદ આપનારી કોશલા નામની નગરી છે, કે જેની પાસે દેવ નગરી કાંઇ પણ ગણતરીમાં નથી. તે નગરીમાં ચાર શ્રેષ્ઠી પુત્રો રહેતા હતા. તેઓ ચતુર, દાનેશ્વરી, દાક્ષિણ્યતાવાળા અને પરસ્પર મિત્રાઈ વડે મનોહર હતા કૂવાના પાણીની સરની જેમ તેઓની મૈત્રી અવિચ્છિન્નપણે એક બીજાની સ્પર્ધાથી નિરંતર વૃદ્ધિ પામતી હતી. કહ્યુ છે કે—" સાથે જાગૃત થનારા, સાથે શયન કરનારા અને સાથેજ હર્ષ કે શોકને ધારણ કરનારા નેત્રની જેમ કોઇ ધન્ય પુરૂષોની જ પ્રીતિ ઉલ્લાસ પામે છે." જેના હાથ પગના તળીયાં કાંઇક રક્ત છે એવા તે શ્રેષ્ઠી પુત્રો યુવાવસ્થાને પામ્યા, ત્યારે પિતાની ઉપાર્જન કરેલી લક્ષ્મીનો માતાની જેમ ત્યાગ કરીને પોતાની ભુજાથી ઉપાર્જન કરેલી લક્ષ્મીને ભોગવવા લાગ્યા અન્યદા તેઓએ વિચાર કર્યો કે—" પિતાની લક્ષ્મીનો તો આપણે ત્યાગ કર્યો છે. માટે હવે આપણે વિશેષ લક્ષ્મી ઉપાર્જન કરવાનો પ્રયત્ન કરીએ " એમ વિચારીને તેઓ થોડું થોડું ધન લઇને પરદેશ તરફ ચાલ્યા. માર્ગમાં ઉદ્યાન, વન, ગ્રામ, પર્વત, તળાવ, નગર, અને આકર (ખાણ) વિગેરેને આશ્ચર્ય પૂર્વક જોતા જોતા ચાલ્યા જાય છે. કહ્યું છે કે-"જે મનુષ્યે કૌતુકોથી ભરેલી આ પૃથ્વી જોઇ નથી, તે મનુષ્ય ગર્ભમાં રહેલા મનુષ્યની જેમ અથવા કૂવાના દેડકાની જેમ શું જાણી શકે ?" અનુક્રમે ચાલતા તેઓ એક લોઢાની ખાણ પાસે પહોંચ્યા. ત્યાં તેમણે લોઢાનો વ્યાપાર ઘણો જોયો 'તેજ વસ્તુ વેપારને યોગ્ય હોય છે કે જે વસ્તુમાંથી સારો લાભ પ્રાપ્ત થાય.' એમ જાણીને તેઓએ ત્યાંથી ઉપડી શકે તેટલું લોઢું ઉપાડયું. ત્યાર પછી કર્મના

સમૂહને ધારણ કરવાથી જેમ જીવ કલેશને પામે તેમ તે લોઢાના ભારને ઉપાડવાથી માર્ગમાં કલેશને પામતા તેઓ આગળ ચાલતાં રૂપાની ખાણ પાસે આવી પહોંચ્યા. ત્યાં ઘણા લાભની ઇચ્છાથી લોઢાને વેચી નાંખીને ત્રણ મિત્રોએ રૂપું લીધું. પરંતુ ચોથાએ તો લોઢાનો ત્યાગ કર્યો નહી, અને રૂપુ લીધું નહી. ત્યારે હિત ઉપદેશ આપનાર તે ત્રણે મિત્રોએ તેને કહ્યું કે—" હે મૂઢ ! આ લોઢાનો મોટો ભાર વહન કરવાથી ઘણી આપત્તિ-દુઃખને પામીશ, માટે તે તજી દઇને રૂપુ લે" તે સાંભળીને કદાગ્રહથી વ્યાપ્ત અને વિચારે કરીને રહિત એવો તે બોલ્યો કે- " કોણ બુદ્ધિમાન પુરૂષ અંગીકાર કરેલી વસ્તુનો ત્યાગ કરી નવી નવી વસ્તુમાં રાગી થાય ? અંગીકાર કરેલી વસ્તુનો નિર્વાહ કરવામાં તમે જ કેમ આગ્રહી થતા નથી ? " તે સાંભળીને આના મનમાં ભૂત ભરાયું છે એમ જાણીને તેઓએ તેની ઉપેક્ષા કરી. પછી વિશેષ લાભને અર્થે તેઓ આગળ ચાલતાં સુવર્ણની ખાણ પાસે આવ્યા. ત્યાં તેઓએ રૂપુ વેચીને સુવર્ણ ગ્રહણ કર્યું, અને પેલાએ લોહ ન તજવાથી તેઓએ તેને કહ્યું કે—" અલ્પ મૂલ્યવાળા લોઢાને વેચીને સુવર્ણ ગ્રહણ કર " એમ કહ્યા છતાં પણ તેણે તેઓનું વચન માન્યું નહીં. પછી તેઓ શીઘ્રપણે ઘણી ભરતીવાળા રત્નાકર-સમુદ્ર પાસે ગયા. ત્યાં કુશળ એવા તે ત્રણ મિત્રોએ મહાતેજસ્વી રત્નો મળવાથી તે લીધાં. પરંતુ ચોથાએ તો ત્યાં પણ પોતાનો આગ્રહ મૂક્યો નહીં, અને તેથી તેણે કાંઇ પણ ધન ઉપાર્જન કર્યું નહીં. જેઓએ અનેક કૌતુક જોયા છે એવા તે ત્રણે મિત્રોએ અનેક રત્નો ઉપાર્જન કર્યાં. પછી કેટલોક કાળ ત્યાં રહીને ઘણો લાભ મેળવીને પોતાના દેશ તરફ જવા તેઓ તૈયાર થયા. તે વખતે તેમણે ચોથા મિત્રને તૈયાર થવાનું કહ્યું, ત્યારે તે બોલ્યો કે-" મને અહીં રહેતાં કાંઇ દુઃખ નથી. આજ સુધી મને અહીં સુખે કરીને ભોજન, વસ્ત્ર, પાત્ર વિગેરે મળે છે. " ત્યારે તેઓ બોલ્યા કે-" અહીં એકલા રહેવાથી તારૂં રક્ષણ થઈ શકશે નહીં, તેથી જો તું નહીં આવે, તો અમે તને બળાત્કારે લઇ જઇશું."

તે સાંભળીને તે ચોથો પણ તેઓની સાથે ચાલ્યો. તેણે કાંઇ પણ ધન મેળવ્યું ન હોતું, તેથી ત્રણમિત્રોએ માર્ગમાં તેને ભાતું વિગેરે ખાવા આપ્યું, અને પુણ્યશાળી તથા નિપુણ એવા તેઓ પોતાને નગરે પહોંચ્યા. પછી તેમના સ્વજનોએ તેમની સન્મુખ આવીને તેમને મોટા ઉત્સવ પૂર્વક પુર પ્રવેશ કરાવ્યો. પછી દાન અને માનમાં તત્પર થઇને તેઓ લોકમાં મોટા મહિમા પામ્યા. તથા જે ચોથો મૂર્ખ હતો તે ઘેર જઇને લોઢું લેવાથી અત્યંત દુઃખી થયો. તેજ પ્રમાણે જેઓ સત્ય વાત સમજયા છતાં મિથ્યાત્વને છોડતા નથી તેઓ મિથ્યાદર્શનથી દુઃખી થાય છે, અને જેઓ મિથ્યાત્વ તજીને સમકિત અંગીકાર કરે છે તેઓ સમ્યગ્ દર્શન વડે કરીને સુખ સંપત્તિને પામે છે. જેમ કે તે ત્રણે મિત્રો રત્ન અને ધન ઉપાર્જન કરવાથી સુખ સંપત્તિના સ્થાનભૂત થયા. કહ્યું છે કે-'જે કોઇ વિચાર રહિત પ્રાણી લોઢાની જેવા મિથ્યાત્વના આગ્રહનો ત્યાગ કરતો નથી, તે અનેક દુઃખો પામે છે.' આ પ્રમાણે જાણીને હૃદયમાં સારી રીતે વિચાર કરી અતુલ્ય સુખની ઇચ્છાએ કરીને હે સજ્જનો! શ્રેષ્ઠ રત્ન સમાન સમકિતને ધારણ કરો. સંસારસાગરના મધ્યમાં ડુબવાના કારણરૂપ લોઢાની જેમ પ્રાણીઓને દુઃખ આપનાર મિથ્યાત્વને ધારણ ન કરો. આ પ્રમાણે અમાવાસ્યાના અંધકાર તુલ્ય અને દષ્ટાંત રૂપી અરિસામાં જેનું નિંદ્ય રૂપ દેખાડયું છે એવા આ મિથ્યાદર્શનનો ત્યાગ કરી સમકિતને ધારણ કરો.

આ પ્રમાણે પહેલી ગાથાની શાખામાં મિથ્યાત્વનો ત્યાગ કરવા ઉપર ચાર મિત્રોની કથાના વર્ણન નામનો બીજો પલ્લવ સમાપ્ત થયો ૨

---

## अथ तृतीयः पल्लवः ३

જિતારિ રાજાના પુત્ર, શત્રુઓના સમૂહને જીતનાર, ઉપમા રહિત, માન ( ગર્વ ) નો નાશ કરનાર [1]શિવાશ્લેષ વડે શંભુરૂપ શ્રીસંભવનાથ સ્વામી તમને વિભૂતિને માટે થાઓ.

---

૧ શંભુ-મહાદેવ શિવા-પાર્વતીનો આશ્લેષ કરનાર છે, અને સંભવનાથ સ્વામી શિવ-મોક્ષનો આશ્લેષ કરનાર છે.

હવે પ્રથમ શાખાનું શ્રાવક કૃત્ય રૂપ ત્રીજું દ્વાર પ્રગટ કરવાની ઇચ્છાથી કહે છે–

---

## " धरह सम्मत्तं "

હે ભવ્ય પ્રાણીઓ! સંસાર સાગરમા પર્યટન કરતા તમે જિનેશ્વરે કહેલાં તત્ત્વોને અંગીકાર કરવા રૂપ સમકિતને ધારણ કરો. કેમકે ત સમકિત ચિંતામણિ રત્નની જેમ દુર્લભ છે. સમકિતનું સ્વરૂપ આ પ્રમાણે છે.—જીવનો જે અધ્યવસાય મોક્ષને અનુસરતો અને પ્રશસ્ત-પ્રશંસા કરવા લાયક હોય, તે અધ્યવસાય સમકિત કહેવાય છે. તે સડસઠ ભેદવડે ઓળખાય છે તે આ પ્રમાણે.—

જીવ ૧, અજીવ ૨, પુણ્ય ૩, પાપ ૪, આશ્રવ ૫, સંવર ૬, નિર્જરા, ૭, બંધ ૮ અને મોક્ષ ૯. આ નવ તત્ત્વો જિનેશ્વરે કહેલાં છે. તે જાણે સંસારના તાપના સમૂહને છેદવા માટે અમૃતના નવ કુંડો હોય, અથવા ધર્મના સર્વસ્વની સિદ્ધિને માટે નવ નિધિઓ હોય એવાં છે. તેમાં ચેતનાવાન જીવ કહેવાય છે.૧, ચેતના રહિત હોય તે અજીવ કહેવાય છે ૨, શુભ સ્વભાવવાળું હોય તે પુણ્ય ૩, અશુભ સ્વભાવવાળું હોય તે પાપ ૪, જે પાપ(કર્મ)નાં દ્વારો હોય તે આશ્રવ ૫, જે પાપનાં દ્વારનો નિરોધ તે સવર ૬, કર્મનો જે ક્ષય તે નિર્જરા ૭, કર્મ અને આત્માનો જે સંબંધ તે બધ ૮. અને કર્મનો સર્વથા ક્ષય તે મોક્ષ કહેવાય છે ૯. આ નવ તત્ત્વના બોધને માટે બુદ્ધિમાનોએ તેનો અભ્યાસ કરવાનું કહ્યું છે. (આ પરમાર્થ સંસ્તવ નામની પહેલી શ્રદ્ધા છે) ૨. તત્ત્વને જાણનાર ગુરૂની સેવા કરવી. ૨, શાક્ય વિગેરે પાખંડ મતનો ત્યાગ કરવો. ૩, નિન્હવોનો ત્યાગ કરવો ૪. આ ચાર શ્રદ્ધાઓ સમકિત રૂપી મહેલના મૂળ સ્તંભની સદૃશતાને ધારણ કરે છે. અહીં કોઇ શંકા કરે કે-અંગારમર્દક વિગેરે અભવિઓને તત્ત્વોનું યથાર્થ જ્ઞાન હોવાથી તેમને પણ સમકિત કહેવાશે. તેનો જવાબ

એ છે જે ' તત્વનું જ્ઞાન તેમને હોઇ શકે છે. પરંતુ તત્વની શ્રદ્ધા તેઓને હોતી નથી. માટે અભવીને શ્રદ્ધા કે સમકિત હોતજ નહીં.(૪)

સાકર સહિત દૂધનું પાન કરવાથકી પણ શ્રુત સાંભળવા ઉપર અધિક રાગ-પ્રીતિ હોય છે ૧. નિર્ધન મનુષ્યને રત્નની પ્રાપ્તિ થવાથી જેવી પ્રીતિ થાય, તે કરતાં અધિક રાગ ચરણ-કરણને વિષે ( ધર્મ ક્રિયાને વિષે ) હોય ૨. અને દેવપૂજા તથા ગુરૂની વૈયાવચ્ચ કરવામાં નિરંતર તત્પરપણું હોય ૩. આ સમકિતના ત્રણ લિંગ (ચિન્હ) કહેવાય છે. તે સમકિત દર્શન રૂપ છત્ર રાજાને મસ્તકે ધારણ કરવા લાયક છે. (૭)

તીર્થંકર ૧, તેનાં બિંબ-પ્રતિમા ૨, ચૈત્ય (જિન મંદિર) ૩, શ્રુત ૪, ધર્મ ૫, મુનિ ૬, આચાર્ય ૭, ઉપાધ્યાય ૮, અર્હંતનો મત (દર્શન) ૯ અને સંઘ ૧૦ આ દશનો વિનય કરવો. (તે સમકિતનું) અંગ છે. ) આ દશ સ્થાન રૂપી અરિસાને વિષે પ્રતિબિંબ પડવાથી દશ પ્રકારે દ્રષ્ટિ ગોચર થતો વિનય જાણવો. (૧૭)

જિનેશ્વરને, જિનેશ્વરના મતને અને જિનમતમાં રહેલા સાધુઓને મૂકીને બીજું સર્વ આ સંસારમાં ધૂળ જેવું અસાર છે, આ પ્રમાણે વિચારવું, બોલવું ને વર્તવું તે સમકિત દર્શન રૂપી જળને કતક નામની ઓષધિના ચૂર્ણની જેમ શુદ્ધિ કરનાર હોવાથી મન ૧, વચન ૨ અને કાયાની ૩ શુદ્ધિ રૂપ ત્રણ શુદ્ધિઓ જાણવી. (૨૦)

અરિહંતના વચન ઉપર શંકા ૧, અન્ય દર્શનની વાંછા ૨, સદાચારવાળા મુનિની નિંદા ( વિચિકિત્સા )૩, કુલિંગી-મિથ્યાત્વીની પ્રશંસા ૪ તથા કુલિંગીનો સંસ્તવ-પરિચય ૫, આ પાંચ અતિચારો ( દૂષણો ) તજવા યોગ્ય છે. કારણ કે તેઓ ચંદ્રને વાદળાની જેમ નિર્મળ સમકિતને ઢાંકી દે છે. (૨૫)

વાદી ૧, પ્રાવચની ( સિદ્ધાંતના જ્ઞાનવાળો ) ૨, ધર્મકથા કરનાર ૩, નિમિત્ત શાસ્ત્ર જાણનાર ૪, કવિ ૫, વિદ્યાવાળો ૬, તપસ્વી

૭ અને સિદ્ધ ૮ એ આઠ પ્રભાવકો છે. આ આઠ પ્રભાવકો જિન-શાસનના દીવારૂપ છે તેમના પ્રભાવથી શાસનની પ્રભાવના થાય છે. (૩૧)

જે અન્ય લિંગીઓ લગ્નાદિક અને શુકનાદિક જાણનારા હોય છે, તેઓને સમકિત ઇચ્છનારે નમસ્કાર કરવો નહીં. ૧, અન્ય લિંગીઓની સાથે આલાપ સંલાપ કરવો નહીં (વારંવાર બોલવું નહીં) ૨, તેમની સાથે એકવાર પણ ભાષણ કરવું નહીં ૩, કુલિંગીઓને અનુકંપાના કારણ વિના વસ્ત્ર, પાત્ર, અશન-પાન વિગેરે આપવું નહીં ૪. કારણ કે અનુકંપાએ કરીને તેઓને પણ દાન આપવાનું કદાચિત્ પણ નિષેધ કરેલું નથી. કહ્યું છે કે-"દુઃખે કરીને જીતી શકાય એવા રાગ, દ્વેષ અને મોહને જીતનાર સર્વ જિનેશ્વરે પ્રાણી ઉપરની દયાને લીધે કદાપિ દાનનો નિષેધ કર્યો નથી" અન્ય તીર્થિકોએ ગ્રહણ કરેલી જિનેશ્વરની પ્રતિમાને વંદન-પૂજનાદિક કરવું નહીં ૫. તથા અન્ય તીર્થિકના દેવોની પૂજા માટે ગંધ પુષ્પાદિક મોકલવા નહીં ૬. આ છ સમકિતની યતના છે. (૩૯)

રાજાનો ૧, ગણ (જન સમૂહ)નો ૨, બળવાનનો ૩ અને દેવનો ૪ અભિયોગ એટલે તેઓના આગ્રહ કે આજ્ઞાથી નિષિદ્ધનું પણ આચરણ કરવું પડે, તથા પિતા માતાદિક ગુરુ જનોના આગ્રહથી નિષિદ્ધનું આચરણ કરવું પડે ૫, તથા વૃત્તિકાંતાર એટલે દુર્ભિક્ષમાં કે અરણ્યાદિકમાં પ્રાણ બચાવવાની ખાતર નિયમ ભંગ કરવો પડે તે ૬. આ છ આગાર જિનદર્શનને વિષે કહેલા છે. આ આગાર એટલે છીંડીઓ ધર્મની રક્ષાને માટે જ છે, તેનું તાત્પર્ય એ છે કે જે કારણને લીધે વ્રતવાળાને પણ નિષિદ્ધનું આચરણ કરવાથી વ્રતનો ભંગ થતો નથી.(૪૫)

સમકિત રૂપી જેનું દૃઢ મૂળ છે એવો શ્રીમાન ધર્મ રૂપી વૃક્ષ મિથ્યાત્વીના વચન રૂપી પ્રચંડ વાયુ વડે પણ કેમ પાડી શકાય? ૧, દ્વાર વિના મનુષ્યથી નગરમાં કેમ પ્રવેશ કરી શકાય? માટે સમકિત એ જ ધર્મનગરનું દ્વાર છે ૨, પાણીવાળો ખાડો પૂર્યા વિના તેના

ઉપર મહેલ ચણ્યો હોય તો તે નીચે પડી જાય છે, માટે તેનો પાયો મજબુત કરવો જોઇએ, તેજ રીતે ધર્મ રૂપી મહેલનો મજબુત પાયો સમકિત જ છે ૩, પૃથ્વી રૂપી આધાર વિના આ જગત નિરાલંબન રહી શકે નહીં, તે જ રીતે ધર્મ પણ સમ્યકત્વ રૂપી પૃથ્વીના આધાર વિના રહી શકે નહિ, માટે સમકિતના આલંબનથી ધર્મ સ્થિર થાય છે ૪, જેમ માજુસા પાત્ર વડે પાણીને ધારણ કરે છે, તેમ સત્ય ગુરુને માટે જ્ઞાનને ધારણ કરવા દર્શનરૂપ પાત્રની જરૂરીયાત છે ૫, જેમ મહા મૂલ્યવાળા મણિ અને સુવર્ણ નિધાનમાંથી પ્રાપ્ત થાય છે, તેમ સમ્યગ્દર્શન રૂપી નિધાન થકી ઈંદ્રની, તીર્થંકરની અને ચક્રવર્તીની સંપત્તિ પ્રાપ્ત થાય છે ૬ એટલે કે—સમ્યગ્દર્શન એ બન્ને પ્રકારના (સાધુ શ્રાવક ) ધર્મનું મૂળ, દ્વાર, પ્રતિષ્ઠાન-પાયો, આધાર, ભાજન અને નિધાન રૂપ છે. આ ૭ સમકિતની ભાવનાઓ જાણવી. (૫૧)

જીવનું અસ્તિપણું ( હોવાપણું ) ૧, નિત્યપણું ૨, કર્તાપણું ૩, ભોક્તાપણું, ૪, મોક્ષ ૫, અને મોક્ષનો ઉપાય ૬, આ ૬ સ્થાનો જિનેશ્વરના દર્શનમાં કહેલાં છે×(૫૭) તે આ પ્રમાણે—શરીરનું હાલવું ચાલવું વિગેરે ક્રિયા ચૈતન્ય વિના થઇ શકતી નથી, માટે તે ચૈતન્ય જીવ છે. જો તે ચૈતન્ય પાંચ મહાભૂતનો ધર્મ હોય; તો પૃથ્વીની જેમ ચૈતન્યનું કઠણપણું દેખાવું જોઇએ. તે જીવ સર્વ ઠેકાણે સર્વમાં રહેલો છે, એમ જાણવું નહીં, કેમકે દેહ વિગેરે વસ્તુમાં તેમજ મરેલાના શરીરમાં તે દેખાતો-જણાતો નથી. વળી તે જીવની ચેતના

× આ ઉપરાંત સ્થિરતા ૧, પ્રભાવકપણું ૨, ક્રિયા કુશળતા ૩, અંતરંગ ભક્તિ ૪ અને તીર્થસેવા ૫ એ પાંચ સમકિતનાં ભૂષણો તથા શમ ૧, સંવેગ ૨, નિર્વેદ ૩, અનુકંપા ૪ અને આસ્તિક્ય ૫ એ પાંચ સમકિતનાં લક્ષણો મળી ૬૭ ભેદ થાય છે. આ દશ ભેદો શા. હીરાલાલ હંસરાજે છાપેલી પ્રતમાં છે નહીં, તેમજ એક મુનિરાજની

પંચ મહાભૂતનું કાર્ય પણ નથી, કેમકે કારણરૂપ પૃથ્વીઆદિકથી તે અત્યંત વિલક્ષણ છે. તેથી તે તેનું કાર્ય હોઇ શકે નહીં, કારણ કે ભૂતો પ્રત્યક્ષપણે કઠણુતાવાળા દેખાય છે, અને ચેતના તેનાથી વિલક્ષણ છે, તેથી તેઓનું કાર્યકારણપણું થઇ શકતું નથી, અને તેથી કરીને ચેતના એ ભૂતનો ધર્મ કે ભૂતનું કાર્ય કહી શકાશે નહીં. આ હું છું આ હું કરું છું વિગેરે પોતાનું જ્ઞાન જ દરેક પ્રાણીને પ્રમાણસિદ્ધ છે. તે જ્ઞાન જેને હોય છે, તે જ જીવ છે. આ રીતે નાસ્તિક વાદીનો પરાભવ થાય છે. (આ પહેલું જીવની સત્તારૂપ સ્થાન થયું) ૧,

તથા જીવને કોઈ ઉત્પન્ન કરનાર નહીં હોવાથી તે નિત્ય છે. છતા પદાર્થનો સર્વથા પ્રકારે નાશ હોઈ શકે નહી, તેથી તેને અનિત્ય મનાશે નહીં. જો જીવને નિત્ય ન માનીયે, તો બંધ મોક્ષાદિકનો આધાર જે એક જીવ જ છે તે ઘટશે નહીં. અહીં આત્માને એકાંત અનિત્ય (ક્ષણિક) માનનાર બૌદ્ધમતવાળો કહે છે કે–આત્મા તો અનિત્ય છે, પરંતુ જ્ઞાનના ક્ષણો પ્રથમના અને પછીના ક્ષણોએ કરીને તુટેલા (નાશ પામેલા) આત્માને સાંધે છે. (એટલે કે પહેલે ક્ષણે આત્મા ઉત્પન્ન થયો, બીજે ક્ષણે નાશ પામ્યો, વળી ત્રીજે ક્ષણે બીજો આત્મા ઉત્પન્ન થયો. તેને તે તે ક્ષણુનાં જ્ઞાનો સાંધી દે છે–સર્વ જ્ઞાનાદિક ક્રિયા કરવામાં જોડે છે) જો આ પ્રમાણે માનીએ તો એક આત્માએ ક્રિયા કરીને કર્મનો બંધ કર્યો, અને મુક્તિ બીજાની થઇ, એકે ભોજન કર્યું અને તૃપ્તિ બીજાને થઇ, એકે ઔષધ ખાવાનું દુઃખ અનુભવ્યું અને વ્યાધિ રહિત બીજો થયો, એકે તપસ્યાનો ક્લેશ સહન કર્યો અને સ્વર્ગનું સુખ બીજાએ ભોગવ્યું, તથા એકે શાસ્ત્ર ભણવાનો શ્રમ કર્યો અને લોકમાં વિદ્વાન બીજો થયો. આ રીતે સર્વ અવ્યવસ્થા થશે. માટે બૌદ્ધનો મત અસત્ય છે. (આ બીજું નિત્ય સ્થાન થયું) ૨.

તથા કર્મને કરનાર જીવ જ છે. જો એમ ન હોય, તો દરેક પ્રાણીને વિષે જે દુઃખ સુખાદિકનો અનુભવ પ્રસિદ્ધ રીતે દેખાય છે, તે ઘટશે નહીં.

તેની સિદ્ધિ આ પ્રમાણે-આ સંસારમાં દરેક પ્રાણી વિચિત્ર પ્રકારે સુખ દુઃખનો અનુભવ કરે છે, તેનું કારણ હોવું જોઇએ. કારણ ન હોય તો નિરંતર સુખનો કે દુઃખનો જ પ્રસંગ આવશે. અને નિરંતર સુખ કે દુઃખ તો કોઈ જગ્યાએ જોવામાં આવતું નથી. તેથી તેનું કારણ પોતાનું કરેલું કર્મજ સિદ્ધ થાય છે. અહીં કોઈ શંકા કરે કે—દરેક જીવ સુખનો જ ઇચ્છક હોય છે, કદાપિ પોતાને દુઃખ થાય એમ ઇચ્છતો નથી. તેથી કરીને હે ઉત્તમ પ્રામાણિક! જો પ્રાણી પોતે જ કર્મને કરનારો હોય તો પોતાને દુઃખ થાય એવું કર્મ શા માટે કરે? આનો જવાબ એ છે જે—જેમ રોગને નાશ કરવા ઇચ્છતો કોઈ રોગી માણસ અપથ્ય સેવવાથી કષ્ટ થશે એમ જાણતાં છતાં પણ અપથ્ય ક્રિયાને સેવે છે, તેમ સુખની ઇચ્છાવાળો જીવ પણ જાણતાં છતાં મિથ્યાત્વાદિકથી પરાભવ પામેલો હોવાથી દુઃખ આપનારા કર્મને પોતે જ કરે છે. એમ સિદ્ધ થાય છે. ( આ જીવના કર્તાપણા રૂપ ત્રીજું સ્થાન થયું. ) ૩.

તથા આત્મા જ પોતે કરેલા કર્મોના શુભ અને અશુભ ફળને ભોગવનાર પણ છે. એમ લોકથી, અનુભવથી, શાસ્ત્રથી અને પ્રત્યક્ષથી પણ સિદ્ધ થાય છે. તે આ પ્રમાણે—લોકને વિષે પણ આત્મા સુખ દુઃખનો ભોગવનાર છે એમ સિદ્ધ થાય છે. કેમકે કોઇને સુખી જોઇને લોક કહે છે કે—"આ સુખી છે. માટે પુણ્યશાળી છે" (અર્થાત્ પુણ્યનો ભોગવનાર છે એમ સિદ્ધ થાય છે.) વળી જો આત્મા પોતે કરેલા કર્મના ફળને ભોગવનાર છે એમ ન માનીએ તો કર્મથી મૂકાયેલા (રહિત) આકાશની જેમ આત્માને પણ સુખ દુઃખનો અનુભવ ન હોવો જોઈએ. તેથી કરીને સુખ દુઃખના હેતુરૂપ વેદ્ય કર્મનો ભોગવટો હોવાથી જીવ કર્મના ફળનો ભોક્તા છે, એમ દરેક પ્રાણીને પોતપોતાના અનુભવથી જ સિદ્ધ થાય છે. તથા આત્મા કર્મના પ્રભાવથી તેને ફળને સર્વ [1]પ્રદેશથી ભોગવે છે. અન્ય શાસ્ત્રોથી પણ આત્મનું ભોક્તાપણું સિદ્ધ થાય છે. "નામુક્તં ક્ષીયતે કર્મ કલ્પકોટિશતૈરપિ"—"કર્મ

[1] આત્માના અસંખ્યાત પ્રદેશ છે. તે સર્વ પ્રદેશે કર્મ ભોગવાય છે.

ભોગવ્યા વિના સેંકડો અને કરોડો કલ્પ ગયા છતાં પણ ક્ષીણ થતું નથી.'' ઇત્યાદિક વચનો અન્ય શાસ્ત્રોમાં પણ હોવાથી વિદ્વાન પુરૂષ આ વિષયમાં વિરૂદ્ધ થઇ શકતો નથી. વળી જો આત્માને ભોક્તા ન માનીએ તો જ્ઞાન દર્શન અને ચારિત્રના આરાધનને વિષે કરેલા કર્મનું (યત્નનું) નિષ્ફળ પણું થાય, તેમ માનવું યોગ્ય નથી. વણિક અને ખેડુત વિગેરે જે જે શુભ અશુભ વ્યાપાર કરે છે, તેનું ફળ તેમને પ્રત્યક્ષ રીતે જ મળે છે, તે સૌ કોઇ જાણી શકે છે અને જોઇ શકે છે, આ રીતે જીવ પોતે કરેલા કર્મનો ભોક્તા છે એમ સિદ્ધ થાય છે, તેથી જીવને ભોક્તા નહીં માનનાર કુનયવાદીનું આ રીતે નિરાકરણ થાય છે. (આ ભોક્તાપણા રૂપ ચોથું સ્થાન થયું) ૪.

તથા તેજ જીવના દુઃખાદિકનો જે નિર્મૂળ ક્ષય થવો તેનું નામ મોક્ષ કહેવાય છે. અહીં દીવાના નિર્વાણની[1] જેમ મોક્ષને અભાવ રૂપે માનનાર બૌદ્ધોનો મત અસંગત છે. તેઓ માને છે કે દીવો ઓલવાઇ જવાની જેમ જીવનો સર્વથી નાશ થાય તેજ મોક્ષ છે. જેમ દીવો નિર્વાણ પામવાથી એટલે બુઝાઇ જવાથી તેનો પ્રકાશ પૃથ્વીપર નથી, આકાશમાં ગયો નથી, તેમજ દિશાઓમાં પણ ગયો નથી, પરંતુ તેમાં તેલનો ક્ષય થવાથી તે ત્યાંને ત્યાંજ શાંત થઈ ગયો છે-ક્ષય પામી ગયો છે. તેજ પ્રમાણે આત્મા પણ ક્લેશનો ક્ષય થવાથી ત્યાંને ત્યાંજ શાંત થઈ જાય છે, પરંતુ કોઇ અન્ય સ્થાને જતો નથી. આવું તેમનું માનવું અયુક્ત છે, કેમકે આ પ્રમાણે માનવાથી દીક્ષાદિક પાળવાનો ( ધર્મક્રિયા કરવાનો ) યત્ન નિષ્ફળ થાય છે. તથા તેણે જે દીવાનું દૃષ્ટાંત આપ્યું તે દૃષ્ટાંત અસિદ્ધ છે-ખોટું છે. કેમકે દીવાનો અને અગ્નિ-વિગેરેનો પ્રકાશ સર્વથા પ્રકારે નાશ પામતો નથી. પરંતુ તે જ અગ્નિના ( પ્રકાશના ) પુદ્ગળો પ્રકાશ રૂપનો ત્યાગ કરી અંધકાર રૂપને પામે છે. તેનો બીજો પરિણામ થવાથી તે દીવો નિર્વાણ પામ્યો એમ વ્યવહારથી કહેવાય છે. તે જ રીતે કેવળ આત્મિમાન જીવ પણ કર્મથી મુક્ત થઇ સચ્ચિદાનંદ રૂપ બીજા પરિણામને પામે છે

1 ઓલવાઇ જવાની

ત્યારે તે નિર્વાણ પામેલો કહેવાય છે. (આ રીતે મોક્ષ નામનું પાંચમું સ્થાન કહ્યું ) ૫.

તથા મોક્ષ મેળવવાનો ઉપાય પણ છે. અને તે જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ ત્રણ જ ઉપાય ઘટે છે. તે તું હે પંડિત ! સાંભળ—સર્વ કર્મ મિથ્યાત્વનું અને પ્રાણિહિંસાદિક (અવિરતિ) નું કારણ છે, તેથી તેનાથી વિપરીત જે સમકિત દર્શન વિગેરે છે તેને તું સ્થિર-દૃઢ કર. એટલે કે સમ્યક્ જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ હિંસાદિકના કારણ નથી, તેને તું સ્વીકાર. વળી તે ત્રણે કુહાડાની જેમ કર્મરૂપી વૃક્ષનો ઉચ્છેદ કરવામાં સમર્થ છે. અન્ય દર્શનીઓએ મોક્ષનો જે ઉપાય બતાવ્યો છે. તે નિવૃત્તિ (મોક્ષ) નું કારણ નથી. કારણ કે તે હિંસાદિક પાપ કર્મથી દૂષિત છે માટે તે સંસાર વૃદ્ધિનાં જ કારણ છે. કેમકે વિષથી મિશ્રિત ક્ષીર પણ મરણનું કારણ થાય છે. આ રીતે મોક્ષના સાચા ઉપાયનો ત્યાગ કરી કુનયને ધારણ કરતા અન્ય દર્શની રૂપી ખળ નામના દૈત્યનો જૈનવાદી રૂપી વાસુદેવે નાશ કર્યો છે. ( આ મોક્ષના ઉપાય રૂપી છઠ્ઠું સ્થાન કહ્યું ) ૬.

ઉપર પ્રમાણે સમકિતના સડસઠ ભેદો કહ્યા. હવે બીજી રીતે સમકિતના એક, બે, ત્રણ, ચાર, પાંચ અને દશ ભેદ પણ છે, તે શું કહું છું—વિદ્વાનોએ નવ તત્વ ઉપર જે શ્રધ્ધા રાખવી તે એક ભેદવાળું સમકિત જાણવું. દ્રવ્ય અને ભાવથી બે પ્રકારનું સમકિત જાણવું. તેમાં મિથ્યાત્વનાં પુદ્‌ગળોને શુદ્ધ કરી ચંદ્રની જેવા ઉજ્વળ કરવા તે દ્રવ્ય સમકિત કહેવાય છે, અને તેનો (દ્રવ્ય સમકિતનો ) આશ્રય કરનારી જે તત્ત્વાર્થ ઉપર રૂચિ-શ્રદ્ધા થવી તે ભાવ સમકિત કહેવાય છે.

ત્રણ પ્રકારનું સમકિત આ પ્રમાણે છે-કારક, રોચક અને દીપક. તેમાં સૂત્રને વિષે કહેલું શુભ અનુષ્ઠાન ( ક્રિયા ) શક્તિ અને કાળાદિકને આશ્રીને પોતે કરે તથા બીજાને કરાવે તે કારક સમકિત કહેવાય છે. આ સમકિત સાધુને હોય છે. જે કેવળ તત્વ ઉપર શ્રદ્ધા રાખે, પર-

તુ શુભ અનુષ્ઠાન કરે કરાવે નહીં, તે રોચક નામનુ સમકિત શ્રેણિક જેવાને હોય છે. અને જે અભવ્ય અથવા દૂરભવ્યજીવો અંગારમર્દક વિગેરેની જેમ પોતે મિથ્યાદષ્ટિ છતાં પણ ધર્મકથા કહેવાથી અથવા અતિશય દેખાડવાથી બીજાના હૃદયમાં સર્વજ્ઞે કહેલાં તત્ત્વોને દીપાવે-પ્રગટ કરે તે દીપક સમકિત કહેવાય છે. અહીં કોઇ શંકા કરે કે-" જો આ દીપક સમકિત મિથ્યાદષ્ટિને હોય તો મિથ્યાદષ્ટિને સમકિત કહેવાથી વિરોધ કેમ ન આવે ? " આનો ઉત્તર એ છે જે-આ દીપક બીજાઓને સમકિત પમાડવામાં કારણ થાય છે, માટે તેવા પ્રકારના મિથ્યાદષ્ટિનો જે પરિણામ વિશેષ છે, તે પણ નામથી સમકિત કહેવાય છે એમ જાણવું. એટલેકે [1]કારણને વિષે કાર્યનો આરોપ કરવાથી દીપકને પણ સમકિત રૂપે કહ્યુ છે.

હવે સમકિતના ચાર ભેદોને કહે છે.—પહેલું ઔપશમિક સમકિત તે આ પ્રમાણે છે.—પ્રથમ જીવ યથાપ્રવૃત્તિ કરણે કરીને આયુષ્ય કર્મ સિવાય બીજા સાત કર્મોની સ્થિતિ એક કોટાકોટી સાગરોપમમાં એક પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ઓછી કરે. ત્યાર પછી ખડ્ગના પ્રહારથી પણ ભેદી ન શકાય એવી રાગદ્વેષની ગ્રંથિને કોઇક જીવ અપૂર્વકરણ રૂપી ચક્ર વડે છેદીને અનિવૃત્તિ નામના કરણમાં પ્રવેશ કરે છે. ત્યા તે વિશેષ શુદ્ધિને પામવાથી સમયે સમયે અત્યંત કર્મોને ખપાવે છે. તેમાં ઉદયમાં આવેલા કર્મને અનુભવીને ખપાવે છે, અને ઉદયમાં નહીં આવેલા કર્મને ઉપશમાવે છે. તેથી તેનું નામ ઉપશમ કહેવાય છે. તેનુ પ્રમાણ એક અંતર્મુહૂર્તનું છે. તેનો વિધિ આ પ્રમાણે છે.—પ્રથમ સત્તાગત મિથ્યાત્વ મોહનીકર્મની સ્થિતિના બે વિભાગ કરે છે, તેમાં પહેલી સ્થિતિ અંતર્મુહૂર્ત પ્રમાણ હોય છે. તેમાંથી કર્મનાં દળીયાં લઇ લઇને સમયે સમયે એક અંતર્મુહૂર્ત સુધી ઉદયગત સ્થિતિમાં નાખે છે. અને વેદી લે છે, તેથી તેટલા કાળમાં (અંતર્મુહૂર્તમાં) પહેલી સ્થિતિનાં સર્વ દળીયાં ખપી જાય છે. તેથી

[1] દીપક સમકિત કારણ છે અને બીજાને જે રોચકાદિ સમકિત થાય છે તે કાર્ય છે.

ત્યારપછીના અંતર્મુહૂર્તમાં વેદવા યોગ્ય દળીયાં બીલકુલ વેદતો નથી. એટલે અંતર્મુહૂર્તકાળ સુધી ઉપર ભૂમિ જેવા મિથ્યાત્વ વિવરને પામીને તે જીવ મિથ્યાત્વના પ્રદેશ કે વિપાક બંને પ્રકારના ઉદય રહિત સ્થિતિને પામે છે એટલે અપૌદગલિક ઔપશમિક સમકિત પામે છે. ઔપશમિકને પામીને ત્યાંજ રહેલા જીવ તે અંતર્મુહૂર્તમાં પુંજ કરીને દલીયાં શુદ્ધ કરે છે. એટલે કે સત્તામાં રહેલા મિથ્યાત્વનાં દળીયાંના ત્રણ પુંજ કરે છે. જેમ કોઇ માણસ ઔષધના પ્રયોગ વડે કોદરાંનાં કોતરાં દૂર કરી શુદ્ધ, અર્ધશુદ્ધ અને અશુદ્ધ એવા ભિન્ન ભિન્ન ત્રણ પુંજ કરે તેમ આ દળીયાંને પણ શુદ્ધ કરતાં તેના શુદ્ધ, મિશ્ર અને અશુદ્ધ એવા ત્રણ પુંજ થાય છે. તેમાંથી શુદ્ધ દળીયાંનો ઉદય હોય ત્યારે તે જીવને જિનેશ્વરે કહેલાં તત્ત્વોને વિષે રૂચિ થાય છે, મિશ્રનો ઉદય હોય ત્યારે મધ્યસ્થપણું થાય છે, અને અશુદ્ધનો ઉદય હોય ત્યારે સત્ય તત્ત્વો ઉપર તેને દ્વેષ થાય છે. આ પ્રમાણે ઔપશમિક સમકિતને ભોગવીને કોઇ જીવ અંતર્મુહૂર્ત પછી શુદ્ધ પુંજને વેદતો સતો બીજા ક્ષાયોપશમિક નામના સમકિતમાં પ્રવેશ કરે છે. તથા કોઇ જીવ મિશ્ર પુંજને વેદતો સતો મિશ્ર ભાવ પામે છે, અને ત્યાં અનંતાનુબંધી કષાયનો ઉદય થવાથી સમકિતનું વમન કરે છે. તે વખતે તે ખાધેલી ખીરની જેમ તે સમકિતના રસનો આસ્વાદ કરે છે. તેથી તે સાસ્વાદન સમકિત કહેવાય છે. ક્ષાયોપશમિક સમકિતનાં ( શુદ્ધ પુંજના ) છેલ્લા પુદ્‌ગળો જે અંત સમયે વેદવામાં આવે છે, તેને તત્ત્વવેત્તાઓ વેદક સમકિત કહે છે, તેની સ્થિતિ એક સમયની જ છે. તથા ક્ષાયિક સમકિત અનંતાનુબંધી કષાય અને ઉપર કહેલા ત્રણે પુંજનો સર્વથા ક્ષય થવાથી થાય છે. વેદકનો અલ્પકાળ હોવાથી તેનો બીજા ( ક્ષયોપશમ ) સમકિતમાં સમાવેશ થાય છે, અથવા સાસ્વાદનનો પણ અલ્પકાળ હોવાથી કોઇ તેને ગણતા નથી, તેથી ચાર પ્રકારના સમકિત કહેવામાં આવે છે. ત્યાં તે

એમાંથી એકની ગણના કરી નથી. એમ સમજવું. અને તે બંનેની જૂદી વિવક્ષા કરીયે, તો તેમાં શુદ્ધિનું વિશેષપણું હોવાથી પાંચ પ્રકારનું સમકિત કહેવાય છે.

હવે દશ પ્રકારનું સમકિત આ પ્રમાણે છે.—નિસર્ગરૂચિ ૧, ઉપદેશરૂચિ ૨, આજ્ઞારૂચિ ૩, સૂત્રરૂચિ ૪, બીજરૂચિ ૫, અધિગમ રૂચિ ૬, વિસ્તારરૂચિ ૭, ક્રિયારૂચિ ૮, સંક્ષેપરૂચિ ૯, અને ધર્મ-રૂચિ ૧૦. તેમાં જે જીવ પોતાની બુદ્ધિથી જ જિન તત્ત્વને વિષે શ્રદ્ધા રાખે તે નિસર્ગરૂચિ કહેવાય છે.૧. જે પ્રાણી જીવાદિક નવ પદાર્થો ઉપર છદ્મસ્થ મુનિના અથવા અરિહંતના ઉપદેશથી રૂચિ-શ્રદ્ધા કરે તે ઉપદેશરૂચિ કહેવાય છે.૨. જેને ધર્મ ઉપર રાગદ્વેષ ન હોય, અને મોહ તથા અજ્ઞાન દેશથી હોય, તે માત્ર જિનેશ્વરની આ-જ્ઞાએ કરીને જ ધર્મ ઉપર રૂચિ કરે તે આજ્ઞારૂચિ કહેવાય છે. ૩. અંગ તથા ઉપાંગને ભણવાની શક્તિ રહિત જે પ્રાણી સૂત્રમાં કહેલા તત્ત્વ ઉપર રૂચિ કરે તે સૂત્રરૂચિ કહેવાય છે. ૪. જળમાં તેલના બિંદુની જેમ જેની તત્ત્વજ્ઞાનવાળી બુધ્ધિ તત્ત્વોને વિષે વિસ્તાર પામે છે તે બીજરૂચિ કહેવાય છે. ૫. જે પુરૂષ અર્થથી અંગ, ઉપાંગ, પ્રકીર્ણકો (પયન્ના) અને ચૌદ પૂર્વોને જાણી તત્ત્વો ઉપર શ્રદ્ધા કરે તે અધિગમ રૂચિ કહેવાય છે. ૬. જે સર્વ દ્રવ્યોને સર્વ પ્રમાણ અને નયોવડે જાણીને શ્રદ્ધા કરે તે વિસ્તારરૂચિ કહેવાય છે. ૭. જે જ્ઞાનાદિક [1] પાંચ આચાર વડે મનોહર અનુષ્ઠાનને વિષે કુશળ હોય અને ક્રિયા કરવામા રૂચિ વાળો હોય તે ક્રિયારૂચિ કહેવાય છે. ૮. કોઇ પણ દર્શનને નહીં માનનાર ચિલાતી પુત્ર જેમ ઉપશમ, વિવેક અને સંવર એ ત્રણ જ પદ સાંભળીને તત્ત્વની રૂચિવાળો થયો, તેમ જે પ્રાણી થોડું સાંભળીને પણ તત્ત્વની રૂચિવાળો થાય તે સંક્ષેપરૂચિ કહેવાય છે. ૯. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય વિગેરે પદાર્થોને કહેનારા શ્રુત ચારિત્ર રૂપ જિનવચન ઉપર જે શ્રધ્ધા કરે તે ધર્મરૂચિ કહેવાય

[1] જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય.

છે. ૧૦. જેમ દશ મુખ વડે રાવણ શોભે છે, તેમ સમકિત દર્શન આ દશ ભેદે કરીને શોભે છે.

આ સમકિત દર્શનના ભેદો અને ભેદોના પણ ભેદો કહીયે તો સમુદ્રની જેમ તેનો પાર પમાય નહીં તેટલા ભેદો થાય છે. સમકિત દર્શન રૂપી જળના સંબંધથી જેમનું ચિત્ત નિર્મળ થયું હોય છે એવા ભવ્યપ્રાણીઓ મહા લક્ષ્મી પામીને મોક્ષે જાય છે. આ વિષયમાં પંડિત જનોને આશ્ચર્ય ઉત્પન્ન કરનારૂં મેઘનાદ કુમારનું દ્દષ્ટાંત છે, તે આ પ્રમાણે—

## સમકિત ઉપર મેઘનાદ કુમારની કથા.

પૃથ્વી મંડળના કુંડળ જેવું અને ઉંચા પ્રાસાદની શ્રેણિવડે મનોહર ક્ષિતિપ્રતિષ્ઠિત નામે નગર છે. તેમાં ગુણોના સમૂહરૂપ મણિના નિધિ સમાન મેઘનાદ નામે રાજા રાજ્ય કરતો હતો. તેના યશરૂપી કમળનો સુગંધ સર્વ દિશાઓમાં પ્રસર્યો હતો. તેના ઉપર કોઇ દેવે સંતુષ્ટ થઇને તેને એક કચોળું આપ્યું હતું, તેના પ્રભાવથી તે રાજા અપરિમિત મનવાંછિતોને પામતો હતો. સુવર્ણ, મણિ, કપૂર, કસ્તૂરી, ચંદન, ચીનાંશુક ( વસ્ત્ર ) વિગેરે ઉત્તમ વસ્તુઓ તેને પ્રયત્ન વિના જ પ્રાપ્ત થતી હતી. અત્યંત દ્દઢ, મોટા અને ફળેલા સમકિત રૂપ કલ્પવૃક્ષ પાસેથી તે નિરંતર સુખરૂપી અમૃતરસના આસ્વાદવાળા દિવ્ય ભોગ ફળોને ભોગવતો હતો.

જે પ્રાણીને સમકિત પ્રાપ્ત થયું હોય તે પ્રાણીએ જો પૂર્વે પરભવનું આયુષ્ય બાંધ્યું ન હોય અથવા તો તે સમકિત થકી ચ- વ્યો ન હોય તો તે અવશ્ય વૈમાનિક દેવ થાય છે. તે વિષે કહ્યું છે કે-

" सुद्धे सम्मत्ते अ-विरओऽवि अज्जेइ तित्थयरनामं ।
जह आगमेसि भद्दा, हरिकुलपहु सेणिआईया ॥ "

" વિરતિ રહિત હોય તો પણ જો શુધ્ધ સમકિતવાન્ હોય તો તે જીવ તીર્થંકર નામકર્મને ઉપાર્જન કરે છે. જેમનુ આગામી (ભવિષ્ય) કાળમાં કલ્યાણ થવાનું છે એવા શ્રીકૃષ્ણ તથા શ્રીશ્રેણિક વિગેરે આ વિષયમાં ઉદાહરણરૂપ છે. "

મેઘનાદ મનુષ્ય છતાં પણ તેને તે કચોળું જે દેવતાઇ ભોગની સમૃધ્ધિઓ આપતું હતું તેમાં તેના પુણ્યનો પ્રભાવ જ કારણ ભૂત છે. તે રાજા હંમેશાં દીનાદિકને જાણે કે શરીરધારી તેજના પિંડભૂત હોય તેવી દશ કરોડ સુવર્ણ મુદ્રા આપતો હતો. તેણે જાણે પોતાની કીર્તિએ બનાવેલા મૂર્તિમાન સ્વરૂપો હોય એવાં હજારો જિનચૈત્યો કરાવ્યાં હતાં, અને તેમાં રૂપાની, સુવર્ણની અને મણિઓની અનુપમ લાખો જિનપ્રતિમાઓ સ્થાપન કરી હતી, અરિહંત, સિધ્ધ અને આચાર્ય ભગવાનની જાણે સાક્ષાત મૂર્તિઓ હોય તેવી પોતપોતાના વર્ણ, કાંતિ અને શરીરના પ્રમાણવાળી પ્રતિમાઓ તેણે સ્થાપન કરી હતી. તે રાજા પાપે કરીને શ્યામ થયેલા આત્માને મળને ધોઇ નાંખતો હોય તેમ હમેશાં જિનસ્નાત્રના મહોત્સવને કરતો હતો. ઉત્તમ મનુષ્યોની પ્રવૃત્તિ અને આચાર વિગેરેનું જાણે દિગ્દર્શન કરવા માટે હોય તેમ તે દર વર્ષે તીર્થયાત્રા અને રથયાત્રાઓ કરતો હતો. તેણે સાધર્મિકોનો કર માફ કરી તથા આદરપૂર્વક દ્રવ્યાદિક આપી તેમને લક્ષેશ્વરી અને કોટિશ્વરી બનાવ્યા હતા. તે રાજા હમેશાં બે વાર પ્રતિક્રમણ કરતો હતો, ત્રણે કાળ સર્વજ્ઞની પૂજા કરતો હતો અને પર્વતિથિએ પુણ્યના આવાસ રૂપ પૌષધ વ્રત કરતો હતો. પારણાને દિવસે ત્રણ હજાર રાજાઓને સંસાર સમુદ્રને તારનારું અને મોટી સમૃદ્ધિના કારણરૂપ પારણું કરાવતો હતો, તથા હમેશાં તે રાજા એકલાખ સાધર્મિકોને ભોજન કરાવી [1]ઋણરહિત થતો હતો બુધ્ધિમાન તે રાજા હમેશાં ક્ષીરસાગરની જેવા ઉજ્વળ વસ્ત્રોવડે

---

૧ શ્રાવકોને માથે ત્રણ ઋણ છે તેમાંનું આ એક હોવું જોઇએ.

અને સુવર્ણ તથા મણિઓનાં સમગ્ર ભૂષણોવડે સંઘને પહેરામણી કરતો હતો. તેના રાજ્યમાં વીશ હજાર રથો, વીશ હજાર હસ્તીઓ, વીશ હજાર અશ્વો અને વીશ ક્રોડ બળવાન પદાતિઓ હતા, તે બત્રીસ હજાર નગરો અને પચાસ ક્રોડ ગામોનો સ્વામી હતો, તથા એક હજાર મુકુટબંધ રાજાઓ તેના સેવકો હતા. આ રીતે તેનુ રાજ્ય વૃદ્ધિ પામ્યુ હતું, તે રાજા ઇંદ્રની પણ સ્પર્ધા કરતો હતો, એવી રીતે તે રાજાએ એક લાખ વર્ષ સુધી રાજ્ય પાળ્યું.

એકદા તે મેઘનાદ રાજા પોતાના નગરની બહાર ઉદ્યાનમાં પધારેલા પાર્શ્વદેવ નામના જ્ઞાની ગુરૂને વાંદવા ગયો. ત્યાં તેણે કર્ણને અમૃત સમાન આ પ્રમાણે ધર્મદેશના સાંભળી કે-" હે ભવ્ય પ્રાણીઓ ! રત્નાકરની જેવા આ મનુષ્ય જન્મને પામીને તમે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્નને ઉપાર્જન કરવામાં લેશ પણ આળસ ન રાખો." આ પ્રમાણે દેશના સાંભળ્યા પછી રાજાએ નિર્મળ જ્ઞાનના સમુદ્રરૂપ ગુરૂને પ્રણામ કરી પૂછયું કે—" હે પ્રભુ ! મેં પૂર્વ ભવમાં શું પુણ્ય કર્યું હતું કે જેના પ્રભાવથી હું આવો રાજા થયો ? અને વળી સર્વ મનોરથને પૂર્ણ કરનાર કલ્પવૃક્ષની જેવું દુર્લભ કલ્યાણ મને શાથી પ્રાપ્ત થયું ?" ત્યારે ગુરૂ મહારાજ બોલ્યા કે—" હે રાજા તારા પૂર્વભવને સાંભળ.

સૂર્યપુર નામના નગરમાં એક વણિક રહેતો હતો. તે મૂર્ખ હોવાથી ભારને વહન કરવાનો ધંધો કરતો હતો. તે કૃપણ હોવાથી હંમેશાં એક જ વાર ખીચડીનું ભોજન કરતો હતો. અને એક જ જાડું વસ્ત્ર પાંચ વર્ષ સુધી ચલાવતો હતો. તે ધનનો જ સંચય કરતો હતો, અને ધર્મનું નામ પણ જાણતો નહોતો, બીજા સમગ્ર કર્તવ્યોને તે ભૂલી ગયો હતો, પર્વતિથિના દિવસ તેને સાંભરતો પણ નહોતો, ખર્ચ થઇ જવાના ભયને લીધે તે સગા સંબંધીઓને ઘેર જતો નહોતો, અને જિનેશ્વરના ચૈત્યની સન્મુખ પણ જોતો નહોતો. એ રીતે કેવળ મજુરી કરીને તેણે એક લાખ દ્રવ્ય ઉપાર્જન કર્યું. તેને એક પુત્

થયો. તે પણ કૃપણતાદિક ગુણે કરીને તેની જેવો જ થયો, તેથી "આ પુત્ર પૂર્વજોનો ઉદ્ધાર કરશે" એમ જાણી તે તેનો પિતા હર્ષ પામ્યો. તેણે પોતાના મરણ સમયે પુત્રને કહ્યું કે—"હે પુત્ર! મેં એક લાખ દ્રવ્ય ઉપાર્જન કરી તેને પૃથ્વીમાં નિધાન રૂપે કર્યું છે, તારે પણ બીજું લાખ દ્રવ્ય ઉપાર્જન કરીને તેને પૃથ્વીમાં નિધાન કરવું." આ પ્રમાણે પિતાની હિત શિક્ષાને તેણે અંગીકાર કરી. ત્યાર પછી તે પિતા મરણ પામ્યો ત્યારે તેના પુત્રે પિતા કરતાં વધારે કૃપણતાવાળી ચતુરાઈથી ભારવાહકનો ધંધો કરી લાખ દ્રવ્ય ઉપાર્જન કર્યું, અને મરતી વખતે તેણે પણ પોતાના પુત્રને તેવી જ શિક્ષા આપી, તેથી તે પણ બમણો કૃપણ થઇને તેવો જ ધંધો કરવા લાગ્યો. તેણે પણ લાખ ધન મેળવ્યું. તે ત્રણે લાખ પૃથ્વીમાં નિધાન રૂપ કરી તે પણ મરણ પામ્યો. તેનો પુત્ર પણ તેના બાપ દાદા જેવો જ કૃપણ થયો. તેનું નામ ધનરાજ હતું. તેને ધન્યા નામની સ્ત્રી હતી. તે ધર્મ કર્મમાં તત્પર, સ્વભાવે ઉદાર અને શીલ રૂપી અલંકાર વડે ભૂષિત હતી. એકદા સમય જોઇને તેણે પતિને મિષ્ટ વચન વડે કહ્યું કે—"હે સ્વામી! તમે લોભથી પરાભવ પામીને રાત દિવસ ભાર વહન કર્યા કરો છો, ઘરમાં ત્રણ લાખ દ્રવ્ય દાટેલું છે, અને વળી તમે પણ ઘણું ઉપાર્જન કર્યું છે, તો શા માટે આટલું બધું કષ્ટ વેઠો છો ? જે ધનનો ભોગવટો થાય તે જ ધન શ્રેષ્ઠ છે. તમારા બાપ દાદા સર્વ ધન મૂકીને મરી ગયા છે. તેમણે શું સાધ્યું ? તમે પણ તે જ રીતે પરલોકમાં જશો. તેથી તમને, તમારા ધનને અને તમારા જીવિતને ધિક્કાર છે." આ પ્રમાણે કહેવાથી પતિને ખેદ પામતો જોઇ તે ફરીથી બોલી કે—"હે પ્રિય ! તમે નિશ્વાસ કેમ મૂકો છો ? શું નિધાન કરેલું (દાટેલું) ધન નાશ પામ્યું છે ? કે વેપારમાં કાંઈ ખોટ ગઇ છે ?" તે સાંભળી ધનરાજ બોલ્યો કે—"હે મુગ્ધા ! મનુષ્ય ધન વડે લોકમાં પૂજાય છે, ધન વડે આખું જગત મિત્ર રૂપ થાય છે. ધન રહિત પુરુષ મરેલાની તુલ્ય જ છે. તેથી નિર્ધન પુરુષ શું કામનો ? હે ધન્યા ! આપણે ઘેર માગવા આવેલા બ્રાહ્મણને તેં અન્નની મુઠી આપી તેથી

મારૂં મન ઘણું દુભાયું છે." તે સાંભળીને પતિના ચિત્તને અનુસરનારી તે સ્ત્રી બોલી કે—" હવે હું કોઇને કાંઇ પણ નહીં આપું. પરંતુ હે પ્રિય ! જેમા ધનનો વ્યય ન થનો હોય તેવું કાંઇ પણ પુણ્ય તમે કરો તો ઠીક. તે એ કે તમે ઉત્તમ સાધુઓને વંદના કરો, જગતના બધુ તીર્થંકરને નમસ્કાર કરો, એક મનવાળા સાધુની પાસે ધર્મનું શ્રવણ કરો. આવા આવા વિના ખર્ચે થતા ધર્મમાં તમારી બુદ્ધિ કેમ થતી નથી ?" તે સાંભળીને પ્રિયાના કાંઇક વચનને પ્રમાણ ( અંગીકાર ) કરતો ધનરાજ બોલ્યો કે—" હું મુનિઓને તો નમસ્કાર નહીં કરૂં. કારણ કે તેઓ આંગળીએ કરીને બાળકની જેમ મને સ્વર્ગ દેખાડીને અને ઠગીને ધૂતી લે તેવા છે. તેઓ કહે છે કે—" હે ભદ્ર ! પ્રાણીવર્ગને મહા કલ્યાણના કારણ રૂપ અને સ્વર્ગ તથા મોક્ષને આપનારૂં દાન આપ, જિનેશ્વરની પૂજા કર, એક જિનચૈત્યો કરાવ, ભાગ્યથી મળી શકે તેવા ગુરૂઓ-મુનિઓને સારા ભાવથી પ્રતિલાભ ( વહોરાવ ), અતુલ ધન આપીને પ્રાણીઓને અભયદાન આપ, લોકમાં પોતાની પ્રતિષ્ઠાને માટે જિનબિંબોની સ્થાપના કર, વિવેકી મનુષ્યે તીર્થયાત્રા કરીને પોતાનો આત્મા પવિત્ર કરવો જોઇએ, તથા જિનેશ્વરના ગુણગાનારાઓને દ્રવ્ય આપવું જોઇએ." આવી આવી વચનની યુક્તિવડે છેતરીને મારૂ ધન અલ્પકાળમા નાશ પમાડી દેય. માટે તેવા ઠગારા મુનિઓને તો હું વંદના નહીં કરૂં પરંતુ હે પ્રિયા ! તારા વચનથી હું હંમેશા આપણા ઘરની પાસેના ચૈત્યમા જિનેશ્વરને નમસ્કાર કર્યા પછી ભોજન કરીશ, કેમકે તેમાં કાંઈ પણ ખર્ચ નથી. આ એક નિયમ હું દૃઢપણે ગ્રહણ કરૂ છું." આ પ્રમાણે નિયમ કરવાથી તેણે તે વખતે જ પુણ્યદ્દળના કારણરૂપ બોધિબીજને પ્રાપ્ત કર્યું, અને તેને. નિયમ ધન્યાએ પણ માન્ય કર્યો.

એકદા ઉષ્ણ ઋતુમાં મસ્તક ઉપર સૂર્ય તપતો હતો તે વખતે ખાધે ઉપરથી ભારનું પોટલુ ઉતારી તે ધનરાજ વૃથા જળનો વ્યય શા માટે કરવો ? એમ વિચારી પગ ધોયા વિનાજ ભોજન કરવા

માટે તત્કાળ આસન ઉપર બેઠો. તે વખતે તેની પ્રિયાએ તેને ખીચડી અને તેલ પીરસ્યું. તે ખીચડી ચોળીને જેટલામાં તે કોળીયો લઇ મોંમા મૂકવા માંડે છે, તેટલામાં તેને પોતાના નિયમનું સ્મરણ થવાથી તે પોતાની ભાર્યાને કહેવા લાગ્યો કે—" હે પ્રિયા ! આજે મેં અરિહંતને નમસ્કાર કર્યા નથી, તેને નમસ્કાર કરવાનો મારે નિયમ છે; પણ જો હાથ ધોઇને જઉં તો તેટલો રસ જતો રહે માટે હાથ ધોયા વિના જ તેનાપર લુગડું ઢાંકીને હું તત્કાળ જિનેશ્વરને નમસ્કાર કરી આવું." તે સાંભળીને ધન્યાએ વિચાર્યું કે—" અરિહંતને એક વાર પણ પ્રણામ કર્યો હોય તો તે લાખો ભવના પાપોનો ઘાત ( વિનાશ ) કરે છે, તો આ મારા પતિના નિયમનું દઢપણું તો તેના સમગ્ર પાપનો ક્ષય કરવામાં સમર્થ છે. વળી આનું કૃપણપણું કેટલું બધું છે કે તે હાથે વળગેલા અન્નના રસના નાશથી પણ ભય પામે છે, પરંતુ નિયમથી બંધાયેલ હોવાથી તે એમને એમ જ ચૈત્યમાં જશે. તો પણ હું ધારું છું કે જરૂર આજે આને અધિષ્ઠાયક દેવ પ્રત્યક્ષ થશે. કારણ કે જિનેશ્વરની પ્રસન્નતાને જણાવનારૂં મને આજે સ્વપ્ન આવ્યું છે." આ પ્રમાણે મનમાં વિચારીને તેણે પતિને કહ્યું કે—"હે સ્વામી ! કદાચ આજે કોઇ દેવ તમને પોતાનું રૂપ દેખાડે તો બુદ્ધિવાળા તમારે મને પૂછીને પછી તેની પાસે વરદાન માગવું." આ પ્રમાણે કાંતાનું વચન સાંભળીને " અહો ! મારી વિદ્વાન પ્રિયાની દીર્ઘદૃષ્ટિવાળી બુદ્ધિ કેવી છે ?" એમ વિચારતો તે જિનાલયમાં ગયો અને ભક્તિથી જિનેશ્વરને નમ્યો. પછી તે જેટલામાં પાછો વળે છે તેટલામાં અધિષ્ઠાયક દેવે પ્રત્યક્ષ થઇને તેને કહ્યું કે—' જિનેશ્વરની ભક્તિને લીધે હું તારા પર તુષ્ટમાન થયો છું, માટે તું વરદાન માગ. ' ત્યારે તે બોલ્યો કે—"હે દેવ એક ક્ષણવાર રાહ જુઓ, હું ઘેર જઇ મારી પ્રિયાને પૂછી હમણાંજ પાછો આવું છું. " એમ કહી ઘેર આવી તેણે પ્રિયાની પાસે દેવનું વચન કહ્યું, ત્યારે તે હર્ષ પામીને બોલી કે—"હે સ્વામી ! આજે આપણો ખરેખરો મનોરથ રૂપી કલ્પવૃક્ષ સર્વ પ્રકારનાં ફળોએ ફ-

રીતે ફળ્યો છે, આપણી સિદ્ધિને કરનાર થયો છે, અને આપણા દુઃખને ત્રાસ પમાડનાર થયો છે, તેથી તમારે દેવાલયમાં જઇને સર્વજ્ઞ પાસે પ્રાર્થના કરવી કે મારા પાપ રૂપી પહેરેગીરનો નાશ કરો" આ પ્રમાણે પ્રિયાના વચને કરીને તેણે તે જ પ્રમાણે ભગવાન પાસે યાચના કરી, ત્યારે તે જિનેશ્વરના અધિષ્ઠાયકે કહ્યું કે—'જા, તારૂં મનવાંછિત થશે.' ત્યાર પછી તે ધનરાજ ઘેર આવ્યો. તેણે તેને કહ્યું કે—"હે પ્રિયા! જળ લાવ." તેણીએ જળ આપ્યું, તે વડે પોતાના હાથ પગ ધોઇ તેણે ભોજન કર્યું. તે જોઇ તેની કાંતાએ વિચાર્યું કે—"આજે મારા પતિને વિવેકનો અંકુરો પ્રગટ થયો છે, તેથી તેને હાથ:પગ ધોવાનો વિવેક આવ્યો. હવે દાનાંતરાય અને ભોગાંતરાય રૂપી પાપી પહેરેગીરનો નાશ થવાથી આ મારો ભર્તાર જરૂર દાતાર અને ભોગ ભોગવનાર થશે." ત્યાર પછી બીજે દિવસે ચંદન, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્ય વિગેરે વડે જિનેશ્વરની પૂજા કરી ધનરાજે ભોજન કર્યું. ત્યાર પછી તે દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ તત્ત્વને વિષે નિરંતર શ્રધ્ધાળુ થયો, અને અત્યંત હર્ષથી તેણે સુખકારક ધર્મનો આશ્રય કર્યો. પછી તેના બાપ દાદાએ ઉપાર્જન કરેલા ત્રણ લાખ દ્રવ્યનો વ્યય કરી તે નિપુણ પુણ્યશાળીએ પુણ્યનો ખજાનો ભરી દીધો. તેની બુદ્ધિ ધર્મમાં વૃદ્ધિ પામવા લાગી, અને તેના ઘરમાં તેની સ્પર્ધાથી સમૃદ્ધિ પણ વૃદ્ધિ પામવા લાગી. તેનું ભાગ્ય ચિરકાળ સુધી અખંડપણે પ્રગટ થયું. દુનિયામાં એવી કોઇ પણ લક્ષ્મી નહોતી કે જે તેના ઘરમાં ન હોય. તેના ઘરમાં પ્રથમ તુંબડાનાં અને માટીનાં પાત્રો (વાસણ) હતાં, તેને બદલે હવે તેણે ત્રાંબાનાં અને રૂપાનાં પાત્રો કરાવ્યાં. સમકિત રૂપી દીવા વડે તેનું હૃદય રૂપી ઘર દીપ્તિમંત થયું, તેથી તેમાં કયા કયા ધર્મના ગુણો પ્રકાશ ન પામે? તેની લક્ષ્મી દાનવડે શોભતી હતી, તેની બુદ્ધિ ધૃતિવડે શોભતી હતી, અને તેનું મુખ સત્યવડે શોભતું હતું. તેમાં કાંઇ આશ્ચર્ય નથી. કેમકે તેનામાં એક વિવેક હતો તે જ સર્વે ગુણને શોભાવનાર હતો. તે જિનેશ્વરની પૂજા કરી, મુનિજનોને પ્રાસુક જળ અને મોદકોનું દાન આપી તથા

અતિથિઓને ભોજન કરાવી પછી ભોજન કરતો હતો. તે જે જે પુણ્ય કરતો હતો તે સર્વને ધન્યા પણ અનુમોદતી હતી. તે પુણ્યના પ્રભાવથી તે બન્નેને જે ફળ પ્રાપ્ત થયું તે સાંભળ—જે ધનરાજનો જીવ હતો તે તું મેઘનાદ નામે રાજા થયો છે, અને ધન્યાંનો જીવ આ તારી મદનમંજરી નામની રાણી થઈ છે. હે મેઘનાદ રાજા ! સમકિતના પ્રભાવથી મનવાંછિતને પૂર્ણ કરનાર આ કચોળું તમને દેવતાએ આપ્યું છે. "

આ પ્રમાણે ગુરૂના મુખથી પોતાનો પૂર્વભવ સાંભળી મેઘનાદ રાજા અત્યંત હર્ષ પામ્યો, અને રાણી સહિત શ્રાવકના વ્રતને અંગીકાર કરી પોતાને ઘેર ગયો. સંપૂર્ણ દિવ્ય ભોગની સમૃદ્ધિને ભોગવતાં અને સુખસાગરમાં મગ્ન થયેલા તે રાજાએ લાખ વર્ષ સુધી રાજ્યનું પાલન કર્યું. અનુક્રમે ભોગાવળી કર્મનો ક્ષય કરી, પોતાના પુત્રને રાજ્ય આપી, વૈરાગ્ય ગુણથી રંજિત થઇ, ગુરૂની પાસે જઈ રાણી સહિત મેઘનાદ રાજાએ દીક્ષા ગ્રહણ કરી. અનુક્રમે કર્મ રૂપી મળનો નાશ કરી કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી તે બન્ને મોક્ષ પદને પામ્યા. શ્રીજિનેશ્વરે કહેલા વચન ઉપર શ્રધ્ધા રાખવા રૂપ સમકિતનું સેવન કરી મેઘનાદ રાજાએ ભવ્ય જીવોની સભામાં તથા સિધ્ધોની શ્રેણીમાં દુર્લભ એવું પોતાનું નામ લખાવ્યું, તે જ પ્રમાણે હે સજ્જનો! તમે પણ આ લોક અને પરલોકની સુખ સમૃદ્ધિને આપનારૂં સમકિત પ્રાપ્ત કરો.

આ પ્રમાણે શ્રી તપગચ્છ રૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મસિંહ ગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રી ઇંદ્રહંસ ગણિએ રચેલી આ ઉપદેશ કલ્પવલ્લી નામની ટીકાને વિષે પહેલી શાખામાં સમકિતના અંગીકાર ઉપર શ્રીમેઘનાદ રાજાના ચરિત્રનું વર્ણન કરવા વડે ત્રીજો પલ્લવ સમાપ્ત થયો.

## પલ્લવ ૪

જેના સર્વે અર્થો સિદ્ધ થયા છે અને જે પ્રભુ નિરંતર વાંછિત દાન આપવાથી સત્પુરૂષોને આનંદ આપનારા છે, એવા સિદ્ધાર્થો માતાના પુત્ર અભિનંદન સ્વામી આનંદ પામો.

સમકિતનુ સ્વરૂપ કહ્યા પાછી હવે આ ચોથા પલ્લવમાં શ્રાવકને કરવાનું સામાયિક નામનું ચોથું દ્વાર કહે છે.—

" छव्विह आवस्सयम्मि, उज्जुत्तो होइ पइदिवसं " ॥

વ્યાખ્યા—"હે શ્રાવકો ! તમો છ પ્રકારના આવશ્યકને વિષે—અવશ્ય કરવા લાયક ક્રિયાને વિષે હમેશાં ઉદ્યમવંત થાઓ" આવશ્યકના છ ભેદ આ પ્રમાણે છે—સામાયિક ૧, ચતુર્વિંશતિ સ્તવ ૨, વંદન ૩, પ્રતિક્રમણ ૪, કાયોત્સર્ગ ૫, અને પચ્ચખ્ખાણ ૬. તેમાં સામાયિકમાં સાવદ્ય કર્મની નિવૃત્તિ થાય છે ૧, ચતુર્વિંશતિ સ્તવમાં જિનેશ્વરના ગુણોનું કીર્તન છે ૨, વંદનકમાં જ્ઞાનાદિક ગુણવાળા ગુરૂની સેવા છે ૩, પ્રતિક્રમણમાં જ્ઞાનાચારાદિકમાં લાગેલા અતિચારની નિંદા છે ૪, કાયોત્સર્ગ વડે વ્રણની ચિકિત્સા કરવાના ન્યાયે કરીને લાગેલા અતિચારો દૂર કરાય છે ૫, અને પ્રત્યાખ્યાન વડે મૂળ ગુણ અને ઉત્તર ગુણની અતિચાર રહિત સેવા ( આરાધના ) થાય છે ૬. તે વિષે ચતુઃશરણ પ્રકીર્ણકમાં કહ્યું છે કે—

"સાવદ્યયોગની વિરતિ ૧,જિનેશ્વરનું કીર્તન ૨, ગુણવાનની સેવા ૩,સ્ખલિત(અતિચાર)ની નિંદા ૪,વ્રણની ચિકિત્સા–અતિચાર દૂરકરવાનો ઉપાય ૫ અને મૂળ તથા ઉત્તર ગુણોને ધારણ કરવા તે ૬. ( આ છ ષડાવશ્યકનાં કાર્યો છે.)"

તેમાં પ્રથમ સામાયિકની વ્યાખ્યા કહે છે. સામાયિક શબ્દનો અર્થ આ પ્રમાણે છે—સમ એટલે રાગદ્વેષ રહિતપણું હોવાથી સમાન અને આય એટલે ગમન તે સમાય કહેવાય છે, તે વડે થએલું તે સામાયિક.

અથવા સમ એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્ર, તેમનો આય એટલે લાભ (પ્રાપ્તિ) તે સમાય કહેવાય છે, સમાય જ સામાયિક કહેવાય છે એટલે કે " विनयादिभ्यः " એ વ્યાકરણના સૂત્ર વડે સ્વાર્થમાં ઈકણ્ પ્રત્યય લાગીને સામાયિક શબ્દ સિદ્ધ થયો છે. સામાયિક એટલે સાવદ્ય યોગની વિરતિ. તે વિષે કહ્યું છે કે—

" चारित्तस्स विसोहिं, कीरइ सामाइएण किल एयं ।
सावज्जाण य जोगाण, वज्जणा सेवणत्तणओ ॥ "

"સામાયિકે કરીને ચારિત્રની વિશુદ્ધિ કરાય છે, અને તેનું સેવન કરવાથી સાવદ્ય યોગનો ત્યાગ થાય છે " ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯ મા અધ્યયનમાં પણ કહ્યું છે કે—" હે ભગવાન ! સામાયિક કરવાથી પ્રાણીને શો લાભ થાય છે ? હે ગૌતમ ! સામાયિક કરવાથી સાવદ્ય યોગની વિરતિ થાય છે. " ઇત્યાદિ.

સામાયિકના કેટલા ભેદો છે ૧, તે કયે સ્થાને કરવું ૨, કયારે કરવું ૩, તેનું પ્રમાણ કેટનું ૪, તે કરવાથી શું ફળ ૫, તેમાં ઉપધિ શું શું રાખવી ૬ અને તે ઉપર દ્રષ્ટાંત કોનું છે ?, આ સાત દ્વાર વડે સામાયિકની વ્યાખ્યા કરવામાં આવે છે.

## ૧ સામાયિકના ભેદો.

સામાયિકના ચાર ભેદો છે—સમકિત ૧, આગમ (શ્રુત) ૨, દેશવિરતિ ૩ અને સર્વવિરતિ ૪. તેમાં સમકિત એટલે જીવાદિક તત્ત્વો ઉપર શ્રદ્ધા ૧, આગમ એટલે સર્વજ્ઞે કહેલુ શ્રુત ૨, દેશવિરતિ એટલે અણુવ્રતમય ધર્મ ૩ અને સર્વવિરતિ એટલે મહાવ્રતમય ધર્મ ૪. પંડિત પુરૂષે આ ચારે ભેદો મોક્ષપ્રાપ્તિને માટે સાધવા લાયક છે તે વિષે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે—

" नाणं च दंसणं चेव, चरित्तं च तवो तहा ।
एस मग्गो त्ति पन्नत्तो, जिणेहिं वरदंसिहिं ॥ "

"જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ આ ચાર પ્રકારનો માર્ગ સર્વદર્શી શ્રીજિનેશ્વરેએ કહેલો છે."

સમકિત સામાયિક અને શ્રુત સામાયિક એ બે ચારે ગતિને વિષે પ્રાપ્ત થઇ શકે છે, પરંતુ દેશવિરતિ સામાયિક અને સર્વવિરતિ સામાયિક એ બે તો તિર્યંચગતિ[1] અને મનુષ્યગતિમાં જ પામી શકાય છે. લાખોભવ મનુષ્યના પામ્યા છતાંપણ આ બે સામાયિકની પ્રાપ્તિ દુર્લભ છે. કારણકે સર્વવિરતિ સામાયિકમાં રહેલો પ્રાણી જો મરણ પામે તો તે મોક્ષમાં અથવા સર્વાર્થસિદ્ધ વિમાન પર્યંત દેવગતિમાં જ જાય છે.

## ૨ સામાયિક કયાં કરવું ?

ઘરને વિષે, દેવગૃહને વિષે, ધર્મ સ્થાન (ઉપાશ્રયાદિ)ને વિષે અથવા સાધુની સમીપે કોઇ પણ સ્થાને રહેલો શ્રાવક સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરી આ સામાયિક કરી શકે છે. શ્રીઆવશ્યક ચૂર્ણિમાં કહ્યું છે કે—" તે શ્રાવક ચૈત્યગૃહમાં, સાધુની સમીપે, પોતાને ઘેર, પૌષધશાળામાં અથવા હરકોઈ સ્થાને જ્યાં મનની વિશ્રાંતિ થાય ત્યાં સર્વ સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરી આવશ્યક (પ્રતિક્રમણ) કરે."

## ૩ સામાયિક કયારે કરવું ?.

આ સામાયિક હમેશાં બે સંધ્યાકાળે (પ્રતિક્રમણ સાથે) કરવાનું છે, તેમજ એક દિવસમાં ઘણીવાર પણ કરવાનું છે. કારણકે શ્રાવક જ્યાં સુધી સામાયિકમાં હોય ત્યાં સુધી તે સાધુની જેવો છે. કહ્યું છે કે—

" सामाइयम्मि उ कए, समणो इव सावओ हवइ जम्हा ।
एएण कारणेणं, बहुसो समाइयं कुज्जा ॥ "

"સામાયિક કરવાથી શ્રાવક સાધુની જેવો થાય છે, તે કારણથી ઘણી વાર સામાયિક કરવું યોગ્ય છે."

---

૧ તિર્યંચગતિમાં આ બે પૈકી દેશવિરતિ સામાયિકની જ શ્રાવકના ૧૧ વ્રતરૂપ પ્રાપ્તિ થઇ શકે છે. ૧૨ મા વ્રતની ત્યાં પ્રાપ્તિ નથી.

બન્ને સંધ્યાને સમયેજ સામાયિક કરવું, તે સિવાય બીજા સમયે કરવું નહી એમ કેટલાક કહે છે, તે તેમનું કહેવું અયોગ્ય છે. કારણ કે "સાવદ્ય વ્યાપારને વર્જવાની જેમ અસાવદ્ય વ્યાપાર સેવવામા પણ રાત્રિ દિવસ યત્ન કરવો." એમ આવશ્યકની ટીકામાં કહ્યુ છે.

## ૪ સામાયિકનું પ્રમાણ.

શ્રુત જ્ઞાનીઓએ સામાયિકના કાળનું પ્રમાણ બે ઘડીનું કહ્યુ છે, તેથી ઓછા પ્રમાણવાળું કરે તો તે શુદ્ધ કહેવાતું નથી. કારણ કે જેમ તેમ સામાયિક લઇને તરત જ તેને પારે તો તેનો કાઇ પણ નિયમ રહે નહીં, માટે આ સામાયિક ઇચ્છા પ્રમાણે જેમ તેમ કરવાનું નથી. બે ઘડીથી વધારે સમય થાય તો તેમાં દોષ નથી, પરંતુ ઓછો કાળ થવો ન જોઇએ. તે વિષે કહ્યુ છે કે—

" काऊण तक्खणं चिय, पारेइ करेइ वा जहिच्छाए ।
अणवट्ठिय सामयिय, अणायराओ न तं सुद्धं ॥ "

" સામાયિક લઇને તરત જ પારે અથવા મરજી પ્રમાણે જેમ તેમ કરે તો સામાયિકની મર્યાદા કાંઈ પણ રહે નહીં, ( અનવસ્થા થઇ જાય ) અને તેનો અનાદર કર્યો કહેવાય તેથી તેવું સામાયિક શુદ્ધ કહેવાય નહીં. "

## ૫ સામાયિકનું ફળ.

સામાયિક રૂપી કલ્પવૃક્ષનું સેવન કરવાથી પંડિતો સ્વર્ગના અત્યંત ઉત્તમ સુખરૂપ ફળને પામે છે. તે વિષે સિદ્ધાતમાં કહ્યુ છે કે

" सामाइयम्मि उ कए, समभावो सावयाण घडियदुगं ।
आउं सुरेसु बंधइ, इत्तियमित्ताइं पलिआइं " ॥

" સામાયિક કરવાથી શ્રાવકોને બે ઘડી સુધી સમભાવ રહે છે, તેથી તે દેવલોકનું આટલા પલ્યોપમનુ આયુષ્ય બાંધે છે. " કેટલા પલ્યોપમનું ? તે કહે છે.—

" बाणवई कोडीओ, लख्खा गुणसट्ठि सहस्स पणवीसं।
नव सय पणवीसाए, सतिहा अडभाग पलियस्सं ॥ "

" બાણું કરોડ ઓગણસાઠ લાખ પચીસ હજાર નવ સો ને પચીશ પલ્યોપમ તથા એક પલ્યોપમના આઠ ભાગમાંથી ત્રણ ભાગ અધિક (૯૨૫૯૨૫૯૨૫⅜) આટલું દેવાયુ બાંધે છે.

## ૬ સામાયિકના ઉપગરણ

સામાયિક કરનારને માટે ધર્મ સંબંધી પાંચ ઉપગરણ કહ્યા છે જપમાળા (નવકારવાળી) ૧, અક્ષ (સ્થાપનાચાર્ય) ૨, દંડ ÷૩, મુખ વસ્ત્રિકા ૪ અને પુંજણી (રજોહરણ–ચરવળો) ૫. તે વિષે અનુયોગદ્વારની ચૂર્ણિમાં કહ્યું છે કે—" હે ભગવાન્ ! સામાયિક કરનાર શ્રાવકને કેટલા ધર્મ સંબંધી ઉપકરણો કહ્યા છે ? હે ગૌતમ ! સ્થાપનાચાર્ય, મુખવસ્ત્રિકા, જપમાળા, દંડ અને પુંજણી એ પાંચ ઉપકરણો કહ્યા છે.

## ૭ સામાયિક ઉપર દૃષ્ટાંત

હે શ્રાવકો ! જેમ એક વૃદ્ધ સ્ત્રીએ આદર પૂર્વક સામાયિક કર્યું હતું તેમ તમે પણ હમેશાં આદર પૂર્વક સામાયિક કરો.

## સામાયિક ઉપર વૃદ્ધ સ્ત્રીની કથા.—

આ જંબૂદ્વીપના ભરત ક્ષેત્રમાં માલવ નામનો દેશ છે. તે જાણે "હું મારી અપૂર્વ સમૃદ્ધિ પૃથ્વી પર દેખાડું." એમ ધારીને સ્વર્ગનો એક પ્રદેશ પૃથ્વી પર આવ્યો હોય એવો સુંદર દેખાતો હતો. તે દેશમાં ભોગાવતી, અમરાવતી, અલકા અને લંકા એ ચાર નગરીનો જય કરવાથી સાર્થક નામને ધારણ કરનારી તથા વિશ્વના જનોને આનંદ આપનારી ઉજ્જયિની નામની

÷ મકાનમાંથી કાજો કાઢવા માટે રાખવામાં આવતું દંડાસણ સમજાયછે,

નગરી છે. તે નગરીમાં એક મોટો શ્રેષ્ટી રહેતો હતો. તે સારી રીતે અભ્યાસ કરેલી કળાઓનો ભંડાર હતો અને હમેશાં (દરરોજ) લાખ દ્રવ્યનું દાન કરીને તેણે પૃથ્વી પીઠ ઉપર યશ રૂપી વૃક્ષ વાવ્યું હતું. તેનું ઘર સમુદ્રની જેમ ઘણા સુવર્ણ (સોનૈયા) રૂપ લક્ષ્મીથી ભરપૂર હતું, તેથી તે મેઘની જેમ હમેશાં લાખ દ્રવ્યનું દાન વરસાવતો હતો. તે શ્રેષ્ઠીની પાડોશમાં કોઇએક બુદ્ધિમાન વૃદ્ધ સ્ત્રી રહેતી હતી. તે દ્રવ્ય રહિત હોવાથી દાન વિગેરે કરી શકતી નહીં પરંતુ પ્રાયે કરીને તે હમેશાં સામાયિક કરતી હતી. તે વૃદ્ધાને ગર્વના પર્વત ઉપર આરૂઢ થયેલો શ્રેષ્ઠી હમેશાં કહ્યા કરતો હતો કે—"મોટા ફળને આપનારૂં દાન દેવું તે યોગ્ય છે, તું દરરોજ સામાયિક કરે છે તેનું ફળ તને શું પ્રાપ્ત થવાનું છે? અર્થાત કાંઇ થવાનું નથી." ત્યારે તે તેને જવાબ આપતી કે—"હે શ્રેષ્ઠી! તમને ધન્ય છે કે તમે હમેશાં ઘણું દાન આપો છો. હું તો સામાયિક કરૂં છું, પણ તેથી મારો મનુષ્યભવ સફળ છે." આ પ્રમાણે ચડતા પરિણામવાળા તે બન્ને દાન અને સામાયિકમાં તત્પર રહ્યા; તેમાં શિથિલ થયા નહીં. અનુક્રમે આયુષ્ય પૂર્ણ કરીને દાતાર શ્રેષ્ઠી કોઇ અરણ્યમાં હસ્તી થયો. તેને પકડી લાવી તેજ ઉજ્જયિનીના બળવાન રાજાએ પોતાને બેસવાનો પટ્ટહસ્તી કર્યો. તેને દરરોજ અમૃત જેવો સ્વાદિષ્ટ આહાર આપવામાં આવતો, હમેશાં તેની આરતી ઉતારવામાં આવતી, અને તેને સુવર્ણની સાંકળ વડે બાંધવામાં આવતો. એ પ્રમાણે વર્તતાં તે અનુક્રમે મદોન્મત્ત થયો. એકદા તે નગરીના માર્ગમાં ચાલતાં પોતાનું ઘર જોઇ જાતિસ્મરણ પામી ત્યાં જ બેસી ગયો, અનેક પ્રકારે ઉઠાડવાનો પ્રયત્ન કર્યો છતાં તે ત્યાંથી ઉભો થયો જ નહીં. બળવાન અને કળાને જાણનારા ઘણા માણસો ત્યાં એકઠા થયા, પરંતુ પૃથ્વી પર પડેલા તે હસ્તીને કોઇ ઉઠાડી શક્યું નહીં. ત્યાર પછી તે વૃદ્ધ સ્ત્રી કે જે મરણ પામીને તે જ રાજાની પુત્રી થઇ હતી, તે ત્યાં આવી અને પોતાનું ઘર જોઇ તે પણ જાતિસ્મૃતિને પામી. તેથી સર્વ વૃત્તાંત જાણીને તે રાજપુત્રીએ હાથીના કાનમાં કહ્યું કે—

"ઉઠ સિટ્ઠ મત ચિંત કર, ચિંતીયું કિંપિ ન હોઇ;
હું સામાઇય રાજસુ, તું કરી કમ્મવસેણ."

"હે શ્રેષ્ઠી ! ઉઠ ચિંતા ન કર. ચિંતવ્યું કાંઇ પણ થતું નથી. હું સામાયિક કરવાથી રાજપુત્રી થઇ છું, અને તું દાનેશ્વરી છતાં કર્મના વશથી હાથી થયો છે" આ પ્રમાણે તેણીનું વચન સાંભળી તરત જ હાથી ઉભો થયો. તે સમજ્યો કે કરેલા કર્મનું ફળ મળે તેમાં આગ્રહ શો કરવો ? તે જોઇ રાજાએ કહ્યું કે—"હે પુત્રી ! આ તારૂં ચરિત્ર મને આશ્ચર્ય પમાડે છે. તેં શું કર્યું ? આ હાથીને તેં શી રીતે ઉઠાડયો ? ત્યારે તે બોલી કે—"હે રાજન્ સાંભળો,— તમારી જ નગરીનો રહીશ અમુક શ્રેષ્ઠી મરીને આ હાથી થયો છે,અને હું તેના પાડોશમાં રહેનારી વૃદ્ધા મરીને તમારી પુત્રી થઇ છું." તે સાંભળી રાજાએ પુછ્યું કે-" તમે બન્નેએ શું કર્યું હતું કે જેથી તમને આવું ફળ પ્રાપ્ત થયું ?" ત્યારે તે બોલી કે—"અમારૂં પુણ્ય આ પ્રમાણે હતું.—

"એક (શ્રેષ્ઠી) હમેશાં લક્ષ સુવર્ણનું દાન કરતો હતો, અને બીજી (હું) સામાયક કરતી હતી તો પણ તે મારા પુણ્યને પહોંચી શકયો નહીં."

"અહીં ભોગ ભોગવતાં છતાં તને જો કે પરવશપણું તો અવશ્ય છે જ પણ તેથી તું શામાટે મનમાં દુઃખ માને છે? કારણકે વિવેક વિનાદાન દીધાનું આવું જ ફળ હોય છે." આ પ્રમાણે મેં પ્રતિબોધ પમાડયો એટલે આ હાથી ઉભો થયો છે, વળી હે રાજન્! સામાયિક કરવાથી હું આ તમારા મંદીરને પામી છું.અને મને તમારી પાસેથી આ સુવર્ણના અલંકારોની અને દિવ્ય ભોગની સમૃદ્ધિની પ્રાપ્ત થઇ છે, તે વિવેક સહિત ધર્મક્રિયા કરવાનું ફળ છે." આ પ્રમાણે રાજપુત્રીનાં વચન સાંભળી રાજા વિગેરે સર્વ લોકો ધર્મને વિષે પ્રીતિવાળા થયા, અને સામાયિક વ્રત કરવામાં દૃઢ બંધનવાળા થયા.

આ પ્રમાણે મુક્તિ માર્ગને દેખાડનારૂં વૃદ્ધ સ્ત્રીનું દ્દષ્ટાંત સાંભળીને હે ભવ્ય જનો ! હમેશાં આદર પૂર્વક સામાયિક વ્રત અંગીકાર કરો.

આ પ્રમાણે શ્રીતપગચ્છ રૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રી ધર્મહંસ ગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રીઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રી ઉપદેશ કલ્પવલ્લી નામની ટીકાને વિષે પહેલી શાખામાં સામાયિકના વિષય ઉપર સ્થવિરા સ્ત્રીનું દ્દષ્ટાંત આપીને સામાયિક કરવા રૂપ ચોથો પલ્લવ સમાપ્ત કર્યો.

## પલ્લવ ૫.

સમગ્ર કળાને જાણનાર, જ્ઞાનાદિક સમગ્ર લક્ષ્મીવાળા અને કામદેવથી ત્યાગ કરાયેલા શ્રીસુમતિ સ્વામી મને મનોહર અને દુર્લભ સુમતિ-સદ્બુદ્ધિ આપો.

હવે ચતુર્વિંશતિ સ્તવ નામનું પાંચમું દ્વાર વર્ણવે છે.—જિનેશ્વરના શાસનની પ્રભાવના કરવામાં પ્રવીણતાને પામેલા હે ભવ્ય પ્રાણીઓ ! તમે ચતુર્વિંશતિજિનેશ્વરોની સ્તુતિ કરવામાં ઉદ્યમવંત થાઓ. તે આ પ્રમાણે-શ્રીઋષભદેવ ૧, શ્રીઅજિતસ્વામી ૨, શ્રીસંભવનાથ સ્વામી ૩, શ્રીઅભિનંદન સ્વામી ૪, શ્રીસુમતિ સ્વામી ૫, સુસીમાદેવીના પુત્ર શ્રીપદ્મપ્રભુ સ્વામી ૬, શ્રી સુપાર્શ્વ ૭, લક્ષ્મણા દેવીના પુત્ર શ્રીચંદ્રપ્રભ ૮, શ્રીસુવિધિ ૯, શ્રીશીતળ ૧૦. શ્રી શ્રેયાંસ ૧૧, શ્રીવાસુપૂજ્ય ૧૨, શ્રીવિમલ ૧૩, શ્રીઅનંત ૧૪, શ્રીધર્મનાથ ૧૫, શ્રીશાંતિનાથ ૧૬, શ્રીકુંથુનાથ ૧૭, શ્રીઅરનાથ ૧૮, શ્રીમલ્લીનાથ ૧૯, શ્રીસુવ્રતસ્વામી ૨૦, શ્રીનમિનાથ ૨૧, શ્રીનેમિનાથ ૨૨, શ્રીપાર્શ્વનાથ ૨૩ અને શ્રીમહાવીર સ્વામી ૨૪ આ ચોવીશ તીર્થંકરોને હું વાંદું છું. આ પ્રમાણે સમકિતની શુધ્ધિ માટે ચૈત્યવંદન પૂર્વક ચતુર્વિંશતિ સ્તવ વડે નિરંતર તીર્થંકરોની સ્તુતિ કરવી. કહ્યું છે કે

" दंसणयारविसोहि चउवीसाइत्थएण किज्जइ अ ।
अच्चब्भुअगुणकित्तण-रूवेणं जिणवरिंदाणं ॥ "

"જિનેશ્વરોના અત્યંત અદ્‌ભુત ગુણોના કીર્તન રૂપ ચતુર્વિંશતિ સ્તવ વડે દર્શનાચારની શુદ્ધિ કરાય છે–થાય છે. "

સર્વ આવશ્યક ક્રિયા દેવવંદન પૂર્વક કરવી જોઇએ, તે એને કરવાથી સર્વ વિધિ સફળ થાય છે જ્યારે કોઇ પણ સાધુ અથવા શ્રાવક કોઇ પણ ધર્મક્રિયા કરે છે, ત્યારે અત્યારે પણ ગુરૂ મહારાજ જિન-સ્તવ પૂર્વક તે ક્રિયા કરાવે છે. તપ કરવો અને નંદી (નાંદ) માંડવી વિગેરે કાર્યમાં સાધુ અથવા શ્રાવકે ઉત્સર્પિણી અને અવસર્પિણીમાં થયેલા તીર્થંકરોની સ્તુતિ કરવી જોઇએ. ધર્મતીર્થને પ્રવર્તાવનારા અને ત્રણ લોકને ઉદ્યોત કરનારા તીર્થંકરો પંચ પરમેષ્ઠિને વિષે પ્રથમ કહેલા છે. તે વિષે પૂજ્ય શ્રીભદ્રબાહુસ્વામીએ શ્રીઆવશ્યક સૂત્રમાં કહ્યું છે કે–

" दुविहो खलु उज्जोओ, नायव्वो दव्वभावसंजुत्तो ।
अग्गी दव्वुज्जोओ, चंदो सूरो मणी वज्ज ॥
नाणं भावुज्जोओ, जह भणियं सव्वभावदंसीहिं ।
तस्स उवओगकरणे, भावुज्जोअं वियाणाहि ॥
लोगमुज्जोअगरा, दव्वुज्जोएण न हु जिणा हुंति ।
भावुज्जोअगरा पुण, हुंति जिणवरा चउवीसं ॥
दव्वओ उज्जोओ, पभासइ परिमियम्मि खित्तम्मि ।
भावओ उज्जोओ, लोगालोगं पयासेहि ॥ "

"ઉદ્યોત બે પ્રકારનો જાણવો—દ્રવ્યઉદ્યોત અને ભાવઉદ્યોત તેમાં અગ્નિ, ચંદ્ર, સૂર્ય, મણિ, અને વજ્ર (વીજળી) વિગેરે દ્રવ્ય-

ઉદ્યોત છે, અને જ્ઞાન એ ભાવઉદ્યોત છે, એમ સર્વ પદાર્થોને જોનારા સર્વજ્ઞોએ કહ્યું છે. તે જ્ઞાનનો ઉપયોગ કરવાથી ભાવઉદ્યોત થાય છે એમ જાણવું. જિનેશ્વરો દ્રવ્ય ઉદ્યોતે કરીને ત્રણ લોકને ઉદ્યોત કરનારા નથી, પરંતુ ચોવીશે તીર્થંકરો ભાવ ઉદ્યોતને કરનારા છે. કારણ કે જે દ્રવ્યથી ઉદ્યોત કરનાર પદાર્થ છે તે પરિમિત ક્ષેત્રમાં જ પ્રકાશ કરી શકે છે, અને ભાવ ઉદ્યોત તો લોક અને અલોક સર્વને વિષે પ્રકાશ કરે છે. ”

તે તીર્થંકરો અનંત બળ અને અનંત વિજ્ઞાન વડે સર્વ જીવોનું ઉલ્લંઘન કરે છે (વધી જાય છે.) તેથી તેમનો પૂર્ણ મહિમા કહેવાને ઇંદ્ર પણ શક્તિમાન નથી. તીર્થંકરોનું લોકોત્તર સૌભાગ્ય સર્વને આશ્ચર્ય કરનારું છે, તેથી સર્વ ઇંદ્રો હર્ષ પૂર્વક તેમનાં પાંચે કલ્યાણકોએ મહોત્સવ કરે છે. તીર્થંકરો ત્રણ લોકને આશ્ચર્ય કરનારી સમૃદ્ધિને પામેલા છે, તેનું કારણ તેમના પૂર્વ જન્મનું પુણ્ય જ છે, તે પુણ્ય તેમની સ્તુતિથી જાણવું. તે સ્તુતિ નીચે પ્રમાણે.—

જેણે ધનસાર્થવાહના ભવને વિષે મનુષ્ય ભવની પ્રાપ્તિરૂપી ક્યારામાં દાનરૂપી કલ્પવૃક્ષને વાવી શ્રદ્ધા (સમકિત) રૂપ દૃઢ મૂળીયાંવાળો કરી ઘૃતરૂપી જળના સમૂહથી સીંચી વૃદ્ધિ પમાડ્યો અને તેને નિરંતર (આંતરા રહિત) તેર ભવોએ કરીને ફળવાળો કર્યો, તે શ્રીઆદિદેવ તમારી લક્ષ્મીને માટે થાઓ. ૧

જેણે જંબૂદ્વીપના મહાવિદેહ ક્ષેત્રમાં અત્રેશ્વ વત્સ નામના વિજયમાં વિજયા નામની પુરીરૂપી સ્ત્રીના હાર સમાન શ્રીવિમળવાહન નામના રાજાના ભવને વિષે સદ્‌ગુરુ પાસે દીક્ષા લઇ ઉગ્ર તપસ્યાવડે તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું, તે વિજયા રાણીના પુત્ર **શ્રીઅજિતનાથ સ્વામી જયવંતા વર્તો.** ૨

જે સાધર્મિક સમૂહને પ્રથમ ભોજન કરાવી જમતા હતા, જેણે દુષ્કાળમાં પોતાને માટે કરેલા અન્ન જળ વડે સાધુઓને તૃપ્ત કર્યા

હતા, અને જેને ત્રીજા ભવમાં સમકિત રૂપી ધાન્યની અક્ષય સંપદા પ્રાપ્ત થઇ હતી, તે શ્રી સંભવનાથ સ્વામી ભવ્ય પ્રાણીઓની વિભૂતિને માટે થાઓ. ૩

જેણે પૂર્વે મહાબલ રાજાના ભવમાં બળને વાયુએ ચલાયમાન કરેલા તરંગોની શ્રેણિ વડે વ્યાપ્ત એવા જળની જેવું ચપળ જાણીને તથા જીવિતને ક્ષણવિનશ્વર જાણીને દીક્ષા લીધી હતી, અને જેના સમ્યક્ત્વ રૂપી અંકુરાની પૃથ્વી (હૃદય) સમતા રૂપી જળના સિંચવાથી વિવેકના આશ્રયવાળી થઇ હતી, તે ચોથા અભિનંદન નામના જિનેશ્વરને હે આર્યજનો (ભવ્યો) તમે ભજો. ૪.

' હે યોગી (મુનિ)! જો તમારૂં યૌવન વય છે, તો તમે આવું તીવ્ર વ્રત કેમ અંગીકાર કર્યું છે? તેથી હાલ તમે ભોગ ભોગવો, આવા દુર્લભ યૌવન વયને તમે નિષ્ફળ ન ગુમાવો.' તે સાભળીને મુનિ બોલ્યા કે ' હે રાજા! મોહને લીધે તમે નીચ ગતિમાં ન પડો, કારણકે યુવાવસ્થામાં તપ કરવાથી મોટો લાભ થાય છે.' આ પ્રમાણેનું ગુરૂનું વચન સાંભળી વૈરાગ્ય પામી જેણે પૂર્વ જન્મમાં વ્રત ગ્રહણ કર્યું હતુ, તે શ્રી મેઘરાજાના પુત્ર શ્રીસુમતિ સ્વામી મારા પાપનો નાશ કરો ૫.

જેમણે પૂર્વ ભવમાં ત્રણ પ્રકારે અપરાજિત નામને ધારણ કરી શ્રદ્ધા સહિત વિહિતાશ્રમ નામના ગુરૂપાસે દીક્ષા અંગીકાર કરી હતી. 'નિર્મળ જળના સંબંધથી વસ્ત્ર નિર્મળ થાય તેમાં શું આશ્ચર્ય?' તે શ્રીપદ્મપ્રભ નામના જિનેશ્વરે જેમ સૂર્ય આકાશને પ્રકાશિત કરે તેમ ધર નામના રાજાના વંશને પ્રકાશિત કર્યો છે. ૬.

જેમણે પૂર્વે રમણીય નામના વિજયના સ્વામી થઇને ધાતકીખંડ દ્વીપ રૂપી નીપ વૃક્ષના પુષ્પને મેઘની જેમ વિકસ્વર કર્યું હતું તથા જેના મનના તાપનો સમૂહ ગુરૂના મુખ રૂપી ચંદ્રના વચન રૂપી પ્રકાશના વશથી નાશ પામ્યો હતો, તે શ્રીસુપાર્શ્વ જિન અમારૂં કષ્ટમાંથી રક્ષણ કરો. ૭.

ચારિત્ર રૂપી રાજ્ય વિશેષ પ્રકારના ક્લેશને નાશ કરનારૂં છે અને પરલોકમાં કલ્યાણને આપનારૂં છે; આ પૃથ્વીનું રાજ્ય તો મહોન્મત્તપણાથી જેમનાં હૃદય અંધ થયાં હોય તેવા પુરૂષોને જ ભોગવવા લાયક છે અને પરભવમાં અધોગતિને આપનારૂં છે, એમ વિચારીને મોટી રૂચિ ( શ્રદ્ધા ) વાળા જેમણે પૂર્વ જન્મમાં મોટા રાજ્યનો ત્યાગ કરી શ્રીયુગંધર ગુરૂની પાસે ચારિત્રરાજ્યનો સ્વીકાર કર્યો હતો તે શ્રીચંદ્રપ્રભ નામના જિનેશ્વર અમોને જ્ઞાનાદિક લક્ષ્મી આપનારા થાઓ. ૮.

અર્ધ ચંદ્રને આકારે રહેલા અર્ધ પુષ્કરવરદ્વીપ રૂપી ક્રીડાસરોવરને વિષે શોભતા (રહેલા) પૂર્વ મહાવિદેહમાં પદ્મભવન (પુંડરીકિણી) નામની નગરી રૂપ કમલિનીને વિષે ભ્રમર સમાન જેમણે પૂર્વભવમાં ચારિત્ર રૂપી મકરંદ (રસ)નો આસ્વાદ કરી શ્રદ્ધા ( સમકિત ) રૂપી મદની સંપદા પ્રાપ્ત કરી હતી, તે શ્રીસુવિધિ સ્વામી ધીર પુરૂષોએ હૃદયમાં સ્થાપન કરવા યોગ્ય છે. ૯.

અર્ધ પુષ્કરવર દ્વીપના ચૂડામણિ અને તત્વાતત્વનું વિવેચન કરનાર જેમણે પૂર્વ ભવમાં પદ્મોત્તર એવું પોતાનું નામ સામ્રાજ્યની લક્ષ્મી અને ચારિત્રની લક્ષ્મીવડે યથાર્થ કરી અનુપમ તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કર્યું હતું, તે શ્રીશીતલનાથ સ્વામીને હું ભક્તિથી ભજું છું. ૧૦

પૂર્વ ભવમાં પૂર્વમહાવિદેહ ક્ષેત્રના ભૂષણ સમાન જેને યોગીન્દ્રના ચરણ કમળ સેવવાથી તેવો અપૂર્વ સમ્યગ્દષ્ટિ રૂપ રસ પ્રાપ્ત થયો કે જેથી અવશ્ય સિધ્ધિ પ્રાપ્ત થઇ શકે. તે રસમાં લીન થતાં સંસાર પણ જેને સુખકારક થયો, તે શ્રીશ્રેયાંસ પ્રભુ અમારી લક્ષ્મીને માટે થાઓ.૧૧.

પૂર્વ ભવમાં પુષ્કરવર દ્વીપને વિષે હંસની જેમ ક્રીડા કરનારા અને ભાવ શત્રુ રૂપી પર્વતોને છેદવામાં વજ્રસમાન શ્રીવજ્રનાભ ગુરૂની વાણી રૂપી અમૃતરસનું પાન કરવાથી જેણે મિથ્યાત્વ રૂપી વિષનું વમન કર્યું

અને જે સમકિત રૂપી અમૃતના પાને કરીને નિર્મળ થયા, તે શ્રી-ઇક્ષ્વાકુકુળ રૂપી આકાશમાં સૂર્ય સમાન **શ્રીવાસુપૂજ્ય** સ્વામી તમારું રક્ષણ કરો. ૧૨.

પૂર્વ ભવમાં સર્વોત્તમ, સર્વ પ્રાણીનું રક્ષણ કરનારા અને સર્વ પ્રકારની ગુપ્તિવાળા સદ્ગુરૂને પામીને તત્કાળ જેની શુદ્ધ બુદ્ધિ થઇ હતી (અર્થાત્ સમકિત પામ્યા હતા), તથા જે ભાવ પૂર્વક ચારિત્ર ગ્રહણ કરી, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનુ પાલન કરી ત્રણ લોકના જીવોને ત્રણે સંધ્યાએ ત્રણ પ્રકારે ધ્યાન કરવા લાયક થયા હતા, તે પ્રાણીઓને નિર્મળતા આપનાર અનુપમ **શ્રીવીમલનાથ** સ્વામીની અમે સ્તુતિ કરીએ છીએ. ૧૩.

પૂર્વ ભવમાં જે રાજા સદ્ગુરૂની કૃપાથી સમકિત રૂપ શર્કરા યુક્ત દૂધનું પાન કરી તૃષ્ણા રહિત થઇ શીતળતાને પામ્યા, તથા ત્રણ લોકને વિષે અદ્ભુત ભાગ્યવાળા જેણે ત્રણ ભવસુધી નવા નવા આનંદનો અનુભવ કર્યો, તે અનંત નામના જિનેશ્વર અમને અનત સુખ આપો. ૧૪.

જે પૂર્વ જન્મમાં ચંદનના વૃક્ષ જેમની પાસે રહેલાને સુવાસિત કરતા હતા, તથા આ જન્મમાં પરિણામ[૧] અને નામ વડે કરીને પણ જે ધર્મથી ભિન્ન રૂપ નથી ( એક રૂપ છે ) તેવા ગુણ સમૂહ રૂપી સુંદર પુષ્પોને ઉત્પન્ન કરવામાં વૃક્ષ સમાન તથા પંડિતોએ જેના ચરણ કમળ નમવા લાયક છે, તે ધર્મ નામના જિનેશ્વર તમને પવિત્ર કરો. ૧૫.

પૂર્વ ભવમાં જેની પાસે ઉડીને આવેલો, ત્રાસ પામેલો પારાપત (પારેવો) બોલ્યો કે 'હે વજ્રના પંજર સમાન રાજા ! મારૂં રક્ષણ કરો. મારી પાછળ શ્યેન પક્ષી આવે છે.' તેટલામાં જ ત્યાં આવેલા શ્યેન પક્ષીને

---

૧ મનની પરિણતિ.

રાજાએ કહ્યું કે ' આ પારાપતને તું છોડી દે, હું તને બીજું ભોજન આપું. ' ત્યારે શ્યેન બોલ્યો કે—'મને માંસ આપો ' તે સાંભળી દયાના નિધિ જે રાજાએ પોતાના શરીરનું માંસ કાપી કાપીને આપવા માંડયું અને છેવટ પોતાનું આખું શરીર પણ આપી દીધું, એવા કરૂણાસાગર શ્રીશાન્તિનાથ સ્વામી મારા હર્ષને માટે થાઓ. ૧૬.

જે પૂર્વ જન્મમાં તપ કરવાથી જગતને ચમત્કાર કરનારા સુંદર ભોગો, મનોહર વસ્તુના યોગો અને છ ભરત ક્ષેત્રનું ચક્રવર્તીપણુ પ્રાપ્ત કરીને (ભોગવીને) પછી તીર્થંકર થયા તે શ્રીકુંથુનાથ સ્વામી પોતાના ચરણ કમળને સેવનારા ભવ્ય જીવોને પૃથ્વીનું ચક્રવર્તીપણું અને ધર્મનું ચક્રવર્તીપણુ એ બે પદને આપનાર થાઓ. ૧૭

જંબૂદ્વીપ રૂપી માનસ સરોવરને વિષે રાજહંસ જેવા જેમણે પૂર્વ ભવમા ધનપતિ રાજા થઇ સદ્ગુરૂના ઉપદેશથી મિથ્યાત્વનો ત્યાગ કર્યો હતો, તથા તુલ્યની સાથે સમાગમ થાય તો સારૂં એમ ધારી જેમણે ચોથા આરાને પ્રકાશિત કર્યો હતો, તેવા જ્ઞાનના ઉદ્યોતને કરનાર ચાર મુખવાળા શ્રીઅરનાથ નામના જિનેશ્વર અમને સુખ આપનારા થાઓ ૧૮.

જે પ્રભુએ પૂર્વ ભવમાં છ મિત્રો સહિત નિર્મળ ચારિત્રનું પાલન કર્યું, પરંતુ મિત્રોને છેતર્યાં અને ઉગ્ર તપસ્યા કરી અરિહંત નામ કર્મ ઉપાર્જન કર્યું, તેથી તીર્થંકરપણાને વિષે પણ સ્રીપણું પામી સ્વયંવરમા પરણવા આવેલા અને મોહિત થયેલા તેજ મિત્ર રાજાઓને જેમણે પ્રતિબોધ પમાડ્યા, તે શ્રીમલ્લીનાથ સ્વામી તમને સમૃદ્ધિ આપનાર થાઓ. ૧૯.

પૂર્વે શિવકેતુ[1] નામના રાજાના ભવમા જે પ્રભુએ તીક્ષ્ણ ખડ્ગથી પણ ન ભેદી શકાય એવી રાગદ્વેષની નિવિડ ગ્રંથિને શુભ ધ્યાન રૂપી વજ્ર વડે ભેદીને ઔપશમિક સમકિત પ્રાપ્ત કર્યું હતું, તે હરિવંશ

---

૧ ત્રિષષ્ટિમાં સુરશ્રેષ્ઠ નામના રાજા કહ્યા છે

રૂપી મેરૂ પર્વતને વિષે કલ્પવૃક્ષ સમાન શ્રીમુનિસુવ્રત સ્વામીની હું સ્તુતિ કરૂં છું. ૨૦

જંબૂદ્વીપના પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રમાં ભરત નામના વિજયની પૃથ્વીના ભૂષણ રૂપ જે સિધ્ધાર્થ નામના રાજાએ સમકિત સહિત ચારિત્રને ગ્રહણ કરી દશમા દેવલોકનો આશ્રય કર્યો હતો, તે વિજય નામના રાજાના વંશ રૂપી આકાશમાં સૂર્ય સમાન શ્રીનમિનાથ સ્વામીને હે જનો ! તમે આનંદ સહિત નમસ્કાર કરો. ૨૧.

જે દંપતિના આઠ ભવો અખંડ પ્રીતિવાળા થયા, જેમના પુણ્યના અંકુરાઓ જગતમાં પ્રસિધ્ધ છે. જેને તજીને નવમા ભવમાં સતી રાજિમતીએ બીજા પતિની ઇચ્છા કરી નહીં અને જે બન્નેનો નવમો ભવ મોક્ષદાયક થયો, તે શ્રીનેમિનાથને નમસ્કાર હો. ૨૨.

પૂર્વે સ્ફુરાયમાન મણિરત્નની ખાણમાંથી માણિક્યના ઉપાર્જકની જેમ જેમણે સમકિત રત્ન ઉપાર્જન કર્યું હતું, દશ ભવોમાં કરેલા દશ અવતારથી જે વિષ્ણુના સહોદર હતા: જેમના કોપાગ્નિની શાંતિ કરવા માટે હોય એમ અગાધ જળની વૃષ્ટિ કરતા કમઠે જેમને પ્રતિ નમસ્કાર કર્યો હતા, તથા જેમની ઉપર છત્રને આકારે પોતાની ફણા રાખીને ધરણેંદ્રે કમઠને નિવાર્યો હતો, તે શ્રીપાર્શ્વનાથ પ્રભુ જયવંતા વર્તો ૨૩.

પૂર્વે કાષ્ઠને છેદવા માટે વનમાં ગયેલા જેણે મુનિને અન્નદાન આપી મિથ્યાત્વનો છેદ કર્યો, તથા જેણે ગુરૂને માર્ગમાં સ્થાપન કરી-માર્ગ બતાવી પોતાનું નયસાર નામ જગતમાં પ્રસિદ્ધ કર્યું, તે ઉજ્વળ ગુણવાળા શ્રીમહાવીર સ્વામી ત્રણ જગતના લોકોને આનંદ આપો. ૨૪

. પહેલા આદીશ્વરપ્રભુના સમ્યકત્વ પામ્યા પછી તેર ભવ થયા, શાંતિનાથના બાર, નેમિનાથના નવ, પાર્શ્વનાથના દશ, મહાવીર સ્વામીના સત્તાવીશ અને બાકીના તીર્થંકરોને ત્રણ ત્રણ ભવ થયા. સમકિત રૂપી જળથી ભરેલા જેમના માનસમાં ધર્મ રૂપી ક્રીડા

કરી રહેલ છે તે ઉપર સ્તુતિ કરાયેલા તીર્થંકરો ભવ્ય પ્રાણીઓને અક્ષયમોક્ષ લક્ષ્મી આપો.

## ઇતિ ચતુર્વિંશતિ જિન સ્તવ.

સર્વ તીર્થંકરો તીર્થંકરના ભવની પહેલાના ત્રીજા ભવમાં વીશ સ્થાનક નામના તપે કરીને જિન નામકર્મ ઉપાર્જન કરે છે. તે વીશ સ્થાનકો આ પ્રમાણે છે.-અરિહંત ૧, સિધ્ધ ૨, પ્રવચન ૩, ગુરૂ (આચાર્ય) ૪, સ્થવિર ૫, બહુશ્રુત ૬ અને તપસ્વી ( મુનિ )૭ એ સાતની ભક્તિ કરવી. પૂર્વે ભણેલા શ્રુતનો ઉપયોગ દેવો ૮, દર્શન એટલે સમકિત નિર્મળ કરવુ ૯, ગુર્વાદિકનો વિનય કરવો ૧૦, સાંજ સવાર સમય પ્રમાણે બે વાર પ્રતિક્રમણ કરવું ૧૧, શીળ પાળવું ૧૨, સામાયિક કરવું ૧૩, ઉપવાસાદિક તપ કરવો ૧૪, સુપાત્રે દાન દેવું ૧૫, ગુર્વાદિકની વૈયાવચ્ચ કરવી ૧૬, પર્વ તિથિએ પૌષધ કરવો ૧૭, હમેશાં નવું નવું જ્ઞાન ઉપાર્જન કરવું ૧૮, તથા શ્રુત ૧૯ અને સંઘની ૨૦ ભક્તિ કરવી. પહેલા અને છેલ્લા તીર્થંકરોએ આ વીશે સ્થાનકો આરાધ્યાં હતાં, અને બીજા બાવીશ તીર્થંકરોમાંથી કોઇએ એક, કોઇએ બે, અને કોઇએ ત્રણ ઇત્યાદિ સ્થાનકો આરાધ્યાં હતાં. સર્વે તીર્થંકરો પ્રાંતે અનંત અતિશયોની લક્ષ્મીનું સ્થાન થયા, તે આ વીશ સ્થાનક તપનો જ મહિમા છે. કોઇ પણ પ્રાણીએ ભાવથી અરિહંતને એકજ વાર નમસ્કાર કર્યો હોય તો તે સર્વ પાપનો ક્ષય કરે છે. તે વિષે કહ્યું છે કે—" જિનવરોને વિષે શ્રેષ્ઠ એવા શ્રીવર્ધમાન સ્વામીને જો ( ભાવથી ) એક જ નમસ્કાર કર્યો હોય તો તે પુરૂષ અથવા સ્ત્રીને સંસારસાગરથી તારે છે. " આ જિનશાસનના સ્વામી તીર્થંકરો નિરંતર આરાધવા લાયક છે

તેના ભાવ, નામ, આકૃતિ ( સ્થાપના ) અને દ્રવ્ય એમ ચાર પ્રકાર છે-જિનેશ્વરના આ ચાર નિક્ષેપા છે. તેમાં ( સમવસરણને મધ્યે )

સિંહાસન ઉપર બેઠેલા, તીર્થંકર નામકર્મને ભોગવતા અને ભવ્ય પ્રાણીઓએ વંદાતા તીર્થંકરો ભાવજિન કહેવાય છે ૧. ચતુર્વિંશતિ સ્તવને વિષે ઋષભદેવ, અજિતનાથ વિગેરે જિનેશ્વરોનાં જે નામો કહેવામાં આવે છે તે નામજિન કહેવાય છે, તે પણ નમવા યોગ્ય છે. ૨. ચૈત્યોમાં રહેલી (સ્થાપેલી) શાશ્વત અને અશાશ્વત જિનપ્રતિમાઓ સ્થાપનાજિન કહેવાય છે, તેઓને નમસ્કાર કરવાથી અથવા નહીં કરવાથી[1] પણ તેઓ નિરંતર સુખને આપનારી છે. ૩. શુભ ભાવને ધારણ કરનાર જેઓ આ ભવમાં અથવા બીજા ભવમાં સ્ત્રી વિગેરેનો ( સંસારનો ) ત્યાગ કરી, વ્રત ગ્રહણ કરી, અરિહંતની લક્ષ્મી પ્રાપ્ત કરશે તે દ્રવ્યજિન કહેવાય છે, તેઓ પણ સ્તુતિ કરવા યોગ્ય છે. ૪. આ વિષે શ્રીમાન દેવેંદ્રસૂરિએ ચૈત્યવંદન ભાષ્યમાં કહ્યું છે કે –" જિનેશ્વરનું જે નામ તે નામજિન કહેવાય છે ૧, જિનેશ્વરની જે પ્રતિમા તે સ્થાપનાજિન કહેવાય છે ૨, જિનેશ્વરનો જે જીવ તે દ્રવ્ય જિન કહેવાય છે ૩, અને સમવસરણમાં સાક્ષાત વિરાજમાન જે તીર્થંકર તે ભાવજિન કહેવાય છે. ૪.

સાધુઓને હંમેશાં એક રાત્રિ દિવસમાં થઇને સાત વાર ચૈત્યવંદના કરવાની છે તે આ પ્રમાણે-પ્રાતઃકાળના પ્રતિક્રમણ વખતે ( વિશાળ લોચનનું ) ૧, ચૈત્યમાં જિનપ્રતિમાને વાંદતી વખતે ૨, આહારના પ્રારંભમાં ( પચ્ચખ્ખાણ પારતાં ) ૩, આહાર કરી રહ્યા પછી ( પચ્ચખ્ખાણ કરતાં ) ૪, સાંજના પ્રતિક્રમણમાં ૫, સુવાને સમયે ( સંથારા પોરિસી ભણાવતાં ) ૬ તથા સવારે ઉઠની વખતે ( જગચિંતામણિનું ) ૭. શ્રાવકોને પણ સાત ચૈત્યવંદના કરવાની છે. તે આ પ્રમાણે—બન્ને પ્રતિક્રમણમાં બે ૨, ત્રિકાળ પૂજામાં ત્રણ ૫, તથા સુતી વખતે ૬ અને ઉઠની વખતે ૭. જે શ્રાવક એટંક પ્રતિ-

---

૧ અહીં નમસ્કાર નહીં કરવાથી પણ કહ્યું છે તેનો તાત્પર્ય એ છે કે-તમે નમસ્કાર કરો યા ન કરો પણ તે તો સુખ આપનારી સિદ્ધજ છે.

ક્રમણુ ન કરતો હોય તો પાંચ ચૈત્યવંદના કરે. અને માત્ર ત્રિકાળ જિનપૂજા કરતો હોય તો ત્રણ ચૈત્યવંદના તો જરૂર કરે. જઘન્યથી શ્રાવકે હમેશાં પોતાને ઘેર અથવા ચૈત્યને વિષે એકવાર દેવપૂજા અને ચૈત્યવંદના અવશ્ય કરવી જોઈએ. મોક્ષના અભિલાષી સાધુએ અને શ્રાવકે પણ સર્વ ધર્મ કાર્યો ગુરૂની આજ્ઞાએ દેવવંદન પૂર્વક જ કરવાં. કહ્યું છે કે-" અરિહંતને જો એક જ નમસ્કાર કર્યો હોય તો તે પ્રાણીને સહસ્ર ભવથી મૂકાવે છે, અને ભાવથી કરેલો નમસ્કાર સમકિતના લાભને માટે થાય છે. "

આ પ્રમાણે હમેશાં ભાવથી ચોવીશ તીર્થંકરોનું સ્તવન કરવાથી કયા કુશળ પુરૂષોને આ ભવમાં અને અન્ય ભવમાં સમગ્ર લક્ષ્મીઓ પ્રાપ્ત થઈ નથી ? સમવસરણમાં રહેલા ભાવ તીર્થંકરોની સેવા કરવાથી અનેક ભવ્ય જીવોને આ ભારત ક્ષેત્રમાં મુક્તિનો હિતકારક માર્ગ સુલભ થયો છે.

આ પ્રમાણે તપગચ્છ રૂપી આકાશને વિષે સૂર્ય સમાન મહાઉપાધ્યાય **શ્રી ધર્મહંસગણિના** શિષ્ય ઉપાધ્યાય શ્રી ઇંદ્રહંસ ગણિએ રચેલી **શ્રી ઉપદેશકલ્પવલ્લી** નામની ટીકાને વિષે પહેલી શાખામાં ચતુર્વિંશતિ જિન સ્તવ નામનો પાંચમો પલ્લવ સમાપ્ત થયો. ૫.



## પલ્લવ ૬.

ગુણ સમૂહ રૂપી મણિઓના ઉત્પત્તિ સ્થાન રૂપ, વિકસ્વર રક્ત કમળની જેવી કાંતિવાળા અને જેના ચરણ કમળને ઇંદ્રોએ નમસ્કાર કર્યા છે એવા હે **શ્રીપદ્મપ્રભ** પ્રભુ ! તમે જયવંતા વર્તો.

હવે શ્રાવકને હમેશાં કરવાના વંદનક નામના ત્રીજા આવશ્યકનું છઠ્ઠું દ્વાર કહે છે.—હે શ્રદ્ધા-વિચાર પૂર્વક પ્રવૃત્તિ કરનારા શ્રાવકો ! મોટા ગુણોને ધારણ કરનાર શ્રીગુરૂના ચરણકમળમાં વંદન કરવાના વિધિને વિષે નિરંતર ઉદ્યમ કરો. પ્રતિક્રમણ કરતી વખતે "

(કુલ ૯૩ ) આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવિર અને રત્નાધિક (અધિક દીક્ષા પર્યાયવાળા) એ પાચ વાદવા યોગ્ય છે (કુલ ૯૮) પાસત્થો, ઓસન્નો, કુશીલીયો, સસત્તો અને અહાચ્છંદો એ પાચ પ્રકારના સાધુ અરિહંતના મતમા વાંદવા યોગ્ય નથી (કુલ ૧૦૩). ગુરૂનુ ચિત્ત વ્યાખ્યાનાદિકના શ્રમથી આકુળ વ્યાકુળ હોય, ગુરૂ પરાઙ્‌મુખ એટલે અવળા મુખવાળા હોય (બીજી બાજુ જોતા હોય) નિદ્રાદિક પ્રમાદમાં હોય, આહાર કે નિહાર કરતા હોય અને આહાર કે નિહાર કરવાના ઇચ્છક હોય તે વખતે ગુરૂને વાદવા નહીં આ પાચ વાદવાના સમયના નિષેધ જાણવા ( કુલ ૧૦૮ ) ગુરૂ શાતપણે બેઠા હોય, આસન ઉપર સ્થિત હોય, ઉપશાત હોય અને વદાવવાને ઉપસ્થિત હોય ત્યારે બુદ્ધિમાને આજ્ઞા લઇને વાંદવા આ ચાર વાદણાના અનિષેધ જાણવા (કુલ ૧૧૨) ગુરૂ જે સ્થાને બેઠા હોય ત્યાથી ચારે દિશાઓમા શરીરના પ્રમાણ જેટલો એટલે સાડા [illegible] હાથનો સ્વપક્ષમા એટલે સાધુ શ્રાવક માટે અને તેર હાથનો પરપક્ષમા એટલે સાધ્વી શ્રાવિકા માટે અવગ્રહ સમજવો તેમા ગુરૂની આજ્ઞા વિના પ્રવેશ કરવો નહીં ( આ ગુરૂ અવગ્રહના બે સ્થાન મેળવવાથી કુલ ૧૧૪ સ્થાન થયા ) વંદનના પાચ નામ છે-વદન કર્મ ૧, ચિતિકર્મ ૨, કૃતિકર્મ ૩, પૂજા કર્મ ૪ અને વિનય કર્મ ૫ ( કુલ ૧૧૯ ) વદન ઉપર શીતલાચાર્યનું ૧, ચિતિકર્મ ઉપર ક્ષુલ્લકનું ૨, કૃતિ કર્મ ઉપર કૃષ્ણ તથા વીરા સાળવીનુ ૩, પૂજા કર્મ ઉપર બે સેવકનુ ૪ અને વિનય કર્મ ઉપર પાલક કુમાર તથા સાબ કુમારનુ દષ્ટાત છે ૫ આ દષ્ટાતો આગળ ઉપર કહેશે ( કુલ ૧૨૪ ) ગુરૂના ગુણે કરીને યુક્ત સાક્ષાત્ ગુરૂના અભાવે તેમને સ્થાને અમુક વસ્તુની સ્થાપના સ્થાપીને વાદણા દેવા ( કુલ ૧૨૫ ) ત્યાર પછી ગુરૂની તેત્રીસ આશાતના આ પ્રમાણે જાણવી —ગુરૂની આગળ ઉભા રહેવુ ૧, ચાલવુ ૨ અને બેસવુ ૩, ગુરૂની પડખે ઉભા રહેવું ૪ ચાલવુ ૫ અને બેસવુ ૬, ગુરૂની પાછળ ઉભા રહેવુ ૭, ચાલવું ૮ અને બેસવુ ૯, આ નવ આશાતના ગુરૂની અત્યત નજીક પણે તે

પ્રમાણે વર્તવાથી થાય છે. સ્થંડિલ જઈને ગુરૂની પહેલાં આવી તેની પહેલા પોતે શૌચ કરવું–હાથ પગ ધોવા ૧૦, ગુરૂની પહેલાં ગમનાગમનની આલોચના કરવી ૧૧, ગુરૂ બોલાવે તે વખતે ( રાત્રે ) જાગતા છતાં જવાબ ન દેવો ૧૨, નવા આવતા શ્રાવકાદિકને ગુરૂના બોલાવ્યા પહેલાં પોતે બોલાવવા ૧૩, પ્રથમ શિષ્યની પાસે આહારની આલોચના કરી પછી ગુરૂ પાસે આલોચના કરવી ૧૪, પહેલાં શિષ્યાદિકને આહાર દેખાડીને પછી ગુરૂને દેખાડવો ૧૫, પહેલાં બીજાને આહાર માટે નિમંત્રણ કરી પછી ગુરૂને નિમંત્રણ કરવું ૧૬, ગુરૂને પૂછયા વિના બીજાને પ્રથમ આહાર આપવો ૧૭, ગુરૂની સાથે આહાર કરતાં સ્નિગ્ધ અને મિષ્ટ આહાર પોતે લઈ લેવો ૧૮, ગુરૂના બોલાવ્યા છતાં (દિવસે) જવાબ ન આપે–ગુરૂના વચનને ગણકારે નહીં ૧૯, ગુરૂને કઠોર વાણીથી જવાબ આપે ૨૦, ગુરૂની પાસે જઈને જવાબ આપવો જોઇએ તેને બદલે પોતાના આસન પર બેઠા બેઠા જવાબ આપે ૨૧, ગુરૂ બોલાવે ત્યારે પોતાના આસન પર રહીને જ 'શું છે ?' એમ પૂછે ૨૨, ગુરૂને તું કહી જવાબ આપે ૨૩, ગુરૂએ કાંઇ કામ કરવાનું કહ્યું હોય ત્યારે તે કામ તમે કેમ નથી કરતા ? એમ કહી ગુરૂની તર્જના કરે ૨૪, ગુરૂ ધર્મકથા કરતા હોય ત્યારે પોતાની વિદ્વત્તા દેખાડવા માટે ગુરૂની કથાની શ્લાઘા ન કરે ૨૫, ગુરૂ કથા કહેતા હોય તે વખતે તમને બરાબર કથા સાભરતી નથી એમ બોલે ૨૬, ગુરૂની કથાનો છેદ કરે એટલે કે પોતે આગળ આગળથી કહેવા માંડે ૨૭, ગુરૂની પર્ષદાનો ભંગ કરે એટલે કે ગુરૂ ધર્મકથા વડે સભાને રંજન કરતા હોય તે વખતે આવીને ગોચરી વિગેરેનો સમય થઈ ગયો છે ઇત્યાદિક બોલી સભાનો ભંગ કરે ૨૮, ગુરૂ કથા કહી રહે ત્યાર પછી પોતાની પંડિતાઈ બતાવવા માટે સભાની આગળ તે જ કથાને પોતે વિશેષ વિસ્તારથી કહે ૨૯, ગુરૂના સંથારાને પગ અડાડે ૩૦, ગુરૂના સંથારા ઉપર ઉભો રહે અથવા બેસે ૩૧, ગુરૂના આસન કરતાં પોતાનું આસન ઉંચુ રાખે ૩૨ તથા ગુરૂના આસનની બરાબર પોતાનું આસન રાખે ૩૩. ( કુલ

ઉપરના ૧૨૫ મેળાને ૧૫૮ સ્થાન થયા.) ત્યાર પછી વાંદણાના બત્રીશ દોષો આ પ્રમાણે છે.—અનાદત દોષ—આદર વિના વાંદે તે ૧, સ્તબ્ધ દોષ-વંદના કરતાં દ્રવ્યથી અને ભાવથી નમ્ર થાય નહીં અક્કડ રહે તે ૨, વંદના કરતાં કરતાં નાશી જાય, અથવા વાંદતી વખતે અસ્પષ્ટ શબ્દ બોલે તે પવિદ્ધ દોષ ૩, આચાર્ય વિગેરે સર્વને એક સાથે જ વાંદે તે પરિપિંડિત દોષ ૪, તીડની જેમ કૂદતો કૂદતો વાંદે તે ટોલક દોષ ૫, જેમ મહાવત અંકુશને હાથમાં નચાવે તેમ હાથમાં રાખેલા ઓઘાને નચાવતો વાંદે તે અંકુશ દોષ ૬, કાચબાની જેમ આગળ અને પાછળ ચાલતો ચાલતો વાંદે તે કચ્છપ દોષ ૭, માછલાની જેમ ચપળતાથી વાંદે તે મત્સ્ય દોષ ૮, કોઇ કારણને લીધે ગુરૂ ઉપર દ્વેષ રાખીને વાંદે તે મનોદ્વિષ્ટ દોષ ૯, બન્ને હાથ ઢીંચણ ઉપર રાખી અથવા બે હાથની વચમાં બંને ઢીંચણ રાખી, અથવા બે હાથની વચમાં એક ઢીંચણ રાખી વાંદે તે વેદિકાબદ્ધ દોષ ૧૦, નહીં વાંદવાથી ગુરૂ મને કાઢી મૂકશે એવા ભયથી વાંદે તે ભય દોષ૧૧, બીજા સાધુઓ આ ગુરૂને ભજે છે માટે હું પણ તેને ભજું એમ ધારી વાંદે તે ભજંત દોષ ૧૨, હું ગુરૂને વાંદીશ તો તે મારા પર પ્રીતી રાખશે એમ ધારી વાંદે તે મૈત્રી દોષ ૧૩, પોતાની મોટાઇ જણાવવા માટે વાંદે તે ગૌરવ દોષ ૧૪, વસ્ત્ર પાત્રાદિકને માટે વાંદે તે કારણ દોષ ૧૫, ચોરની જેમ છાની રીતે કોઈ ન જાણે તેમ વાંદે તે સ્તૈન્ય દોષ ૧૬, આહાર નિહાર વિગેરેના અયોગ્ય સમયે વાંદે તે પ્રત્યનીક દોષ ૧૭, ક્રોધથી વાંદે તે રૂષ્ટ દોષ ૧૮, ગુરૂ રોષ કે તોષ કાંઇ પણ કરતા નથી, એ તો એક પૂતળા જેવા છે એમ ધારી હાથની આંગળી વિગેરેના ચાળા પાડતો વાંદે તે તર્જિત દોષ ૧૯, ભાવ વિના કપટથી વાંદે તે માયિક દોષ ૨૦, હે ગણિ ! હે વાચક ! એવા હાંસીના શબ્દો બોલતો વાંદે તે હીલના દોષ ૨૧, વાંદવા વાંદતા કથા-વાતો કરે તે કુંચિત દોષ ૨૨, કોઇની ઓથે રહીને અથવા અંધારે રહીને વાંદે તે દ્દષ્ટાદષ્ટ દોષ ૨૩, મસ્તકની ડાબી કે જમણી બાજુ તરફ હાથ રાખીને વાંદે તે શૃંગ

દોષ ૨૪, રાજાદિકના કરની જેમ આ પણ એક જાતનો કર છે એમ ધારી વાંદે તે કર દોષ ૨૫, દીક્ષા લેવાથી લૌકિક કરથી તો મૂકાયા, પણ અરિહંતના કરથી મૂકાયા નથી એમ ધારી વાંદે તે મોચન દોષ ૨૬, મસ્તક પર ને ઓઘા ઉપર હાથ અડાડ્યા ન અડાડ્યા કરી વાંદે તે શ્લિષ્ટાશ્લિષ્ટ દોષ ૨૭, વાંદણાનો પાઠ ઉતાવળથી બોલતો અક્ષરોને પડતા મૂકી વાંદે તે ન્યૂન દોષ ૨૮, વાંદણા દઈ રહ્યા પછી મોટા શબ્દથી "મત્થએણ વંદામિ" બોલે તે ઉત્તર ચૂલિકા દોષ ૨૯, શબ્દનો ઉચ્ચાર કર્યા વિના વાંદે તે મૂક દોષ ૩૦, મોટે સ્વરે વાંદે તે ઢઢ્ઢર દોષ ૩૧ અને ચપળતાથી વાંદે તે ચડુલિત દોષ કહેવાય છે. ૩૨. (આ ૩૨ પૂર્વના ૧૫૮ સાથે મેળવવાથી કુલ ૧૯૦ થયા. ) વાંદણા દેવાના આઠ હેતુ છે એટલે કે આઠ કારણે વાંદણાં દેવાય છે, તે આ પ્રમાણે-પ્રતિક્રમણ કરતી વખતે૧, સ્વાધ્યાય કરતાં ૨, અતિથિ આવે તેને ૩, અપરાધ ખમાવતાં ૪, કાયોત્સર્ગ કરતાં ૫, આલોચના લેતાં ૬, પચ્ચખ્ખાણ લેતાં ૭ અને અનશન કરતી વખતે ૮. ( આ સર્વ મળી ૧૯૮ સ્થાનો થયાં. * હે ભવ્ય! દોષોનો ત્યાગ કરી પ્રીતિપૂર્વક શ્રેષ્ઠ ફળ મેળવવાની ઇચ્છાવાળા તારે ભેદ અને પ્રભેદ સહિત વાંદણાં દેવાં.

ઉપર વંદનકમાં શીતળાચાર્ય વિગેરે પાંચ દૃષ્ટાંતોનાં નામ કહ્યાં છે, તેમની કથાઓ સિદ્ધાંતમાં કહ્યા પ્રમાણે અહીં ટૂંકમાં લખી છે.

## શીતળાચાર્યની કથા.

કોઇ એક નગરમાં પૃથ્વીને નાથવાળી કરનાર અને પોતાના ગુણો વડે લોકોને પ્રસન્ન કરનાર સર્વનયજ્ઞ નામનો રાજા હતો. તેને વિનયાદિક ગુણવાળો અને લોકપ્રિય શીતળ નામે પુત્ર હતો. તે વચનરૂપી મેઘની ધારા વડે પૃથ્વી તળને શીતળ કરતો હતો. તે રાજાને

*ગુરુવંદન ભાષ્યાદિકમાં ૪૯૨ સ્થાનો કહ્યાં છે. તેમાં વાંદણાના ૨૨૬ અક્ષરો, ૫૮ પદો, ૪ વાંદણાના દાતા,૪ અદાતા અને ૨ બે પ્રકારનો વિધિ·કુલ ૨૯૪ સ્થાનો વધારે લખ્યાં છે એટલે ૪૯૨ થાય છે.

અનુપમ શરીરવાળી, કુળની દીપિકા (દીવા) જેવી, કળાનું સ્થાન અને પવિત્ર લાવણ્ય રૂપી જળની કૂપિકા (કૂવા) સમાન એક પુત્રી પણ હતી. પવિત્ર મનવાળા અને સુંદર બુદ્ધિવાળા રાજપુત્રે એકદા ગુરૂનું વચન સાંભળી વિરકત થઇ સંસારનો ત્યાગ કરી ચારિત્ર ગ્રહણ કર્યું. અને ભાગ્યથી શોભતી તેની બહેન ( રાજપુત્રી ) ને તેના પિતાએ કોઈ રાજા સાથે ઉત્સવ સહિત પરણાવી. તેને અનુક્રમે સુંદર મુખકમળવાળા, લક્ષ્મીનાં સ્થાન રૂપ, ક્રીડા કરવામાં ચતુર અને કળાઓમાં કુશળ ચાર પુત્રો થયા. તે પુત્રોની પાસે તે હમેશાં બુદ્ધિ રૂપી ધનવાળા, જૈનાગમમાં અને અન્ય આગમમાં વિદ્વાન, સાધુની ક્રિયા કરવામાં નિપુણ, ઉત્તમ ગુણવાળા, પ્રથમથીજ પ્રતિષ્ઠા પામેલા, અહંકાર રહિત અને શ્રીમાન આચાર્ય પદવીનો ઉપભોગ કરવામાં ઇંદ્ર સમાન પોતાના ભાઇની હર્ષથી પ્રશંસા કરતી હતી. માતાના મુખથી મામાની શ્લાઘા સાંભળીને તે ચારે પુત્રોએ વૈરાગ્ય પામી અનુપમ ચારિત્ર અંગીકાર કર્યું. બૃહસ્પતિના જેવી બુદ્ધિવાળા તે ચારે ગુરૂ અને સ્થવિર મુનિઓની પાસે અભ્યાસ કરીને શ્રુતજ્ઞાનમાં વિદ્વાન થયા. એકદા મનુષ્યોમાં રત્ન સમાન, જ્ઞાનાદિક ગુણ રત્નોને ધારણ કરનાર અને પવિત્ર અંતઃકરણવાળા તેઓએ પોતાના મામાને વાંદવા જવાની રજા માગી. ત્યારે ગુરૂએ તેમને આજ્ઞા આપી. પછી તેઓ ત્યાંથી વિહાર કરી સાંજને સમયે મામાના નગરની બહાર આવી પહોંચ્યા. સૂર્યાસ્ત થઇ જવાથી તેઓએ નગરમાં પ્રવેશ કર્યો નહીં, બહાર એક દેવકુળમાં જ રહ્યા. તે વખતે એક શ્રાવક તેમને મળ્યો. તેની સાથે તેઓએ મામા શીતળાચાર્યને કહેવરાવ્યું કે ' તમારા ભાણેજો તમને વાંદવા માટે અહીં આવ્યા છે, તે અત્યારે નગર બહાર રહ્યા છે, સવારે આપને વાંદવા આવશે. ' તે સંદેશો શ્રાવકે જઇને ગુરૂને કહ્યો. પછી તેઓને રાત્રિમાં શુભ ધ્યાન ધ્યાતાં વાયુથી વાદળાંનો સમૂહ દૂર થતાં સૂર્યનો નિર્મળ પ્રકાશ પ્રગટ થાય તેમ ઘાતિકર્મનો ક્ષય થવાથી કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. એટલે પ્રાતઃકાળે તેઓ ગામમાં ગુરૂને વાંદવા ગયા નહીં. તેથી તેમના મામા શીતળાચાર્ય તેમને મળવા માટે ગામ બહાર આ-

વ્યા, તેને આવતા જોઇ તે ચારે મુનીશ્વરો ઉભા પણ થયા નહીં. તે જોઇ આચાર્યે તેમને કહ્યું કે—" હે ભાણેજો ! જો તમે વિનય રહિત હો તો હું જ તમને વાંદું. " ત્યારે તેઓ બોલ્યા કે—"તમારી ઇચ્છા પ્રમાણે કરો." તે સાંભળી આચાર્ય તેમને ક્રોધ સહિત વાંદવા લાગ્યા. ત્યારે તેઓએ તેમને કહ્યું કે—"આવી દ્રવ્ય વંદના કરવાથી શું ફળ છે ? ભાવવંદન વડે વાંદો." તે સાંભળી સૂરિએ પૂછ્યું કે—" શું તમોને કેવળજ્ઞાન થયુ છે કે જેથી તમે મારી દ્રવ્ય વંદનાને જાણો છો ? " ત્યારે તેઓએ ઉત્તર આપ્યો કે—"હા. એમજ છે." તે સાંભળી શીતળાચાર્યે પોતાનો અપરાધ ખમાવી ભાવથી વંદના કરી. વાંદતા વાંદતા તેમને પણ કેવળ જ્ઞાન ઉત્પન્ન થયું. ૬.



## ક્ષુલ્લકની કથા.

કોઇ આચાર્યે કાળ ધર્મ પામતી વખતે કોઇ ક્ષુલ્લક સાધુને સારા લક્ષણવાળા જાણી પોતાના આચાર્ય પદ ઉપર સ્થાપન કર્યો. તે બુદ્ધિવાળા સ્થવિર સાધુઓની પાસે અભ્યાસ કરવા લાગ્યા. પરંતુ તેના અંતઃકરણ રૂપી વનમાં દુષ્ટ ભાવ રૂપી દાવાનળ સળગેલો હતો ( બુઝાઈ ગયો નહોતો.)તેથી મદ વડે હાથીની જેમ મોહનીય કર્મ વડે યૌવન રૂપી પ્રફુલ્લિત વનની અંદર ક્રીડા કરતું તેનું મન ઉન્માર્ગ તરફ દોરાયું. તેથી એકદા સર્વ સાધુઓ ગોચરી લેવા માટે નગરમાં ગયા હતા તે વખતે સ્થંડિલ જવાના મિષથી તે ક્ષુલ્લકાચાર્ય શીઘ્ર પણે ઉપાશ્રયની બહાર નીકળ્યા. 'વર્ષાઋતુના સમયની જેવા યૌવન વયને ધિક્કાર છે કે જેનાથી મહાત્માઓનાં પણ મન રૂપી સરોવરો ડોળાઈ જાય છે.' તે ક્ષુલ્લક આચાર્યે કોઇ એક દિશામાં જતાં કોઇ વનમાં બકુલ વિગેરે ઘણાં મનોહર વૃક્ષો છતાં પણ લોકોએ મોટી ભક્તિથી પૂજાતા ખીજડીના વૃક્ષને જોઇ લોકોને પૂછ્યું કે—" શ્રેષ્ઠ વૃક્ષોને છોડીને આ ખીજડીના વૃક્ષને તમે કેમ પૂજો છો ? " તેઓ બોલ્યા કે—" પૂર્વે પૂજ્યોએ આની પૂજા કરીછે, તેથી અમે પણ આને પૂજીએ છીયે. શું તમે નથી સાંભળ્યું કે લોક પૂજેલાને જ પૂજે છે. ? " આ પ્રમાણે

તેમની વાણી સાંભળી તે ક્ષુલ્લક આચાર્ય [1]જાગૃત થઇ વિચાર કરવા લાગ્યા કે—" હુ ખીજડીના વૃક્ષ જેવો છું. મારામાં ઉત્તમ ચારિત્ર ક્યાં છે ? ઓઘા વિગેરે [2]ચિતિકર્મના ગુણથી જ લોકો મને પૂજે છે " એમ વિચારી તેણે પાછા ઉપાશ્રયે આવી મુનિઓને પોતાનું વૃત્તાંત નિવેદન કર્યું, અને તેની આલોચના કરી. આ ક્ષુલ્લકાચાર્યને પ્રથમ દ્રવ્યચિતિ હતી અને પાછળથી ભાવચિતિ પ્રાપ્ત થઇ. એટલે કે પ્રથમ તેણે ઉપગરણો દ્રવ્યથી રાખ્યાં હતાં, અને પછી ભાવથી રાખ્યાં.



## શ્રીકૃષ્ણ વાસુદેવ અને વીરા સાળવીની કથા.

ઇંદ્રની આજ્ઞાથી ધનદે (કુબેરે) લવણ સમુદ્રને આઘો કરી તે ઠેકાણે ક્ષણવારમાં દ્વારકા નગરી વસાવી-બનાવી દીધી. તે નવ યોજન પહોળી, બાર યોજન લાંબી, ૨૧ હાથ ઉંચા અને જમીનમાં બમણા પહોળા કિલ્લાવાળી તેમજ સર્વ રત્નમય બનાવી.તે નગરીમાં માણિક્યમય મનોહર જિનચૈત્યોની શ્રેણિ બનાવી, સર્વતોભદ્ર વિગેરે જાતિના સુવર્ણમય આવાસો બનાવ્યા અને અંદર સાઠ તથા બહાર બોંતેર કુળકોટિ યાદવોને વસાવ્યા. તેને સાડા ત્રણ દિવસ સુધી ધનદે ચોતરફથી લાવી લાવીને સુવર્ણ, મણિ, ધાન્ય અને વસ્ત્રના સમૂહોવડે પૂર્ણ કરી. તેને જોતાં બુદ્ધિમાન લોકોના મનમાં પણ વિસ્મય થતો હતો.

તે નગરીમાં સમુદ્રવિજય વિગેરે દશ દશાર્હ રાજાઓ વડે યુક્ત, બળદેવ વિગેરે પાંચ મહાવીરો વડે સેવાતો, ઉગ્રસેન વિગેરે સોળ હજાર સામંત રાજાઓથી પરિવરેલો, પ્રદ્યુમ્ન વિગેરે સાડાત્રણ કરોડ પુત્રો વડે યુક્ત, સાંબ વિગેરે સાઠ હજાર દુર્દાંત કુમારો સહિત, વીરસેન વિગેરે એકવીશ સો ને ત્રણ વીરોએ પરિવરેલો, મહાસેન વિગેરે છપ્પન સો ને ત્રણ યોદ્ધાઓ વડે આશ્રય કરાયેલો, રુકિમણી વિગેરે બત્રીશ હજાર રાણીઓ સહિત, ત્રણ ખંડ ભરતક્ષેત્રના

---

૧ બોધ પામી.

૨ ગુણ કર્મને એકઠા કરવાના કારણ રૂપ ઓઘો વિગેરે ઉપગરણ ચિતિ કહેવાય છે.

અધિપતિ જરાસંઘ નામના રાજાનો પરાજય કરનાર અને શત્રુઓને ત્રાસ પમાડનાર શ્રીકૃષ્ણ વાસુદેવ રાજ્ય કરતા હતા. એકદા તે પુરીમાં જગતના જીવોના મનના તાપને દૂર કરવામાં અમૃતના સરોવર સમાન શ્રીમાન્ નેમિનાથ સ્વામી સમવસર્યા-પધાર્યા. તેમને વાંદવા માટે ચાર નિકાયના ઇંદ્રો, દેવો અને દેવીઓ તથા જિનેશ્વરની સમૃદ્ધિ જોવામાં આશ્ચર્ય વાળા દ્વારિકા પુરીના નરો અને નારીઓ તથા પરસ્પર ભય ને વૈર રહિત થયેલા તિર્યંચો પણ ત્યાં આવીને બેઠા. તે વખતે ઉદ્યાનપાળે આવી શ્રીકૃષ્ણરાજાને જિનેશ્વરના આગમનની વધામણી આપી તે સાંભળી મનમાં વિસ્મય પામેલા ત્રિખંડ ભરતના સ્વામીએ અત્યંત હર્ષથી મેઘ જેમ જળને વરસાવે તેમ તે ઉદ્યાનપાળ ઉપર સુવર્ણ વરસાવ્યું-દાન આપ્યું. ત્યારપછી અંતઃપુરની સ્ત્રીઓ અને રાજલોક સહિત જિનેશ્વરની ઋદ્ધિ જોવાને જાણે ઈચ્છતા હોય તેમ શ્રીકૃષ્ણ વાસુદેવ જિનેશ્વર પાસે આવ્યા. જિનેશ્વરને જોઇ રાજ્યચિન્હો ( છત્રાદિક )[૧] નો તેણે ત્યાગ કર્યો, જિનેશ્વરને ત્રણ પ્રદક્ષિણા કરી મસ્તકપર બે હાથને મુગટરૂપ કરીને તે આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા—

" પ્રાતિહાર્યની લક્ષ્મીવડે શોભતા શિવાદેવીના પુત્ર શ્રીજિનપતિની હું સ્તુતિ કરૂં છું કે જેનો મેરૂ પર્વતના શિખર ઉપર દેવેંદ્રોએ આદરપૂર્વક જન્મ મહોત્સવ કર્યો હતો. હે પ્રભુ ! તમારી પાછળ આ ભામંડળ શોભે છે એમ નથી પરંતુ તમારા પ્રતાપથી પરાભવ પામેલા સહસ્રભાનુએ ( સૂર્યે ) તમારૂં શરણ કર્યું છે. એમ હું માનું છું. ૧. ભાદ્રપદમાસના મેઘની ગર્જનાને જીતનારા આ મનોહર દુંદુભિઓ આકાશમાં વાગે છે એમ નથી, પરંતુ સર્વ દિશાઓ હર્ષથી તમારી પાસે આવી તમારા ગુણનાં ગીતો ગાય છે ૨ હે તીર્થરાજ ! હંસશ્રીના જેવી ઉજ્જ્વળ કાંતિવાળી ચામરોની શ્રેણી તમારી બન્ને બાજુએ શોભે છે, તે જાણે કે તમારા

---

૧ છત્ર, ચામર, મુગટ, ખડ્ગ અને મોજડી.

શરીર રૂપી મેરૂ પર્વતની બન્ને બાજુએ નિર્મળ જળના નિઝરણા પ્રસરતા હોય એમ લાગે છે. ૩ તમારા મસ્તક ઉપર દેવતાઓએ ત્રણ શ્વેત છત્રો ધર્યાં છે, તે જાણે કે તમારી સેવા કરીને પોતાના કલંકનો નાશ કરવા માટે ત્રણ રૂપને ધારણ કરીને આવેલો ચંદ્રજ હોય તેમ શોભે છે ૪ જગતના ભવ્ય જીવો પાસે ધર્મના ચાર પ્રકારને કહેતી તમારી વાણી ( દિવ્ય ધ્વનિ ) જાણે કે ચાર ગતિના દ્વારને બંધ કરવા માટે કપાટને ( બારણાંને )પ્રગટ કરતી હોય તેમ શોભે છે ૫. હે પ્રભુ ! તમારી પાછળ રહેલો અચેતન ચૈત્યવૃક્ષ પણ [1]અશોકપણાને પામ્યો છે, તો તમને આશ્રય કરનારા સર્વ મનુષ્યો [2]અશોકપણાને પામે તેમા શુ આશ્ચર્ય ? ૬. સૂર્યના કિરણો જેવા પ્રફુલ્લિત મુખકમળવાળા હે દેવ ! તમે રૂપની લક્ષ્મી વડે કામદેવનો પરાભવ કર્યો, તેથી તે ભય પામીને પોતાનાં શસ્ત્ર રૂપી પુષ્પોને તમારી પાસે મૂકીને ( પુષ્પ વૃદ્ધિ કરીને ) નાસી ગયો જણાય છે ૭ અગણ્ય લાવણ્ય વડે શ્રેષ્ઠ રૂપવાળા હે સ્વામી ! વૈડુર્ય રત્નના સિંહાસન ઉપર રહેલી તમારી મૂર્તિ જાણે કે આકાશમા રહેલી ચંદ્રની મોગમી કળા હોય તેવી શોભે છે. ૮. આ પ્રમાણે જિનેશ્વરના ભામંડળ ૧, દુંદુભિ ૨, ચામર, ૩, છત્ર ૪, વાણી (દિવ્યધ્વની) ૫ અશોક વૃક્ષ ૬, પુષ્પવૃષ્ટિ ૭ અને સિંહાસન ૮ એ આઠ અતિ અદ્‌ભુત શ્રેષ્ઠ પ્રાતિહાર્યો જગતમાં જયવંતા વર્તે છે હે ભગવાન ! તમારૂ મુખ શ્રીવર્મરૂપી શ્રેષ્ઠ હંસને ક્રીડા કરવાના કમળની લક્ષ્મીને વીસ્તારનારૂ છે, અને તમે અનંત પદાર્થોને જાણનાર છો તેથી આ પ્રમાણે મે તમારી સ્તુતિ કરી છે, તો અકર્નિમ હર્ષના સમૂહથી પૂર્ણ થએલા મારા પર તમે પ્રસન્ન થાઓ ”

આ પ્રમાણે જગદીશની સ્તુતિ કરીને શ્રીકૃષ્ણ જિનેશ્વરની સન્મુખ અમૃતનાં સાર જેવા પોતાના નેત્રો સ્થિરકરીને યોગ્ય સ્થાને બેઠા ત્યાર પછી શ્રીજગન્નાથ એક યોજન સુધી વિસ્તાર પામતી, પાંત્રીશ

---

૧ અશોક નામના વૃક્ષપણાને

૨ શોક રહિતપણાને,

ગુણોને સ્પર્શ કરતી અને અમૃતના જેવી મધુર વાણી વડે બોલ્યા કે—"જિનેશ્વરના દર્શન કરવાથી અને મુનિઓને વન્દન કરવાથી મનુષ્યોના પાપનો અંત-નાશ થાય છે, અને મનવાંછિત સંપદા પ્રાપ્ત થાય છે વીતરાગ, તેનું વચન, વ્રત, ગુરૂને વંદન અને વિમલાદ્રિ (શત્રુંજય પર્વત) એ પાંચ વકાર મોક્ષના હેતુ છે ગીર્વાણ (દેવ) દર્શન, ગર્વનો ત્યાગ, અરિહંતનું ગીત, શ્રેષ્ઠ ગુરૂ અને ગુણ ઉપર પ્રીતિ એ પાંચ ગકાર પામવા દુર્લભ છે" આ પ્રમાણે પ્રભુનું વચન સાભળી કૃષ્ણે કહ્યું કે-"હે પ્રભુ! મને આજ્ઞા આપો, હું સર્વ મુનિઓને વાંદુ" ભગવાન બોલ્યા કે—' તમારી ઈચ્છા પ્રમાણે કરો " ત્યારે કૃષ્ણ વાસુદેવ હર્ષથી અઢાર હજાર મુનિઓને ક્રમસર વાદવા લાગ્યા. તે વખતે સાથે રહીને વાદનાર બીજા લોકો તથા વિવેકી રાજ્યલોકો તેવા પ્રકારનું શારીરિક બળ નહીં હોવાથી વાદતા વાદતા વચ્ચેથી જ થાકીને અટકી ગયા જેમ વરસાદ વરસતો હોય ત્યારે તેના જળના પ્રવાહો થોડા થોડા ચાલીને પૃથ્વી ઉપર જ રહી જાય છે, સમુદ્ર સુધી પહોચતા નથી, તેમ તેઓ ઠેઠ સુધી પહોચ્યા નહીં પરંતુ જેમ નિરંતર વહેતો ગંગાનો પ્રવાહ સમુદ્રને મળે છે, તેમ એક વીર નામનો વાસુદેવનો સેવક ૧૮૦૦૦ મુનિઓને વાંદવામાં કૃષ્ણની સાથે છેવટ સુધી રહ્યો. સર્વ સાધુઓને વંદના કરી રહ્યા પછી કૃષ્ણે પ્રભુને પૂછયું કે—' હે સ્વામી! મેં પૂર્વે ત્રણ સો ને સાઠ યુધ્ધો કર્યાં છે, તેમાં હું જરા પણ થાકયો નહોતો, પણ આજે આ વાદણા દેવામાં થાકી ગયો, તેનું શું કારણ?" જિનેશ્વરે જવાબ આપ્યો કે-" હે કૃષ્ણ! પૂર્વે યુધ્ધો કરવા વડે તમે અશુભ કર્મ ઉપાર્જન કર્યું હતું, અને અત્યારે આ વંદના કરવાથી તો તમને અપૂર્વ લાભ થયો છે તે સાંભળો-હે કૃષ્ણ! તમે વંદના કરવાથી ક્ષાયિક સમકિત ને તીર્થંકર નામકર્મ મેળવ્યું છે અને સાતમી નરક પૃથ્વીના આયુષ્યને બદલે ત્રીજી નરક પૃથ્વીનું આયુષ્ય બાંધ્યું છે." તે વિષે શ્રીઆવશ્યક સૂત્રમાં કહ્યું છે કે-" શાર્ઙ્ગને વિષે સિંહ સમાન શ્રીકૃષ્ણે દ્વાદશાવર્ત વંદન વડે (૧૮૦૦૦ મુનિને) વંદન કરવાથી તીર્થંકર નામકર્મ, ક્ષાયિક સમકિત અને સાતમીને બદલે ત્રીજી નરક પૃથ્વીનું આયુષ્ય બાંધ્યું" ત્યાર પછી કૃષ્ણે પ્ર-

છયું કે—" હે ભગવાન્ ! આ મારા વીર સેવકે પણ મારી સાથે જ વંદના કરી છે, તેણે શું ઉપાર્જન કર્યું ?" પ્રભુએ જવાબ આપ્યો કે—" હે રાજા ! તમે પ્રસન્ન થઈને તેને જે ઇનામ આપશો તે જ તેને લાભ થયો છે. તે સિવાય બીજો કાંઇ પણ લાભ તેને થયો નથી. કારણકે ગુણી સાધુઓ ઉપર તેની જરા પણ ભક્તિ વાળી બુદ્ધિ ન હોતી, પરંતુ મારા સ્વામી આ મુનિઓને વાંદે છે માટે હું પણ તે પ્રમાણે કરૂં એમ ધારી તેણે કેવળ તમારી જ ભક્તિ કરી છે. " હે લોકો ! દ્રવ્ય અને ભાવમાં આટલો બધો તફાવત છે એમ તમે જાણો. ત્યાર પછી જેની કીર્તિની ધ્વજા ફરકતી છે એવા શ્રીકૃષ્ણ રાજા શ્રીજિનેશ્વરને નમસ્કાર કરી પોતાની પુરીમાં ગયા. હે ભવ્ય જીવો ! તમે પણ ગુરૂ વંદન કરવામાં નિરંતર યત્ન કરો.

## બે સેવકની કથા.

કોઇ બે સેવકો કોઇ રાજાની સેવા કરતા હતા. તેઓ એકદા ગામના સીમાડાના નિર્ણયને માટે માર્ગે ચાલ્યા જતા હતા. માર્ગમાં તેઓએ જાણે પંકરહિત પુણ્યનો પિંડ હોય અને દેહધારી શાંત રસ હોય એવા એક મુનિને જોયા. તેને જોઈ એક સેવકે વિચાર્યું કે—" આ સાધુના દર્શનથી અવશ્ય મારૂં કાર્ય સિદ્ધ થશે. કારણકે મુનિના દર્શનથી આ લોક અને પરલોકના કાર્યની સિધ્ધિ થાય છે. કહ્યું છે કે—હે અર્જુન ! રથ ઉપર ચડ અને ધનુષને હાથમાં લે. આગળ નિર્ગ્રંથ મુનિ દેખાય છે તેથી હું પૃથ્વીને જીતેલી જ માનું છું. " એમ વિચારીને તેણે ભાવથી મુનિને વંદના કરી. અને બીજાએ મુનિને દેખના મશ્કરી રૂપ ધારીને વંદના કરી નહીં. ત્યાર

ન ઓળંગાય તેવી જ હોય છે. ’ તે ન્યાયમાં ભાવથી મુનિને વાંદનાર સેવક જીત્યો, અને બીજો હારી ગયો. ‘ જ્યાં ધર્મ છે ત્યાં જ જય હોય છે. ’



## શાંબ અને પાલકની કથા.

હવે ઇષ્ટ વસ્તુને આપવામાં સમર્થ એવું પાંચમું દૃષ્ટાંત કહે છે—એકદા ગ્રહ નક્ષત્રોથી ભરાયેલા આકાશની જેમ સેવકોથી ભરાયેલી શ્રીકૃષ્ણ વાસુદેવની સભાના દ્વાર પાસે જાણે સૂર્યના રથમાંથી ઉતરીને આવ્યા હોય તેવા, ઉચ્ચૈશ્રવા નામના ઇંદ્રના અશ્વની જેવા અને ગંગા નદીના ઉછળતા તરંગો જેવા એક અશ્વને લઇને કોઇ પરદેશી પુરૂષ ઉભો રહ્યો. તેને કર્મની જેમ પ્રથમ દ્વારપાળે સભામાં જતો અટકાવ્યો. પછી તે દ્વારપાળે રાજાને જણાવી તેની આજ્ઞા લઇ તે પુરૂષને સભામાં પ્રવેશ કરાવ્યો. તે પુરૂષે રાજાને નમસ્કાર કરી અશ્વરત્નની ભેટ કરી. કારણકે ‘ ખાણમાંથી નીકળેલાં રત્નોના ભોગવનાર પુણ્યશાળી જ હોય છે, અને વનમાં ઉત્પન્ન થયેલાં પુષ્પો દેવના મસ્તક ઉપર જ ચડે છે. ’ રાજાએ શુભ લક્ષણને ધારણ કરનાર તે અશ્વ તેની પાસેથી લીધો. અને તેને ઘણું ધન અપાવ્યું. તે વખતે શાંબ અને પાલક નામના કૃષ્ણના પુત્રોએ તે અશ્વની યાચના કરી. ત્યારે કૃષ્ણે કહ્યું કે—“ કાલે પ્રાતઃકાળે જિનેશ્વરને જે પહેલો વંદના કરશે તેને આ અશ્વ હું આપીશ. ” તે સાંભળીને પ્રાતઃકાળે પોતાને ઘેર રહેલા શાંબે ઉઠીને સાત આઠ પગલાં જિનેશ્વરની દિશા તરફ જઇને શુભ ભાવથી જિનેંદ્રને વંદના કરી. પાલક તો અશ્વના લોભથી પરોઢીએ ઉઠીને માર્ગમાં જતાં સુતેલા લોકોને જગાડતો અરિહંતની પાસે ગયો, અને તેમને નમસ્કાર કરી તેમને પોતના સાક્ષી રાખ્યા. પછી શ્રી કૃષ્ણે પરિવાર સહિત નેમિનાથ પાસે જઇ તેમને વંદના કરી પૂછ્યું કે-“ હે જગદ્ગુરૂ ! આજે આપને પ્રથમ કોણે વંદના કરી ? ” ભગવાને જવાબ આપ્યો કે-“ પ્રથમ શાંબે ભાવથી મને વંદના કરી છે,

અને ત્યાર પછી પાલકે દ્રવ્યથી વદના કરી છે. દ્રવ્ય અને ભાવ વંદનામાં મેરૂ અને સરસવના જેટલો તફાવત છે. પાલક અભવ્ય છે, અને શાંબ ચરમ દેહધારી છે." આ પ્રમાણે પ્રભુના મુખથી સાંભળીને શ્રીકૃષ્ણ પોતાની પુરીમાં ગયા - અને તેણે જળની જેવા નિર્મળ ચિત્તવાળા શાંબને તે અશ્વ આપ્યો આ દ્દષ્ટાંત જાણીને તત્વજ્ઞાનીઓએ વિધિ પ્રમાણે ભાવથી ગુરૂ વંદન કરવું.

આ પ્રમાણે મનોહર ફળને આપનારાં આ પાંચ દષ્ટાંતો સાંભળીને ભવ્ય પ્રાણીએ સંસાર રૂપી સમુદ્રને તારવામાં પ્રવહણ સમાન અને ચિંતામણિ રત્નની જેમ પ્રાણીઓના મનવાંછિત સમગ્ર પદાર્થ દેવામા ઉત્સુક એવી મુનીંદ્રના ચરણકમળની વંદના કરવામાં નિરંતર ભકિત થી ઉદ્યમ કરવો.

આ પ્રમાણે શ્રીતપગચ્છ રૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસ ગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રીઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રી ઉપદેશકલ્પવલ્લી નામની ટીકાને વિષે પ્રથમ શાખામાં ગુરૂને વાંદણાં દેવાના વિષયમાં શ્રીશીતળાચાર્ય વિગેરેના પાંચ દષ્ટાંત વિગેરેના વર્ણન રૂપ છઠ્ઠો પલ્લવ સમાપ્ત થયો.



## પલ્લવ ૭.

જેમના ચરણનો આશ્રય કરવાથી સ્વસ્તિક (સાથીઓ) હજુ સુધી લોકોના મંગળને માટે થાય છે, અને જેમનું તેજ સૂર્યની જેવું ઉગ્ર છે, તેવા સાતમા અરિહંત તમારી લક્ષ્મીને માટે થાઓ.

શ્રીગુરૂવંદનનુ દ્વાર કહી રહ્યા પછી હવે પ્રતિક્રમણ નામનું સાતમુ દ્વાર પ્રતિપાદન કરવા માટે કહે છે.-શ્રીવીતરાગના ધર્મથી શોભતા હે ભવ્ય જીવો ! તમારે એકાગ્ર ચિત્ત વડે વિધિ પ્રમાણે પ્રતિક્રમણ કરવામાં ઉદ્યમ કરવો. પ્રતિક્રમણ શબ્દનો અર્થ આ પ્રમાણે છે.-અતિચારવાળા સ્થાનથી જે પાછું ફરવું તે પ્રતિક્રમણ કહેવાયછે. કહ્યું છે કે-" પ્રાણી પ્રમાદના વશથી પોતાનું સ્થાન તજી બીજે

સ્થાને ગયો હોય તે પાછો ફરીથી પોતાને સ્થાને આવે તે પ્રતિક્રમણ કહેવાય છે, " શ્રાવકે સાધુની સમીપે અથવા પોષધશાળામાં ભૂમિનું પ્રમાર્જન કરી, સ્થાપનાચાર્યની અને પોતાના શરીર વસ્ત્રાદિકની પ્રતિલેખના કરી, સામાયિક લઇને વિધિ પૂર્વક પ્રતિક્રમણ કરવું તે પ્રતિક્રમણના પાંચ ભેદ છે.–દેવસિક ૧, રાત્રિક ૨, પાક્ષિક ૩, ચાતુર્માસિક ૪ અને સાંવત્સરિક ૫ કહ્યુ છે કે—" દેવસી ૧, રાઇ ૨, પખ્ખી ૩, ચોમાસી ૪, અને સંવચ્છરી ૫ એ પાંચ પ્રકારે પ્રતિક્રમણ છે. તેમાં મધ્યના બાવીશ તીર્થંકરોના તીર્થમાં પહેલા બે જ પ્રતિક્રમણ હોય છે, અને પહેલા તથા છેલ્લા તીર્થંકરના વારામાં પાંચે પ્રતિક્રમણ હોય છે. " પહેલા તીર્થંકરના વારાના જીવો ઋજુજડ અને છેલ્લા તીર્થંકરના વક્રજડ હોવાથી તેમને પાંચે પ્રતિક્રમણ કરવાનાં છે, મધ્યમના બાવીશ તીર્થંકરોના વારાના જીવો ઋજુ ને પ્રાજ્ઞ હોવાથી તેમને પહેલાં બે જ પ્રતિક્રમણ કરવાનાં છે. તે વિષે શ્રીઆવશ્યકસૂત્રમાં કહ્યુ છે કે—' જેમ હમેશાં ઘરને વાળીને સાફ કરવામાં આવે છે, તો પણ પખવાડીએ ચાર મહિને કે વર્ષે વિશેષે કરીને સારી રીતે સાફ કરવુ જોઇએ. તે જ પ્રમાણે અહીં પ્રતિક્રમણના વિષયમાં પણ સમજવું.''

દૈવસિક પ્રતિક્રમણનો વિધિ આ પ્રમાણે છે.—પ્રથમ ચૈત્યવંદન કરવું, પછી કાયોત્સર્ગ (૮ ગાથાનો) કરવો, પછી મુખવસ્ત્રિકાની (ત્રીજા આવશ્યકની ) પડિલેહણ કરવી, પછી વાંદણાં દેવાં, પછી આલોચના (દેવસીઅં આલોઉં) કરવી, પછી પ્રતિક્રમણનું સૂત્ર (વંદિતુ) બોલવું, પછી વાંદણાં દેવાં, પછી ખામણાં કરવાં, અબ્ભુટ્ઠિઓ ખામવુ, પછી વાંદણા દેવાં પછી ચારિત્રાચારના અતિચારનો કાયોત્સર્ગ ( બે લોગસ્સનો ) કરવો, પછી દર્શનાચારના અતિચારનો કાયોત્સર્ગ (એક લોગસ્સનો) કરવો, પછી જ્ઞાનાચારના અતિચારનો કાયોત્સર્ગ ( ૧ લોગસ્સનો ) કરવો, પછી શ્રુત દેવતાનો કાયોત્સર્ગ (૧ નવકારનો) કરવો, પછી ક્ષેત્રદેવતાનો કાયોત્સર્ગ ( ૧ નવકારનો ) કરવો, પછી મુખવસ્ત્રિકાનું પ્રત્યુપેક્ષણ કરવું, પછી વાંદણાં દેવાં, પછી સ્તુતિ (નમોસ્તુ વર્ધમાનાયની ૩ ગાથા ) કહેવી, પછી શક્રસ્તવ ભણવો, અને ત્યાર પછી

દિવસના અતિચારની શુદ્ધિને માટે કાયોત્સર્ગ ( ૪ લોગસ્સનો ) કરવો. આ પ્રમાણે દેવસી પ્રતિક્રમણનો વિધિ જાણવો. ૧.

હવે રાત્રિક પ્રતિક્રમણનો વિધિ કહે છે.—પ્રથમ (રાઇ પડિક્કમણે ઠાઉં કહેવા વડે ) મિથ્યા દુષ્કૃત દઇ પછી પ્રણિપાત દંડક (નમોત્થુણં) કહી ત્રણ કાયોત્સર્ગ કરવા. પછી મુખવસ્ત્રિકાની પડિલેહણ કરવી, પછી વાંદણાં દેવા, પછી આલોચના લેવી (રાઇઆલોઉં કહેવું), પછી પ્રતિક્રમણનું સૂત્ર (વંદીત્તુ) ભણવું, પછી વાંદણાં દેવાં અને ખામણા કરવાં (અબ્ભુટ્ઠિઉં ખામવું), પછી વાંદણાં દેવાં પછી આયરિ ઉવજ્ઝાए ઇત્યાદિ ત્રણ ગાથા કહેવી, પછી છમાસી તપ વિગેરે ચિંતવવાનો કાયોત્સર્ગ કરવો, પછી મુખવસ્ત્રિકા પડિલેહી બે વાંદણાં દઇ પચ્ચખ્ખાણ કરવું, પછી (વિશાળલોચનની) ત્રણ ગાથા વડે ચૈત્યવંદન કરવું. આ રીતે રાઇ પ્રતિક્રમણનો વિધિ જાણવો. તેમાં જે ત્રણ કાયોત્સગ કરવાના કહ્યા છે તેની અંદર પહેલો ચારિત્રાચારની શુદ્ધિ માટે, બીજો દર્શનાચારની શુદ્ધિ માટે અને ત્રીજો જ્ઞાનાચારની શુદ્ધિ માટે એમ ત્રણ કાયોત્સર્ગ કરવા. તેમાં પણ ત્રીજા કાયોત્સર્ગમાં રાત્રિ સબંધી અતિચારનું ચિંતવન કરવું, ( પહેલા બે કાઉસગ્ગ એકેક લોગસ્સના કરવા), તથા છમાસી તપથી આરંભીને એક એક દિવસની હાનિ કરતાં છેવટ પોરસિ અને નવકારશી સુધીના તપનું ચિંતવન છેવટના પ્રતિક્રમણ સૂત્ર કહ્યા પછીના કાઉસગ્ગમાં કરવું. તે એ પ્રમાણે કે હુ છમાસી તપ કરી શકીશ કે નહીં? એમાં એકેક દિવસ ઘટાડતા પાંચ માસ ચાર માસ, ત્રણ માસ, બે માસ, એક માસ, પંદર દિવસ, એમ હાનિ કરતાં છેવટ પોરસી અને નવકારશી સુધીનું ચિંતવનકરી યથાશક્તિ તપ કરવો. ૨.

હવે પાક્ષિક પ્રતિક્રમણનો વિધિ કહે છે.— પાક્ષિક પ્રતિક્રમણ ચતુર્દશી તિથિએ કરવાનું છે. તેમાં પ્રથમ વંદિત્તા સૂત્ર કહેવા પર્યંત દૈવસિક પ્રતિક્રમણ પ્રમાણે વિધિ કરીને પછી સમ્યક્ પ્રકારે આ પ્રમાણે કરવું—મુખવસ્ત્રિકાને પડિલેહી વાંદણાં દેવાં, પછી જયેષ્ઠાનુક્રમે અબ્ભુટ્ઠિઉં ખામવું, પછી પાખ્ખી આલોઉં કહીને વાંદણા દેવા પછી અબ્ભુટ્ઠિઉં દેવા વડે દરેકને ખમાવવા, પછી વાંદણાંદેવાં પછી,

મુખવસ્ત્રિકાની પડિલેહણ કરી, પાક્ષિક સૂત્ર ભણી, ઉભા થઇ, કાયોત્સર્ગ કરી, વાંદણાં દઇ, ત્રીજી વારના સમાપ્ત ખામણાં કરી છેવટ ચાર થોભવંદન વડે ખામણા દેવા. એ રીતે કર્યા પછી દૈવસિક પ્રતિક્રમણના વિધિ પ્રમાણે સર્વ વિધિ વાંદણાંથી માંડીને કરવો. તેમાં વિશેષ એટલું કે ક્ષેત્રદેવતાને બદલે ભુવનદેવતાનો કાઉસગ્ગ કરવો સ્તવનને સ્થાને અજિતશાંતિ સ્તવ કહેવું અને લઘુશાંતિને સ્થાને વૃદ્ધ શાંતિ કહેવી. એ જ પ્રમાણે ચાતુર્માસી અને સાંવત્સરિક પ્રતિક્રમણનો વિધિ પણ જાણવો. પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણને વિષે વિધિ સરખો જ છે, માત્ર નામનો ફેરફાર છે એટલે પાક્ષિકને સ્થાને ચઉમાસી અથવા *સંવચ્છરી કહેવું. અને કાયોત્સર્ગમાં ભેદ છે, તે આ પ્રમાણે–પાક્ષિક* પ્રતિક્રમણમાં કાયોત્સર્ગ ૧૨ લોગસ્સનો કરવો, ચતુર્માસિકમાં ૨૦ લોગસ્સનો કરવો અને સાંવત્સરિકમાં ૪૦ લોગસ્સ અને ૧ નવકારનો કરવો, અને પ્રથમના સંબુદ્ધા ખામણામાં પાક્ષિકમાં ૩ ને ચાતુર્માસિકમાં ૫ ને અને સાંવત્સરિકમાં ૭ ને ખમાવવા.(પાછળ બે બાકી રહેવા જોઇએ)

પ્રતિક્રમણનો કાળ આ પ્રમાણે છે.–'સૂર્ય અર્ધો અસ્ત થાય તે વખતે ગીતાર્થ-મુનિ પ્રતિક્રમણ સૂત્ર ભણે છે.' આ વચનના પ્રમાણથી તે જ કાળ દૈવસિક પ્રતિક્રમણનો જાણવો, રાત્રિક પ્રતિક્રમણને સમયે આચાર્યાદિ નિદ્રારૂપી મુદ્રાનો ત્યાગ કરે છે, અને પ્રતિક્રમણ તેવી રીતે કરે છે કે (પ્રતિક્રમણ કર્યા પછી) પડિલેહણ કરી રહે ત્યારે સૂર્યોદય થાય. અપવાદથી કહીયે તો દૈવસિક પ્રતિક્રમણનો કાળ દિવસના ત્રીજા પ્રહરથી અર્ધરાત્રિ સુધી જાણવો. યોગશાસ્ત્રની વૃત્તિમાં મધ્યાન્હથી આરંભીને અર્ધ રાત્રિ સુધી કહેલ છે. રાત્રિક પ્રતિક્રમણનો કાળ અર્ધ રાત્રિથી આરંભીને મધ્યાન્હ સુધી કર્યો છે, તે વિષે અન્યત્ર કહ્યું છે કે " રાત્રિક પ્રતિક્રમણનો કાળ ઉઘાડા પોરસી સુધીનો છે, અને વ્યવહાર સૂત્રના અભિપ્રાય પ્રમાણે પુરિમડ્ઢ સુધીનો છે.

પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણ પર્વદિકને અંતે કરવાનાં છે. પરંતુ વ્યવહાર સૂત્રના છઠ્ઠા ઉદ્દેશામાં—"पक्खस्स अट्ठमी खलु, मासस्स य पक्खियं तु णायव्वं " ઇત્યાદિકની વ્યાખ્યા કરતાં ટીકામાં અને ચૂર્ણિમાં પાક્ષિક પ્રતિક્રમણ ચૌદશની

તિથિએ જ કરવાનું કહ્યું છે અને ચાતુર્માસિક તથા સાંવત્સરિક પ્રતિક્રમણ પ્રથમ પૂર્ણિમા અને પંચમીની તિથિએ કરવામાં આવતાં હતાં, પરંતુ હાલ કાલિકાચાર્ય નામના પ્રભાવક આચાર્યના આચરવાથી ચતુર્દશી અને ચતુર્થીની તિથિએ કરવામાં આવે છે. તે પ્રમાણભૂત છે. કેમકે **કલ્પભાષ્યાદિકમાં** કહેલું છે કે—"કોઈ પણ પંડિત પુરૂષે કોઈ પણ વખત અસાવદ્ય (પાપ રહિત) જે કાંઈ કાર્ય કર્યું હોય ( આચરણા કરી હોય ) અને તે કાર્ય ત્યારપછીના બીજા પંડિતોએ નિવાર્યું ન હોય અને ઘણા જનોએ સંમત કરેલું હોય તેવું કાર્ય સર્વને આચરવા યોગ્ય સમજવું." **તીર્થોદ્ગાર** નામના પ્રકીર્ણક (પયન્ના) માં પણ કહ્યું છે કે—"શાલિવાહન રાજાએ સંઘની આજ્ઞાથી ભગવાન્ કાલિકાચાર્યે પાસે ચોથને દિવસે પર્યુષણા અને ચૌદશની તિથિએ ચોમાસી કરાવી. પ્રથમ ચોમાસી પ્રતિક્રમણ પાખીને (ચતુર્દશીને) દિવસે ચાર પ્રકારના સંઘના નવસો ને ત્રાણું માણસોએ મળીને આચર્યું તેથી તે પ્રમાણભૂત છે."

સર્વ અતિચારોથી શુદ્ધ થવા માટે તથા પવિત્ર પુણ્ય ઉપાર્જન કરવા માટે ભવ્ય પ્રાણીઓએ આદરથી બન્ને વખતે(સવારે ને સાંજે) પ્રતિક્રમણ કરવું. તેની ઉપર ઔષધનું દ્રષ્ટાંત આપે છે—"એક ઔષધ એવું હોય છે કે તે વાપરવાથી રોગ હોય તો તેનો નાશ થાય છે અને રોગ ન હોય તો નવો રોગ ઉત્પન્ન થાય છે. બીજું ઔષધ એવું હોય છે કે રોગ હોય તો તેનો નાશ કરે છે, અને ન હોય તો બીજો કાંઈ વિકાર કરતું નથી, અને ત્રીજું ઔષધ એવું હોય છે કે જો રોગ હોય તો તેનો નાશ કરે છે, અને રોગ ન હોય તો શરીરને પુષ્ટ કરે છે." તે જ પ્રમાણે ત્રીજા ઔષધની જેવું આ પ્રતિક્રમણ છે. એટલે કે જો અતિચાર લાગેલ હોય તો તેની શુદ્ધિ કરે છે, અને અતિચાર લાગેલ ન હોય તો તે ચારિત્રધર્મની પુષ્ટિ કરે છે. **અનુયોગદ્વાર** વિગેરે સૂત્રોમાં સાધુ અને શ્રાવક બંન્નેને બંને ટંક દરરોજ પ્રતિક્રમણ કરવાનું કહ્યું છે. તે વચન આ પ્રમાણે છે.—" સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાએ તે ( પ્રતિક્રમણ )માં જ ચિત્ત રાખી, તેમાંજ તન્મય

થઇ, તેનીજ લેશ્યા રાખી, તેમાંજ અધ્યવસાય રાખી, તેમાંજ તીવ્ર અધ્યવસાય રાખી, તેનાજ અર્થમાં ઉપયોગ રાખી, તેમાંજ સર્વ ઇંદ્રિયોને સંક્રમાવી અને તેનાજ ધ્યાનમાં ભાવિત થઇ બન્ને કાળ પ્રતિક્રમણ કરવું," **શ્રીસુધર્મા** સ્વામી ગણધર વિગેરે પૂર્વના આચાર્યોએ રચેલું અને ભવ્યજીવોને તુલ ફળને આપનારૂં પ્રતિક્રમણ અવશ્ય કરવા યોગ્ય છે, રાત્રિમાં અને દિવસમાં ઉત્પન્ન થયેલા પાપ રૂપી પંકને ધોઇ નાંખવા માટે શ્રાવકોને શુભ બુદ્ધિ રૂપી જળવડે પ્રતિક્રમણ રૂપી શુભ સ્નાન થાય છે, દઢ અંતઃકરણવાળા શ્રાવકો પ્રતિક્રમણ કરવાથી **મહણસિંહની** જેમ આ લોક અને પરલોકમાં સુખ લક્ષ્મીને ભજનારા થાય છે.

## મહણસિંહની કથા.

સુખ સમૃદ્ધિના સ્થાન રૂપ અને અનુપમ ગ્રામો તથા ઉદ્યાનોવડે પૃથ્વીને શોભાવનારો દેવગિરિ નામે દેશ શોભે છે, તે દેશમાં અખૂટ લક્ષ્મીવાળો, મહેભ્યોની શ્રેણીમાં શિરોમણીભૂત, સજ્જનપણાનું સ્થાન, ભાગ્યવાન્ અને ઉકેશ વંશના મુગટ સમાન **જગસિંહ** નામનો એક ધનિક રહેતો હતો. તે ધનની અનર્ગલ વૃષ્ટિવડે સમગ્ર ભિક્ષુકોનું પોષણ કરતો હતો. રાજાની સભાને શણગારવામાં તે હીરા સમાન હતો. ગુણરૂપી લક્ષ્મીને રહેવાનું તે ઘર હતો. તેને શુભકર્મ રૂપી દેદિપ્યમાન વજ્રરત્નની ખાણમાંથી ધનનો સમૂહ પ્રાપ્ત થતો હતો. ઉજ્વળ યશના સમૂહ રૂપી તરંગોની શ્રેણીવડે તે આકાશને પણ ધોઇ નાંખતો હતો. તે સંસારની અસારતાને સારી રીતે જાણતો હતો,તેથી તેના અહંકાર અને દ્વેષભાવ ક્ષીણ થઇ ગયા હતા. તે વિવેકી,સદાચારી અને ચાર પ્રકારની બુધ્ધિનો સાગર હતો. જગતના પ્રાણીઓને આનંદ આપનાર હતો તથા હંમેશાં મનની વ્યથાનો નાશ કરી સાતે ક્ષેત્રમાં ધનનો વ્યય કરતો હતો.

એકદા તે દેશમાં લક્ષ ધનવાળાની સંપદા પણ ક્ષીણ થઇ જાય એવો મહા ભયંકર દુકાળ પડ્યો; તેમાં કુશળતારહિતપણું

પ્રાપ્ત થવાથી લોકો ક્ષોભ પામ્યા. તે વખતે ઉનાળામાં સરોવરની જેમ તે જગસિંહ સર્વને સેવવા લાયક થઈ પડયો. તેણે વિચાર કર્યો કે—"મારી પાસે લક્ષ્મી ઘણી છે અને તે તો ગંગા નદીના તરંગ જેવી ચપળ છે, માટે તેનું ઉત્તમ ફળ હું લઈ લઉં." એમ વિચારીને સર્વ વસ્તુનું દાન કરનાર તે જગસિંહ હંમેશાં ચડતા હર્ષના ઉત્કર્ષથી કુટુંબ સહિત સાધર્મિક લોકોના સમૂહોને જમાડવા લાગ્યો, પરંતુ તેઓ દરરોજ તેના ભોજનના નિમંત્રણને સ્વીકારતા નહોતા. કારણ કે આબરૂદાર માણસોને હંમેશાં બીજાને ઘેર ભોજન કરવું તે લજ્જા ઉત્પન્ન કરનારૂં છે. એમ થવાથી તાત્વિક બુધ્ધિવાળા જગસિંહે ત્રણસો ને સાઠ સાધર્મિકોને વેપાર કરવાના મિષે ધન આપી પોતાની જેવા ધનિક કર્યા. પછી દિવસે આકાશમાં પોતાના તેજથી નિરંતર પ્રસરતો સૂર્ય ત્રણસો ને સાઠ દિવસે વર્ષ પૂર્ણ કરે છે તેજ પ્રમાણે નવા નવા વેષ ધારણ કરનાર નટની જેમ તે જગસિંહે તે નવા બનાવેલા ધનિક વણીકોની પાસે એક એક દિવસનું સાધર્મિક વાત્સલ્ય કરાવી એક વર્ષના ૩૬૦ દિવસો પૂર્ણ કર્યા. જે ઉત્સવોમાં સારી ધર્મક્રિયા કરનારા અને જીવાદિક તત્ત્વને જાણનારા સજ્જનોનો સત્કાર કરાય છે; તેજ સારી અવસ્થાવાળા ગૃહસ્થોના ઉત્સવો વખાણવા લાયક છે.

એકદા યુધિષ્ઠિરને ભીમે પૂછયું કે—"હે રાજેંદ્ર ! એક તપસ્વી છે પણ મૂર્ખ છે અને બીજો વિદ્વાન છે પણ શુદ્રીનો પતિ છે(ઘરમાં શુદ્ર સ્ત્રીને રાખેલી છે.) એટલે તે તપસ્વી નથી.આ બન્ને ભિક્ષુકો આપણા દ્વારમાં ઉભા છે; તેમાંથી કોને દાન આપવું ?" ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે —"હે ભીમ ! તપ તો સુખે કરીને કરી શકાય છે; પરંતુ વિદ્યા મેળવવી અત્યંત દુષ્કર કહેલી છે, માટે હું તો વિદ્વાનની પૂજા કરીશ, તપનું શું પ્રયોજન છે?" ત્યારે અર્જુન બોલ્યો કે—"હે યુધિષ્ઠિર રાજા ! કુતરાના ચામડાની મસકમાં ગંગાજળ ભર્યું હોય અથવા મદિરાના ઘડામાં દુધ ભર્યું હોય તેની જેમ કુપાત્રમાં રહેલી વિદ્યા શા કામની ?" એટલે કૃષ્ણ દ્વૈપાયન (વ્યાસ) બોલ્યા કે —"હે અર્જુન ! કેવળ વિદ્યાથી કે કેવળ

તપથી પાત્રપણું પ્રાપ્ત કરી શકાતું નથી; પરંતુ વિનયાદિક ગુણો જ પૂજવા યોગ્ય છે એમ પંડિતોએ સમજવું."

અહીં ધર્મકર્મમાં ધુરંધર અને મધુર વચન બોલનાર જગ-સિંહ નામના શેઠે પૃથ્વી પર પોતાનું નામ અમર કર્યું. એકદા સુરત્રાણ બાદશાહે રાજસભામાં એક અપૂર્વ મણિ બતાવીને તેને પૂછ્યું કે-"હે શેઠ ! આ મણિની જેવો બીજો મણિ છે ?" ત્યારે ચંદ્રની શોભાનો પણ તિરસ્કાર કરનાર જેનું મુખ છે એવા તે શેઠે જવાબ આપ્યો કે-" હે સ્વામી ! પૃથ્વી પર સુરત્રાણ તો એકજ હોય છે, બીજો હોતો નથી." આ વચન સાંભળી રંજિત થયેલા રાજાએ વચનની ચતુરાઈને આશ્રય કરનારા તેને મોટી પ્રસન્નતાપૂર્વક પોશાક આપ્યો.

તે જગસિંહ મહેશ્યને **મહણસિંહ** નામે પુત્ર થયો. તે પુત્રમાં ચંદ્રની જેમ કળાઓ વૃધ્ધિ પામતી હતી. અને કળાવાન એવો તે શીલરહિત કુમિત્રોની સંગત કરતો નહોતો. કારણ કે અગ્નિના સંગથી જળમાં પણ ઉષ્ણતા આવે છે તેમ કુસંગથી ગુણોનો નાશ થાય છે.

એકદા ગુરૂની વ્યાખ્યાન સભામાં બેઠેલા મહણસિંહે સૂકતરૂપી અમૃતને ઝરતા એવા ગુરૂના મુખચંદ્રથી એક કાવ્ય સાંભળ્યું. તેનો અર્થ આ પ્રમાણે હતો. —" કેટલાક તુંબડાઓ મુનિઓના હાથમાં રહીને પાત્રની લીલાને ભજે છે, કેટલાક ઉત્તમ વાંસની સાથે જોડાઇને રસ સહિત મધુર ગાયન કરે છે,કેટલાક સારા દોરડા વડે બાંધવાથી દુસ્તર સમુદ્રથી તારે છે, અને જેનો મધ્ય ભાગ બળી ગયો છે એવા કેટલાક તુંબડા તો રૂધિરને પીએ છે. અર્થાત્ રૂધિરપાનના ઉપયોગમાં આવે છે." આ કાવ્ય સાંભળીને જેમ સૂર્યના કિરણોથી કમળ વિકસ્વર થાય તેમ તે મહણસિંહનું હૃદયકમળ વિકસ્વર થયું. ' માત્ર વસ્ત્ર વડે સાફ કરવાથીજ જેમ રત્ન રજ રહિત થાય છે, તેમ ઉત્તમ બુદ્ધિમાન પ્રાણી માત્ર ઉપદેશથીજ પાપનો ત્યાગ કરે છે.' એક શ્લોકનાજ શ્રવણથી ઉત્તમ

શીલવાળો, નિર્મળ અંતઃકરણવાળો તથા શીતળ અને મધુર વાણીવાળો મહણસિંહ ચિરકાળ સુધી વિનય રૂપી અલંકારવડે મસ્તકને વિભૂષિત કરતો શોભવા લાગ્યો.

એકદા તે મહણસિંહે સાથે ઉત્પન્ન થયેલા અને બેમાંથી એક, બીજાના હાથમાં ગયા છતાં પણ રાત્રિએ આવીને પરસ્પર મળી જનારા શિવ અને [1] શક્તિ નામના બે મોતી લઇને દીલ્લીમાં જઇ બાદશાહને પ્રણામ કરી ગંગાજળ જેવા નિર્મળ તે બે મોતી ભેટ કર્યા. તે બન્ને મોતીનો પ્રભાવ સાંભળી સુરત્રાણ આશ્ચર્ય પામ્યો, તેથી તેણે મહણસિંહને પોતાના અંતઃપુરના રક્ષકોનો ઉપરી અધિકારી કર્યો. તે રાજાનો માનીતો થવાથી લોકમાં ધન્ય અને ઉદાર ગણાવા લાગ્યો. કારણ કે સારા સ્થાનનો યોગ મળવાથી રત્નો જગતમાં પૂજાને પામેજ છે. આ પ્રમાણે તેની રાજમાન્યતા જોઇને અછતા દોષને કહેનારા કેટલાક દુર્જનો પવિત્ર વસ્ત્રને પણ જેમ મશી મલિન કરે તેમ તેને દૂષણ આપવા લાગ્યા. તેવી વાતો સાંભળીને તેની ખાત્રી કરવા માટે બાદશાહ એક વખત અંતઃપુરના દ્વાર પાસે આવ્યો. તે વખતે તેણે વાદળામાંથી ચંદ્રની જેમ તેને અંતઃપુરમાંથી બહાર નીકળતો જોયો. તે સ્થિતિ જોઇને શત્રુવર્ગ રૂપી ધૂળને ઉડાડવામાં વાયુ સમાન તે રાજાનાં નેત્રો જાજ્વલ્યમાન કોપ રૂપી અગ્નિની જ્વાળાવડે અત્યંત રક્ત થઇ ગયાં, અને તેણે તેને મારવા માટે ખડ્ગ ખેંચ્યું. કહ્યું છે કે —

" न भलुं काजल कांणी आंखे, न भलुं कोइ एकलु शाखी ।
न भली स्त्री जे हडहड हसइ, न भलुं साह चोरमांही वसइ॥१॥
न भलुं होलुं मंदिर लवइ, न भलुं कूड कवित जे कवइ ।
न भलुं डोसउ परिणइ नवी, न भलुं घोडउ जिहां नहि कवी॥२॥
न भली जेठ मासनी लाइ, न भली स्त्री जे परघरि जाइ ।
न भलुं अंतेउर पइसार, न भलुं बिहु नारी भरतार ॥ ३ ॥

અર્થ — " કાણી આંખમાં કાજળ આંજવું સારૂં નથી, વનમાં કોઈ એકલું વૃક્ષ હોય તે સારૂં નથી, જે સ્ત્રી ખડખડ હસે તે સારૂં

---
૧ શંકર અને પાર્વતીનું સ્વરૂપ પરસ્પર મળેલું વર્ણવે છે.

નથી, શાહુકાર માણસ ચોરની મધ્યે વસે તે સારૂં નથી, ઘર ઉપર હોલો બોલે તે સારૂં નથી, કવિ ખોટી કવિતા કરે તે સારૂં નથી, વૃધ્ધ પુરૂષ નવી સ્ત્રી પરણે તે સારૂં નથી, જ્યાં કડી ( બંધન ) ન હોય ત્યાં ઘોડાનું રહેવું સારૂં નથી, જેઠ માસનો તડકો સારો નથી, જે પારકે ઘેર જાય તે સ્ત્રી સારી નથી, રાજાના અંતઃપુરમાં પુરૂષે જવું સારૂં નથી, તથા બે સ્ત્રીનો ભર્ત્તાર થવું એટલે કે એક સ્ત્રી છતાં બીજી સ્ત્રી પરણવી તે સારૂં નથી."

પછી રાજા જેટલામાં તેનાં વસ્ત્રો ઉતરાવી પ્રહાર કરવા જાય છે, તેટલામાં તેની કેડ ઉપર સાત તાળાં મારેલો કચ્છ જોઇ તે હર્ષ પામ્યો. બાદશાહે કહ્યું કે — " આ તાળાંના સમૂહને ઉઘાડી નાંખ." ત્યારે તે બોલ્યો કે—" હે મહારાજા ! આ તાળાંઓની કુંચીઓ મારે ઘેર મારી સ્ત્રીની પાસે છે, તેથી હું જ્યારે મારે ઘેર જઇશ ત્યારે તે આ તાળાંઓ ઉઘાડશે." રાજાએ કહ્યું કે—" અહો મંત્રી ! તેં જે આ ગાત્રનું બંધન રાખ્યું છે તે અતિ દુષ્કર છે." હે લોકો ! જુઓ. આનું શીળ કેવું ઉજ્વળ છે ? જેણે આ ભવમાં પોતાના આત્માને નિયંત્રિત કર્યો હોય, તે પરભવમાં શી રીતે પીડા પામે ? કહ્યું છે કે — " જે મહા સત્ત્વવાળા ભવ્ય જીવો કાયાએ કરીને પણ વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળે છે, તેઓ અવશ્ય પાંચમા બ્રહ્મલોક નામના સ્વર્ગમાં ઉત્પન્ન થાય છે

**રાવણે સીતાનું** હરણ કર્યું, ત્યારે તેની શોધ કરવા માટે **રામ** અને લક્ષ્મણ ચાલ્યા. માર્ગમાં સીતાનાં આભૂષણો પડેલાં તેમના જોવામાં આવ્યાં. તે જોઇ રામે લક્ષ્મણને આ ઘરેણાં કોનાં છે ? એમ પૂછ્યું. ત્યારે લક્ષ્મણે જવાબ આપ્યો કે—"હું તેના કુંડળને ઓળખતો નથી, તેમજ તેના હાથના કંકણને પણ ઓળખતો નથી, પરંતુ હંમેશાં તેના ચરણને હું વાંદતો હતો, તેથી તેના પગના નૂપુરનેજ હું ઓળખું છું." આથી સ્પષ્ટ જણાય છે કે લક્ષ્મણે કોઇ પણ વખત સીતાનું મુખ કે હાથ વિગેરે અવયવો જોયાંજ નથી, માત્ર વંદના કરતાં પગઉપર જ દ્રષ્ટિ નાંખેલી છે. અહો ! કેવું તેનું શીળ !

ત્યારપછી બાદશાહે તે મહણસિંહને હર્ષથી પોશાક આપ્યો. જે શીળના પ્રભાવથી સર્પ દોરી જેવો થાય છે,અને અગ્નિ પાણીરૂપ થાય છે, તેવા શીળના મહિમાથી મહણસિંહની કીર્તિ આદન અંદર સુધી પ્રસરી ગઇ. કેમકે કર્પૂરસમૂહના પ્રસરતા ગંધને કોણ નિવારી શકે ?

એકદા મહણસિંહનું નામ શ્રવણ કરવાથી સર્વ કળામાં નિપુણ કામલતા નામની અત્યંત સ્વરૂપવાળી વેશ્યાનું મન તેના તરફ આકર્ષાયું. તેથી તે દીલ્હીમાં આવી. કારણકે ચંપકપુષ્પના સુગંધને સુંઘવા માટે ભમરી પોતે જ વનમાં જાય છે, અને ગીતથી આકર્ષણ કરાયેલી મૃગલી ગીત સાંભળવા પોતેજ વનમાં આવે છે. પછી તે કામલતાએ રાજસભામાં જઇ અદ્ભુત નૃત્ય કરી સુરત્રાણને રંજીત કર્યો. 'બાણની જેમ જે કળાવડે પરનું હૃદય ન ભેદાય તે ' કળા શુ કામની ? ' રંજીત થયેલો બાદશાહ તેને દાન આપવા તૈયાર થયો, તે વખતે તેણીએ દાન ન લેતાં મહણસિંહને ઘેર જઇને તેની પાસે નાટક કરવાની યાચના કરી, બાદશાહે પ્રસન્ન થઇને તેણીને તેમ કરવાનો આદેશ આપ્યો. તેથી તેણીએ ત્યાં જઇ સાત વાર નૃત્ય કર્યું, પરંતુ તે ચતુર વેશ્યાએ મહણસિંહને સ્થાને બેઠેલ ખરો મહણસિંહ નથી એમ જાણી લીધું. ત્યારપછી ગુણના નિવાસરૂપ મહણસિંહે પોતે બેસીને નાટક કરાવ્યું, તે જોઈ હર્ષ અને સંતોષ પામેલી તે વેશ્યા પોતાના આત્માને ધન્ય માનતી નૃત્ય કરવા લાગી. તે બોલી કે—"આટલા દિવસોમાં આજનો મારો દિવસ પ્રશંસનીય થયો કે જેથી આવા ગુણીને મેં ભાગ્યના યોગે નજરે જોયા અને મારૂં નૃત્ય બતાવ્યું." આ વાત બાદશાહના જાણવામાં આવતાં પ્રજાનું રક્ષણ કરવામાં તત્પર એવા સુરત્રાણે વેશ્યાને બોલાવીને પૂછ્યું કે—" હે પંડિતા ! સાતવાર નૃત્ય કરતાં તેં શી રીતે જાણ્યું કે આ મંત્રી નથી ?" ત્યારે રાજસભામાં નૃત્યના આડંબરને કરતી સરળ હૃદયવાળી તે વેશ્યા બ્રહ્મચર્યની પરીક્ષા કરનારી એક ગાથા બોલી. તેનો અર્થ આ પ્રમાણે છે.—"જો કદિ કામી પુરૂષ હસે નહીં, કાંઇ પણ બોલે નહીં અને હૃદયમાં કાંઇક શુભ ધ્યાન કરે તો પણ

લાખો મનુષ્યોમાં રહેલા તે કામાતુર પુરૂષની દ્રષ્ટિ દેખાઇજ આવે છે. અર્થાત્ તે જણાયા વિના રહેતી નથી." આ પ્રમાણેના નિષ્કપટ બ્રહ્મચર્યના ગુણે કરીને શ્રેષ્ઠ અને ચંદ્ર જેવા સુંદર મુખવાળો તે મહામંત્રી વેશ્યાવડે પણ યોગીંદ્રની જેમ ગવાયો.

લોકમાં સત્યવાદીપણાથી પ્રસિદ્ધિને પામેલા મહણસિંહને એકદા કોઈ દુર્જને અસત્યવાદી કહેવરાવવાની ઈચ્છા કરી. કારણકે દુર્જન માણસ મહાપુરૂષોના શત્રુજ હોય છે. તેથી તે સમય જોઇને રાજાની પાસે જઇ બોલ્યો કે—" આ મહણસિંહ પોતાની પાસે ચોસઠ ટંક સુવર્ણ છે એમ બોલે છે, પરંતુ તેની પાસે ઘણું દ્રવ્ય છે." તે સાંભળી રાજાએ પ્રાતઃકાળે સભામાં યુક્તિથી તેને પૂછ્યું કે "હે મંત્રી ! તમારી પાસે દુઃખને નાશ કરનારૂં ધન કેટલું છે ?" મંત્રીએ કહ્યું કે—"મને સાત દિવસની મુદત આપો કે જેથી તેટલા સમયમાં ધનની ગણતરી કરીને આપને કહું." પછી ચાણક્યની જેવી બુદ્ધિવાળા તેણે ધનની ગણતરી કરીને રાજાને યથાર્થ કહ્યું કે—"જગતને આશ્ચર્ય ઉત્પન્ન કરનાર મનોહર ચરિત્રવાળા હે રાજા ! મારે ઘેર એંશી લાખ ને ચાર હજાર સુવર્ણ છે. તે સિવાય રૂપું, તાંબુ, પીતળ વિગેરે ઘરમાં સારભૂત વસ્તુ ઘણી છે." તે સાંભળી રાજા આશ્ચર્ય પામ્યો. કેમકે કોઇ પણ માણસ પોતાના ધનની ખરી સંખ્યા કોઈની પાસે કહેતો નથી. તેમાં પણ રાજા પાસે તો કહેવાતીજ નથી. મંત્રીનો ઉત્તર સાંભળી બાદશાહ સભા સમક્ષ તેની પ્રશંસા કરતો બોલ્યો કે—" અહો ! આ મંત્રી ખરેખરો સત્યવાદી છે. તેને મારી પણ દ્રવ્ય લઇ લેશે એવી બીક લાગી નહી. પૃથ્વીપર આ એક મંત્રી જ મારા રાજ્યનો મુગટ છે. કારણકે મનુષ્યો પુષ્પને પણ ગુણવડે[૧] કરીને જ મસ્તક ઉપર ધારણ કરે છે." આ પ્રમાણે તેના ગુણ ગાવા પૂર્વક અત્યંત સન્માન કરી સુરત્રાણે તેને પોશાક આપ્યો અને તેનો યશ પૃથ્વી પર પ્રસર્યો. " ધર્મના કાર્યમાં ધનનો વ્યય કરનાર, કામદેવના રૂપનું હરણ કરનાર, સાધુપુરૂષોમાં અગ્રેસર, શુભ

[૧] ગુણ શબ્દમાં શ્લેષ છે, ગુણ એટલે દોરાવડે ગુંથાય છે ત્યારેજ તે મસ્તકે ચડે છે. અથવા ગુણ એટલે સુગંધ.

ક્રિયામાં તત્પર, સર્વ મુનિઓનું ગૌરવ કરનાર, બે વખત પ્રતિક્રમણ કરનાર, અન્ય મનુષ્યોની આપત્તિને હરનાર, પુણ્યના ખજાનાને ભરનાર, પોતાના આત્માને સંસાર સાગરમાંથી ઉદ્ધારનાર, સજ્જનો ઉપર ઉપકાર કરનાર, દુર્જનોનો તિરસ્કાર કરનાર, તથા નિષ્કપટ મનવાળો આ મંત્રી જગતમાં શોભે છે. "આજ છે અને કાલે નથી" એવા ચલિત અધિકારને પામીને જેણે શત્રુનો અપકાર કર્યો નથી, મિત્રનો ઉપકાર કર્યો નથી, અને બંધુઓનો સત્કાર કર્યો નથી, તેણે શું કાર્ય કર્યું ? કાંઇજ નહીં.

ગુણો વડે લોકને પ્રસન્ન કરનાર, સુવર્ણના ભૂષણોની શ્રેણિવડે ભૂષિત અને અમૃત જેવાં વચન બોલનાર તે મંત્રી રૂપી ચંદ્ર ઉપર એકદા વાણીના ભીષથી સુરત્રાણના મનમાં તેના અધિકાર વિષેનો કાંઇક દોષ ભાસ્યો, તેથી રોષના પોષણથી રક્ત નેત્રવાળા બાદશાહે તેને દૃઢ બેડીવડે બાંધી નરક જેવા કેદખાનામાં નાંખ્યો. કહ્યું છે કે — " કેદખાનામાં શરીર પર મારેલા ચાબકના પ્રહારવડે શરીર લોહીથી વ્યાપ્ત થાય છે, દૃઢ બેડીઓના બંધનથી બંધાવું પડે છે, અને ભોજન ન મળવાથી લંઘન કરવું પડે છે. એમ જાણીને હે પ્રાણી ! તું તત્કાળ અકાર્યથી વિરામ પામ. અને રાજાનો કોઇ પણ પ્રકારનો અધિકાર સ્વીકાર ન કર. આ પ્રમાણે શ્યામ મુખવાળી લેખણ કાનની પાસે રહીને પોકાર કરે છે." કેદખાનામાં રહ્યા છતાં પણ તે મંત્રી પોતાના નિયમમા દૃઢજ રહ્યો. લાંઘણ થતી હતી છતાં પણ તે હંમેશાં બે ટંક પ્રતિક્રમણ કરતો હતો. તે હંમેશાં આરક્ષકોને બે ટંક સુવર્ણ આપતો હતો, તેથી તેઓ તેને પ્રતિક્રમણને સમયે બંધનથી છુટો કરતા હતા. કહ્યું છે કે — " દાનથી મિત્રો અત્યંત મિત્રાઇવાળા થાય છે અને દાનથી શત્રુઓ પણ મિત્ર સમાન થાય છે," અહો ! દુસ્સાધ્ય કાર્યને સાધવામાં દાન એજ ઉત્તમ કારણ છે." આ પ્રમાણે

ધર્મક્રિયામાં અત્યંત રૂચિવાળા તેણે પ્રતિક્રમણને માટે એક માસમાં સાઠ ટંક સુવર્ણનું દાન કર્યું. તેવામાં રાજાએ જાણ્યું કે-"મંત્રી કારાગૃહમાં પણ ધર્મક્રિયા કરે છે. તેથી તેના પર પ્રસન્ન થઈ તેને બંધનથી મુક્ત કરાવી પોશાક આપી તેનું સન્માન કર્યું. કર્ત્તા કહે છે કે-" જેનાથી ઇષ્ટ માણસ પણ ક્ષણ માત્રમાં રોષ પામે છે, તોષ પામે છે અને દોષ પામે છે, તેવા અચિંત્ય શક્તિવાળા કર્મને નમસ્કાર હો."

અહીં અગ્નિના સંબંધથી સુવર્ણ જેમ અત્યંત દેદિપ્યમાન થાય છે, તેમ તે મંત્રી બાદશાહે આપેલા કષ્ટથી અત્યંત પ્રભાવવાળો થયો. જેમ સુવર્ણ ઘસવાથી અધિક સુંદર વર્ણવાળું થાય છે, તેમ મંત્રી વધારે તેજસ્વી અને યશસ્વી થયો. પછી રાજાએ રજા આપી એટલે તેના ગુણોનું જાણે કીર્તન કરતા હોય એવા વાજિંત્રોના નાદપૂર્વક તે મંત્રી મહા આડંબરથી પોતાને ઘેર ગયો. કષ્ટમાં પણ પ્રતિક્રમણ વિગેરે સમગ્ર પુણ્યક્રિયા કરનાર તે મંત્રીને જોઇને બીજા અનેક ભવ્ય જીવો પુણ્યક્રિયામાં આદરવાળા થયા. 'વિવેકી જનોએ પ્રતિક્રમણરૂપી કલ્પવૃક્ષ સેવવા યોગ્ય છે, કેમકે તેથી બુધ્ધિમાન મનુષ્ય મોક્ષરૂપી ફળને આપનાર જ્ઞાન અને ક્રિયા બંનેને સાધે છે.'

મંત્રી ઉપર રાજાની કૃપા થયેલી જોઈને કારાગૃહનો અધિકારી ભય પામી લીધેલું દ્રવ્ય પાછું આપવા માટે મંત્રીને ઘેર ગયો, અને તે બોલ્યો કે—" હે મંત્રી શિરોમણિ ! આ તમારા સુવર્ણ ટંક ગ્રહણ કરો, મારા પર પ્રસન્ન થાઓ, તમે રાજાનો પ્રસાદ પામેલા છો, માટે હું તમને આ ભેટ કરૂં છું." તે સાંભળી મંત્રીશ્વર બોલ્યો કે—" તારે મારાથી જરાપણ ભય રાખવો નહીં. તે વખતે ધર્મક્રિયા કરવાથી મારો તે સમય સફળ થયો છે. મનુષ્યના આયુષ્યનો એક ક્ષણ કોટી રત્નોવડે પણ દુર્લભ

છે, તે ક્ષણ મેં પ્રતિક્રમણ કરવાવડે પવિત્ર કર્યો છે." એમ કહી મંત્રીએ ઉલટા બીજા સ્વર્ણ ટંક આપીને તેનો સત્કાર કર્યો. અહો ! મંત્રીની ધર્મનિષ્ઠતા અને દાન ગુણ કેવા આશ્ચર્યકારક છે ?

આ પ્રમાણે શ્રી જગસિંહનો પુત્ર મહણસિંહ નામનો બુદ્ધિમાન્ મંત્રીશ્વર નિરંતર પ્રતિક્રમણ કરવાથી સમગ્ર કલ્યાણની લક્ષ્મીના સ્થાનરૂપ રાજાના પ્રસાદને પામ્યો હતો, એમ જાણીને હે ભવ્ય જીવો ! તમારે સમગ્ર પાપસમૂહનો નાશ કરવામાં સમર્થ એવું પ્રતિક્રમણ હમેશાં પ્રફુલ્લિત મનથી કરવું.

આ પ્રમાણે શ્રીમાન્ તપગચ્છરૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસ ગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રીઇંદ્રહંસગણિએ, રચેલી શ્રીઉપદેશ કલ્પવલ્લી નામની ટીકાને વિષે પ્રથમ શાખામાં પ્રતિક્રમણના વિષય ઉપર શ્રાવક શ્રીમહણસિંહના વર્ણન રૂપ સાતમો પલ્લવ સમાપ્ત થયો. ૭



## પલ્લવ ૮.

ચંદ્રની જેવી મનોહર કાંતિવાળા, સંસાર રૂપી સમુદ્રના ઉછળતા વિવિધ દુઃખરૂપી તરંગોનો જેણે નાશ કર્યો છે એવા અને જેમના ચરણકમળ ચંદ્રની લક્ષ્મીને ક્રીડા કરવાનું સ્થાન છે એવા શ્રીમાન્ **ચંદ્રપ્રભ** નામના જિનેશ્વર જય પામો, કે જેમના દેદિપ્યમાન નિર્મળ ગુણશ્રેણી રૂપી નક્ષત્રોની સંખ્યાને અમે જાણી શકતા નથી.

પ્રતિક્રમણની પછી કાયોત્સર્ગ નામનું આઠમું દ્વાર કહે છે. 'જેમણે તત્ત્વ જાણવામાંજ અંતઃકરણને સ્થાપન કર્યું છે એવા હે ભવ્યજનો ! તમે કાયોત્સર્ગ કરવામાં યત્ન કરો.' કાયોત્સર્ગ શબ્દનો શો અર્થ છે ૧ ? તેની કેટલી પ્રકૃતિઓ (ભેદો) છે ૨ ? તેમાં કેટલા દોષો લાગે છે ૩ ? તે કરવાથી શું ફળ છે ૪ ?

ત"ા તેની ઉપર કોનું દષ્ટાંત છે ૫ ? એ પાંચ દ્વાર સ્પષ્ટ રીતે કહેવામાં આવે છે.

## ૧ કાયોત્સર્ગ શબ્દનો અર્થ.

" કાય " એટલે શરીર, તેનો "ઉત્સર્ગ" એટલે ત્યાગ તે **કાયોત્સર્ગ** કહેવાય છે. તે કાયોત્સર્ગ ઉપસર્ગો થયા છતાં પણ પોતાના ચરણે આક્રમણ કરેલા સ્થાનથી જરા પણ નહીં ચલાયમાન થવાથી શુધ્ધ કહેવાય છે. તે વિષે કહ્યું છે કે—"દેવ,મનુષ્ય અને તિર્યંચના કરેલા ઉપસર્ગોને સમ્યક્ પ્રકારે સહન કરવાથી શુદ્ધ કાયોત્સર્ગ થાય છે."

## ૨ કાયોત્સર્ગના ભેદ.

કાયોત્સર્ગના નવ ભેદો છે.—ઉચ્છ્રિતોચ્છ્રિત ૧, ઉચ્છ્રિત ૨, સમુચ્છ્રિતનિષણ્ણ ૩, નિષણ્ણોચ્છ્રિત ૪, નિષણ્ણ ૫, નિષણ્ણનિષણ્ણ ૬, સુપ્તોચ્છ્રિત ૭, સુપ્ત ૮, અને સુપ્તસુપ્ત ૯. આ પ્રમાણે આગમના જ્ઞાનીઓએ નવ પ્રકારનો કાયોત્સર્ગ કહેલો છે. બુદ્ધિમાન્ આચાર્યો તેના અર્થની સ્પષ્ટતા આ પ્રમાણે કરે છે.—બુદ્ધિ રૂપી ધનવાળો મનુષ્ય શરીરવડે ઉભો થઈ જે ( કાયોત્સર્ગ ) માં ધર્મધ્યાન અને શુકલ ધ્યાન ધ્યાય તે ઉચ્છ્રિતોચ્છ્રિત કાયોત્સર્ગ કહેવાય છે. ૧. જેમાં ધર્મ, શુકલ, આર્ત, અને રૌદ્ર, એ ચારે પ્રકારના ધ્યાન કરે અને શરીરથી ઉભો ન થાય તેને ઉચ્છ્રિત કાયોત્સર્ગ કહ્યો છે. ૨. જેમાં શરીર વડે ઉભો થયા છતાં આર્ત કે રૌદ્ર ધ્યાનનુંજ સ્મરણ કરે તે ઉચ્છ્રિતનિષણ્ણ જાતિનો કાયોત્સર્ગ છે. ૩. જેમાં શરીરથી નીચે બેસીને ધર્મ કે શુકલ ધ્યાન ધ્યાય તે નિષણ્ણોચ્છ્રિત નામનો કાયોત્સર્ગ જાણવો. ૪. જેમાં નીચે બેસીને કાયોત્સર્ગ કરનાર મનુષ્ય શુભ અને અશુભ બન્ને પ્રકારનું ધ્યાન કરે તેને પંડિતો નિષણ્ણ નામનો કાયોત્સર્ગ કહે છે. ૫. જેમાં નીચે બેઠેલા વિચ-

ક્ષણ માણસનું હૃદય અશુભ ધ્યાન રૂપી કાદવથી ખરડાય તેને પંડિતોએ નિષણ્ણનિષણ્ણ નામનો કાયોત્સર્ગ કહેલો છે. ૬. જેમાં મનુષ્ય સુતો સુતો બે પ્રકારના શુભ ધ્યાનવડે હૃદયને વાસિત કરે, તેને પંડિતોએ સુપ્તોચ્છ્રત નામનો કાયોત્સર્ગ કહેલો છે. ૭. જેમાં મનુષ્ય સુઇને ચાર પ્રકારમાંથી કોઈ પણ પ્રકારનું ધ્યાન કરે તેને આપ્તજનો સુપ્ત નામનો કાયોત્સર્ગ કહે છે. ૮. તથા જેમાં સુતેલો પ્રાણી બન્ને પ્રકારના અશુભ ધ્યાન ધ્યાય તે કાયોત્સર્ગને આપ્ત (જિન) વચનને જાણનારા પંડિતો સુપ્તસુપ્ત જાતિનો કાયોત્સર્ગ કહે છે. ૯.

આવશ્યક સૂત્રમાં પણ કહ્યું છે કે—" ઉચ્છ્રિત, નિષણ્ણ અને સુપ્ત એ ત્રણ પ્રકાર પૈકી એક એક પદને વિષે દ્રવ્ય અને ભાવવડે ચાર વિકલ્પો જાણવા. + " એક અંતર્મુહૂર્ત્ત સુધી ચિત્તની જે એકાગ્રતા થાય તેનું નામ ધ્યાન કહેવાય છે, તે ધ્યાન આર્ત્ત, રૌદ્ર, ધર્મ અને શુકલ એ ચાર પ્રકારનું છે. તેમાં પહેલા બે ધ્યાન સંસારને વધારનાર કહ્યાં છે, અને છેલ્લા બે ધ્યાન મોક્ષનાં કારણભૂત કહ્યાં છે, તેથી તેનોજ અહીં અધિકાર છે, પહેલા બે ધ્યાનનો નથી.

---

૧ દ્રવ્યથી એટલે શરીરથી ઉભેલો અને ભાવથી શુભ ધ્યાનને ધ્યાનારો તે બંને પ્રકારે ઉચ્છ્રિત ૨ દ્રવ્યથી-શરીરથી ઉભેલો પણ ભાવથી-શુભ ધ્યાન નહીં ધ્યાનારો તે, ૩ દ્રવ્યથી ઉભેલો નહીં પણ ભાવથી શુભ ધ્યાન ધ્યાનારો તે અને ૪ દ્રવ્યથી ઉભેલો નહીં અને ભાવથી શુભ ધ્યાન ધ્યાનારો પણ નહીં તે. આ પ્રમાણે નિષણ્ણ અને સુપ્ત પદની સાથે પણ દ્રવ્ય ભાવથી ચાર ચાર ભેદ સમજી લેવા —૧ દ્રવ્યથી ભાવથી બંનેથી નિષણ્ણ, ૨ દ્રવ્યથી નિષણ્ણ ભાવથી નહીં, ૩ ભાવથી નિષણ્ણ દ્રવ્યથી નહીં, ૪ દ્રવ્ય ભાવ બંનેથી નિષણ્ણ નહીં, ૧ દ્રવ્યભાવ બંનેથી સુપ્ત, ૨ દ્રવ્યથી સુપ્ત ભાવથી નહી, ૩ ભાવથી સુપ્ત દ્રવ્યથી નહીં, ૪ બંને પ્રકારે સુપ્ત નહીં. આમ ચાર ચાર ભેદ થાય છે.

## ૩ કાયોત્સર્ગના દોષ.

કાયોત્સર્ગના ઓગણીશ દોષો છે. તે આ પ્રમાણે–કાયોત્સર્ગ કરતી વખતે ઘોડાની જેમ એક પગને કાંઈક વાળીને વિષમ–આડા અવળા પગ રાખે-સ્થિર ઉભો ન રહે તે ઘોટક દોષ કહેવાય છે.૧. વાયુથી હલાવેલી લતાની જેમ જે કમ્પ્યા કરે તે **લતા** દોષ ૨. સ્તંભ અથવા ભીંત વિગેરેનો આધાર લઈને ઉભો રહે તે **સ્તંભ** દોષ ૩. પોતાના મસ્તકને ઉપરના માળ સાથે અડકાવે તો **માળ** દોષ ૪. ગાડાની ઉદ્ધિની જેમ બન્ને પગના અંગુઠા અથવા બન્ને પાનીને સાથે મેળવી રાખે તે **શકટોદ્ધિ** દોષ ૫. બેડીવડે નિગડિત (બાંધેલા) ની જેમ બન્ને પગોને પહોળા રાખે અથવા ભેગા કરી રાખે તે **નિગડિત** દોષ ૬. વસ્ત્ર વિનાની શબરી (ભીલડી)ની જેમ હસ્તને આગળ ગુહ્ય સ્થાન ઉપર રાખે તે **શબરી** દોષ ૭. કુવિંદ (શાળવી) ની જેમ ઓઘાને આગળ રાખે તે [1]**કુવિંદ**દોષ ૮.નાસિકાના અગ્ર ભાગ ઉપર દ્રષ્ટિ રાખવી જોઈએ તેમ ન રાખતાં વહુની જેમ મુખને નીચે નમાવેલું રાખે તે **વધૂ** દોષ. ૯. ઢીંચણથી વધારે નીચું અથવા ઉંચું વસ્ત્ર રહે એવુ વસ્ત્ર પહેરવું ન જોઈએ, છતાં પહેરે તે **પ્રલંબ** દોષ ૧૦. અજ્ઞાનથી અથવા ડાંસ વિગેરે કરડવાના ભયથી છાતી વિગેરે ઢાંકી રાખે તે **પ્રચ્છાદ્ય** ( સ્તન ) દોષ ૧૧. પુરૂષે સાધ્વીની જેમ વસ્ત્ર વડે બન્ને સ્કંધ ( ખભા ) ઢાંકવા ન જોઈએ છતાં ઢાંકે તો **સંયતી** દોષ. કદાચ ઢાંકવો પડે તો ઉત્તરાસણવડે એક બાજુનો સ્કંધ ઢાંકે. ૧૨. કોઈને બોલાવવા વિગેરેની સંજ્ઞા કરવા માટે આંગળી અથવા ભ્રકુટિ વિગેરે અવયવો ચલાવવા ન જોઈએ, છતાં ચલાવે તો **અંગુલીભ્રમણ** નામે દોષ. ૧૩. વાયસ ( કાગડા ) ની જેમ આંખની કીકીને ચોતરફ ફેરવે તે **વાયસ** દોષ. ૧૪ કપિત્થ

---

૧ આને ગ્રંથાંતરમાં ખલિત દોષ પણ કહ્યો છે.

( કોઠા ) ની જેમ વસ્ત્રનો સંકોચ કરી પિંડરૂપ કરે તે **કપિત્થ** દોષ. ૧૫. જૂ, ડાંસ વિગેરે કરડવાના ભયથી મસ્તકને હલાવે તે **શીર્ષકંપ** દોષ. ૧૬. કોઈ માણસના શરીરમાં જેમ ભૂત પ્રેતાદિક પ્રવેશ કરેલો હોય તેની જેમ હુંકાડા મારે અથવા મૂંગાની જેમ હું હું શબ્દ કરે તે **મૂક** દોષ. ૧૭. મદિરાના પાત્રની જેમ બુડ બુડ શબ્દ કરે તે **વારૂણી** દોષ. ૧૮. તથા વાનરની જેમ ઓષ્ઠપુટને હલાવે તો **વાનર** દોષ. ૧૯. આ ઓગણીશ દોષો પંડિતોને વર્જવા યોગ્ય છે.

## ૪ કાયોત્સર્ગનું ફળ.

ઉપાસક જનોએ કાયોત્સર્ગ હંમેશાં કરવા યોગ્ય છે. કેમકે સારી રીતે તેને સેવવાથી તે સ્વર્ગ અને મોક્ષના સુખને માટે થાય છે. તે વિષે કહ્યું છે કે—" જેમ કરવત જતાં અને આવતાં લાકડાને કાપે છે, તે જ પ્રમાણે વિદ્વાનો કાયોત્સર્ગ કરીને કર્મોને કાપી નાંખે છે. જેમ કાયોત્સર્ગને વિષે સમ્યક્ પ્રકારે રહેનારના અંગોપાંગ ભાંગે છે, તેમ મુનિઓ તે વખતે આઠ પ્રકારના કર્મસમૂહને ભેદી નાંખે છે. આ શરીર જીવથી ભિન્ન છે, અને આ જીવ તેનાથી ભિન્ન છે. એ પ્રમાણે બુદ્ધિ રાખીને હે જીવ ! તું દુઃખના કલેશને કરનારી શરીર ઉપરની મમતાને છેદી નાંખ. મેં મનુષ્યના ભવમાં જેટલાં ક્રૂર દુઃખો અનુભવ્યાં છે, તેનાથી પણ અત્યંત દુઃસહ દુઃખો નરકમાં છે, કે જેની ઉપમાજ નથી, તેથી સૂત્રના સારને જાણનારા મુનિઓએ મમતા રહિતપણે દુઃખદાયી કર્મના ક્ષયને માટે અવશ્ય કાયોત્સર્ગ કરવો.

## ૫ કાયોત્સર્ગ પર દષ્ટાંત.

જેણે કાયોત્સર્ગમાં એક વર્ષ સુધી રહી તીવ્ર તપવડે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી, તે **બાહુબળી** જય પામે છે. **દમદંત** રાજર્ષિની દઢતા ઉત્તમ કાયોત્સર્ગની વાનકી છે, કે જેને **દુર્યોધને** બીજોરાવડે

પ્રહાર કર્યો અને ત્યાર પછી પાછળ આવતા તેના સૈનિકોએ એક એક પથ્થર મારી મોટો ઢગલો કર્યો, અને ત્યારપછી પાંડવો નીકળ્યા, તેઓએ તેમને વંદના કરીને ખમાવ્યા; તો પણ તે રાજર્ષિ પ્રહારવડે ક્ષોભ પામ્યા નહીં, અને વંદનાવડે આનંદ પામ્યા નહીં. માટે હે ભવ્યો ! તેવા ઉત્તમ કાયોત્સર્ગમાં તમે અત્યંત ઉદ્યમી થાઓ. કેમકે તે કાયોત્સર્ગરૂપી તાડવ ( નાટક ) થી પાંચ પાંડવો અપાર વિપત્તિરૂપી સમુદ્રને તરી ગયા છે. તે પાંડવોની સંક્ષિપ્ત કથા આ પ્રમાણે છે.

## પાંડવોની કથા.

શ્રીઆદિનાથ જિનેશ્વરે **કુરૂ** નામના પુત્રને આપેલો દેશ **કુરૂક્ષેત્ર** નામે પ્રસિદ્ધ છે. તે કુરૂને શત્રુ રૂપી વૃક્ષોને ભાંગી નાંખવામાં હસ્તી સમાન **હસ્તી** નામે પુત્ર હતો, તેના નામથી **હસ્તીનાપુરી** નામની નગરી હજુ સુધી જગતમાં વિખ્યાત છે. તે નગરીને દુર્નીતિનો નાશ કરનાર અને અતુલ ભુજ બળવાળો **શાંતનુ** રાજાનો પુત્ર **વિચિત્રવીર્ય** નામનો રાજા પાલન કરતો હતો. તે અવસરે **કાશી** દેશના રાજાને **અંબા**, **અંબાલિકા** અને **અંબિકા** નામની ત્રણ પુત્રીઓ થઈ હતી. તે કમળની જેવા મુખવાળી અને રૂપવડે દેવાંગનાઓને પણ જીતનારી હતી. તે પુત્રીઓ યુવાવસ્થાને પામી, તેથી તેમના પિતાએ યોગ્ય વર મેળવવાની ઇચ્છાથી મોટા ઉત્સવપૂર્વક સ્વયંવર આરંભ્યો. તે વખતે તેના આમંત્રણથી ઘણા રાજાઓ અને રાજપુત્રો તે સ્વયંવરમાં આવ્યા. પરંતુ કાશીપતિએ વિચિત્રવીર્ય રાજાને આમંત્રણ કર્યું નહીં. તેનું કારણ એ હતું જે વિચિત્રવીર્યની માતા **સત્યવતીને** કોઇ નાવિકે પોતાને ઘેર રાખીને તેનું પાલન પોષણ કરી તેને વૃદ્ધિ પમાડી, હતી, તેને શાંતનુ રાજા પરણ્યા હતા, તેનો આ વિચિત્રવીર્ય પુત્ર હોવાથી તેની જાતિ સામાન્ય

ગણાતી હતી આ કારણને લીધે તેને નહીં બોલાવવાથી ગંગાનો પુત્ર કે જે બાલ્યપણાથી જ બ્રહ્મચારી હોવાથી સર્વને ભયકર હોવાને લીધે **ભીષ્મ** નામે પ્રસિદ્ધ હતો, તે કાશીના રાજા ઉપર અત્યત કોપ પામ્યો તેથી તે મહાબળવાને ત્યા આવી ત્રણે કન્યાઓનુ હરણ કર્યું તે વખતે તેની સાથે સ્વયવરમા આવેલા સર્વ રાજાઓ યુદ્ધ કરવા લાગ્યા, પરતુ તે સર્વેને પથ્થર ફેંકીને જેમ કાગડાઓને ત્રાસ પમાડે તેમ તેણે [1]અમોઘ શસ્ત્રોના સમૂહવડે ત્રાસ પમાડયો

પછી તે ત્રણે કન્યાઓને હસ્તીનાપુર લાવીને પોતાના ભાઇ વિચિત્રવીર્ય સાથે તેણે પરણાવી ' દુષ્કર કાર્ય પણ વીરોને કેમ સુકર ન થાય ? ' અનુક્રમે તે ત્રણ સ્ત્રીઓને ત્રણ પુત્રો થયા અબિકાને **ધૃતરાષ્ટ્ર** નામે પુત્ર થયો, અબાલિકાને **પાંડુ** નામે પુત્ર થયો અને અબાને **વિદુર** નામનો પુત્ર થયો તેમા ધૃતરાષ્ટ્ર જન્મથી જ અધ હતો, પાડુ બળવાન હતો અને વિદુર યુદ્ધમા નિપુણ હતો તે ત્રણે રાજપુત્રો વૃદ્ધિ પામી યુવાન થયા તેટલામા વિચિત્રવીર્ય રાજા દેવનો અતિથિ થયો—મરણ પામ્યો, ત્યારે મત્રીઓએ પાડુને સારા લક્ષણવાળો જોઇને રાજ્ય ઉપર સ્થાપન કર્યો પાડુરૂપી સૂર્ય સગ્રામ ( યુદ્ધ ) રૂપી ઉદયાચળ પર્વતની પૃથ્વીપર ઉદય પામવાથી અધકાર રૂપી શત્રુઓ ચોતરફ નાશી જવા લાગ્યા

એકદા શ્રીમાન્ અધકવૃષ્ણીની પુત્રી અને **દશાર્હની** બ્હેન **કુંતીને** ચિત્રપટમા આળેખેલી જોઈ પાડુ રાજા તેના રૂપમા તલ્લીન-મોહિત થયો તે કન્યાએ પણ પાડુના ગુણો સાભળવાથી અભિગ્રહ કર્યો કે—" હુ પાડુ રાજા વિના બીજા કોઇને નહીં વરૂ " પરતુ પાડુ રાજાનો પતિ તરીકે લાભ નહીં

૧ નિષ્ફળ ન જાય તેવા

થવાથી દુ:ખાર્ત થયેલી કન્યાએ શહેરની બહાર વનમાં જઇ ગળામાં ફાંસો નાંખ્યો. તે જ વખતે પ્રભાવિક મુદ્રિકાના પ્રભાવથી પાંડુ રાજા ત્યાં (વનમાં) આવ્યો હતો. એટલે તેણે તેનો કંઠપાશ છેદી નાંખ્યો અને ગાંધર્વવિધિથી તેની સાથે તે પરણ્યો. તે દિવસે કુંતિ ઋતુસ્નાતા થયેલી હોવાથી તેણીએ ગર્ભ ધારણ કર્યો. પાંડુ રાજા તો વીંટીના પ્રભાવથી પાછા હસ્તિનાપુર આવ્યા. અહીં સમય પૂર્ણ થયે કુંતીએ ગુપ્તપણે પુત્ર પ્રસવ્યો. તેનું નામ **કર્ણ** પાડયું. અંધકવૃષ્ણિએ પોતાની પુત્રીની બધી હકીકત તથા તેના મનનો અભિપ્રાય જાણી તીક્ષ્ણ ( ઉગ્ર ) રણસંગ્રામરૂપી સમુદ્રના સેતુ (પાળ) રૂપ પાંડુ રાજાને તે પુત્રી પરણાવી.

ત્યારપછી સૂર્યની જેમ ઉગ્ર તેજવાળા પાંડુરાજા **મદ્રક** નામના રાજાની પુત્રી **માદ્રીને** પરણ્યા. તે પણ સર્વ કળાઓમાં નિપુણ હતી. તે બન્ને પ્રિયાઓએ કરીને **રતિ** અને **પ્રીતિએ** કરીને કામદેવની જેમ પાંડુરાજા શોભતા હતા. એકદા કુંતીએ સ્વપ્નમાં મેરૂ, ક્ષીરસમુદ્ર, સૂર્ય, ચંદ્ર અને લક્ષ્મીને જોઇ ગર્ભ ધારણ કર્યો. ગર્ભ વૃદ્ધિ પામતાં તેને ધર્મ સંબંધી દોહદ થયા, તે પાંડુરાજાએ પૂર્ણ કર્યા. પછી સમય પૂર્ણ થયે શુભ દિવસે શુભ મુહૂર્તે તેણે પુત્રને જન્મ આપ્યો. તે વખતે આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઇ, તથા આકાશવાણી થઈ કે " આ ધર્મપુત્ર થયો છે." તેનું નામ તેના પિતાએ **યુધિષ્ટિર** પાડ્યું. ફરીથી કુંતીએ સ્વપ્નમાં પવને આરોપણ કરેલો ફળેલો કલ્પવૃક્ષ જોઈ ગર્ભ ધારણ કર્યો. સમય પૂર્ણ થયે પૂર્વ દિશા જેમ સૂર્યને પ્રસવે તેમ તેણે પુત્ર પ્રસવ્યો. તે વખતે પણ આકાશવાણી થઇ કે "આ વજ્ર જેવી કાયાવાળો અને પવિત્ર બુધ્ધિવાળો વાયુપુત્ર થયો છે." પાંડુરાજાએ તેનું નામ ભીમસેન પાડ્યું. પછી ત્રીજી વાર સ્વપ્નમાં હસ્તીપર ચડેલા ઇંદ્રને જોઈ કુંતીએ ગર્ભ ધારણ કર્યો. સમયે પુત્ર પ્રસવ્યો.

તે વખતે પણ આકાશવાણી થઇ કે 'આ ઇદ્રપુત્ર થયો છે.' પાંડુરાજાએ તેનું નામ અર્જુન પાડયું.માદ્રીને પણ **નકુળ** અને **સહદેવ** નામના બે પુત્રો થયા. તે પાંચે પુત્રો પાંડુને ઘેર કલ્પવૃક્ષ જેવા અવતર્યા. અને પાંચ પાંડવ કહેવાયા.

ત્યારપછી **દ્રુપદ** રાજાએ પોતાની પુત્રી **દ્રૌપદીનો** સ્વયંવર કર્યો. તેમાં ઘણા રાજાઓ અને રાજપુત્રો આવ્યા હતા. તે વખતે પાંડુરાજાના પાંચે પુત્રો પણ ત્યાં ગયા હતા. સ્વયંવર મંડપમાં દ્રૌપદીએ આવી સર્વ રાજાઓને જોઇ પાંડુરાજાના મુખ્ય પુત્રના કંઠમાં વરમાળા નાંખી. તે વખતે આશ્ચર્ય એ થયું કે પાંચે પાંડવોના કંઠમાં તે વરમાળા પડી. તેટલામાં ત્યાં એક ચારણ મુનિ આવ્યા. તેમને શ્રીકૃષ્ણ વિગેરે રાજાઓએ પૂછયું કે-"આ દ્રૌપદીને પાંચ પતિ કેમ થયા ?" ત્યારે મુનિ બોલ્યા કે — "આ દ્રૌપદીનો પૂર્વ ભવ સાંભળો.—

**ચંપા** નામની મોટી નગરીમાં **સાગરદત્ત** નામે શ્રેષ્ઠિ રહેતો હતો. તેને **સુભદ્રા** નામની પત્નિના ઉદરથી ઉત્પન્ન થયેલી **સુકુમારિકા** નામની પુત્રી હતી. સાગરદત્તે તે પુત્રી **જિનદત્તના પુત્ર સાગરને** પરણાવી હતી.પરંતુ સાગર શય્યામાં સુતો, ત્યારે સુકુમારિકાના અંગનો સ્પર્શ તેને અંગારા જેવો લાગ્યો. તેથી તેનો ત્યાગ કરી તે પરદેશમાં ચાલ્યો ગયો. ત્યારપછી પતિએ ત્યાગ કરેલી પુત્રીને સાગરદત્તે પોતાને ઘેર રાખી. કેટલોક કાળ તેણીએ દીનજનોને દાન આપ્યું. પછી અભંગ વૈરાગ્ય પામવાથી તેણે સાધ્વી પાસે દીક્ષા અંગીકાર કરી. તેણે મિષ્ટાન્નોથી પોષણ કરેલા શરીરને 'અહો! આ શરીર અસાર છે' એમ વિચારી દુષ્કર તપ વડે મૂકવી નાંખ્યું. એકદા પાંચ પુરૂષની સાથે ક્રીડા કરતી કોઇ વેશ્યાને જોઇ તેણે નિયાણું કર્યું કે-" જો મારા તપનું નિયા- હોય તો મને પરભવમાં પાંચ પતિ પ્રાપ્ત થજો." આ ફળ

ણાની આલોચના કર્યા વિના સંલેખનાવડે મરણ પામી તે સૌધર્મ દેવલોકમાં શચી ( ઈંદ્રાણી ) થઇ. ત્યાં અત્યંત સુખ ભોગવી આયુષ્યને ક્ષયે ચવીને અહીં દ્રુપદ રાજાની દ્રૌપદી નામે પુત્રી થઇ છે પૂર્વ ભવના નિયાણાને લીધે તે પાંચ પુરૂષની સ્ત્રી થઇ છે. તેથી તેમાં કાંઇ આશ્ચર્ય નથી." ઉદયમાં આવેલા કર્મ પ્રાણીને ભોગવવાંજ પડે છે.

આ પ્રમાણે મુનિએ તેનો પૂર્વ ભવ કહ્યો કે તરત જ આકાશમાં પણ ' સાધુ સાધુ ' એવી વાણી થઈ. તે સાંભળી શ્રીકૃષ્ણ વિગેરે બોલ્યા કે — " અહો ! આ દ્રૌપદીનું પૂર્વ જન્મનું પુણ્ય વિશ્વને આશ્ચર્યકારક છે. " ત્યારપછી દ્રુપદ રાજાએ દ્રૌપદીને પાંચે પાંડવોની સાથે પ્રીતિના કારણરૂપ પાણિગ્રહણ મહોત્સવ કર્યો. એક સ્ત્રીને પાંચ પતિ છતાં તેનું સતીપણું કોઈ વખત જોયું કે સાભળ્યું નથી, તોપણ દ્રૌપદીનું અપૂર્વ સતીત્વ પુણ્યના પ્રભાવથી થયું. યુધિષ્ઠિરને રાજ્યપર સ્થાપન કરી પાંડુરાજા અને માદ્રીએ ચારિત્ર ગ્રહણ કર્યું. એકદા દુર્યોધનની સાથે દ્યૂત રમતાં પાંડુરાજાના પુત્રો પિતાનું રાજ્ય હારી ગયા. ' દ્યૂતની ક્રીડાને ધિક્કાર છે. વૈર, વિશ્વાનર ( અગ્નિ ) , વ્યાધિ, વાદ અને વ્યસન એ પાંચ વકાર વૃધ્ધિ પામવાથી મહા અનર્થ થાય છે. ' રાજ્ય હારી જવાથી પાંડવો પોતાની માતા કુંતી અને સ્ત્રી દ્રૌપદીને સાથે લઈ વનમાં ગયા. ચંદ્રની જેમ મોટા પુરૂષોને સંપત્તિ અને વિપત્તિ બને પ્રાપ્ત થાય છે.

એકદા સુખ સાગરમાં મગ્ન થયેલા પાંચે પાંડવો વનમાં એકસ્થાને બેઠા હતા, તે વખતે આકાશમાંથી એક સુવર્ણકમળ નીચે પડયું. તે લઇને પાંચાલી ( દ્રૌપદી ) એ પોતાના મુખના શ્વાસની સુગંધ જેવું જ છે કે નહીં તે જાણવાને ઇચ્છતી હોય તેમ તેને આદરપૂર્વક લઇને સુંઘ્યું. ત્યારપછી હર્ષથી પૂર્ણ થયેલી તે દ્રૌપદી રાણીએ વાયુપુત્ર ભીમને કહ્યું કે—"હે સ્વામી ! આવાં કમળો

મને જ્યાં હોય ત્યાંથી લાવી આપો. " તે સાંભળી મોહથી પ્રેરાયેલો જીવ જેમ એક ભવથી બીજા ભવમાં ભમે તેમ ભીમ તેવાં કમળો મેળવવા માટે એક વનથી બીજા વનમાં ભમવા લાગ્યો. તેને પાછો આવતાં વિલંબ થયો, ત્યારે ધર્મપુત્રની ડાબી આંખ અને કુંતીની જમણી આંખ ફરકવા લાગી. તેથી અનિષ્ટની શંકા કરી યુધિષ્ઠિર બોલ્યા કે—" મારા બળવાન ભીમ બંધુનો કોઇ પણ પરાભવ કરી શકે તેમ નથી, તો પણ તેનું અશુભ સૂચવનારી મારી દૃષ્ટિ ફરકે છે, માટે હે બલિષ્ટ બંધુઓ! તમે જલદી દોડો, દોડો. આપણે ભીમની પાછળ તેની શોધ કરવા જઇએ." એમ કહી દુષ્ટ કષ્ટની શંકા કરતા તે ચારે ભાઈઓ ભીમની શોધને માટે વનભૂમિમાં ગયા. પરંતુ અધમ પ્રાણીઓ જેમ કલ્પવૃક્ષને ન પામે તેમ તેઓ ભીમને પામી શક્યા નહીં. માર્ગમાં ચાલતા ચાલતા તેઓ થાકી ગયા અને પડી ગયા. ત્યારે તેમણે હેડંબા નામની દેવીનું સ્મરણ કર્યું. એટલે તરત જ હેડંબાએ આવી તેમને મસ્તકપર ઉપાડી ભીમની પાસે મૂક્યા. પછી તે હેડંબા પોતાને સ્થાનકે ગઈ. અહીં કમળના સરોવરના કાંઠા સુધી આવેલા પોતાના ભાઇઓને જોઇને સેતુ ઉપર રહેલો ભીમ બોલ્યો કે—" આ સરોવર અતિ રમણીય છે, તેમાં પડીને હું કમળો લાવું છું, આપ બેસો. " આમ કહીને ભીમે સરોવરમાં પ્રવેશ કર્યો પરંતુ તેની અંદર રહેલા પાતાળના દુર્ગમ માર્ગ પાસે આવતાં ભીમ અદૃશ્ય થયો. એટલે તેને શોધવા તેની પાછળ અર્જુન સરોવરમાં પડયો, તે પણ અદૃશ્ય થયો. તેની પાછળ યુધિષ્ઠિર ગયા, તે પણ અદૃશ્ય થયા. તેજ રીતે સહદેવ અને નકુળ પણ અદૃશ્ય થયા. તે વખતે પાંડવોના વિયોગે કરીને કુંતી અને દ્રૌપદી અત્યંત ખેદ પામવા લાગ્યા. કુંતીએ દ્રૌપદીને કહ્યું કે—" હે પુત્રી! સિંહ સમાન પરાક્રમના નિધિ તારા પતિઓ ક્યાં ગયા? તેમના વિના આપણા દુઃખમય દિવસો શી

રીતે જશે ? " તે સાભળી દ્રૌપદી રૂદન કરવા લાગી. તેને કુંતીએ ધીરજ આપી કહ્યું કે—" આ અરણ્યમાં રૂદન કરવાથી શું ફળ છે ? માટે આપણે સર્વ વિપત્તિનો નાશ કરનાર કાયોત્સર્ગ કરીએ. " એમ કહી કુંતીએ અને દ્રૌપદીએ કાયોત્સર્ગ ગ્રહણ કરી નવકાર મત્રનુ ધ્યાન પ્રારભ્યુ. તે વખતે જિનેશ્વરના મતરૂપી આકાશમા ઉદય પામેલો કાયોત્સર્ગરૂપી અગસ્ત્ય તેમની વિપત્તિ રૂપી સમુદ્રનું પાન કરી ગયો. જાણે ચિત્રમા આળેખેલી હોય તેમ કાયોત્સર્ગમા સ્થિર રહેલી તે બન્નેએ મહા કષ્ટથી આઠ પહોર નિર્ગમન કર્યા. બીજે દિવસે પ્રાતઃકાળમાં પાંચે પાંડવો એકદમ આકાશમાંથી ઉતરી માતાના ચરણકમળમાં પડયા. તે વખતે કુંતીએ કાયોત્સર્ગ પારી તેમને આશીર્વાદના વચનવડે હર્ષ પમાડયો, અને હર્ષના અશ્રુપૂરવડે દ્રૌપદીરૂપી નદી ભરાઈ ગઇ. તેવામાં સુવર્ણની છડીને ધારણ કરનાર કોઇ પુરૂષ આવી પાંડવોની માતાને નમીને બોલ્યો કે—"હે માતા ! નાગકુમારના ઇંદ્ર કોઇ મુનિના કેવળજ્ઞાનનો ઉત્સવ કરવા જતા હતા, તેવામાં માર્ગે જતાં એકાગ્ર ધ્યાનમાં લીન થયેલા તમારા બન્નેના ઉપર આવેલું તેનું વિમાન સ્ખલના પામ્યુ. 'મારા વિમાનની સ્ખલના થવાનુ શું કારણ છે ?' તે જોવા માટે ઇંદ્રે મને મોકલ્યો. ત્યારે મેં તમને બન્નેને કાયોત્સર્ગે રહેલી જોઇ. પછી મેં જઇને ઇંદ્રને તમારૂં સતીવ્રત નિવેદન કર્યું. તે જાણી ઇંદ્રે પણ કાંઇક સ્મરણ કરી તરતજ મને આજ્ઞા કરી કે—" દ્રૌપદીના કહેવાથી સુવર્ણકમળો લેવા માટે પાંચે પાંડવો આ સરોવરમાં પેઠા છે. તે સરોવરનો સ્વામી શંખચૂડ નામનો દેવ છે. અતુલ પરાક્રમવાળા તેણે ક્રોધથી રક્ત નેત્ર કરી તેમને નાગપાશવડે દ્રઢ રીતે બાંધી લીધા છે અને એક ખાડામા તેમને નાખ્યા છે. તેમની આપત્તિ દૂર કરવા માટે આ સતીઓએ કાયોત્સર્ગ કર્યો છે. અને તે કારણને લીધે જ મારા વિમાનની

પણ સ્ખલના થઇ છે, આ કાયોત્સર્ગનો જ પ્રભાવ છે. અહો ! ધર્મનો પ્રભાવ કેવો અદ્ભુત છે ? તો હવે તું ત્યાં જઇને શ્યેન પક્ષી પાસેથી ચકલાને છોડાવે તેમ તે શંખચૂડ પાસેથી તે પાંચે પાંડવોને મારી આજ્ઞાથી છોડાવ, કે જેથી મારૂં વિમાન ચાલી શકે." આવી ઇંદ્રની આજ્ઞા થવાથી હું તરતજ પાતાલમાં ગયો, અને મેં તે શંખચૂડ દેવને વાણીરૂપી કોરડાનો અત્યંત પ્રહાર કર્યો. ત્યારે તેણે મને કહ્યું કે—"મારૂં વચન સાંભળ. આ પાંચે બળવાન્ બંધુઓ મારા સરોવરમાં પદ્મો લેવા માટે પેઠા હતા. તેથી મેં તેમને બાંધ્યા છે." મેં તેને ઇંદ્રનો હુકમ જણાવ્યો. ત્યારે તે દેવે તેમને બંધનથી મુક્ત કર્યા. સિંહ સરખા પરાક્રમવાળા દેવો પણ પોતાના રાજા (ઇંદ્ર) ની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકતા નથી. પછી તે નાગકુમારે પાંડવોને પોતાનું રાજ્ય ગ્રહણ કરવા કહ્યું, પરંતુ સ્પૃહા રહિત તેઓએ તેનું રાજ્ય અંગીકાર કર્યું નહીં. પરંતુ તેઓએ કહ્યું કે—"અમારે જ્યારે દુર્યોધનની સાથે યુદ્ધ થાય ત્યારે તમારે અમને સહાય કરવી." શંખચૂડે તે વાત અંગીકાર કરીને તેમને એક દિવ્ય હાર, અંગદ (બાજુબંધ) અને મુગટ એ ત્રણ વસ્તુ આપી, તથા વિકસ્વર અને સુગંધી ઘણાં સુવર્ણકમળો આપ્યાં. હે વિચક્ષણ માતા ! આ પ્રમાણે સર્વ હકીકત મેં આપની પાસે નિવેદન કરી છે હવે ધરણેંદ્રનુ વિમાન ચલાવવા માટે મને રજા આપો." તે સાંભળી પાંચે પુત્રોના આવવાથી હર્ષ પામીને કુંતીએ તે દેવને રજા આપી અને પુત્રોને હસ્તવડે સ્પર્શ કર્યો. પછી પાંડવોએ નાગદેવે આપેલાં અને સર્વ દિશાઓને સુગંધમય કરનારાં સુવર્ણકમળો પ્રિયાને ભેટ કર્યાં. માતા, પાંડવો અને પ્રિયાની હર્ષરૂપી ઊર્મિઓ (કલ્લોલો)આપત્તિ દૂર થવાથી પરસ્પરના સમાગમરૂપી વાયુવડે ઉછળવા લાગી. જેમ પાંડવોને આ ભવમાં પણ કાયોત્સર્ગ આપત્તિને છેદનાર થયો, તેમ તેઓને પરલોકની સંપદાને માટે પણ તે કાયોત્સર્ગ થયો.

જન્મ આપનારી માતાને દરરોજ પ્રણામ કરનારા પાંડવોએ દુર્જય દુર્યોધનને છતી રાજ્ય મેળવ્યું. પછી મહા આરંભમાં આસક્ત હતા છતાં તે સર્વને તજી દઈને દીક્ષા ગ્રહણ કરી તેઓ શ્રીશત્રુંજય પર્વત ઉપર આવ્યા અને કાયોત્સર્ગે રહ્યા. પ્રાંતે કેવળ જ્ઞાનરૂપ નિર્મળ સંપત્તિને મેળવીને સિદ્ધિ પદને પામ્યા. કાયોત્સર્ગના મહિમાનું પૂર્ણ વર્ણન કરવાને કોણ સમર્થ છે ? કહ્યું છે કે—" જિનપ્રતિમાઓનો ઉદ્ધાર કરી વીશ કરોડ મુનિઓ સહિત પાંચે પાંડવો જ્યાં મુક્તિને પામ્યા, તે શ્રીશત્રુંજય મહાતીર્થ છે. અંત સમયે કાયોત્સર્ગ કરવાવડે તેઓનાં શરીર ઉભાં રહેલાં હતાં, તેથી હજુ સુધી પણ તેઓની ઉભી મૂર્તિઓ પટમાં આળેખાય છે, તથા પાષાણની પ્રતિમાઓ પણ તેમની ઉભી રહેલીજ કરવામાં આવે છે. જેઓ કર્મના ક્ષયને માટે શુભ ધ્યાનરૂપી જળથી સ્નાન કરી કાયોત્સર્ગ કરે છે, તેઓ આ જગતમાં ધન્ય છે.

આ પ્રમાણે આપત્તિરૂપી લતાઓના સમૂહને કાપવામાં દાતરડા સમાન અને સંપત્તિરૂપી વૃક્ષને નવપલ્લવ કરવામાં મેઘ સમાન કાયોત્સર્ગના પ્રભાવથી પાંચે પાંડુપુત્રો દ્રવ્ય અને ભાવ બન્ને પ્રકારના બંધનથી રહિત થઈ મુક્તિસુખને પામ્યા, તે કાયોત્સર્ગને હે ભવ્યો ! તમે કદાપિ છોડશો નહીં.

આ પ્રમાણે શ્રીમાન તપગચ્છરૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસ ગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રીઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રીઉપદેશકલ્પવલ્લી નામની ટીકાને વિષે પહેલી શાખામાં કાયોત્સર્ગના વિષય ઉપર પાંચ પાંડવોની કથાના વર્ણનરૂપ આઠમો પલ્લવ સમાપ્ત થયો.



### પલ્લવ. ૯.

હે અનંત જ્ઞાનવાળા સુવિધિ સ્વામી! સુવર્ણના નવ કમળો ઉપર બે ચરણને સ્થાપન કરનાર અને અદ્વિતીય સુખને આપનાર આપને જે ભવ્ય પ્રાણી પોતાના હૃદયમાં વહન કરે છે, તેને નવ નિધાન પ્રાપ્ત થાય છે.

હવે કાયોત્સર્ગનું વ્યાખ્યાન કર્યા પછી પ્રત્યાખ્યાન નામનું નવમું દ્વાર કહે છે.—મોટા ધનુષની જેવા અનુપમ તે તે (પ્રત્યાખ્યાનના) [1] ગુણોના આરોપણ કરવાથી પ્રગટ કરેલા અનેક [2] પ્રકાર રૂપી માર્ગણો (બાણો)ના સમૂહથી ભેદાતા મસ્તકના ધુણાવવા પૂર્વક જેઓના મુખકમળો પૂર્ણ થયાં છે એવા હે ધર્મના અભિલાષીઓ! તમે હમેશાં પ્રત્યાખ્યાન કરવામાં સાવધાન થાઓ-તત્પર થાઓ. પ્રત્યાખ્યાન શબ્દનો અર્થ ૧, તેના દશ ભેદો ૨, તેના આગારો ૩, તેની છ પ્રકારની શુદ્ધિ ૪, તેનું ફળ ૫ અને તેનું ઉદાહરણ ૬ એ છ દ્વારોને હું કહુ છું.

#### ૧ પ્રત્યાખ્યાન શબ્દનો અર્થ.

પ્રત્યાખ્યાન શબ્દનો અર્થ શુ છે? તે કહે છે.-જે પ્રત્યાખ્યાન એટલે નિષેધ કરે તે પ્રત્યાખ્યાન એટલે વિરતિ કહેવાય છે. અહીં અન્નાદિકના આહારથી અથવા અજ્ઞાનાદિકથી નિવૃત્તિ કરવાની છે. પંડિતોએ દ્રવ્યથી અને ભાવથી એમ બે પ્રકારે પ્રત્યાખ્યાન કરવું જોઈએ. તેમાં દ્રવ્યથી અશન, પાન વિગેરેનો અને ભાવથી અજ્ઞાનાદિકનો ત્યાગ કરવાનો છે. કહ્યું છે કે-" પ્રત્યાખ્યાન દ્રવ્યથી અને ભાવથી એમ બે પ્રકારનુ છે, તેમાં દ્રવ્યથી અશનાદિકનો અને ભાવથી અજ્ઞાનાદિકનો ત્યાગ કરાય છે. "

#### ૨ પ્રત્યાખ્યાનના ૧૦ ભેદ.

પ્રત્યાખ્યાનના દશ ભેદો છે—અનાગત ૧, અતિક્રાંત ૨, સંકેટિક ૩, નિયત્રિત ૪, અનાકાર ૫, સાકાર ૬, નિઃશેષ ૭,

[1] ધનુષ પક્ષે પ્રત્યંચા [2] પ્રત્યાખ્યાનના ભેદો.

પરિમાણ ૮, સંકેત ૯ અને કાળ ૧૦. તેમાં તપ કરવાનો દિવસ પ્રાપ્ત થયાં પહેલાં જે તપ કરી લેવો તે અનાગત પ્રત્યાખ્યાન કહેવાય છે. ૧. સૂરિ વિગેરેના વૈયાવચના કારણથી પર્વાદિક તિથિમાં જે તપ કરી શકાયો ન હોય, તે તપ પર્વાદિ વીત્યા પછી કરવો તે અતિક્રાંત પ્રત્યાખ્યાન કહેવાય છે. ૨. એક પ્રત્યાખ્યાનનો અંત અને બીજાનો આરંભ એ બે કોટિનો જે મેળાપ કરવો એટલે કે આજે ઉપવાસ વિગેરે કરી કાલે પણ ઉપવાસ વિગેરે કરવો તે ત્રીજુ સંકોટિક પ્રત્યાખ્યાન કહેવાય છે. ૩. પ્રથમથી ધાર્યું હોય કે અમુક પર્વની તિથિએ મારે અમુક તપ કરવો છે, તે તિથિએ ગ્લાનાદિકની વૈયાવચ્ચનું કારણ પ્રાપ્ત થયા છતાં પણ જે તપ નિશ્ચયથી કરવો તે નિયંત્રિત પ્રત્યાખ્યાન કહેવાય છે. આ પ્રત્યાખ્યાન ચૌદ પૂર્વધરને સમયે સ્થવિરકલ્પી કરતા હતા. વર્તમાન કાળમાં તેનો વિચ્છેદ છે. ૪. આગાર રહિત જે પ્રત્યાખ્યાન કરવું તે અનાકાર પ્રત્યાખ્યાન કહેવાય છે. ( આ પ્રત્યાખ્યાન પણ આ કાળે નથી ) ૫. આગાર સહિત જે કરવું તે સાકાર પ્રત્યાખ્યાન કહેવાય છે. ૬. ( અંતસમયે ) સર્વ આહારનો ત્યાગ કરવો તે નિઃશેષ પ્રત્યાખ્યાન કહેવાય છે. ૭. એક, બે વિગેરે દત્તિનું જે પ્રમાણ કરવું તે પરિમાણ પ્રત્યાખ્યાન કહેવાય છે. ૮. કેત એટલે અંગુઠો, મુઠી વિગેરે નિશાની, તે સહિત જે પ્રત્યાખ્યાન તે સકેત અથવા સંકેત પ્રત્યાખ્યાન કહેવાય છે. ૯. તથા પોરસી વિગેરે કાળને ઉદ્દેશીને જે પ્રત્યાખ્યાન કરવું તે કાળ ( અદ્ધા ) પ્રત્યાખ્યાન કહેવાય છે. ૧૦. તે અદ્ધા પ્રત્યાખ્યાનના દશ ભેદ છે. તે કહે છે. નમસ્કારસહિત તે નોકારસી ૧, એક પ્રહર પ્રમાણ તે પોરસી[૧] ૨, પુરિમડ્ઢ ( બે પ્રહર પ્રમિત પુરીમાર્દ્ધ ) ૩, એકાસણું ૪, એકલઠાણું ૫, આચામ્લ ( આંબીલ ) ૬, ઉપવાસ ૭, દિવસ ચરિમ ૮,

૧ સાઢ પોરસી જે દોઢ પ્રહરે કરવામાં આવે છે, તેનો આમાં ભેગો સમાસ કર્યો છે,

આભિગ્રહિક ૯ અને વિકૃતિ ૧૦ ( આ દશ ભેદ બરાબર સમજવા યોગ્ય છે. )

. ૩ પ્રત્યાખ્યાનના આગાર.

હવે પ્રત્યાખ્યાનના આગારો કહે છે— નોકારસીમાં બે આગાર, પોરસીમા છ, પુરિમઢ્ઢમાં સાત, એકાસણામાં આઠ, એકલઠાણામાં સાત, વિકૃતિમાં નવ, આચામ્લમાં આઠ, ઉપવાસમાં પાંચ, પાનમાં ( પાણી પીવામાં ) છ, દિવસ ચરિમમાં ચાર અને અભિગ્રહિકમાં ચાર આગાર જાણવા આ પ્રત્યાખ્યાનના આગારો વિશેષે કરીને પ્રત્યાખ્યાન ભાષ્યાદિકથી સમજી લેવા. ટુંકામાં તે આ પ્રમાણે છે.—

" નોકારસીને વિષે અન્નત્થણાભોગેણ અને સહસાગારેણં એ બે આગાર છે. ( હાલમાં નવકારશી સાથે મુટ્ઠિસહિ જોડવામાં આવે છે તેથી ચાર આગાર કહેવાય છે. ) પોરસીને વિષે અન્નત્થણાભોગેણ ૧, સહસાગારેણં ૨, પચ્છન્નકાલેણં ૩, દિસામોહેણં ૪, સાહુવયણેણં ૫, અને સવ્વસમાહિવત્તિયાગારેણં ૬, એ છ આગાર જાણવા. સાઢ પોરસીને વિષે પણ એજ છ આગાર જાણવા, તથા પુરિમઢ્ઢના પચ્ચખ્ખાણને વિષે ઉપરના છ ભથ એક મહત્તરાગારેણ મળી સાત આગાર જાણવા. એકાસણા તથા બેસણાના પચ્ચખ્ખાણને વિષે અન્નત્થણાભોગેણં૧, સહસાગારેણં ૨, સાગારિયાગારેણં ૩, આઉંટણપસારેણં૪, ગુરૂઅબ્ભુટ્ઠાણેણં ૫, પારિઠ્ઠાવણિયાગારેણં ૬, મહત્તરાગારેણં ૭ અ સવ્વસમાહિવત્તિયાગારેણ ૮ એ આઠ આગાર જાણવા. એકલઠાણાને વિષે ઉપરના આઠમાંથી આઉંટણ પસારેણં એ એક સિવાય બાકીના સાત આગાર જાણવા. વિકૃતિ તથા નિવિના પ્રત્યાખ્યાનને વિષે અન્નત્થણાભોગેણં ૧, સહસાગારેણં ૨, લેવાલેવેણ ૩, ગિહત્થસંસઠ્ઠેણં ૪, ઉક્ખિત્તવિવેગેણં ૫, પડુચ્ચમક્ખિએણં ૬, પારિઠ્ઠાવણિયાગારેણં ૭, મહત્તરાગારેણં ૮, અને

સવ્વસમાહિવત્તિયાગારેણં ૯ એ નવ આગાર જાણવા. આંબેલને વિષે ઉપરમાંથી એક પડુચ્ચમક્ખિએણં આગાર બાદ કરી બાકીના આઠ આગાર જાણવા. ઉપવાસને વિષે અન્નત્થણાભોગેણં ૧, સહસાગારેણં ૨, પારિઠ્ઠાવણિયાગારેણં ૩, મહત્તરાગારેણં ૪ અને સવ્વસમાહિવત્તિયાગારેણં ૫, એ પાંચ આગાર જાણવા. તથા જે પ્રત્યાખ્યાનમાં અચિત્ત જળ પીવાનું હોય તેમાં પાણસ્સના (પાણી સંબંધી) લેવેણ વા ૧, અલેવેણ વા ૨, અચ્છેણ વા ૩, બહુલેવેણ વા ૪, સસિત્થેણ વા ૫, અને અસિત્થેણ વા ૬ એ છ આગાર જાણવા. દિવસચરિમ તથા અંગુઠસહી, મુઠ્ઠિસહી વિગેરે અભિગ્રહના પચ્ચક્ખાણને વિષે અન્નત્થણાભોગેણં ૧, સહસાગારેણં ૨, મહત્તરાગારેણં ૩ અને સવ્વસમાહિવત્તિયાગારેણ ૪ એ ચાર આગાર જાણવા.

## ૪ પ્રત્યાખ્યાનની શુદ્ધિ.

પ્રત્યાખ્યાનની શુદ્ધિ છ પ્રકારે થાય છે, એમ પંડિતો કહે છે. તે આ પ્રમાણે.—જિનેશ્વરે કહેલા પ્રત્યાખ્યાન ઉપર જે દૃઢ શ્રધ્ધા કરવી તે શ્રધ્ધા નામની પહેલી શુદ્ધિ જાણવી. ૧. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી આહારાદિકની શુદ્ધિ અથવા અશુદ્ધિ યથાર્થ રીતે જાણી તેનો યોગ્ય ઉપયોગ કરવો તે બીજી વિજ્ઞાન શુદ્ધિ જાણવી. ૨. હીનતા અને અધિકતા રહિત, જ્ઞાનાદિક આચાર સહિત, અતિચાર અને અવિધિ રહિત તથા ગુરૂને વાંદણા દેવા પૂર્વક વિનય સાચવીને જે પચ્ચક્ખાણ લેવું તે ત્રીજી વિનય શુદ્ધિ જાણવી. ૩. ગુરૂ પચ્ચક્ખાણનો પાઠ બોલતા હોય તે બરાબર સાંભળી તેની પાછળ જે પાઠ પોતાને બોલવાનો છે તે પોતાના મનમાં બોલવો તે ચોથી અનુભાષણ શુદ્ધિ જાણવી. ૪ દુષ્કાળ અથવા રોગાદિકના કારણે પણ લીધેલું પચ્ચક્ખાણ ભાંગવું નહીં તે પાંચમી અનુપાલના શુદ્ધિ

જાણવી. ૫. તથા રાગથી કે દ્વેષથી પચ્ચક્ખાણને દૂષિત ન કરવું તે છઠ્ઠી ભાવ શુદ્ધિ જાણવી.[1] ૬.

## ૫ પ્રત્યાખ્યાનનું ફળ

પ્રત્યાખ્યાનથી આશ્રવોનો રોધ થાય છે, આશ્રવના રોધથી તૃષ્ણાનો નાશ થાય છે, તૃષ્ણા રહિતપણાથી ઉપશમ થાય છે, ઉપશમથી કર્મનો ક્ષય થાય છે, કર્મના ક્ષયથી સર્વ સુખમય મોક્ષ પ્રાપ્ત થાય છે. તેથી કરીને હે ભવ્ય પ્રાણીઓ ! પ્રત્યાખ્યાન કરવામાં નિરંતર યત્ન કરો. આ પ્રત્યાખ્યાન રૂપી પાટીયું જેઓએ ગ્રહણ કર્યું હોય, તેઓ સંસાર સાગરમાં બુડતા નથી અને સ્વર્ગ તથા મોક્ષમાં જઈ તેઓ ક્રીડા કરે છે.

## ૬ પ્રત્યાખ્યાન ઉપર દષ્ટાંત.

પ્રત્યાખ્યાન રૂપી વૃક્ષ મનુષ્યોને ઉત્તમ ફળ દેનારૂં થાય છે. જેમ પૂર્વે પ્રત્યાખ્યાન કરવાથી સિરીયક મુનિ સ્વર્ગ સંપત્તિ પામ્યા હતા. તે દષ્ટાંત આ પ્રમાણે—

### સિરીયકની કથા.

આ ભરત ક્ષેત્રમાં **પાટલીપુર** નામે નગર છે. તેમાં ન્યાયસ્વરૂપનો અવતાર થવાથી જાણે કે નય પોતેજ વિશ્વને રંજ કરવામાટે નૃત્ય કરતો હોય તેવું તે નગર શોભે છે. તેમાં નં નામે રાજા રાજ્ય કરતો હતો. તેના રાજ્ય રૂપી સરોવરમાં ક્રી કરનાર હંસની જેવો અને કળાઓનો ભંડાર શકડાલ નામે મંત્રી સર્વ રાજ્યતંત્ર ચલાવતો હતો. તે મંત્રીને **યક્ષા, યક્ષદિન્ના ભૂતા, ભૂતદિન્ના, સેણા, વેણા,** અને **રેણા** એ નામની સા કન્યાઓ હતી. તેમાં પહેલી પુત્રી એક વાર સાંભળે

---

૧ ગ્રંથાંતરોમા ફાસિય ૧, પાલિય ૨, સોહિય ૩, [illegible] ૪, કિટ્ટિ ૫ અને આરાહિય ૬ એ પ્રમાણે જૂદી રીતે [illegible] છ પ્રકાર શુદ્ધિ કહેલી છે. તે સમજવા યોગ્ય છે

મુખે બોલી જતી હતી, બીજી બે વાર સાંભળેલું બોલી જતી હતી, એ જ અનુક્રમે છેલ્લી સાતમી સાત વાર સાંભળેલું બોલી જતી હતી.. એકદા રાજસભામાં કોઇ પંડિત આવ્યો. તેણે એક સો ને આઠ કાવ્યો (શ્લોકો) નવા બનાવી રાજાની સ્તુતિ-પ્રશંસા કરી. તે સાંભળી પ્રસન્ન થયેલા રાજાએ તેને એકસો ને આઠ સોના-મહોરો ઇનામ આપી. 'પંડિતોનો વૈભવ વિદ્યા જ છે.' તે જ રીતે હમેશાં તે કવિ નવા એક સો ને આઠ કાવ્યો કરી તે રાજાની સ્તુતિ કરવા લાગ્યો, અને રાજા પણ હંમેશાં તેની વિદ્યાથી વિસ્મય પામી દ્રવ્ય આપવા લાગ્યો. તેથી ખજાનચીએ એકદા રાજાને કહ્યું—"હે સ્વામી! હંમેશાં આટલો મોટો દ્રવ્યનો વ્યય કરવો તે યોગ્ય નથી." રાજાએ કહ્યુ કે—"તે પંડિતને હવે શી રીતે ના કહેવી?" ત્યારે મંત્રીએ કહ્યું કે—"મારી સાત પુત્રીઓ એક વારના અનુક્રમે સાંભળીને તે પોતાના મુખે બોલી શકે છે, તેથી તે ઉપાયે કરીને તે કવિને વારી શકાશે." આ રહસ્ય તેણે રાજાને કહ્યું. પછી એકદા છત્રીશ રાજાઓના કુળવડે વ્યાપ્ત સભામાં રાજા સિંહાસન પર બેઠો હતો. તે વખતે સુખાસન (મીયાના) માં બેસીને મંત્રીની પુત્રીઓ પણ સભામાં આવી. તે સમયે તે શ્રેષ્ઠ કવિ એક સો ને આઠ નવાં કાવ્યો બોલ્યો. તે સાંભળી મંત્રીએ તેને પૂછયું કે—"હે શાસ્ત્રજ્ઞ! આ કાવ્યો તમે નવાં કરીને બોલ્યા છો કે કોઇ પૂર્વ કવિનાં કરેલાં જુનાં બોલ્યા છો?" કવિ બોલ્યા કે—"એવી ખોટી કલ્પના કેમ કરો છો? આ કાવ્યો નવાં મારા બનાવેલાં જ છે." ત્યાર પછી મત્રીના કહેવાથી તેની શઠતા રહિત મોટી પુત્રી યક્ષા તે સર્વ કાવ્યો બોલી ગઇ. ત્યાર પછી બે વાર સાંભળવાથી બીજી પણ બોલી ગઇ. એ રીતે સાતે પુત્રીઓ સર્વ કાવ્યો બોલી ગઈ. તે જોઇ સર્વ સભાજનો આશ્ચર્ય પામી બોલ્યા કે—"અહો! આ કવિએ કેવાં નવા

કાઢ્યો કર્યો ? અને કેવું પોતાનું ખોટું નામ ધરાવે છે ? ” એમ કહી પરસ્પર તાળીઓ દઇ હસવા લાગ્યા. તે સાંભળી તે કવિનુ મુખ કાંતિ રહિત થયુ, અને તે કાગની જેમ ત્યાંથી નાશી ગયો. ત્યાર પછી તે મંત્રીની સાતે પુત્રીઓ સરસ્વતીની જેમ જગતમાં પ્રસિદ્ધ થઇ.

તે મંત્રીને પોતાના વંશના અલંકાર રૂપ અને અનેક ઉજ્વળ ગુણોના સ્થાન રૂપ નાનો **સિરીયક** નામનો પુત્ર હતો અને તેનો મોટો ભાઈ **સ્થૂલભદ્ર** નામે હતો, પણ તે કેટલાક વર્ષોથી વેશ્યાને ત્યાંજ રહેતો હતો. સિરીયક દેવકુમારની જેમ મંત્રીના ઘરમાં ક્રીડા કરતો હતો, સર્વ શાસ્ત્રોનો અભ્યાસી હતો, અને સૌભાગ્યાદિ ગુણોનું સ્થાન હતો. એકદા મંત્રીએ રાજાને પોતાને ઘેર ભોજનને માટે બોલાવવાના હેતુથી પોતાના ઘરમાં છત્ર ચામરાદિ સામગ્રી કરાવવાનો આરંભ કર્યો. તે પ્રસંગને માટે અનેક પ્રકારના પક્વાનો, દ્રાક્ષા, ખજુર, શૃંગાટક, સુખડી, દાળ, ભાત, ઘી વિગેરેથી બનાવેલી અનેક ખાવાલાયક ચીજોનો સમૂહ, સમુદ્રના તરંગ જેવા ઉજ્વળ ક્ષીરોદક વસ્ત્રો, વજ્રની જેમ ભેદી ન શકાય તેવા હજારો શિરસ્રાણો, વીરપુરૂષોને પણ ભયંકર લાગે તેવી તીક્ષ્ણ ધારવાળી તરવારો, તીવ્ર ધારવાળા ભાલાના સમૂહો, સ્ફુર જાતિના અનેક દેદિપ્યમાન શસ્ત્રો, દેવોનાં ધનુત્ર જેવાં વિવિધ પ્રકારનાં ધનુષો, નદીના તરંગ જેવા, મોટા બાણોના સમૂહો અને અતિ સુંદર અશ્વો વગેરે સર્વ સામગ્રી રાજાને પહેરામણીમાં આપવા સારૂ તેણે તૈયાર કરાવી. તે અવસરે કોઇ દ્વેષી દુષ્ટ મનુષ્યે રાજાને કહ્યું કે—“ આપનો મંત્રી આપનુ રાજ્ય લેવા ઇચ્છે છે, અને તેથી કરીને તેણે સર્વ સામગ્રીની તૈયારી કરી છે. ” તે સાંભળી રાજાએ તેની ખાત્રી કરવા માટે પોતાના એક ચર પુરૂષને હુકમ કર્યો. તેણે પણ મંત્રીને ઘેર સર્વ સામગ્રી જોઈ રાજાને સમગ્ર વૃત્તાંત જણાવ્યો. પછી પ્રાતઃકાળે ઇંદ્રની જેમ રાજા પોતાની સભાને શોભાવતો હતો, તે વખતે શંકા રહિત મંત્રી રાજાને સલામ કરવા આવ્યો. તેને

જોઇ શનિ ગ્રહની જેમ રાજા તેનાથી પરાઙ્મુખ થયો—અવળું મુખ કરી બેઠા. જુઓ! દુષ્ટ માણસોનો વિલાસ! દુષ્ટ માણસના ભરમાવવાથી મંત્રીની ભક્તિ પણ દ્વેષ રૂપ થઇ. અન્યથા પ્રકારે ચિંતવેલું કાર્ય દૈવે અન્યથા પ્રકારે કર્યું. આ બાબતમાં વિધિ જ બળવાન છે. તેમાં બીજુ કાંઈ વિચારવા જેવું નથી.' પછી મંત્રીએ ઘેર આવી વિચાર કરી નાના પુત્રને કહ્યું કે—" ક્રોધ પામેલો રાજા આખા કુટુંબને તલની જેમ પીલી નાંખશે. માટે હે વત્સ! જો એકલા મને જ મારી નાખીશ તો આખા કુટુંબની વિટંબણા નહીં થાય, મારા વિના બીજા સર્વ સ્વજનો ચિર કાળ સુખી થશે. કહ્યું છે કે—' આખા કુટુંબને માટે એકનો ત્યાગ કરવો, આખા ગામને માટે કુટુંબનો ત્યાગ કરવો, દેશને માટે ગામનો ત્યાગ કરવો, અને પોતાને માટે આખી પૃથ્વીનો ત્યાગ કરવો." તે સાંભળી સિરીયક બોલ્યો કે—"હે પિતાજી! તમને હણતાં મને પાપ કેમ ન લાગે?" મંત્રીએ કહ્યું કે—" તે વખતે હું મુખમાં વિષ રાખીશ, તેથી મને મરેલાને મારવામાં તને પાપ લાગશે નહીં." આ પ્રમાણે પિતાએ પુત્રને ઉત્સાહ પમાડ્યો. પછી બીજે દિવસે મંત્રી જ્યારે રાજાને નમસ્કાર કરવા ગયો, ત્યારે સિરીયકે ખડ્ગવડે તેનું મસ્તક છેદી નાંખ્યું. ખડ્ગનો ખડખડ શબ્દ સાંભળી સન્મુખ થઈ રાજાએ મંત્રીને હણેલો જોઇ સિરીયકને કહ્યું કે—"અરે! તેં આ શું કર્યું?" સિરીયકે જવાબ આપ્યો કે—"આપનાથી જે વિમુખ હોય તે પિતા હોય તો પણ તેનુ શું કામ છે?" આવો તેનો યુક્તિયુક્ત જવાબ સાંભળી રાજાએ ખુશ થઇ તેને પોશાક સાથે મંત્રીસ્થાનની મુદ્રા આપવા માંડી ત્યારે તે બોલ્યો કે—" મારો મોટો ભાઇ સ્થૂલભદ્ર છે, તેથી તેના છતાં હું મંત્રી પદ નહીં લઉં." રાજાએ પૂછ્યું—"તે ક્યાં છે?" તેણે કહ્યું—" ગણિકાને ઘેર છે." તે સાં-

ભણી નંદ રાજાએ પોતાનો સેવક મોકલી તેને તેડાવીને કહ્યું કે— " હે વિદ્વાન! આ રાજ્યનો કાર્યભાર તું ગ્રહણ કર. " તે બોલ્યો કે— " હે રાજા! હું વિચાર કરીને ગ્રહણ કરીશ. " રાજાએ ' બહુ સારૂં ' એમ કહી તેને વિચાર કરવા રજા આપી. ત્યારે તે વાડીમાં જઈ વિચાર કરવા લાગ્યો કે- " આ સંસારને ધિક્કાર છે. જે રાજમુદ્રાથી પિતાનું મરણ થયું, તેવી રાજમુદ્રાની કોણ ઇચ્છા કરે ? " એમ વિચારી વૈરાગ્યના રંગથી તેણે વ્રતનો સ્વીકાર કરી રાજા પાસે જઇ તેને ધર્મલાભ આપ્યો. રાજાએ પૂછયું કે ' તમે શું આલોચ્યું (વિચાર્યું) ? ' સ્થૂલભદ્રે કહ્યું— " મેં મારૂં મસ્તક આલોચ્યું અર્થાત્ કેશનો લોચ કર્યો. " એમ કહી તે મુનિ ત્યાંથી ચાલી નીકળ્યા. રાજાએ વિચાર્યું કે-"ખરેખર સ્થૂલભદ્ર પાછો ગણિકાને ઘેર જશે. " તેટલામાં સર્વ લોકો જુએ તેમ શુદ્ધ મન અને વસ્ત્રને ધારણ કરનારા તે મુનિએ ગુરૂ પાસે જઇ વ્રત અંગીકાર કર્યું.

બાર વર્ષ સુધી સાડા બાર કરોડ સુવર્ણનો વ્યય કરી કોશા નામની વેશ્યાની સાથે જેણે દોગુંદક દેવની જેમ કામક્રીડાના સુખ રૂપી જળમાં સ્નાન કર્યું હતું તે સ્થૂલભદ્ર મુનિએ અત્યંત તીવ્ર પણે ચોથા વ્રતનું પ્રતિપાલન કર્યું, અને ચતુર્માસ કરવા માટે વેશ્યાની ચિત્રશાળામાં રહ્યા છતાં તેણીના વચન રૂપી મેલ વડે લીંપાયા નહીં. તે સંબંધમાં કહ્યું છે કે-'આંબાની લુંબને તોડવી દુશ્કર નથી, તેમ જ સરસવના ઢગલા ઉપર નૃત્ય કરવું પણ દુશ્કર નથી. પરંતુ શકડાલ મંત્રીના પુત્ર મહાનુભાવ સ્થૂલભદ્રે જે તપ કર્યું તે દુષ્કર છે. જગતમાં તેનાથી બીજો કોઇ યોગી અને યોગી છે જ નહીં. તે સ્થૂલભદ્ર મુનીશ્વર મનુષ્યોના કલ્યાણને માટે થાઓ. "

શ્રીસ્થૂલભદ્રનો લઘુ બંધુ સિરીયક મંત્રીપદ ભોગવતાં છતાં મહા વૈરાગ્ય રસનો સમુદ્ર હતો, તેથી તેણે પણ કેટલોક કાળ ગયા પછી દુશ્ચર ચારિત્ર અંગીકાર કર્યું, અને તે સર્વ ક્ષુલ્લક સાધુઓમાં માણિક્યરૂપ થયો. એકદા સર્વ પુણ્યને વૃદ્ધિ પમાડનારૂ વાર્ષિક પર્વ ( પર્યુષણ ) આવ્યું. તે વખતે લોકો નાની મોટી અનેક પ્રકારની તપસ્યાઓ કરવા લાગ્યા. તે પર્વમાં જિનેશ્વરની ઉત્સવપૂર્વક પૂજા કરાય છે, ઉજ્વળ શીળ પળાય છે, અને યથાશક્તિ તપસ્યા કરવામાં આવે છે. કેમકે જગતમાં પર્વનો યોગ દુર્લભ છે. આવા અવસરે તેની બહેન યક્ષા સાધ્વીએ તેને કહ્યું કે—" હે ભાઈ! આ પર્વમાં નાનાં બાળકો પણ તપસ્યા કરે છે, માટે તમે પણ આદરથી આજે નવકારસીનું પ્રત્યાખ્યાન કરો. " તે સાંભળી તેણે તે પ્રમાણે કર્યું. તે પ્રત્યાખ્યાનનો સમય પૂર્ણ થયે સાધ્વીએ તેને પોરસીનું પ્રત્યાખ્યાન કરાવ્યું, ત્યારપછી સાઢપોરસી, પછી પુરિમઢ્ઢ, પછી દિવસ ચરિમ અને પછી છેવટ ઉપવાસનું પ્રત્યાખ્યાન કરાવ્યું. તે દરેક પ્રત્યાખ્યાનમાં બહેનના આપેલા ઉત્સાહથી તેના પરિણામ ચડતા જ રહ્યા. પરંતુ તે જ રાત્રિમાં તે ક્ષુલ્લક મુનિ સિરીયકનું આયુષ્ય પૂર્ણ થઈ ગયું, અને શુભ અધ્યવસાયને યોગે કાળધર્મ પામી તપના પ્રભાવથી તે સ્વર્ગે ગયા. પ્રાતઃકાળે ભાઇનું મરણ સાંભળી યક્ષા સાધ્વી મનમાં ખેદ પામી કે મને મુનિ હત્યાનું પાપ લાગ્યું. આમ વિચારી સંઘનો આગ્રહ થયા છતાં તેણીએ પારણું કર્યું નહીં. ત્યારે સંઘે કાયોત્સર્ગ કરી શાસનદેવીને બોલાવી કહ્યું કે—" હે દેવી! આ સાધ્વીને પ્રાયશ્ચિત્ત પૂછવા માટે મહાવિદેહ ક્ષેત્રમાં સીમંધર સ્વામી તીર્થંકર પાસે લઈ જાઓ. " ત્યારે દેવી બોલી કે-" માર્ગમાં જતાં દુષ્ટ વ્યંતરો મારી ગતિમાં અંતરાય કરશે, તેથી સકળ સંઘ કાયોત્સર્ગે રહો, કે જેના બળથી હું સાધ્વીને લઇ જઇ શકું. " સંઘે તે પ્રમાણે કાયોત્સર્ગ કર્યો, એટલે દેવી યક્ષા

સાધ્વીને મહાવિદેહમાં લઇ ગઇ. ત્યાં પાંચસો ધનુષની કાયાને ધારણ કરતા મનુષ્યોની પાસે ઉભેલી તે સાધ્વી હાથીઓની પાસે રહેલી કીડીની જેવી દેખાતી હવી. તેને જોઇને ત્યાંના સર્વે લોકો આશ્ચર્ય પામ્યા. પછી અગણિત સાધુઓ અને દેવોથી જેના ચરણ કમળ નમાતા હતા એવા **શ્રીસીમંધર** જિનેશ્વરને પ્રણામ કરી તે સાધ્વીએ પ્રાયશ્ચિત્ત પૂછ્યું કે–"હે સ્વામી ! બંધુના મરણથી ખેદ પામતી મને તપરૂપી જળવડે શુદ્ધ કરો." ત્યારે ભગવાને કહ્યું કે–"તેમાં તને પાપ લાગ્યું નથી.પરંતુ સંઘનું વચન તેં માન્યું નહીં, તેનું પ્રાયશ્ચિત તને લાગ્યું છે, માટે તેનો મિચ્છાદુક્કડ દેજે. તારો ભાઇ સિરીયક તો તપના પ્રભાવથી સ્વર્ગે ગયો છે. તું તે વિષેનો ખેદ કરીશ નહીં. થોડી તપસ્યા પણ મોટા ફળવાળી થાય છે." પછી તત્કાળ સંઘના વચનનું અપમાન કર્યા બાબત પ્રાયશ્ચિત્ત અંગીકાર કરી તેણે જિનેશ્વરને કહ્યું કે—"હું અહીં આવી છું તેની નિશાનીને માટે મને કાંઇક નિશાની આપો." ત્યારે સ્વામીએ તેને ચાર નવી ચૂલિકાઓ અને એક અક્ષત તથા અખંડ મુખવસ્ત્રિકા આપી. તે તેણે જિનેશ્વરને વંદનાપૂર્વક ગ્રહણ કરી. ત્યાર પછી દેવીએ તેને ત્યાંથી ઉપાડી સંઘની પાસે મુકી. સંઘે પણ તરતજ કાયોત્સર્ગ પાર્યો. સાધ્વીએ જિનેશ્વરનો કહેલો પોતાનો સમગ્ર વૃત્તાંત સંઘને નિવેદન કરી તે ચાર ચૂલિકાઓ સંભળાવી તથા અક્ષત મુખવસ્ત્રિકા તેને દેખાડી. પછી સૂરિ મહારાજાએ તેમાંથી બે ચૂલિકાને **દશવૈકાલિક** સૂત્રને અંતે સ્થાપન કરી અને બે ચૂલિકાને **આચારાંગને** છેડે સ્થાપન કરી. મૃદંગની જેવી ઉજ્વળ તે એક મુખવસ્ત્રિકાવડે ભરતના પાંચસો મુનિઓનાં કપડાં થયાં. આ પ્રમાણે પ્રત્યાખ્યાનનું ફળ સાંભળીને ઘણા લોકો પ્રત્યાખ્યાન લેવામાં આસક્ત–તત્પર થયા. ઉત્તમ પુરૂષોનો ઉપક્રમ પૃથ્વી પર લાભને માટે કેમ ન થાય ? સિરીયકની

વિરતિ રૂપી લતાનું ફળ જુઓ, કે જેને અલ્પ કાળમાં મોટા સુખ રૂપી અમૃત રસની પ્રાપ્તિ થઇ.

પ્રત્યાખ્યાનના પ્રભાવથી કેટલાક મનુષ્યો મોક્ષસુખને પામ્યા છે અને કેટલાકએક સ્વર્ગની અનુપમ લક્ષ્મી પામ્યા છે. તેથી હે ભવ્ય જીવો ! પ્રવાહબંધ આવતા પાપરૂપી જળને રોકવામાં દ્દઢ સેતુ સમાન તે વિરતિને વિષે અતુલ-અત્યંત ઉદ્યમ કરો.

આ પ્રમાણે શ્રીતપગચ્છરૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રીઇંદ્રહંસ ગણિએ રચેલી ઉપદેશ કલ્પવલ્લી નામની ટીકામાં પહેલી શાખાને વિષે પ્રત્યાખ્યાન કરવાના વિષય ઉપર સિરીયકના વર્ણનરૂપ નવમો પલ્લવ સમાપ્ત થયો.

## પલ્લવ ૧૦.

દશ દિશામાં રહેલા લોકોના અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવા માટે જેના ચરણના દશ નખો દીપકની જેવા શોભી રહ્યા છે, તેવા શ્રી દશમા તીર્થંકરને હું વાંદું છું.

પ્રથમના નવ દ્વારોએ કરીને પહેલી શાખા સંપૂર્ણ થઇ છે.હવે **पव्वेसु पोसहवयं** ઇત્યાદિક ગાથારૂપ બીજી શાખાનું પૌષધવ્રત નામનું દશમું દ્વાર કહે છે.

## पव्वेसु पोसहवयं.

**વ્યાખ્યા.**—અષ્ટમી, ચતુર્દશી, અમાવાસ્યા અને પૂર્ણિમા એ પર્વ તિથિઓને વિષે પૌષધ વ્રત ગ્રહણ કરવું.

એક માસમાં છ પર્વતિથિઓ જાણવી, અને તે વિવેકીઓએ પાળવી. બે અષ્ટમી, બે ચતુર્દશી, એક અમાવાસ્યા અને એક પૂર્ણિમા-એ છ મુખ્ય પર્વતિથિઓ કહી છે. તેમજ

એક પખવાડીયામાં બીજી રીતે પાંચ પર્વતિથિઓ આવે છે, તે આ પ્રમાણે-બીજ, પાંચમ, આઠમ, અગ્યારશ, અને પૂર્ણિમા (અથવા અમાવાસ્યા) (ચતુર્દશી તો પાક્ષિક પર્વ ગણાય છે.) એક વર્ષમાં બીજાં પણ ઘણાં પર્વો આવે છે. ત્રણ ચોમાસી, છ અઠ્ઠાઇ અને વાર્ષિક પર્વ ( સંવત્સરી ) વિગેરે.

અન્યત્ર કહ્યું છે કે—“બે આઠમ, બે ચૌદશ, પૂર્ણિમા અને અમાવાસ્યા એ છ પર્વ એક માસમાં આવે છે, અને તે હિસાબે એક પખવાડીયામાં ત્રણ પર્વ આવે છે. તથા દરેક પખવાડીયામાં બીજ, પાંચમ, આઠમ, અગ્યારશ અને ચૌદશ એ પાંચ શ્રુતતિથિઓ **ગૌતમ** ગણધરે કહેલી છે. ચૈત્ર અને આસો માસની શુદી આઠમથી પુર્ણિમા પર્યંતની બે અઠ્ઠાઇઓ આગમને વિષે શાશ્વતી કહેલી છે. આ બન્ને શાશ્વતી અઠ્ઠાઇઓને વિષે દેવો તથા વિદ્યાધરો **નંદીશ્વર** દ્વીપને વિષે જઇને યાત્રા ( અષ્ટાન્હિકા મહોચ્છવ ) કરે છે, અને મનુષ્યો પોતપોતાના સ્થાનમાં યાત્રા મહોત્સવાદિ કરે છે ” શ્રી જીવાભિગમમાં કહ્યું છે કે—“ત્યાં નંદીશ્વર દ્વીપમાં ઘણા ભુવનપતિ દેવો, વાણમંતર દેવો, જ્યોતિષી દેવો અને વૈમાનિક દેવો ત્રણ ચોમાસીમાં અને પર્યુષણામાં આઠ દિવસ પર્યંત મોટો મહિમા-ઉત્સવ કરે છે. ”

સૂર્યના ઉદય સમયે જે તિથિ હોય, તેજ તિથિ પ્રમાણભૂત છે, માટે તે જ તિથિએ વિવેકી જનોએ પ્રત્યાખ્યાન વિગેરે કરવું. કહ્યું છે કે—“ચોમાસી, સંવત્સરી, પાખી, પંચમી અને અષ્ટમી વિગેરેને વિષે તે જ તિથિઓ જાણવી કે જે તિથિમાં સૂર્યનો ઉદય થનો હોય. તે સિવાયની તિથિ લેવી નહીં. સૂર્યોદય વખતે જે તિથિ હોય તે જ પ્રમાણ છે. તે સિવાયની બીજી તિથિ કરવાથી આજ્ઞાનો ભંગ, અનવસ્થા, મિથ્યાત્વ અને વિરાધનારૂપ

પાપ લાગે છે." પારાશરસ્મૃતિ વિગેરેમાં પણ કહ્યું છે કે—"સૂર્યોદય સમયે જે તિથિ થોડી પણ હોય તેજ તિથિ તે દિવસે સંપૂર્ણ માનવી; સૂર્યોદય વિનાની ઘણીવાર પહોંચતી તિથિ ગ્રહણ કરવી નહીં."

શ્રીઉમાસ્વાતિવાચક તિથિના આરાધનને અંગે કહે છે કે—"જો કોઇ પર્વતિથિનો ક્ષય હોય તો પૂર્વની તિથિ લેવી અર્થાત્ તેની પાછળની તિથિને પર્વતિથિ તરીકે માનવી. અને પર્વતિથિની વૃદ્ધિ હોય તો એમાંથી છેલ્લી તિથિને પર્વતિથિ તરીકે માનવી. અને શ્રીમહાવીર સ્વામીના નિર્વાણની* તિથિ લોકને અનુસારે લેવી." અર્થાત્ લોકો કરે ત્યારે કરવી.

જિનેશ્વરના પાંચ કલ્યાણકના દિવસો પણ પર્વતિથિરૂપ હોવાથી નિર્મળ ધ્યાન, તપ અને દાનાદિકવડે નિરંતર આરાધવા યોગ્ય છે.

શાસ્ત્રમાં સંભળાય છે કે—ત્રણ ખંડ ભરતના અધિપતિ અને અનેક પ્રાણીઓને પીડા કરનાર શ્રીકૃષ્ણ વાસુદેવ સર્વ પર્વના દિવસો આરાધવા અસમર્થ હતા, તેને એકદા ધર્મના આરાધનની ઇચ્છા થવાથી તેણે વિનયપૂર્વક સમુદ્રવિજય રાજાના પુત્ર શ્રીનેમિનાથ સ્વામીને ઉત્કૃષ્ટ પર્વનો દીવસ પૂછ્યો ત્યારે કેવળજ્ઞાનવડે સૂર્ય સમાન શ્રીભગવાન બોલ્યા કે—"હે વાસુદેવ! માર્ગશીર્ષ માસની શુકલ એકાદશી સર્વ પર્વમાં ઉત્તમ છે. કારણ કે તે દિવસે પાંચ ભરત અને પાંચ ઐરવતના જિનેશ્વરોના પાંચ પાંચ કલ્યાણકો થયાં છે. તેથી તે તિથિ જગતમાં સર્વોત્તમ છે." તે સાંભળી શ્રીકૃષ્ણે મૌન ધારણ કરી તથા પૌષધ વિગેરે ગ્રહણ કરી તે પર્વનું આરાધન કર્યું. થોડું કાર્ય પણ

* મૂળમાં અમાં સાન અને નિર્વાણ અને તરંગ છે તે સમજાતું નથી.

કાળને યોગે મોટા લાભને માટે થાય છે.તે વિષે વૈદક શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—" શરદ ઋતુમાં જે જળ પીવાયું હોય, પોષ અને માઘ માસમાં જે ભોજન કરાયું હોય 'તથા જેઠ અને અષાડ માસમાં જે સુવાયું હોય, તેના વડે જ મનુષ્યો જીવે છે." શ્રીકૃષ્ણે માર્ગશીર્ષ માસની શુકલ એકાદશીનું આરાધન કર્યું, તેથી તે તિથિ સર્વ લોકમાં આરાધવા લાયક થઇ. પર્વતિથિનું પાલન કરવું તે પ્રાણીઓને શુભ આયુષ્યકર્મના બંધને માટે થાય છે, તેથી તે દિવસે શુભ ધ્યાન અને દાનાદિકને વિષે મનને સ્થાપન કરવું. તે વિષે આગમમાં કહ્યું છે કે—" હે ભગવાન ! બીજ વીગેરે પાંચ પર્વતિથિને વિષે ધર્મનું અનુષ્ઠાન કરવાથી શું ફળ થાય ? "ભગવાને કહ્યું કે— " હે ગૌતમ ! ઘણું ફળ થાય છે. કારણ કે એ તિથિઓમાં જીવ પ્રાયે કરીને પરભવનું આયુષ્ય બાંધે છે. તેથી તે દિવસે ધર્માનુષ્ઠાન અવશ્ય કરવું કે જેથી શુભ આયુષ્યનો બંધ થાય. " અન્ય મતના શાસ્ત્રોમાં પણ સર્વ પર્વને વિષે સ્નાન, મૈથુન, વિગેરેનો નિષેધ કરેલો જેવામાં આવે છે. તે વિષે વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે— "હે રાજા ! ચૌદશ, આઠમ, અમાસ અને પૂનમ એ દિવસો પર્વના છે, તે દિવસોએ તથા સૂર્યની સંક્રાંતિના દિવસોએ તેલનું અભ્યંગ કરનાર, સ્રીનું સેવન કરનાર અને માંસાદિકનો ઉપભોગ કરનાર મનુષ્ય મરણ પામ્યા પછી વિષ્ટા અને મૂત્રનું જ જ્યાં ભોજન છે એવા વિણ્મૂત્રભોજન નામના નરકમાં જાય છે. તેથી પર્વને દિવસે દીનજનો ઉપર વત્સલતા રાખનારા બુદ્ધિમાન પુરૂષોએ ધર્મકાર્ય કરવામાં ઉદ્યમ કરવો. પુર્વોક્ત કાર્યો કરવાં નહીં.

'ધર્મનો પોષ એટલે પુષ્ટિને ધારણ કરનાર ' એવો **પૌષધ** શબ્દનો અર્થ થાય છે. તેથી ઉત્તમ શ્રાવકોએ પર્વને દિવસે પૌષધ વ્રત ગ્રહણ ' કરવું. તે પૌષધ દિવસરાત્રિનો -( આઠ-

પહોરનો ), એકલા દિવસનો અને એકલી રાત્રિનો (ચાર ચાર પહોરનો ) એમ ત્રણ પ્રકારે થાય છે. તે પૌષધમાં વિચક્ષણ માણસોએ ચાર કાર્યો કરવાનાં છે.— ઉપવાસ વિગેરે તપ કરવો ૧, પાપવ્યાપાર (આરંભ) નો ત્યાગ કરવો ૨, બ્રહ્મચર્ય પાળવું ૩ અને શરીરના સંસ્કારનો પણ ત્યાગ કરવો ૪. પૌષધ ગ્રહણ કરનાર બુદ્ધિમાને પર્વતિથિને વિષે વસ્ત્ર ધોવાં ધોવરાવવાં નહીં અને મસ્તકના કેશ ઓળવા ચોળવા નહીં અથવા ક્ષૌર કરાવવું નહીં. તેમજ હળ વિગેરેનું ખેડવું, ઘાણી વિગેરે યંત્રોનું ચલાવવું, ઘર લીંપવું, પુષ્પ, પત્ર અને ફળ વિગેરેનું તોડવું તથા કાપવું વિગેરે કાંઇ પણ આરંભનું કાર્ય કરવું નહીં. જે પુરૂષ એક દિવસને પણ પૌષધવડે પવિત્ર કરે છે, તે દેવગતિને વિષે સતાવીશસો કરોડ, સીતોતેર કરોડ, સીતોતેર લાખ, સીતોતેર હજાર, સાતસો ને સીતોતેર પલ્યોપમ ઉપરાંત (૨૭૭૭૭૭૭૭૭૭૭$\frac{૭}{૯}$) પલ્યોપમનું આયુષ્ય બાંધે છે. પૌષધ લેનાર શ્રાવકે પ્રથમ પહેરેલા અલંકારો ઉતારી ઇર્યાવહી પડિક્કમી મુખવસ્ત્રિકાની પડિલેહણ કરી પૌષધ વ્રત ગ્રહણ કરવું. શ્રાવકોએ પૌષધ લેવાનો સર્વ વિધિ સાંભળી ધારી લઇને તે પ્રમાણે વિધિયુક્ત પૌષધ કરવો. જે મનુષ્ય પર્વને દિવસે વિધિપૂર્વક પૌષધ કરે છે, તે **ધનસાર**ની જેમ મોક્ષના ઉત્તમ સુખને પામે છે.

## ધનસારની કથા.

ચૈત્ય ઉપર રહેલા સુવર્ણકળશરૂપી સૂર્યવડે દેદીપ્યમાન કોઇ નગરને વિષે સર્વ વેપારીઓના મુગટરૂપ નામ અને ગુણે કરીને પણ **ધનેશ્વર** નામે પ્રસિદ્ધ શ્રેષ્ઠિ રહેતો હતો. તેને **ધનશ્રી** નામની પ્રિયા હતી. તે મધુર વચનો બોલનારી, દાતાર અને રૂપની શોભાવડે લક્ષ્મીદેવીને પણ જીતનારી હતી. તેમને **ધનસાર** નામે પુત્ર થયો. તે પોતાના ચરિત્રવડે માતપિતાનું

તથા પુરજનોના મનનું રંજન કરતો હતો; શ્રાવકોના સમૂહમાં તે રેખાને ( મુખ્યતાને ) પામેલો હતો અને તેના યશનો સમૂહ શંખ જેવો ઉજ્વળ હતો. તે બુદ્ધિમાન્ કુટુંબ સહિત દરેક પખવાડીયે અને દરેક માસે પૌષધાદિ કરવાવડે કરીને છ પર્વનું આરાધન કરતો હતો. એકદા તે ધનસાર અષ્ટમીને દિવસે પૌષધ લઇને રાત્રિને સમયે શુભ ધ્યાનની ભાવના ભાવતો પ્રતિમાએ (કાઉસગ્ગ ધ્યાને) રહ્યો હતો; તે વખતે **સુધર્મા** નામની સભામાં બેઠેલા અસંખ્ય દેવોએ સેવાતા અને લાખો વિમાનોના સ્વામીપણાને ભોગવનારા શ્રીશક્રેંદ્રે તેને મેરૂની જેમ અકંપિત જોયો. તત્કાળ વિશેષ પ્રકારના સદ્‌ગુણોની ઉદ્‌ઘોષણાથી (કહેવાથી) સફળ વાણીવાળા તે ઇંદ્ર તેની પ્રશંસા કરવા લાગ્યા કે—" અહો ! તિર્ચ્છા લોકમાં આ ધનસાર ધર્મમાં અતિ દઢ છે; તેને દેવોનો સમૂહ પણ ચળાવી શકે તેમ નથી. " આ પ્રમાણે સાંભળી કોઇ મિથ્યાદૃષ્ટિ દેવ તેની પરીક્ષા કરવા માટે મનુષ્યલોકમાં આવ્યો. તે દેવ મિત્રનું રૂપ લઇ તેની પાસે ગયો અને કહેવા લાગ્યો કે—" કરોડ સુવર્ણનો નિધિ આપણને હાથ લાગ્યો છે. માટે તે લેવા સારૂ તું મારી સાથે ચાલ. " આ પ્રમાણેના વચનોવડે અનેક રીતે તેને ચળાવવા લાગ્યો. પણ તે જરા પણ ચળ્યો નહીં, એટલે તે દેવ તેની સ્ત્રીનું રૂપ ધારણ કરી કૃત્રિમ સ્નેહ દેખાડતો તેની પાસે આવી હાવભાવ કરવા લાગ્યો; અને સાક્ષાત જાણે કામદેવનું બાણ હોય તેવા વચનોવડે ક્ષોભ પમાડવા લાગ્યો; તો પણ તે લેશ માત્ર ચળાયમાન થયો નહીં. સમુદ્રના જળવડે દ્વારકાનગરીની જેમ તેને ઉપદ્રવ કર્યો છતાં તે ક્ષોભ પામ્યો નહીં. પછી તે દેવે પ્રભાતકાળના સૂર્યની પ્રભા પ્રગટ કરી પ્રિયા અને પુત્ર વિગેરેના સ્વરૂપે તેની પાસે પ્રગટ થઈ તેને પારણું કરવાની પ્રાર્થના કરી, પરંતુ સ્વાધ્યાયની ગણના ઉપરથી હજુ મધ્ય રાત્રિનો સમય છે એમ જાણી

તે જરા પણ ભ્રાંતિ પામ્યો નહીં, અને તેનું મન ધ્યાનથી ચલિત થયું નહીં. ત્યારપછી તે દેવ પિશાચનું રૂપ કરી પ્રતિકૂળ ઉપસર્ગ કરવા લાગ્યો. તેમા તેની ચામડી ઉતરડવા માંડી, તેને સમુદ્રમાં નાખ્યો, વિગેરે ઘણી રીતે તેને પીડા ઉપજાવી. તો પણ જેમ બળવાન હાથીનો ઉપદ્રવ સિંહને વિષે નિષ્ફળ થાય તેમ તેનો મોટો ઉપદ્રવ પણ તેની ઉપર નિષ્ફળ થયો. કહ્યું છે કે— " નીચ પુરૂષો વિઘ્નના ભયથી કાર્યનો આરંભજ કરતા નથી; મધ્યમ પુરૂષો કાર્યનો આરંભ કરે છે ખરા; પરંતુ પછી જ્યારે વિઘ્નથી પરાભવ પામે છે ત્યારે તે કાર્યને મૂકી દે છે; પરંતુ ઉત્તમ પુરૂષો તો વારંવાર હજારગુણા વિઘ્નોથી પરાભવ પામ્યા છતાં આરંભેલા કાર્યનો ત્યાગ કરતા નથી. "

ત્યારપછી તે દેવે તેને કહ્યું કે-"હે ધીર ! વરદાન માગ." તો પણ તેણે ધ્યાનનો ત્યાગ કર્યો નહીં. અહો ! તેની ધર્મનિષ્ઠતા કેવી દઢ છે ? તે જોઈ દેવ વિશેષ હર્ષ પામ્યો; અને તેના ઘરમાં તેણે અસંખ્ય કરોડ રત્ન, સુવર્ણ અને રૂપાની વૃષ્ટિ કરી. આવું પર્વારાધનનું માહાત્મ્ય જોઇને ઘણા માણસો પર્વનું પાલન કરવા રૂપ ધર્મના કાર્યમાં આદરવાળા થયા. તેમાં રાજાની કૃપાનાં સ્થાન રૂપ એક ધોબી, બીજો ઘાંચી અને ત્રીજો કણબી એ ત્રણ ધર્મમાં અત્યંત દઢ થયા, તેઓ છએ પર્વતિથિએ પોત પોતાનો આરંભ જરાપણ કરતા નહીં. તેમને આ ધનસાર શ્રેષ્ઠી ભોજન અને વસ્ત્રાદિ આપી તેમનો અત્યંત સત્કાર કરતો હતો. કહ્યું છે કે— " ઉત્તમ શ્રાવક સાધર્મિકોનું જે પ્રકારે વાત્સલ્ય કરે છે, તેવું વાત્સલ્ય માતા, પિતા કે બંધુવર્ગ કોઇ પણ કરી શકતા નથી. "

એકદા કૌમુદી ઉત્સવનો દિવસ નજીક આવતાં રાજાના સેવકોએ પેલા રાજધોબીને કહ્યું કે— " હે ધોબી ! આજે

રાજાનાં અને રાણીના વસ્ત્રો ધોઇ લાવ. ” ત્યારે તે બોલ્યો કે— “ આજે ચૌદશનો દિવસ છે તેથી મારે વસ્ત્ર ધોવાના આરભનો નિયમ છે. ” તેઓએ કહ્યું કે— “ એવો નિયમ શો ? તુ રાજાની આજ્ઞાનો ભગ કરીશ તો મોટી આપત્તિમા આવી પડીશ. ” આ પ્રમાણે કહીને રાજસેવકોએ તથા બીજાઓએ તેને ઘણી પ્રેરણા કરી. ત્યારે તે વિચારવા લાગ્યો કે— “ જો મને રાજા તરફથી દડ થશે તો લોકમા જૈનધર્મની નિદા થશે. માટે હવે મારે શુ કરવુ ? હુ મોટા સકટમાં આવી પડયો છુ. પરતુ દ્રઢતા વિનાનો ધર્મ શા કામનો ? માટે જે થવાનુ હોય તે થાઓ, મારે મારો ધર્મનિશ્ચય છોડવો નહીં. ” એમ વિચારી મોટુ સંકટ આવી પડયા છતાં પણ તે ધોબીએ તે દિવસે લુગડાં ધોયા નહીં. રાજાના સેવકોએ રાજાને અત્યત ઉશ્કેર્યો, તેથી રાજા અત્યત ક્રોધમાં આવી બોલ્યો કે— “ આજ્ઞાનો ભંગ કરનાર તે ધોબીનો કુટુંબ સહિત હું નિગ્રહ કરીશ. ” તેજ રાત્રિએ દૈવયોગે રાજાને શૂળની પીડા થઇ, અને તેથી ત્રણ દિવસ સુધી આખા નગરમા હાહાકાર પ્રવર્ત્યો. એટલે પેલા ધોબીને કાંઈ કહી શકાણુ નહીં. અહીં ચતુર્દશીને પૂર્ણિમા રૂપ પર્વના દિવસ ગયા પછી પડવાને દિવસે રાજાનાં વસ્ત્રો ધોઇને બીજને દિવસે ધોબીએ તેને આપ્યા. અહો ! ધર્મનો પ્રભાવ કેવો છે કે જેથી અગ્નિ વડે મહાશીત નાશ પામે તેમ તે ધોબીની આપત્તિ નાશ પામી. અથવા તો જળના સબધથી લવણુ ગળી જાય એ સ્વાભાવિકજ છે એટલે કે ધર્મના યોગથી આપત્તિનો નાશ થાય તે યુક્તજ છે.

એકદા ચતુર્દશીને દિવસે રાજાના હુકમથી રાજસેવકોએ ઘાંચીને કહ્યું કે ‘ આજે ઘાણી પીલીને તેલ કાઢી આપ. ’ તેણે કહ્યું કે— ‘ મારે આજે નિયમ છે તેથી તેલ કાઢીશ નહીં. ’ આવા તેના જવાબથી રાજા તેની ઉપર પણ કોપાયમાન થયો.

તેવામાં અકસ્માત તે નગર ઉપર નદીના પૂરની જેમ શત્રુનું સૈન્ય ચડી આવ્યું. તેને જીતવા માટે તે રાજા સૈન્ય સહિત ગયો, તેટલામાં પર્વનો દિવસ વીતી ગયો. પછી ઘાંચીએ પોતાનું કામ કર્યું અર્થાત્ તેલ કાઢી આપ્યું. રાજાએ તેનાપર ક્રોધ કર્યો નહીં, તેથી તે ઘાંચી આનંદ પામ્યો. તેના નિયમની દૃઢતા ચોતરફ લોકમાં ધર્મને માટે, સુખને માટે અને લોકોના ચિત્તને ચમત્કાર માટે થઈ.

એજ પ્રમાણે એકદા અષ્ટમીને દિવસે રાજાએ પેલા કણબીને કહ્યું કે—"આજે વૃષ્ટિ થઈ છે માટે હળ ખેડવાનું કામ કર." રાજાએ આ પ્રમાણે હુકમ કર્યા છતાં તેણે તે કામ તે દિવસે કર્યું નહીં અને તે પર્વનો દિવસ નિર્ગમન કરી પછી કર્યું. રાજા તેની ઉપર પણ અપ્રસન્ન થયો નહીં.

આ પ્રમાણે તે ત્રણે જણા પર્વ આરાધનના પુણ્યથી અનુક્રમે મરણ પામીને લાંતક નામના છઠ્ઠા સ્વર્ગમાં ચૌદ સાગરોપમના આયુષ્યવાળા દેવો થયા. ધનસાર શ્રેષ્ઠી પર્વની આરાધના કરીને અચ્યુત નામના બારમા સ્વર્ગમાં દેવ થયો. તે ચારે દેવો પરસ્પર અત્યંત મૈત્રીવાળા થયા. પછી ચ્યવનને અવસરે તે ત્રણે દેવોએ શ્રેષ્ઠીદેવને કહ્યું કે—"હે શ્રેષ્ઠીદેવ ! તમારે અમને પૂર્વ ભવની જેમ આવતા ભવમાં પણ બોધ પમાડવો." શ્રેષ્ઠીદેવે તેનો સ્વીકાર કર્યો પછી તેઓ ત્યાંથી ચવીને જૂદા જૂદા રાજાના કુળને વિષે પુત્રરૂપે ઉત્પન્ન થઇ ધીર, વીર અને હીર નામના રત્નાકરના અવતાર જેવા રાજાઓ થયા. ધીર રાજાના નગરમાં કોઇક શ્રેષ્ઠી રહેતો હતો, તેને વેપારમાં પર્વને દિવસે ઘણો લાભ થતો હતો, બીજા દિવસોમાં લાભ થતો નહોતો. તેનું કારણ તેણે એકદા કોઈ જ્ઞાની મુનિને પુછ્યું ત્યારે તેણે કહ્યું કે—" પૂર્વ જન્મમાં તું મહા કૃપણ હતો, તો પણ તેં પર્વની તિથિઓ દૃઢ

પણે પાળી હતી, અને બીજા દિવસોમાં પ્રમાદને લીધે કાંઇ પણ પુણ્યકાર્ય કર્યું નહોતું. તેથી તને આ ભવે પર્વને દિવસે લાભ થાય છે, અને બીજા દિવસોમાં લાભ થતો નથી." ત્યારપછી ગુરૂએ કહ્યા પ્રમાણે જ લાભાલાભરૂપ ફળ જોવાથી શુભ આચારવાળો તે શ્રેષ્ઠી કુટુંબ સહિત હમેશાં સર્વ શક્તિથી ધર્મકાર્ય કરવા લાગ્યો. અને બીજ વિગેરે પર્વતિથિને વિષે જ વેપાર કરવામાં તેને લાભ મળતો હોવાથી તે અમૃતની જેવા વધારે લાભને માટે પર્વતિથિએજ વેપાર કરવા લાગ્યો, મેઘની વૃષ્ટિવડે નદીની જેમ તેની સમૃદ્ધિ શુદ્ધ વેપાર વડે દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગી. તેના હાટમાં સુવર્ણની અનેક કોટિઓ આમ થઇ. ' જ્વાળાની શ્રેણિથી વ્યાપ્ત એવા અગ્નિને વિષે અનેક કોટિ તણખાઓ સ્ફુરણાયમાન થાય જ છે. '

એકદા અન્ય જનોને સંતાપ ઉત્પન્ન કરનારા દુષ્ટ પુરૂષો કે જેઓ રાજાની પાસે રહેતા હતા તેઓએ રાજાને વિનંતિ કરી કે—" આ શ્રેષ્ઠીને ક્યાંઇથી લક્ષ્મીનું નિધાન હાથ લાગ્યું છે." ત્યારે રાજાએ તેને બોલાવીને તે વાત પૂછી, એટલે તેણે જવાબ આપ્યો કે—" હે સ્વામી ! મારે મોટું અસત્ય બોલવાનો અને અદત્તાદાન (ચોરી) વિગેરે કરવાનો નિયમ છે. " તે સાંભળી રાજાએ ' આ ધર્મધૂર્ત વણિક બોલવામાં બહુ ચતુર છે. ' એમ વિચારી તેનું સર્વસ્વ લઇ લીધું. 'અહો ! લોભરૂપી નટનું નાટક કેવું છે ? ' દ્રવ્ય લઈ લીધા ઉપરાંત તે શ્રેષ્ઠીને તેના પુત્ર સહિત નિર્દય રાજાએ કેદમાં નાંખ્યો. તે વખતે તે શ્રેષ્ઠીએ વિચાર કર્યો કે—" આજે પંચમી તિથિ છે, માટે મને આજે અવશ્ય લાભ થશે. " આમ વિચારતાં જ રાજાનો કોશ (ભંડાર) લક્ષ્મી રહિત થયો અને શ્રેષ્ઠીનું ઘર સુવર્ણ મણિ વિગેરે વસ્તુઓ વડે ભરાઈ ગયું. તે જોઇ રાજાએ આશ્ચર્ય પામી શ્રેષ્ઠીને

પૂછ્યું કે—" હે શ્રેષ્ઠી ! આમ કેમ થયું ? " શ્રેષ્ઠીએ કહ્યું, કે—" હે પ્રજાનાથ ! હું કાંઇ પણ જાણતો નથી, પરંતુ પર્વને દિવસે મને અવશ્ય લાભ મળે છે, એટલું જ હું જાણું છું.' પર્વના આરાધનનું આવું માહાત્મ્ય જાણીને રાજાએ તે સંબંધી વિચાર (ઉહાપોહ) કરવા માંડયો, તેથી તેજ વખતે રાજાને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, તેથી તેણે જાવજ્જીવ પર્યંત છએ પર્વતિથિ પાળવાનો નિયમ લીધો, અને શ્રેષ્ઠીને બંધનથી મુક્ત કરી બહુ રીતે હર્ષથી ખમાવ્યો. તે શ્રેષ્ઠી પણ વિશેષે કરીને પર્વનું આરાધન કરવામાં તત્પર થયો. તેવામાં કોશના અધિપતિએ આવી રાજાને વધામણી આપી કે-"હે સ્વામી ! જેમ વસંત ઋતુમાં વાડીઓ પુષ્પો વડે ભરાઇ જાય તેમ આપણા કોશો ધનવડે પરિપૂર્ણ થઇ ગયા છે." તે સાંભળી રાજા આશ્ચર્ય સાથે આનંદ પામ્યો. તે વખતે કાંતિ વડે દેદીપ્યમાન કુંડળને ધારણ કરતો એક દેવ પ્રગટ થઇને બોલ્યો કે-"હે રાજા ! હું તારા પૂર્વ ભવનો મિત્ર દેવ છું. તને બોધ કરવા માટે જ પ્રથમ મેં તે શ્રેષ્ઠીને સહાય કરી હતી. તેથી તું વાંછિતની પ્રાપ્તિ માટે ધર્મને વિષે ઉદ્યમ કર." આ પ્રમાણે કહીને તે દેવ બીજા મિત્રને બોધ કરવા માટે ગયો. તે બન્ને મિત્રોને સ્વપ્નમાં તેમનો પૂર્વ ભવ તેણે બતાવ્યો. તેથી તેમને ઘાંચી અને કણબીના પૂર્વ ભવનું જાતિ સ્મરણ થયું. પછી તે શ્રેષ્ઠીદેવની વાણીથી તે ત્રણે રાજાઓ ધર્મનું આરાધન કરવા લાગ્યા, અને પર્વને વિષે વિશેષે કરીને ધર્મકાર્ય કરવા લાગ્યા. તેમણે પોતપોતાના દેશમાં અમારીપડહો વગડાવ્યો, સાતે વ્યસનોને દૂર કર્યાં, તીર્થયાત્રા, રથયાત્રા વિગેરે પુણ્યકૃત્યને હર્ષથી કરવા લાગ્યા, તથા તે ત્રણે રાજાઓ પડહની ઉદ્ઘોષણાપૂર્વક જૈનાચાર્ય વિગેરે સર્વ લોકો સહિત પર્વના દિવસોની વિશેષે આરાધના કરવા લાગ્યા. તે ત્રણે રાજાઓનું રાજ્ય તો જૂદું જૂદું હતું, પરંતુ ધર્મરાજાનું સામ્રાજ્ય તો સર્વત્ર એક છત્રવાળું થયું, તે આશ્ચર્ય છે.

શ્રેષ્ઠીદેવે તે ત્રણેના દેશોને વિષે થતા અનેક પ્રકારના વ્યાધિઓ, દુષ્કાળ અને દારિદ્રય વિગેરે ઉપદ્રવોનો નાશ કર્યો હતો. અનુક્રમે ચિરકાળ સુધી રાજ્ય ભોગવીને અંતે તેનો ત્યાગ કરી તે ત્રણે રાજાઓએ દીક્ષા ગ્રહણ કરી અને શુભધ્યાન વડે કેવળજ્ઞાન ઉપાર્જન કર્યું. પછી દેશનામાં પોતાનાજ આરાધેલા પર્વના મહિમાનો ઉપદેશ કરી પૃથ્વી પર અનેક લોકોને તેમણે પ્રતિબોધ પમાડયો. તે ત્રણે કેવળીઓ પૃથ્વીપર જ્યાં જ્યા વિચરતા હતા ત્યાં ત્યા તે શ્રેષ્ઠીદેવ તેમની પ્રતિષ્ઠા અને માહાત્મ્યને પ્રગટ કરતો હતો. છેવટે તે ત્રણે કેવળીઓ સંસારનો નાશ કરનાર છેલ્લા ( ચૌદમા ) ગુણસ્થાનનો સ્પર્શ કરી અનંત સુખના સાગર સમાન મોક્ષને પામ્યા. શ્રેષ્ઠીદેવ પણ અચ્યુત દેવલોકથી ચવીને મોટો રાજા થઈ ધર્મ સાંભળી જાતિસ્મરણ જ્ઞાન પામી તથા દીક્ષા ગ્રહણ કરી મોક્ષને પામ્યો.

આ પ્રમાણે શ્રેષ્ઠીઓને વિષે મુગટ સમાન ધનસાર નામના શ્રેષ્ઠીના પૂર્વ ભવનો સર્વ સમૃદ્ધિને કરનાર પ્રભાવ સાંભળી હે ભવ્યજનો ! સર્વ પર્વની આરાધના કરવામાં તમે ઉદ્યમવંત થાઓ.

આ પ્રમાણે શ્રીમાન તપગચ્છ રૂપી આકાશને વિષે સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસ ગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રીઈન્દ્રહંસ ગણિએ રચેલી શ્રી ઉપદેશ કલ્પવલ્લી નામની ટીકાને વિષે બીજી શાખામાં પર્વ પાળવાના ફળ ઉપર ધનસાર શ્રેષ્ઠીના વર્ણન રૂપ દશમો પલ્લવ સમાપ્ત થયો.



## પલ્લવ. ૧૧. મો.

ચંદ્રપ્રભા જેવી ઉજ્વળ જેમની વાણી શ્રેષ્ઠ પાંત્રીશ ગુણો રૂપી [1]જ્યોતિષોની શ્રેણિએ કરીને અત્યંત શોભે છે, તે **શ્રીશ્રેયાંસ** જિનેશ્વર અમારી લક્ષ્મીને માટે થાઓ.

પર્વની આરાધના કહ્યા પછી હવે અગ્યારમું દાન નામનું દ્વાર કહે છે.

### दाणं

સુપાત્રને દાન દેવાથી ઉત્તમ શ્રાવકો સ્વર્ગ અને મોક્ષના સુખને પ્રાપ્ત કરે છે, કહ્યું છે કે-“ દાન પ્રાણીઓને મિત્રાઇ માટે, વૈરના નાશને માટે, યશના પોષણ માટે અને સમગ્ર દોષોના નાશને માટે થાય છે. ” વળી કહ્યું છે કે—“ દાન દેવાથી કીર્તિ ફેલાય છે, દાન દેવાથી નિર્મળ કાંતિ પ્રાપ્ત થાય છે, અને દાન દેવાથી વૈરીનુ હૃદય પણ પોતાને વશ થઈ જાય છે. ” સમવસરણમાં ચાર મુખવાળા દેખાતા તીર્થંકર ચાર પ્રકારના ધર્મનો ઉપદેશ દેતી વખતે સર્વ ગુણો વડે અધિક હોવાથી દાનધર્મનું જ પ્રથમ વર્ણન કરે છે, અને હમેશાં દયાના સ્થાન રૂપ જિનેશ્વરો વ્રત ગ્રહણ કરવાને સમયે સંવત્સરી દાન આપી લોકોના ઉપર અનુગ્રહ કરે છે. કહ્યું છે કે-“ તીર્થંકરો હંમેશાં સૂર્યોદયથી આરંભીને મધ્યાન્હ સુધીમાં એક કરોડ ને આઠ લાખ સુવર્ણનું દાન આપે છે. જે વખતે જિનેશ્વર દાન આપે છે તે વખતે તેમના હાથમાં રહેલા સુવર્ણને જાણે ગ્રહણ કરવા ઇચ્છતો હોય એમ તેજસ્વી સૂર્ય પણ હજાર કિરણોવાળો થાય છે. જિનેશ્વર એક વર્ષમાં કુલ ત્રણ અબજ અઠ્ઠાશી કરોડ અને એંશી લાખ સુવર્ણનું દાન આપે છે. ”

---

૧ નક્ષત્રોની

ઋષભદેવ સ્વામીથી રત્ન,સુવર્ણ, હસ્તિ, અશ્વ વિગેરેનું દાન પ્રવર્ત્યુ, અને શ્રેયાંસકુમારથી અન્નદાનની શરૂઆત થઇ. માટે તે બન્નેને નમસ્કાર થાઓ. દયાવંત જનોએ સુપાત્રને તથા દીનાદિકને દાન દેવુ યુક્ત છે. કારણ કે વિશેષ પ્રકારના ( ઉચ્ચ કોટીના ) પાત્રને દાન આપવાથી તે ઘણા ફળને આપનારૂં થાય છે. પા શબ્દનો અર્થ પાપ થાય છે અને ત્ર શબ્દનો અર્થ રક્ષણ થાય છે. એ બે શબ્દ ભેળા કરવાથી પાત્ર શબ્દ બનેલો છે એટલે તે પાપથી રક્ષણ કરે છે એમ પંડિતો કહે છે. તેમાં સર્વોત્તમ ગુણોના આધાર રૂપ સાધુઓ પ્રથમ પ્રકારના ( ઉચ્ચ ) પાત્ર છે, શ્રાવકો ( બાર વ્રતધારી ) બીજું પાત્ર છે, અને અવિરત સમ્યગ્દ્રષ્ટિ જીવો ત્રીજું પાત્ર છે. પાણીથી સિંચન કરેલા વૃક્ષની જેમ પાત્રમાં આપેલું દાન અવશ્ય ફળવાળું થાય છે, અને ભસ્મના ઢગલામાં હોમ્યાની જેમ કુપાત્રમાં નાંખેલું દાન નિષ્ફળ થાય છે. અહો ! દાનનું ફળ કેટલું વિશાળ છે ! કે જેથી ચોવીશે જિનેશ્વરોને પ્રથમ પારણું કરાવનાર શ્રેયાંસ ૧, બ્રહ્મદત્ત ૨, સુરેંદ્રદત્ત ૩, ઇંદ્રદત્ત ૪, પદ્મ ૫, સોમદેવ ૬, મહેંદ્ર ૭, સોમદત્ત ૮, પુષ્પ ૯, પુનર્વસુ ૧૦, નંદ ૧૧, સુનંદ ૧૨, જય ૧૩, વિજય ૧૪, ધર્મસિંહ ૧૫, સુમિત્ર ૧૬, વ્યાઘ્રસિંહ ૧૭, રાજિત ૧૮, વિશ્વસેન ૧૯, બ્રહ્મદત્ત ૨૦, દિન્ન ૨૧, વરદિન્ન ૨૨, ધન્નક ૨૩, અને બહુલ ૨૪. આ ધન્ય આત્માવાળા પુરૂષો સંસારનો પાર પામી ગયા છે. આ સર્વે પ્રભુને પારણું કરાવનારના મંદિરોમાં દેવતાઓએ ઉત્કર્ષથી સાડાબાર કરોડની અને જઘન્યથી સાડાબાર લાખ સુવર્ણની વૃષ્ટિ કરી હતી. દાનના પ્રભાવથી કેટલાએક મનુષ્યો તેજ ભવમાં મોક્ષે ગયા છે, અને કેટલાએક ત્રીજા ભવને વિષે મોક્ષે ગયા છે.

લોકમાં દાનના દશ પ્રકાર આ પ્રમાણે કહ્યા છે.—દયાદાન ૧, સંગતદાન ૨, રાજદાન ૩, કારણદાન ૪, લજ્જાદાન ૫, યશદાન ૬, ધર્મદાન ૭, અધર્મદાન ૮,- પ્રત્યેષણ દાન ૯ અને કૃતદાન ૧૦.

તેમા રોગી અને ભિક્ષુકાદિકને જે દાન દેવું તે દયાદાન કહેવાય છે. ૧ એક સાથે રહેવાથી મિત્રાદિકને જે દાન દેવાય તે સંગત દાન કહેવાય છે. ૨. ખળ એવા રાજા, મંત્રીને જે દેવાય તે રાજદાન કહેવાય છે. ૩. પુત્રાદિક ન હોવાથી દીકરીના પુત્રોને જે દેવાય તે કારુણિકદાન કહેવાય છે. ૪. લોકલજ્જાએ કરીને વિવાહાદિકને પ્રસંગે જે દાન દેવાય તે લજ્જાદાન કહેવાય છે. ૫. ભાટ ચારણ વિગેરેને જે દેવુ તે યશદાન કહેવાય છે. ૬. સંઘના મનુષ્યોને જે દેવું તે ધર્મદાન કહેવાય છે ૭. અધર્મી મનુષ્યોને જે દેવું તે અધર્મદાન કહેવાય છે. ૮. આત્માના પ્રત્યુપકારને માટે જે દાન આપવુ તે પ્રત્યેષણુ દાન કહેવાય છે. ૯. ઉપકાર કરનારને જે દાન આપવું તે કૃતદાન કહેવાય છે. ૧૦. આ દશ પ્રકારના દાનમા દયાદાન અને ધર્મદાન એ બે દાન ઉત્તમ કહેલાં છે. કહ્યું છે કે-" દયા, સંગત, રાજ, કારુણિક, લજ્જા, ગૌરવ, ( યશ, ) અધર્મ, ધર્મ, પ્રત્યેષણ અને કૃત એ દશ પ્રકારનું દાન કહેવાય છે."

જિનાગમને વિષે અભયદાન ૧, સુપાત્રદાન ૨, દયા (અનુકંપા) દાન ૩, ઉચિતદાન ૪ અને કીર્તિદાન ૫ એ પાંચ પ્રકારે દાન કહેલું છે. તેમાંના પહેલા બે અભયદાન અને સુપાત્રદાન મોક્ષનું ફળ આપનારા છે, અને બાકીનાં ત્રણ દાનો સુખ ભોગને આપનારાં છે. અહો ! આપેલું દાન પ્રાણીઓને કદાપિ નિષ્ફળ થતું નથી. બુદ્ધિમાન પુરૂષોએ સર્વ પ્રકારના ધર્મમા દાનધર્મને મુખ્ય માનેલો છે. તે સર્વ મતવાળાઓને માન્ય છે, અને યશનો વિસ્તાર કરવાનું કારણ છે. સર્વ કોઇને દાન આપવું યોગ્ય છે. તેમાં પણ સુપાત્રને વિશેષે કરીને દાન આપવું યોગ્ય છે, કારણ કે પાત્રને આપેલુ દાન **જિનદત્ત** શ્રેષ્ઠીની જેમ તત્કાળ ફળે છે.

## જિનદત્ત શ્રેષ્ઠીની કથા.

ક્રીડા કરતા દેવકુમારો જેવા ઇભ્યજનોએ કરીને મનોહર અને ઇંદ્રના નગરની જેવું **હેમપુર** નામનું નગર છે. તેમાં

વેપારીઓના મુગટ સમાન **જિનદત્ત** નામે ભદ્રિક પ્રકૃતિવાળો શ્રેષ્ઠી રહેતો હતો. તે હમેશાં વીતરાગની પૂજા કરવામાં તત્પર હતો, તેનું શરીર મેરૂ પર્વતની જેવું ગૌર હતું, તે વિદ્વાનોના હૃદય કમળમાં ભ્રમર સમાન હતો, શીલાદિક આચાર પાળવામાં તેની ઉત્તમ નિષ્ઠા-શ્રદ્ધા હતી, અનેક સદ્ગુણો તેનામાં પ્રતિષ્ઠા પામીને રહેલા હતા, તેનું વચન અમૃત જેવું મધુર હતુ, પર્વતની જેમ તે મોટાઇનુ સ્થાન હતો અને શ્રેષ્ઠ હસ્તીની જેમ તે[1]દાનની શ્રેણી વડે પૃથ્વીનુ સિંચન કરતો હતો. તે શ્રેષ્ઠીને શુભ અંતઃકરણવાળી **શીલવતી** નામની પત્ની હતી. તે જાણે કે શરીર ધારણ કરીને મનુષ્ય લોકમાં આવેલી કામદેવની પ્રિયા(રતિ) હોય તેવી શોભની હતી. જેમ રાત્રિએ કરીને ચંદ્ર શોભે, પાર્વતીએ કરીને શંકર શોભે અને લક્ષ્મીએ કરીને વિષ્ણુ શોભે તેમ શીલવતીએ કરીને તે શ્રેષ્ઠી શોભતો હતો.

એકદા તે શ્રેષ્ઠીએ કોઇ મુનીંદ્રના મુખચંદ્રથી સંસારના સંતાપસમૂહનો નાશ કરવામાં સમર્થ એવા વચનામૃતનું આ પ્રમાણે પાન કર્યું.—" નરકને આપનારી હિંસાનો ત્યાગ કરવો, અસત્ય વચન બોલવું નહીં, ચોરીનો ત્યાગ કરવો, મૈથુનથી નિવૃત્તિ કરવી અને સર્વ સંગનો ત્યાગ કરવો. આવો ઉત્કૃષ્ટ જૈનધર્મ જો કદાચ પાપ રૂપી પંકમાં ખુંચેલા પ્રાણીઓને ન રૂચે તો તેથી કરીને ધર્મને શું દૂષણ લાગ્યું ? જેમ પ્રમેહના વ્યાધિવાળો પુરૂષ ઘી ન ખાય તો તેમાં ઘીનો શું દોષ ? સદ્ગુણવાળા જે શ્રાવકો તપ, નિયમ અને શીળે કરીને સહિત હોય છે, તેઓને સ્વર્ગ અને મોક્ષનાં સુખો દુર્લભ નથી." આ પ્રમાણે ગુરૂના મુખથી દેશના સાંભળીને તે શ્રેષ્ઠીએ અભિગ્રહ ( નિયમ ) લીધો કે— " મારે હંમેશાં શુદ્ધ ચિત્તે ત્રણ કાળ જિનેશ્વરની પૂજા કરવી, એકાંતર ઉપવાસ કરવા, અને સચિત્ત આહારનો ત્યાગ કરવો. " આ પ્રમાણે નિયમ

1 હસ્તીના પક્ષમાં દાન એટલે મદવારિ.

કરવાથી તેણે દુર્ગતિમાં પડતા પોતાના આત્માને નિયંત્રિત કર્યો.

કેટલોક કાળ ગયા પછી અંતરાય કર્મ રૂપી સૂર્યના ઉદયને લીધે શીતની જેમ તેનું દ્રવ્ય ક્ષણવારમાં નાશ પામ્યું, જે ચંદ્ર રાત્રે દેદીપ્યમાન હોય છે, તે જ પ્રાતઃકાળે ખાખરાના પાકેલા પાંદડા જેવો ફીક્કો દેખાય છે. જે સૂર્ય દિવસે ઉદય પામે છે, તે જ રાત્રિએ અસ્ત પામે છે. તે જ રીતે સમુદ્રના મોટા તરંગોની જેમ સર્વ પ્રાણીઓનુ પતન અને ઉત્પતન- ચડતી પડતી થયાજ કરે છે. તેની દારિદ્રય અવસ્થા જોઇ તેની પત્નીએ કહ્યું કે—"હે પ્રિય ! મારા પિતાને ઘેર જઇ તેની પાસેથી કાંઇક ધન માગી લાવી તેના વડે વેપાર કરો." આ પ્રમાણે ચાબુકની જેવી પ્રિયાની વાણીથી પ્રેરાયેલો તે શ્રેષ્ઠી સાથવાનુ ભાતું લઇ સાસરાના ઘર (ગામ) તરફ ચાલ્યો. તે દિવસે તેને ઉપવાસ હતો, બીજે દિવસે પારણું કરવાની ઇચ્છાથી તે એક નદીને કિનારે બેઠા. તે વખતે તેને કોઈ અતિથિ આવે તો તેને દાન દઇને પછી પારણું કરૂં એવો વિચાર થયો. કહ્યું છે કે—" ગુરૂને દાન આપીને પછી જે જમવું તે જ ભોજન કર્યું કહેવાય, જે પાપ ન કરે તે જ પંડિતાઇ કહેવાય, જે પરોક્ષમાં કાર્ય કરાય તે જ મૈત્રી કહેવાય અને જે કપટ વિના કરાય તે જ ધર્મ કહેવાય. " શેઠ આવો વિચાર કરે છે તેવામા ગુણના ઘર રૂપ અને જાણે કે મૂર્તિમાન શાંત રસ હોય એવા કોઈ મુનિ માસક્ષપણને પારણે ગામ તરફ જતા ત્યાં આવ્યા. તેને ભક્તિરસથી તરંગિત થયેલા તે શેઠે સાથવાનું દાન આપ્યું. પછી ત્યાંથી ચાલી અનુક્રમે ચોથે દિવસે તે સાસરાને ઘેર પહોંચ્યો. તેના સાસરાએ સ્નેહ વિના જ ભોજનાદિકથી તેનો સત્કાર કર્યો, પરંતુ કાંઇક ધનાદિક માગશે એવા ભયથી તેની સાથે આદરથી વાતચીત પણ કરી નહીં. 'જ્યાંસુધી માણસ બીજાની પાસે કાંઇ પણ યાચના કરતો નથી ત્યાંસુધી જ તેના ગુણો અને ગૌરવતા રહે છે-સચવાય છે, પરંતુ જો તે યાચક થઈને લઘુતા પામે છે તો પછી ગુણો કે ગૌરવ રહેતાં નથી.

જ્યાં સુધી ધનની યાચના ન કરી હોય ત્યાંસુધી જ માન વિગેરે મળે છે. અને મને આપો, આપો, એમ કહેવાથી કોઈ કાંઈ આપી દેતું નથી.

જિનદત્ત શ્રેષ્ઠી નિર્ધન થવાથી ભાગ્યહીન થયેલો હતો, તેથી તેના સાસરાએ લક્ષ્મીવાન છતાં પણ કાંઇ ધન આપ્યું નહીં. અહો ! ધનનો વિલાસ કેવો છે ? કહ્યું છે કે—" હે રામ ! ધન ઉપાર્જન કર. આ આખું જગત ધનનું જ સંબંધી છે, નિર્ધનમાં અને મરેલામાં હું કાંઈ પણ અંતર જોતો નથી." પછી તે શ્રેષ્ઠી નિરાશ થઇ પાછો પોતાના ઘર તરફ વળ્યો. માર્ગમાં પ્રથમ આવી હતી તે જ નદી પાસે આવી પહોંચ્યો. તે વખતે તેણે વિચાર કર્યો કે–" મારી પ્રિયાએ મને મોટા મનોરથથી સાસરાને ઘેર મોકલ્યો હતો, તે મને આવી રીતે ધન રહિત પાછો આવેલો જોઇને એકાએક અત્યંત દુ:ખી થશે." એમ ધારી તેણે નદીમાંથી ઉજ્વળ એવા ગોળ પથ્થરના કાંકરા વીણી પોટલી બાંધી. પછી તે પોતાને ઘેર આવ્યો અને તે પોટલી દ્રવ્યની હોય તેમ પોતાની સ્રીને આપી. તે પણ જોઇને હર્ષ પામી. તેણીએ તે પોટલી ઘરમાં મૂકી. પેલા કાંકરાઓ મુનિદાનના પ્રભાવથી રત્નો થઇ ગયા. 'દાનધર્મથી બીજા ન ચિંતવી શકે એવું ફળ પ્રાપ્ત થાય છે.' કહ્યું છે કે–"અત્યંત ઉગ્ર પુણ્ય અને પાપનું ફળ આ ભવમાં જ ત્રણ વર્ષે, ત્રણ માસે, ત્રણ પખવાડીએ અથવા ત્રણ દિવસે જ પ્રાપ્ત થાય છે." અહીં તો પેલી પોટલી છોડી તેમાંથી એક રત્ન લઈ બજારમાં વેચી તેની પ્રિયાએ ચોખા, મગ વિગેરે સામગ્રી મંગાવી તેના વડે ઉત્તમ રસોઇ કરી પતિને જમાડયો. જમીને પતિ સૂઈ ગયો. પછી ઉઠીને તેણે પ્રિયાને કહ્યું કે–"હે પ્રિયા ! આજે તેં આવું ઉત્તમ ભોજન મને ક્યાંથી કરાવ્યું ?" તે બોલી કે–"હે પ્રિય ! મારા પિતાને ઘેરથી આણેલા દ્રવ્યમાંથી એક રત્ન લઇને તેના વડે મેં તમારો સત્કા-

ર કર્યો " તે સાભળી શ્રેષ્ઠી વિસ્મય પામ્યો. પછી પોતે જા ઉઠીને તે પોટલી જોઇ, તો તેમા સર્વ રત્નો જોયા. "અહો! પા દાનનુ ફળ કેવુ અદ્‌ભુત છે?" એમ કહીને તેણે માર્ગનો અ સાસરાનો સર્વ વૃત્તાત પ્રિયાને કહ્યો. તેવામા એક દેવીએ પ્રત્ય થઇને તે રત્નો થવાનુ રહસ્ય કહી બતાવ્યુ. તે સાભળી બુદ્ધિ માન શ્રેષ્ઠી આશ્ચર્ય પામ્યો, અને તે રત્નોથી પૃથ્વી પર અત્યત પ્રસિદ્ધ થયો છેવટ મરણ પામીને તે સ્વર્ગે ગયો ક છે કે— " શીળ વિગેરે ધર્મો પણ સત્પાત્રદાનની પાને આવે છે કેમકે મહારાજાનુ આમત્રણ કરવાથી માડલિક ગ ણતઓ તેની સાથે આવીજ જાય છે" વળી કહ્યુ છે કે "ચદ્રના કિ રણો જેવા ઉજ્જ્વળ હે શીળ! સસાર રૂપી સમુદ્રને તારવામા વહા સમાન હે તપ! અને હે શુદ્ધ ભાવના! તમારા પ્રસાદથી એક જીવનો મોક્ષ થાય છે, પરતુ દાનથી તો દાતાર અને ગ્રહણ કરના બન્નેનો મોક્ષ થાય છે."

આ પ્રમાણે જે વિવેકી મનુષ્યો સર્વદા દાનધર્મમા પોતા ધનનો વ્યય કરે છે તેઓ જિનદત્ત શ્રેષ્ઠીની જેમ આ ભવ અ પરભવમા પણ લક્ષ્મીને પામે છે

આ પ્રમાણે શ્રીતપગચ્છ રૂપી આકાશમા સૂર્ય સમા મહોપાધ્યાય શ્રી ધર્મહસ ગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રી ઈ હસ ગણિએ રચેલી શ્રી ઉપદેશ કલ્પવલ્લી નામની ટીકાને વિ બીજી શાખામા દાનધર્મના વર્ણન રૂપ અગ્યારમો પલ્લવ સમ પ્ત થયો



## પલ્લવ ૧૨ મો.

ઉદયાચળ પર્વતના મસ્તક ઉપર રહેલા મુગટની જેવા અ દિવસના પ્રારભમાં ઉગેલા સૂર્યની કાતિ જેવા રક્ત વર્ણવાળ હોવાથી જાણે મુક્તિ રૂપી સ્રીને વરવાનો મતિમાન અ

જ હોય એવા **શ્રીવાસુપૂજ્ય** નામના બારમા તીર્થંકર જયવંત વર્તો.

હવે દાનધર્મ કહ્યા પછી બારમું શીળધર્મ નામનું દ્વાર કહે છે.—

## સીલં

સુવર્ણના આભરણની જેમ શીળ બ્રહ્મચારીના સર્વ અંગને શોભાવે છે. કહ્યું છે કે—" શાસ્ત્રનું શ્રવણ કરવાથી કર્ણ શોભે છે, પણ સુવર્ણના અલંકારથી શોભતો નથી. દાન દેવાથી હાથ શોભે છે, પણ કંકણુથી શોભતો નથી. ધર્મના તત્ત્વ વિચારવાથી-ધારણ કરવાથી હૃદય શોભે છે, પણ મોતીની માળાથી શોભતું નથી. તે જ રીતે શીળવડે સર્વ અંગ શોભે છે, પણ આભૂષણો વડે શોભતું નથી. " વળી કહ્યું છે કે-" ઐશ્વર્યનું ભૂષણ સજ્જનતા છે, શૂરતાનું ભૂષણ પરિમિત ભાષણ છે, જ્ઞાનનું ભૂષણ ઉપશમ છે, શ્રુત ( શાસ્ત્રાભ્યાસ) નું ભૂષણ વિનય છે, ધનનું ભૂષણ પાત્રદાન છે, તપનું ભૂષણ અક્રોધ ( શાંતિ ) છે, શક્તિવાળાનું ભૂષણ ક્ષમા છે, ધર્મનું ભૂષણ અદભપણું (સરલતા) છે, પરંતુ સર્વ જનોના સર્વ ગુણોને શોભાવનાર એવું શીળ ઉત્તમમાં ઉત્તમ ભૂષણ છે. " જેને શીળના પ્રભાવથી શૂળી પણ સુવર્ણના સિંહાસનરૂપ થઇ, તે દેવસમૂહોએ વાંદેલા **શ્રીસુદર્શન** શેઠને હું વંદના કરૂં છુ. શીળ એ સર્વ અન્ય ગુણસમૂહરૂપી મહેલનું શિખર છે, તેથી હે પ્રાણીઓ ! સર્વ ભૂષણોને વિષે અગ્રેસર એવા એક શીળને જ પોતાના અંગમાં ધારણ કરો. 'દ્રવ્યધર્મ અને ભાવધર્મમાં શું વિશેષ છે ? ' એમ શિષ્યે પ્રશ્ન કર્યો, તેના ઉત્તરમાં ગુરુ કહે છે કે—" હે શિષ્ય સિદ્ધાંતના વચનથી સિદ્ધ થયેલા તે વિશેષને તું સાંભળ.—

જે કોટિ સુવર્ણનું દાન કરે, અથવા સુવર્ણમય જિનચૈત્ય કરાવે, તેને પણ બ્રહ્મવ્રત પાળવાથી જેટલું પુણ્ય થાય છે તેટલું થતું નથી. જેમ સર્વ વર્ણો ( અક્ષરો ) માં ઓંકાર શોભે છે, સર્વ

પર્વતોમાં મેરૂ શોભે છે અને સર્વ દેવોમાં ઇંદ્ર શોભે છે તેમ સર્વ વ્રતોમાં શીળવ્રત શોભે છે."

હે ભવ્ય પ્રાણીઓ ! રામ અને સીતાની આગળ કહ્યા પ્રમાણેની ઉક્તિ તથા પ્રત્યુક્તિને હૃદયમાં સ્થાપન કરી તમે શીળવ્રત પાલન કરવામાં આદરવાળા થાઓ. લોકના અપવાદથી ભય પામેલી સીતાએ પોતાનુ શરીર અગ્નિમાં આહુતિ રૂપ કર્યું ત્યારે અગ્નિ જળની જેવો શીતળ થઇ ગયો, તે શીળનોજ મહિમા બતાવે છે. તે વખતે સીતા બોલી હતી કે– " હે અગ્નિ ! પુણ્યરૂપી અમૃત વડે પૂર્ણ થયેલા મારા મન, વચન અને કાયાને વિષે જો રામચંદ્ર વિના બીજા કોઇ પણ પુરૂષનો પ્રવેશ થયો હોય તો આ મારા શરીરને તું બાળી નાંખજે. કારણ કે જગતમાં કરાતા કૃત્ય અને અકૃત્યનો સાક્ષી તું જ છે. હે શ્રી રામદેવ ! પવિત્ર ગુણોના સમૂહથી ભરેલા તમારા હૃદયમાં જો કે હું રહેલી નથી, પરંતુ હે પ્રભુ ! વિયોગ રૂપી દાવાનળથી બળતા મારા ચિત્તમાં તો તમે વસ્યા છો, તેથીજ તમે કૃતજ્ઞ છો હે પૃથ્વીપર અદ્વિતીય વીર ! 'મેં કારણ વિના આ સીતાની અવગણના કેમ કરી ?' એમ ધારીને તમે ખેદ પામશો નહીં કારણ કે મારા કાંઇક (અશુભ) દૈવે-કર્મેજ મને અગ્નિમાં નાંખી છે. પણ હૃદયમાં રહેલા તમે તો મને તે અગ્નિથી તારી છે. (બચાવી છે.)

રામને વનવાસ મોકલવાનું ઠરાવ્યા પછી કૈકેયી મનમાં ખેદ કરતી હતી, તેને રામે વનવાસ જતાં જતાં કહ્યું કે—"હે માતા ! તમે મારા પિતાને સત્યવાદી જનોમાં અગ્રેસર બનાવ્યા છે, મને સત્પુત્ર કર્યો છે, લક્ષ્મણની કાકુસ્થના વંશને ઉચિત ગુરૂજનની સેવા પ્રગટ કરી છે, સીતા પતિપરાયણ–પતિવ્રતા છે એ પ્રગટ કર્યું છે, તથા મારી પિતાને વિષે ભક્તિ પણ પ્રગટ કરી છે. ખરેખર માતા તો તેજ કહેવાય કે જે કીર્તિને ઉત્પન્ન કરનારી

હોય. તે સિવાયની બીજી માતાઓ તો નામનીજ માતાઓ છે. પછી સીતાએ વનવાસ જતાં કૈકેયીને પ્રણામ કર્યા; તે વખતે તેણે તેને આ પ્રમાણે આશીર્વાદ આપ્યો—" હે વત્સે ! તું અવિધવા થા, પુત્રવાળી થા. પતિને હિતકારક થા. પતિને વહાલી થા, અતિ તીવ્ર સતીવ્રતને ધારણ કરનારી થા અને નિરંતર પતિના ધર્મકાર્યમાં સહાયકારક થા." સીતાની શોધ કરવા લંકામાં ગયેલા **હનુમાને** સીતાની સન્મુખ જઇ તેને રામના નામની મુદ્રિકા (વીંટી) આપી. તે વખતે તે સતીએ તેને (વીંટીને) પૂછયુ કે—"હે મુદ્રિકા ! લક્ષ્મણ સહિત શ્રીરામચંદ્ર કુશળ છે ? " ત્યારે હનુમાને કહ્યું કે—"હે સ્વામિની ! તેઓ કુશળ છે. તેની ચિંતાએ કરીને તમે તમારૂં ચિત્ત દુઃખી ન કરો. હે દેવી ! મિથિલા નગરીના રાજાની પુત્રી ! આ મુદ્રિકાને હમણાં તમે બીજા નામથી બોલાવો. ( એટલે કે મુદ્રિકાના નામે ન બોલાવો. ) કારણ કે તમારા વિરહે રામની પાસે આ મુદ્રિકાને કંકણનું સ્થાન મળ્યું છે.[૧] "

શીળ નરકરૂપી નગરના દરવાજાના બે બારણાં જેવું છે; અર્થાત્ નરકગમનને રોકનાર છે, શીળ ઉત્તમ દ્રવ્ય છે, અને શીળ સૌભાગ્યનું કારણ છે. **સુભદ્રા, સુનંદા** અને **અંજના-સુંદરી** વિગેરે નારીઓ તથા **સુદર્શન** વિગેરે પુરુષો શીળથીજ શોભતા હતા. જિનમતની પ્રભાવના કરનારા ઘણા મનુષ્યો શાસ્ત્રમાં સંભળાય છે; તેમાંથી એક સુભદ્રાની કથા સંક્ષેપથી અહીં કહીએ છીએ.

---

૧ એટલે કે તમારા વિરહથી રામનું શરીર એટલું બધું કૃશ થઇ ગયુ છે કે, જેથી આ મુદ્રિકા કંકણની જેમ હાથમાં પહેરાય તેવું છે, માટે તેને મુદ્રિકાને નામે નહીં બોલાવતાં કંકણના નામથી બોલાવો. એ હનુમાનના વચનનું રહસ્ય છે.

## સુભદ્રાની કથા.

આ ભરતક્ષેત્રમાં **શ્રીવસંતપુર** નામનું નગર છે. તે સમુદ્રની જેમ વહાણુની જેવા ફરકતી ધ્વજાઓવાળા મંદિરોએ કરીને મનોહર છે. તે નગરમાં આકાશમાં સૂર્યની જેમ શત્રુરૂપી નક્ષત્રોના તેજને જીતનાર અને અન્યાયરૂપી અંધકારના સમૂહનો નાશ કરનાર **જિતશત્રુ** નામે રાજા હતો. તે નગરમા સમૃદ્ધિવાળા જનોમા શિરોમણિ **જિનદત્ત** નામનો શ્રાવક રહેતો હતો. તેને જૈનધર્મમા આસક્ત ચિત્તવાળી **ધર્મદત્તા** નામની પત્ની હતી. તેઓને **સુભદ્રા** નામની પુત્રી થઇ હતી. તે ધર્મક્રિયામાં ઉદ્યમવાળી, અપ્સરાના રૂપને પણ જીતનારી અને લાવણ્ય રૂપી અમૃતની વાવ સમાન હતી. તેના પિતા તેને શ્રાવક વિના બીજા ધર્મીની સાથે પરણાવવા ઇચ્છતા ન હોતા.

એકદા **ચંપા** નગરીથી **બુદ્ધદાસ** નામનો એક વણિકપુત્ર વેપાર કરવા માટે તે નગરમાં આવ્યો. તે પોતાની દુકાને બેઠો હતો, તેવામાં જિનેશ્વરની પૂજા કરવા ચૈત્યમાં જતી તે કુમારીને તેણે જોઇ, એટલે તે તેના રૂપ ઉપર મોહિત થયો. 'જુઓ, ઇંદ્રિયોની ચપળતા કેવી છે ? આ પાંચે ઇંદ્રિયોના વિષયો યોગીઓને પણ દુર્જય છે. કહ્યું છે કે — " થોડા દિવસ રહેનારી અને મદને કરનારી યુવાવસ્થામાં દુષ્ટ આત્માવાળા પ્રાણીઓ એવો અપરાધ કરે છે કે જેથી તેનો આખો જન્મ નિષ્ફળ થઇ જાય છે. " તે કન્યાને પરણવાના હેતુથી બુદ્ધદાસ કપટથી શ્રાવક બની હમેશાં સાધુ પાસે ધર્મ સાંભળવા જવા લાગ્યો અને થોડા દિવસમાંજ તેણે જૈનધર્મનાં તત્ત્વો જાણી લીધાં. તે વણિકપુત્રને તત્ત્વજ્ઞાની જાણી જિનદત્તે પોતાની પુત્રી આપી. તેમના પાણિગ્રહણના ઉત્સવમાં તેણે તેમને ઘણું દાન પણ આપ્યું. ત્યારપછી તે બુદ્ધદાસ કેટલોક કાળ ત્યાં રહી ધન ઉપાર્જન કરી તે કન્યાને લઈ પોતાની

ચંપાપુરીએ ગયો. 'જેમ ચિંતામણિ ચિંતવ્યા કરતાં પણ વધારે ઈષ્ટ વસ્તુને આપનાર હોય છે, તેમ વેપાર પણ વણિકોને મોટા લાભ આપનાર થાય છે.' અષ્ટમીના ચંદ્ર જેવા લલાટવાળી તે સુભદ્રા જૈનધર્મને પાળતી હતી, તેથી બૌદ્ધધર્મને માનનારી તેની નણંદ વિગેરે તેની નિરંતર નિંદા કરવા લાગ્યા અને છેવટે ધર્મની વિરૂદ્ધતાને લીધે તેને જૂદા ઘરમાં રાખી. કારણ કે 'ઉંદર અને બિલાડીની જેમ ચિત્તની ભિન્નતામાં સુખ ક્યાંથી હોય ?'

સુભદ્રાને ઘેર સાધુઓ તથા સાધ્વીઓ વહોરવા આવતા હતા, તેમને જોઇ ધર્મની ભિન્નતાને લીધે તેના સાસરીઆ તેના પર દ્વેષ કરવા લાગ્યા. એકદા બુદ્ધદાસની માતાએ પુત્રને કહ્યું કે-"આ તારી સ્ત્રી સાધુ ઉપર રાગવાળી થઇ છે." તે સાંભળી ધર્મના દ્વેષને વિચાર કરી તેણે તે વાત સત્ય માની નહીં. એકદા કોઈ જિનકલ્પી મુનિ તેને ઘેર વહોરવા આવ્યાં. તેના નેત્રમાં તૃણ પડયું હતું, તેને તે મુનિએ નિસ્પૃહતાને લીધે કાઢી નાંખ્યું નહોતું, તેથી બોરડીના કાંટાવડે કેળને થાય તેમ મુનિના નેત્રમાં અત્યંત પીડા થતી હતી. તે જોઇ મુનિને દાન દેતાં સુભદ્રાએ જિહ્વાવડે તે તૃણ કાઢી લીધું. તે વખતે તેના કપાળમાં કરેલું તિલક મુનિના કપાળમાં લાગી ગયું, તેની સુભદ્રાને ખબર પડી નહીં, અને મુનિ એમને એમ તેના ઘરમાંથી બહાર નીકળ્યા. તેના કપાળમાં તિલક જોઈ તત્કાળ બુદ્ધદાસની બહેન વિગેરેએ સુભદ્રાના પતિને સાક્ષાત દેખાડયું. તે જોઈ ભ્રાંતિ પામી તેણે મનમાં વિચાર્યું કે-"મારી સ્ત્રી તત્ત્વજ્ઞાની હોવાથી સ્વપ્નમાં પણ તેની અયોગ્ય વર્તણુક સંભવતી નથી, પરંતુ વિષયો અતિ વિષમ છે, તેથી તે શું શું અકાર્ય ન કરાવે ?" આમ વિચારવાથી સુભદ્રાને વિષે જે દીર્ઘ સ્નેહતંતુ હતો તે તુટી ગયો. કારણકે સ્નેહરૂપી વૃક્ષ ગુણરૂપી જળથી સિંચન કરાયો હોય તો જ વૃદ્ધિ પામે છે. કહ્યું છે કે-"પોતાનો મિત્ર, પોતાનો ભાઇ, પોતાનો પિતા, પોતાનો પિતા-

મહ કે પોતાનો પુત્ર પણ જો કુશીળ હોય તો તે લોકોને વલ્લભ થતો નથી. " આ વૃત્તાંત સુભદ્રાએ કોઇ પણ કારણથી જાણ્યો, તેથી જૈનધર્મની નિંદાનો નાશ કરવા માટે તેણે કાયોત્સર્ગ કર્યો. તે વખતે તેના નિર્મળ અને અનુપમ શીળના પ્રભાવ રૂપી પવનથી પ્રેરાયેલ ધ્વજાની જેમ શાસનદેવીનું આસન કંપ્યું. તેથી રાત્રિને સમયે શાસનદેવીએ આવી તેને કહ્યું કે—" હે ભદ્રે ! તે મારૂં સ્મરણ શા માટે કર્યું છે ? " તે બોલી કે— " હે માતા ! મારા અપવાદનુ હરણ કરી જિનેશ્વરના મતનો ઉદ્યોત કરો. " ત્યારે દેવીએ કહ્યું કે—" હુ પ્રાતઃકાળે નગરીના સર્વ દ્વાર બંધ કરીને આકાશમા અદશ્ય રહી લોકોને કહીશ કે 'કોઇ મન, વચન અને કાયાએ કરીને શુદ્ધ શીળવ્રતને પાળનારી સ્રી ચાળણીમાં જળ રાખી તે જળ દરવાજાને છાંટે તો નગરીના દરવાજા ઉઘડે.' આવું કાર્ય તારાથી બનશે, તેથી હે ભદ્રે ! તારૂં કલંક જશે ને યશ થશે." એમ કહી દેવી અદશ્ય થઈ,અને સુભદ્રા મનમાં આનંદ પામી. પછી પ્રાતઃકાળે નગરીના દરવાજા બંધ જોઈ તેને ઘણા પ્રયાસથી ઉઘાડવા માંડ્યા, તો પણ તે ;ઉઘડ્યા નહીં; ત્યારે સમગ્ર પુરજનો કેદીજનોની જેમ આકુળ વ્યાકુળ થઈ ગયા અને દેવોની પ્રાર્થના કરવા લાગ્યા. તે વખતે આકાશમાં વાણી થઇ કે– "કોઇ સતી સ્રી ચાળણીમાં, પાણી લઈ દરવાજાને તે પાણી છાંટશે તો દરવાજા ઉઘડશે. " તે સાંભળી કેટલીક સ્રીઓ પોતાના સતીપણાની પ્રસિદ્ધિ પ્રાપ્ત કરવા માટે ચાળણીમાં જળ નાંખવા લાગી, પરંતુ તે જળ પોતાના યશની જેમ તેમાંથી નીકળી જવા લાગ્યું. ત્યારપછી સુભદ્રા તે કાર્ય કરવા તૈયાર થઈ; તેને તેની સાસુ વિગેરેએ ઈર્ષ્યાથી કહ્યું કે " તારૂં સતીપણું અમે પહેલેથી જ જાણ્યું છે, હવે લોકના હાથે ચડવું રહેવા દે, અને છાની માની ઘેર બેસી રહે." આ પ્રમાણે તેઓએ નિષેધ કર્યા છતાં પણ તે સતી સ્નાન કરી,ગંગાજળ જેવા ઉજ્વળ

શુદ્ધ થસો પહેરી, ચાળણીને કાચા સુતરના તાંતણા વડે બાંધીને ચાલી. પછી તે ચાળણી વડે કુવામાંથી પાણી ખેંચી પુરીના મુખ્ય દરવાજાને ત્રણ અંજલી છાંટી એટલે તે દરવાજો ઉઘડી ગયો. એ રીતે તેણે ત્રણ દરવાજા ઉઘાડયા અને પોતાના કર્મરૂપી કમાડ તેણે તોડયાં. બીજી કોઇ સતી હોય તો તેની પરીક્ષાને માટે તેણે ચોથો દરવાજો ઉઘાડયો નહીં. તે ચંપા નગરીનો ચોથો દરવાજો હજુ સુધી કોઇએ ઉઘાડયો નથી, બંધજ છે. આ પ્રમાણે સુભદ્રાએ લોકમાં જિનશાસનની પ્રભાવના કરી. અહો! શીળનું માહાત્મ્ય સમગ્ર જગતમાં ઉત્તમ છે. તે સુભદ્રાએ રાજાને, બીજા લોકોને, પોતાના સાસરીયાને અને નગરીના જનોને બોધ પમાડી જૈનધર્મી કર્યા. 'શુભ કર્મમાં ઉદ્યમવાળી, સર્વ સતીઓમાં શિરોમણિ અને ગુણસમૂહની લતા રૂપ સુભદ્રાનું કલ્યાણ થાઓ.' કહ્યું છે કે— "જેણે ચાળણીના જળવડે ચંપાના દરવાજા ઉઘાડયા, તે સુભદ્રાનું ચરિત્ર કોના ચિત્તાનું હરણ ન કરે ?" જેણે જિનશાસનની પ્રભાવના કરી તેજ ચંદ્રિકા જેવી ઉજ્વળ અને હસ્તીના જેવી ગતિવાળી સુભદ્રા સર્વ સતીઓમાં પ્રશંસા કરવા લાયક છે.

આ પ્રમાણે અસુર, સુર અને મનુષ્યોના સમૂહને પ્રથમ ઉત્પન્ન થયેલા આશ્ચર્યના સમૂહને નિષ્ફળ કરવામાં કુશળ એવું આ સુભદ્રાનું ચરિત્ર સાંભળીને હે બુદ્ધિમાન જનો ! તમે સમગ્ર ગુણરૂપી મણિઓને ઉત્પન્ન કરવામાં રોહણાચળ પર્વત સમાન શીળને હમેશાં નિર્મળ ચિત્તમાં ધારણ કરો.

આ પ્રમાણે શ્રી તપગચ્છ રૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રી ધર્મહંસ ગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રી ઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રી ઉપદેશકલ્પવલ્લી નામની ટીકાને વિષે બીજી શાખામાં શીળ નામના સર્વોત્તમ ગુણના વિષય ઉપર સુભદ્રાના વર્ણન નામનો બારમો પલ્લવ સમાપ્ત થયો.



## પલ્લવ ૧૩ મો.

**શ્રી કૃતવર્મ** રાજાના કુળ રૂપી કમળને વિકસ્વર કરવામાં સૂર્ય સમાન **શ્રી વિમલ** સ્વામીને નમસ્કાર કરવાથી ભવ્ય પ્રાણી નિર્મળ આત્માવાળા થાય છે.

શીળનુ દ્વાર કહ્યા પછી હવે તપરૂપી તેરમુ દ્વાર કહે છે—

### तवो अ

તપ તે છઠ્ઠ, અઠ્ઠમ વિગેરે જાણવાં. તે ભવ્ય જીવોએ વિધિ પ્રમાણે કરવો. સર્વે સિદ્ધિઓ તપવડે જ પ્રાપ્ત થાય છે, કર્મનો ક્ષય તપ વડેજ થાય છે, અને કષ્ટસાધ્ય કાર્યો પણ ક્ષણવારમાં તપથીજ સિદ્ધ થાય છે. ચક્રવર્તી અઠ્ઠમ તપ કરીને દેવ સહિત પ્રભાસાદિક તીર્થોને સાધે છે, તે સર્વ તપનુંજ બળ છે. તે તપ બાહ્ય અને અભ્યંતર એમ બે પ્રકારનો જાણવો. તે દરેકના છ છ ભેદો તત્ત્વજ્ઞાનીઓએ કહેલા છે.— અનશન ૧, ઉનોદરી ૨, વૃત્તિનો સંક્ષેપ ૩, રસનો ત્યાગ ૪, કાયાને કલેશ ૫ અને સંલીનતા ૬ આ છ પ્રકારે બાહ્ય તપ છે. પ્રાયશ્ચિત્ત ૧, વૈયાવૃત્ય ૨, સ્વાધ્યાય ૩, વિનય ૪, કાયોત્સર્ગ ૫ અને શુભ ધ્યાન ૬ એ છ પ્રકારે અભ્યંતર તપ છે. તે વિષે સિદ્ધાંતમાં પણ આ પ્રમાણે કહ્યું છે — "મુનિઓને જે સંભિન્નશ્રોત વિગેરે લબ્ધિઓ પ્રાપ્ત થાય છે, તે તપથી જ થાય છે, તેથી કરીને હર્ષથી તપ કરવો. કહ્યું છે કે—"નિરંતર છઠ્ઠ તપ કરતા અક્ષીણ મહાનસ નામની લબ્ધિને પામેલા પહેલા ગણધર **શ્રી ગૌતમ** સ્વામી જયવંત વર્તો. તપના વિશેષ માહાત્મ્ય ઉપર **નંદનમુનિનુ** દષ્ટાંત છે. તેણે આરાધના રૂપ તપ કર્યો હતો. તે દષ્ટાંત શાસ્ત્રને આધારે અહીં લખીએ છીએ.

## નંદનમુનિની કથા. . . . . .

શ્રીમહાવીર જિનેંદ્રને હું વંદન કરૂં છું કે જેમણે નંદનમુનિના ભવમાં ચારિત્ર ગ્રહણ કરી સર્વે અતિચારોની શુદ્ધિ કરી આરાધના કરી હતી, તે આરાધનાને હું કહું છું.—આ ભરત ક્ષેત્રમાં છત્રા નામની નગરી છે. તેમાં જિતશત્રુ નામે રાજા રાજ્ય કરતો હતો. સ્વર્ગથી ચવેલો કોઇ જીવ ભદ્રા નામની તેની રાણીની કુક્ષિરૂપી સરોવરમાં હંસ સમાન પુત્રપણે ઉત્પન્ન થયો હતો. તેનું નામ નંદન પાડયું હતું. તેને રાજ્ય ઉપર સ્થાપન કરીને વિરક્ત ચિત્તવાળા જિતશત્રુ રાજાએ પાપરૂપી રોગનો નાશ કરવામાં રસાયણરૂપ ચારિત્ર અંગીકાર કર્યું. પછી સુખની લક્ષ્મીએ કરીને ચંદ્રનો પરાભવ કરનાર અને ચંદનની જેવા શીતળ વચનને બોલનાર નંદન રાજા પ્રજાનું પાલન કરવા લાગ્યો. ચોવીશ લાખ વર્ષ રાજ્ય કર્યા પછી સંયમની ઇચ્છા થવાથી તેણે પોટ્ટિલ નામના સૂરિ પાસે ચારિત્ર ગ્રહણ કર્યું. તે નંદન રાજર્ષિ સમગ્ર સદ્‌ગુણોનું નિવાસસ્થાન હતા, નિરંતર માસ માસના ઉપવાસ કરતા હતા અને ગુરૂની સાથે ગામ, આકર અને નગર વિગેરે સ્થાનોમાં વિહાર કરતા હતા. તે બે પ્રકારના અશુભ [1]ધ્યાન અને બે પ્રકારના[2] બંધથી રહિતહતા,[3]ત્રણ દંડ, ત્રણ [4]શલ્ય અને ત્રણ [5]ગૌરવનો તેણે ત્યાગ કર્યો હતો, ચાર કષાય, ચાર વિકથા અને ચાર [6] સંજ્ઞાથી તે રહિત હતા, ચાર પ્રકારના ઉપસર્ગોને સહન કરતા હતા, ચાર પ્રકારના ધર્મમાં અત્યંત દઢ હતા, પાંચ મહાવ્રતો વડે યુક્ત હતા, પાંચ પ્રકારનો [7] આચાર પાળવામાં સમર્થ હતા, પાંચ પ્રકારનો [8] સ્વા-

---

૧ આર્ત તથા રૌદ્ર. ૨ મિથ્યાત્વ ને અવિરતિ. ૩ મન, વચન અને કાયાના દંડ ૪ માયાશલ્ય, નિયાણશલ્ય, મિથ્યાત્વશલ્ય. ૫ સાતા, રસ અને ઋદ્ધિ ગારવ. ૬ આહાર, ભય, મૈથુન અને પરિગ્રહ. ૭ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય. ૮ વાંચના, પ્રચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા, ધર્મકથા

ધ્યાય કરવામાં આસક્ત હતા, પાંચ ઇંદ્રિયોને દમન કરવામાં સત્ત્વવાળા હતા, પાંચ સમિતિવડે યુક્ત હતા. છ જીવનિકાયનું પાલન કરવામાં નિપુણ હતા, સાત ભયના સ્થાનોથી રહિત હતા, આઠ મદના સ્થાનોને દળી નાખનાર હતા. નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિથી ગુપ્ત હતા, ક્ષાંતિ વિગેરે દશ પ્રકારના યતિધર્મમાં સમ્યક્ પ્રકારે આસક્ત હતા, અગ્યાર અંગને ધારણ કરનાર હતા, બાર પ્રકારના ઉગ્ર તપને કરતા હતા. સાધુની બાર પ્રતિમાને ધારણ કરતા હતા, તથા બાવીશ પરીસહો રૂપી ઉગ્ર સૈન્યને જીતવામાં મહા યોદ્ધા સમાન હતા. તે નિઃસ્પૃહી નંદન મુનિએ એક લાખ વર્ષ સુધી માસખમણરૂપ ઉગ્ર તપ કર્યો.

(અહીં તેમણે કેટલા માસખમણ કર્યા તે સંબંધી ગાથા છે તેનો અર્થ યથાર્થ સમજાણો ન હોવાથી લખ્યો નથી.)

અરિહંતની ભક્તિ વિગેરે વીશ સ્થાનકોની આરાધના કરી અને મહા તપવડે શરીરનું શોષણ કરી તે મુનિએ તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું. મૂળથીજ અતિચાર રહિત ચારિત્રનું પાલન કરી તે મુનિએ આયુષ્યને છેડે આ પ્રમાણે આરાધના કરી.—શ્રીજિનેશ્વરે કાળ, વિનય વિગેરે જે જ્ઞાનાચાર કહેલો છે, તેમાં મને કાંઇ પણ અતિચાર દોષ લાગ્યો હોય તેને હું ત્રિવિધે ( મન, વચન અને કાયા વડે ) નિંદું છું. સમકિતના ( દર્શનાચારના ) નિઃશંકિત વિગેરે જે આઠ આચારો કહેલા છે, તેમાં મને જે અતિચાર લાગ્યો હોય તેને હું ત્રિવિધે નિંદું છું. લોભથી કે મોહથી સૂક્ષ્મ કે બાદર જીવોની જે મેં હિંસા કરી હોય તે પાપની હું ત્રણ પ્રકારે ગર્હા (નિંદા) કરૂં છું. ક્રોધથી, લોભથી, હાસ્યથી કે ભયથી જે કાંઇ મેં મિથ્યા ભાષણ કર્યું હોય તે પાપને હું વોસરાવું ( તજું ) છું. થોડું અથવા ઘણું બીજાનું અદત્ત દ્રવ્ય મેં રાગથી કે દ્વેષથી ગ્રહણ કર્યું હોય તે પાપને હું ત્રિવિધે મિથ્યા કરૂં છું. મેં પૂર્વે તિર્યંચ, મનુષ્ય અને દેવ સંબંધી મૈથુનને

મને, વચને કે કાયાએ કરીને મેળવ્યું હોય તેનો હું ત્રિવિધે ત્યાગ કરૂં છું. મેં લોભથી ધન, ધાન્ય અને ક્ષેત્ર વિગેરેનો જે પરિગ્રહ ગ્રહણ કર્યો હોય. તે સર્વને સંવેગ પામેલો હું ત્રિવિધે વોસિરાવું છું. સ્ત્રી, મિત્ર, બંધુવર્ગ, ધન. ઘર અથવા બીજા કોઇને વિષે પણ મે જે કાંઇ મમતા કરી હોય તે સર્વને હું સર્વદા તજું છું. મેં રસના ઇંદ્રિયને વશ થઇને મોહથી રાત્રિ સમયે જે કાંઇ ચાર પ્રકારનો આહાર કર્યો હોય તેને હું ત્રિવિધે નિંદું છું. ક્રોધ, ગર્વ (માન), માયા, લોભ, રાગ, દ્વેષ, કલિ (કલહે), પૈશૂન્ય, (ચાડી), પરાપવાદ, અભ્યાખ્યાન (કલંક) કે બીજું જે કાંઇ ચારિત્રાચાર (પાપસ્થાન સેવન) સંબંધી દુષ્ટ આચરણ આચર્યું હોય તે સર્વની હું ગર્હા કરૂં છું. બાર પ્રકારના તપને વિષે મે જે કાંઇ અતિચાર લગાડયો હોય તે સર્વની હું આલોચના કરૂ છું. ધર્મક્રિયાને વિષે મે કાંઇ પણ આત્મવીર્ય ગોપવ્યું હોય તે વીર્યાચારના અતિચારને હું ત્રણ પ્રકારે પડિક્કમું છું–તજું છું. મેં જે કોઇ પ્રાણીને હણ્યો હોય, જેનું કાંઇ પણ મેં હરી લીધું હોય, તથા કોઇનો કાંઇ પણ અપકાર કર્યો હોય તે સર્વ પ્રાણી મને ક્ષમા આપજો. ત્રણ જગતમાં જે કોઇ મારા સ્વજન કે અન્યજન હોય, મિત્ર કે અમિત્ર હોય તે સર્વ મને ક્ષમા આપજો. સર્વને વિષે મારો સમભાવ છે. મનુષ્ય જાતિમાં ઉત્પન્ન થઇને મેં જે મનુષ્યોને દુઃખ આપ્યુ હોય, તિર્યંચ જાતીમાં ઉત્પન્ન થઇને મેં જે તિર્યંચોને દુઃખ આપ્યું હોય, નારકીમાં ઉત્પન્ન થઇને જે નારકીને દુઃખી કર્યા હોય, અને દેવમાં ઉત્પન્ન થઇને જે દેવોને દુઃખી કર્યા હોય, તે સર્વે મારો અપરાધ ક્ષમા કરજો. હું પણ તેઓને ખમાવું છું. મારે સર્વ ઉપર મૈત્રી ભાવ છે. કોઇની સાથે મારે વૈરભાવ નથી. જીવિત, યૌવન, લક્ષ્મી, રૂપ અને પ્રિયજનનો સમાગમ તે સર્વ વાયુએ ઉછાળેલા સમુદ્રના તરંગોની જેવાં ચપળ અસ્થિર છે. આ સંસારમાં દુઃખી જીવોને ધર્મ

વિના બીજું કોઇ પણ શરણ નથી, તેથી સર્વે જીવો કે જેઓ કોઇ વખત સ્વજન અને કોઇ વખત પરજન થાય છે, તેઓને વિષે કોણ પ્રતિબંધ ( રાગ દ્વેષનો પરિણામ ) કરે ? આ સંસારમાં જીવ એકલોજ ઉત્પન્ન થાય છે, એકલોજ મરણ પામે છે, એકલોજ સુખને અનુભવે છે, અને એકલોજ શરણ રહિત દુઃખને પણ અનુભવે છે, આ શરીર અન્ય છે. ધનાદિક અન્ય છે, બંધુઓ અન્ય છે, જીવ અન્ય છે, એવું જાણ્યાં છતાં બાળ--મૂર્ખ તેમાં મુંઝાય છે; પંડિત પુરૂષ તેમાં મુંઝાતા નથી. આ દેહ રૂધિર, વસા, માંસ, અસ્થિ, મૂત્ર અને વિષ્ઠાથી ભરપૂર હોવાથી અસાર છે, તેના ઉપર કોણ નિપુણ માણસ મછો કરે, ? લાલન પાલન કર્યા છતાં પણ આ શરીર ભાડાના ઘરની જેમ જ્યારે ત્યારે પણ મૂકવાનું જ છે,માટે ધીર પુરૂષે એવી રીતે મરવું જોઇએ કે ફરીથી મરવું જ ન પડે. અરિહંત, સિદ્ધ, સાધુ અને જિનધર્મનું હું શરણ કરૂં છું. જિનધર્મ (જિનવાણી) મારી માતા છે, ગુરૂ મારા પિતા તુલ્ય છે,સાધુઓ સહોદર (ભાઇઓ) છે, અને સાધર્મિકો સ્વજન તુલ્ય છે, આ સર્વ મારૂં ખરૂં કુટુંબ છે; બીજું સાંસારિક કુટુંબ તો પાસલા સમાન છે. શ્રીઋષભાદિક જિનેશ્વરોને તથા પાંચ ભરત, પાંચ ઐરવત અને પાંચ મહાવિદેહક્ષેત્રના સર્વ જિનેશ્વરોને હું પ્રણામ કરૂં છું. તીર્થંકરને એક પણ નમસ્કાર કર્યો હોય તો તે સંસારનો ભેદ ( નાશ ) કરનાર થાય છે. ધ્યાન રૂપી અગ્નિ વડે કર્મમળને બાળી નાંખનાર સિદ્ધ ભગવાનને હું નમસ્કાર કરૂં છું. પાંચ પ્રકારના આચારને ધારણ કરનારા આચાર્યને હું પ્રણામ કરૂં છું. સૂત્રને ભણાવનાર ઉપાધ્યાયને હું પ્રણામ કરૂં છું. તથા શીળવડે શોભતા સાધુઓને હું પ્રણામ કરૂં છું. સાવદ્ય વ્યાપારને અને બાહ્ય તથા અભ્યંતર ઉપાધિને હું તજું છું. આ પ્રમાણે દુષ્કૃતની ગર્હા, સર્વ જીવોની ખામણા, ચાર શરણ, શુભ ભાવના, નમસ્કારનુ સ્મરણ અને

અનશનને હું અંગીકાર કરું છું. સંવેગને પામેલો હું જાવજ્જીવ પર્યંત ચાર પ્રકારના આહારનો ત્યાગ કરું છું, અને છેલ્લા શ્વાસોશ્વાસે શુભધ્યાનમાં રહીને મારા દેહને પણ હું વોસિરાવું છું. પહેલું મંગળ અરિહંત છે, બીજું મંગળ સિદ્ધ ભગવાન છે, ત્રીજું મંગળ સાધુઓ છે, અને ચોથું મંગળ જિનધર્મ છે. આ પ્રમાણે જે પ્રાણી શાંત ચિત્તે નંદન મુનિની કરેલી ભવ-વિરાધના ( આરાધના ) ને અનુસરે છે તે એક છત્રવાળું પ્રભુ-પણું (ચક્રવર્તીપણું ) અને દેવેંદ્રપણું પ્રાપ્ત કરે છે.

આ પ્રમાણે શ્રીમહાવીર સ્વામીએ નંદન રાજર્ષિના ભવમાં કરેલું દુસ્તપ-માસોપવાસનું તપ કે જે સમગ્ર દુઃસાધ્ય કાર્યને સાધવામાં સમર્થ છે, તેને સાંભળીને હે ભવ્ય પ્રાણીઓ! તમે પણ એ તપ નિરંતર કરો.

આ પ્રમાણે શ્રીતપગચ્છ રૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રીઇંદ્રહંસગણિએ રચેલી શ્રીઉપદેશ કલ્પવલ્લી નામની ટીકાને વિષે બીજી શાખામાં તપના વિષય ઉપર નંદન મુનિના વર્ણન નામનો તેરમો પલ્લવ સમાપ્ત થયો.



## પલ્લવ ૧૪ મો.

દેવોએ પૂજેલા અને ત્રણ જગતના નાયક **શ્રીઅનંત** જિનેશ્વર અનંત સુખને આપનારા થાઓ.

તપનું સ્વરૂપ કહ્યા પછી હવે ભાવ નામનું ચોદમું દ્વાર કહે છે.—

**भावो अ**

ભાવ એટલે મનના શુભ પરિણામ વિશેષ. તે ધર્મનો ચોથો ભેદ છે. તે નિરંતર પંડિતોએ આરાધવા યોગ્ય છે. જેમ સર્વ સમુદ્રોમાં સ્વયંભૂરમણ સમુદ્ર મુખ્ય છે, તેમ સર્વ ધર્મોને વિષે

ભાવધર્મ મુખ્ય કહેલો છે. કહ્યું છે કે-"ચૂર્ણના પાસ વિના જેમ તાંબુલનો રંગ ખીલતો નથી, તેમ ભાવવિના કરેલા દાન, શીળ અને તપ નિષ્ફળ જાણવા. દાનાદિક વિના પણ જો એક ભાવધર્મ સેવ્યો હોય તો તે લક્ષ્મીને માટે થાય છે, પરંતુ ભાવ વિના દાનાદિક ગમે તેટલા સેવવામાં આવે તો પણ તે નિષ્ફળ છે. જેમ સિદ્ધરસ વડે લોઢું ઉત્તમ સુવર્ણપણાને પામે છે, જેમ લવણ વડે ભોજન અતુલ સ્વાદને પામે છે, અને જેમ ચૂર્ણ[1] વડે તાંબુલ યોગ્ય રંગના પ્રકર્ષને પામે છે, તેમ ભાવના સમૂહ વડે કરેલો ધર્મ પણ મોક્ષને આપનારી લક્ષ્મીને પ્રાપ્ત કરનાર થાય છે. છ ખંડ ભરત ક્ષેત્રના સ્વામી **શ્રીભરત** ચક્રવર્તી અંતઃપુરની સ્ત્રીઓ, અન્ય પરિવાર અને ઉત્તમ શણગાર યુક્ત હતા. તે વખતે અરિસામાં પોતાનું શરીર જોતાં એક અંગુલીને મુદ્રિકા રહિત જોઈને " આ કેળના ગર્ભની જેવા અસાર શરીરને ધિક્કાર છે. " ઇત્યાદિ ભાવના ભાવતાંજ કેવળજ્ઞાન પામ્યા હતા. સર્વ ધર્મ ભાવ સહિત કરવામાં આવે તોજ તે પ્રાણીઓને આલોક અને પરલોક સંબંધી અસંખ્ય સુખની પ્રાપ્તિને માટે થાય છે. પ્રજાનું પાલન કરવામાં તત્પર **મિત્રસેન** નામનો રાજા જે પ્રકારે ભાવધર્મનુ સેવન કરી મોક્ષને પામ્યો, તે દૃષ્ટાંત નીચે પ્રમાણે—

## મિત્ર સેનની કથા.

આ ભરતક્ષેત્રને વિષે **તામ્રલિપ્તી** નામની નગરી છે. તેમાં રત્નમય પ્રાસાદોની ઉછળતી કાંતિ વડે સમગ્ર દિશાઓ નિરંતર પ્રકાશમાન હોવાથી રાત્રિ દિવસનો વિભાગ જાણી શકાતો ન હોતો. તે નગરીમાં અમિત્ર (શત્રુ) ની સેનાને જીતનાર **મિત્રસેન** નામનો રાજા હતો. દર્પણની જેમ તેના હૃદયમાં સર્વ ગુણોનો સંક્રમ થયો હતો. વહાણની જેમ તે જગતના લોકોને દુઃખ-

---

[1] કાથો ચુનો.

સાગરમાંથી તારનાર હતો. રવૈયાની જેમ તે પૂર્વના રાજાઓના યશસાગરનું મથન કરનાર હતો. અનીતિ રૂપી પોયણીની શ્રેણિનો સંકોચ કરવામાં તે સૂર્ય સમાન હતો. પ્રજાપાલનના વિચારોથી તાપિત થયેલા શત્રુઓના હૃદયોને જળની જેમ શાંત કરવા માટે ચંદ્રજ્યોત્સનાના મિષને ધારણ કરનારી તેની દેદીપ્યમાન કીર્તિવડે આકાશ વ્યાપી ગયુ હતું. જેઓને પ્રથમ ધન રૂપી જળ પ્રાપ્ત થયું નથી એવા યાચકો રૂપી ચાતકોને તે વર્ષાઋતુના મેઘની જેમ તૃપ્ત કરતો હતો. આવા પરોપકારી તે રાજાએ કરીને રાજાવાળી થયેલી તે નગરી શોભતી હતી. પૃથ્વી ઉપર ચક્રવર્તી જેવા તે રાજાના રાજ્યને સમગ્ર બુદ્ધિના નિધિરૂપ **સુમિત્ર** નામનો મંત્રી શોભાવતો હતો.

એકદા તે નગરીમાં સ્વપર આગમને જાણનાર શ્રીમાન્ **વિનયંધર** નામના સદ્ગુરૂ અનેક વિદ્વાન મુનિઓ સહિત પધાર્યા. તેમનુ આગમન સાંભળી રાજા હર્ષથી તેમની પાસે ગયો. તેમને વંદના કરી તેમના મુખથી સંસાર રૂપી અગ્નિ વડે તાપ પામેલા પ્રાણીઓને શાંતિ આપવામાં અમૃત રસ જેવી આ પ્રમાણેની ધર્મદેશના તેણે સાંભળી—"જિનધર્મનાં તત્ત્વોને વિષે કુશળતા ૧, સર્વ પ્રાણીઓ ઉપર કરૂણા ૨, કષાયનો વિજય ૩, ધર્મસંબંધી કળા ૪, કુસંગનો ત્યાગ ૫, કમલા ( લક્ષ્મી ) નુ દાન ૬ અને ક્રિયા કરવામાં તત્પરતા ૭ એ સાત કકારો મુક્તિને આપનારા છે." આ પ્રમાણે ઉપદેશ આપતા ગુરૂને રાજાએ પૂછ્યુ કે-"હે પૂજ્ય ! ભાવ સહિત અને ભાવ રહિત કરેલા સત્કાર્યથી ઉત્પન્ન થએલ પુણ્ય તુલ્યજ છે કે તેમાં કાંઈ તફાવત છે ?" ગુરૂએ કહ્યુ કે—"હે રાજા ! ભાવ સહિત અને ભાવ રહિત એવા બે પ્રકારના ધર્મો જૂદા જૂદા ફળને આપે છે. તે તફાવત આ પ્રમાણે છે. ભાવ રહિત કરેલો ધર્મ માત્ર ઘણુ ધન જ આપે છે, અને

ભાવ સહિત કરેલો ધર્મ ધનને તથા સુંદર ભોગોને પણ આપે છે. હે રાજા ! આ વિષયમાં કન્યકુબ્જના રહેવાશી **ધનદેવ** અને **ભોગદેવ** નામના બે ધનિકોનું વૃત્તાંત જાણવાથી તમને વધારે ખાત્રી થશે. " તે સાંભળી રાજા ગુરૂને નમીને શહેરમાં ગયો. પછી રાજાએ તે બન્ને ધનિકોનું વૃત્તાંત જાણવા માટે પોતાના પ્રધાનને ત્યાં મોકલ્યો.

સુમિત્ર મંત્રી કન્યકુબ્જ દેશમા ગયો. ત્યાં પ્રથમ વીશ કરોડ ધનના સ્વામી ધનદેવને ઘેર તે પૂછતો પૂછતો ગયો. ત્યાં ડેલીના બારણામાં જ કોઇ જીર્ણ વસ્ત્રવાળા વિલક્ષણ પુરૂષને જોઇને તેણે પૂછ્યું કે-"ધનદેવ કયાં છે ?" તેણે કહ્યું-"તેનું શું કામ છે ?" મંત્રીએ કહ્યું-" હું તેને ઘેર આજે પરોણો આવ્યો છું. " ત્યારે તે બોલ્યો કે-"હમેશાં લાકડાનું ભક્ષણ ઘુણો કરે તેમ પરોણાઓ વડે હું ભક્ષણ કરાયો છું, તો પણ તું આજેજ આવ્યો છે, તો ભલે, કાંઇ ઓછું રહ્યું હોય તો તું પૂર્ણ કર. હે વિચક્ષણ ! તું જેને પૂછે છે તે ધનદેવ હુંજ છું. " પછી મંત્રી તેની પાસે બેઠો. ધનદેવ એક દોરડું વણતો હતો, તે કામ મંત્રી પાસે પણ મધ્યાન્હ કાળ સુધી તેણે કરાવ્યું.. પછી મંત્રીને સાથે લઇ તે ઘરમાં ગયો. ત્યાં પ્રેતની જેવા તેના બાળકોને અને પિશાચી જેવી તેની સ્ત્રીને મંત્રીએ જોઇ. પછી ધનદેવ મંત્રીની સાથે ભોજન કરવા બેઠો. તેમાં કાંગ, વાલ અને તેલ પીરસવામાં આવ્યા. હે લોકો ! કૃપણ પુરૂષના ઘરની ગૌરવતા જુઓ ! કહ્યું છે કે — " કૃપણની જેવો દાતાર કોઇ ગયો નથી અને થશે પણ નહીં, કારણકે તે પોતાના ધનનો સ્પર્શ કર્યા વિના જ-ભોગ કર્યા વિના જ સર્વ પરને આપી દે છે." ભોજનને છેડે શ્રેષ્ઠીએ દૂધ માગ્યું, તે લાવતાં રસ્તામાંજ દાસના હાથમાંથી દૂધનું પાત્ર પડીને ફુટી ગયું. 'દુર્જન પુરૂષોને

સારા મનોરથ ઉત્પન્ન થતાજ નથી, અને કદાચ થાય તો તે તરતજ વિનાશ પામે છે. જુઓ, કાસના વૃક્ષને પુષ્પ તો આવે છે, પરંતુ તેને ફળ થતાં જ નથી.' ભોજન કરી રહ્યા પછી શ્રેષ્ઠીએ તેને પાનના બીડાને ઠેકાણે ખેરનું ચૂર્ણ આપ્યું. પછી તેણે આખો, દિવસ મંત્રીને પોતાની સાથે ઉઘરાણીમા ફેરવ્યો. રાત્રિ સમય થતાં મંત્રીને દાસની પાસે સુવાડ્યો. માંકડ વિગેરેના ઉપદ્રવથી નિદ્રા રહિત સુતેલા મંત્રીએ અર્ધ રાત્રે કોઈ સ્રીને જોઇ. તેણીએ તે દાસને કહ્યું કે—"હે કામ કરવામાં મૂર્ખ દાસ! તેં આજે દૂધનું પાત્ર ભાંગી નાખ્યું તે તારો મોટો અપરાધ થયો છે, તો પણ આ એકવાર તને માફી આપું છું. હવેથી એવું કાર્ય કરીશ નહીં." એમ કહી તે સ્રી જતી રહી તેને મંત્રીએ જોઇ.

પ્રાતઃકાળે ઉઠીને મંત્રી ભોગદેવ શેઠને ઘેર ગયો. તેનું ઘર સાત માળનું હતું, તે ઘર વિમાનની જેમ દેવકુમાર જેવા મનુષ્યોથી ભરેલું હતું. ત્યાં જતાંજ દ્વારપાળે સન્માનથી તેમને આસન આપી બેસાડ્યા. તેટલામાં અશ્વ ઉપર બેઠેલો, મોટી સમૃદ્ધિએ કરીને મનોહર, મયૂરપિચ્છના છત્રવડે સૂર્યના તાપનુ નિવારણ કરતો, એક કરોડ દ્રવ્યનો સ્વામી અને ઘણા યાચકોરૂપી વૃક્ષોને સિંચન કરનાર ભોગદેવ ઘણા પરિવાર સહિત રાજસભામાંથી ઘેર આવ્યો. તેને મંત્રી ઉભો થઈને મળ્યો, એટલે શ્રેષ્ઠીએ તેની સાથે સ્નેહથી કુશળતાના પ્રશ્નપૂર્વક વાતચીત કરી. 'જ્યાં આગત સ્વાગતનો પ્રશ્ન પણ ન હોય તે ઘર, પંડિતો તજી દે છે.' પછી શ્રેષ્ઠી મંત્રી સહિત સ્નાન તથા દેવપૂજા કરીને ભોજન કરવા બેઠા. તે વખતે પાટલાઓ ઉપર પ્રથમ સુવર્ણના થાળ મૂકાયા. પછી જાણે હાલતી ચાલતી સાક્ષાત્ લક્ષ્મી દેવી હોય એવી, કમળના સરખા નેત્રવાળી, મનોહર અલંકારોને ધારણ કરનારી અને કસ્તુરીના સુગંધવાળા વસ્રને પહેરનારી તેની સ્રી

પીરસવા આવી. તેમાં દ્રાક્ષા, ખર્જૂર, નારિંગ અને પકવાન્નવડે મનોહર, ઉત્તમ રસવાળી અને સ્વાદવડે જિહ્વા ઇંદ્રિયને સુખ આપનારી સુખડી. ઘટના આકારવાળા સુગંધી સિંહકેસરીયા લાડુ, દેવતાઓના મનને પણ આનંદ આપનારા ઉત્તમ બીજા લાડુ, છત્રીશ પ્રકારના પકવાન્નો, નવા શાળીના ભાત, સારી વધારેલી દાળ, સુગંધી ઘી તથા બીજી ઉત્તમ ઉત્તમ ભોજનની વસ્તુઓ પીરસી. મંત્રી તથા ભીમદેવ તે ઉત્તમ ભોજનનો વારંવાર સ્વાદ લઈ અનુક્રમે સર્વે રસોઈ જમ્યા. ભોજનને અંતે શ્રેષ્ઠીએ દહીં માગ્યું, તે વખતે તેનો ચાકર બે દિવસનું અસાર દહીં લાવતો હતો, તેટલામાં કોઇ પાસેના ગામનો ખેડુત તાજું દહીં શેઠને ભેટ કરવા લાવ્યો. તે દહીં હાસે તેમને પીરસ્યું. ને જમીને બન્ને અત્યંત તૃપ્તિને પામ્યા. ભોજન કરી રહ્યા પછી કર્પૂર વિગેરે સુગંધી પદાર્થથી સુવાસિત કરેલાં પાનનાં બીડાં ખાઈ થોડીવાર વિશ્રાંતિ લીધી. પછી બન્ને જણા આ પ્રમાણે પરસ્પર ધર્મકથા કરવા લાગ્યા. "જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્ત્વો છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંતરાય એ આઠ કર્મ છે. તેમાં જ્ઞાનાવરણીયની પાંચ પ્રકૃતિઓ છે, દર્શનાવરણીયની નવ, વેદનીયની બે. મોહનીયની અઠ્ઠાવીશ, આયુષ્યની ચાર, નામની એકસો ને ત્રણ, ગોત્રની બે અને અંતરાયની પાંચ ઉત્તર પ્રકૃતિઓ છે. ત્રણે કાળમાં વર્તનારા છ દ્રવ્યો છે. જીવો છ પ્રકારના ( ષટ્કાયવાળા ) છે, છ લેશ્યાઓ છે, પાંચ અસ્તિકાયો છે, વ્રત, સમિતિ, ગુપ્તિ વિગેરે ચારિત્રના ભેદો છે. આ સર્વે મોક્ષના કારણ છે, એમ ત્રણ ભુવનના પૂજ્ય શ્રીજિનેશ્વરોએ કહેલું છે. તે સર્વ ઉપર જે બુદ્ધિમાન પ્રતિત કરે ( સત્ય તરીકે માને )-શ્રદ્ધા કરે તથા તેનું આચરણ કરે તે સમ-

કિત દષ્ટિ કહેવાય છે, -ઇત્યાદ ધર્મવિચાર કરી તેમણે આનંદમાં દિવસ નિર્ગમન કર્યો. પછી રાત્રી સમયે શ્રેષ્ઠીએ તેને ગંગાનદીના કાંઠાની જેવા કોમળ, સુકુમાર ગુણે કરીને યુક્ત અને અમૂલ્ય દિવ્ય પલ્યંક ઉપર સુવાડ્યો. ત્યાં પણ મધ્ય રાત્રીને સમયે મંત્રીએ શબ્દ સાંભળ્યો કે—" હે શઠ અને કઠોર દાસ ! તુ અસાર દહીં આપવા કેમ જતો હતો ? મે નવુ આણી આપ્યું હતું. આ એક અપરાધ તારો મે માફ કર્યો છે, હવે પછી એવું કાર્ય કરીશ નહીં. " એમ બોલતી કોઈ સ્ત્રી જતી હતી, તેને મંત્રીએ પૂછયું કે—" હે સ્ત્રી ! તું કોણ છે ? આવા વચનની યુક્તિનો વિવેક તારે કેમ કરવો પડ્યો ? હે ભદ્રે ! આવી વાણી મેં બન્ને શ્રેષ્ઠીને ઘેર સાંભળી, તેનો પરમાર્થ મને કહે." તે બોલી કે—"હું તે બન્ને શ્રેષ્ઠીની ગોત્રદેવી છું. તારા રાજાનો સંશય દૂર કરવા માટે મેં અહીં આવેલા તને આ સર્વ દેખાડ્યું છે." ફરીથી મંત્રીએ પૂછયું કે—"હે દેવી ! બન્ને શ્રેષ્ઠીને વૈભવ ઘણો છે, તેમાં એકને ઘણો ભોગ છે, અને બીજાને બીલકુલ તેનો ભોગ નથી, તેનું શું કારણ ? " દેવીએ કહ્યું કે—" હે મંત્રી ! પૂર્વજન્મમાં આ ભોગદેવે ભાવથી સુકૃત કર્યું છે અને ધનદેવે ભાવ વિના જ પુણ્ય કર્યું છે, તેનું ફળ તેમને આવું થયું છે. ભોગદેવના જીવે પૂર્વ ભવમા ભાવપૂર્વક પવિત્ર ચરિત્રવાળા સુપાત્ર સાધુને દાન દીધુ છે. કહ્યું છે કે—"સુપાત્ર એ ક્ષેત્ર છે, દાતાર વાવનાર છે, ધનરૂપી બીજ છે, શમતા રૂપ જળ છે, વિનયવાળાં વચનરૂપ વાયુ છે, યશરૂપી પુષ્પ છે, પુણ્યરૂપી ફળ છે અને સુખરૂપી રસ છે. " તેથી આ ભોગદેવ શ્રેષ્ઠીને અખૂટ લક્ષ્મી અને સદ્ભોગના વિસ્તારનો યોગ પ્રાપ્ત થયો છે. કારણ કે દાનનું ખરૂં ફળ એજ છે. ધનદેવના જીવે પૂર્વભવમાં સાધુને ભાવ વિના દાન દીધું હતું, તેથી તેને ધનની પ્રાપ્તિ થઈ છે ખરી; પણ તેનો ભોગ તેને નથી. કહ્યું છે કે—"ઉત્તમ ભોજ-

રા સાધુઓનું વૈયાવૃત્ય કરવાનો અભિગ્રહ કરે, તથા હમેશા સૂત્રાર્થના સ્મરણપૂર્વક એકાગ્ર મન વડે અઢી હજાર નવકાર ગણે, તો તે હે ભગવન્! શું ફળ પામે ?" ભગવાન બોલ્યા કે—"હે ગૌતમ ! જે સાધુ જાવજ્જીવનો અભિગ્રહપૂર્વક ચાર વાર વાંચીને અથવા મુખ પાઠે પોતાની શક્તિ પ્રમાણે સ્વાધ્યાય ન કરે, તો તેને જ્ઞાનકુશીલિયો જાણવો. અને જે કોઇ સાધુ જાવજ્જીવનો અભિગ્રહ કરી હમેશાં અપૂર્વ—નવું જ્ઞાન ભણે, અથવા તેવી શક્તિ ન હોય તો પૂર્વે ભણેલાને ગણે, અથવા તેટલી પણ શક્તિ ન હોય તો અઢી હજાર વાર પંચ મંગળ ( નવકાર ) નુ પરાવર્તન કરે, તે સાધુને આરાધક જાણવો. તેવો સાધુ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય કરી તીર્થંકર અથવા ગણધરની પદવી પામી પ્રાંતે મોક્ષે જાય છે."

વળી વિદ્વાનોએ નિરંતર પોતપોતાને સમયે જ સ્વાધ્યાય કરવો તે કલ્યાણકારક છે. કાળવિના શાસ્ત્રનું પરાવર્તન કરવાથી—ગણવાથી તે ઉલટુ વિઘ્નકારક થાય છે. કોઇ એક સાધુ રાત્રિના પહેલા પહોરે કાલિક શ્રુતનું પરાવર્તન કરતા હતા. તેને તેમાં પ્રીતિરસ લાગવાથી કાળ વીતી ગયા છતા તે ગણતા જ રહ્યા. સાધુએ અથવા શ્રાવકે સર્વ ક્રિયામાં કાળનું ઉલ્લંઘન કરવું યોગ્ય નથી. ઉલ્લંઘે તો કાળના અતિક્રમનો દોષ લાગે છે. કહ્યું છે કે—"સાધુ યોગ્ય અવસરે જ ગોચરીએ જાય અને યોગ્ય અવસરેજ પ્રતિક્રમણ કરે, અયોગ્ય સમયને વર્જીને યોગ્ય સમયે જ તે તે ક્રિયા કરે. રાત્રિની પહેલી પોરસીએ સ્વાધ્યાય કરવો, બીજી પોરસીએ ધ્યાન કરવું, ત્રીજીએ નિદ્રાનો ત્યાગ કરવો (નિદ્રા લઇ લેવી.) અને ચોથી પોરસીએ સ્વાધ્યાય કરવો." હવે પેલા સાધુ ગ્રંથના સમૂહોને ગણતાજ હતા, તેને જોઈ કોઈ સમ્યગ્દષ્ટિ દેવીએ તે સાધુને બોધ કરવાની ઇચ્છાથી વિચાર્યું કે—"આ જૈન સાધુ અકાળે સૂત્ર ગણવામાં તલ્લીન થઈ ગયા છે, તેથી તેને

## सज्झाय

પ્રથમ ભણી ગયેલા શાસ્ત્રને જે ગણવું તે સ્વાધ્યાય કહેવાય છે. તે નિરંતર સાધુ અને શ્રાવકોએ કરવા લાયક છે. પંડિતોએ મનરૂપી વાનરને નિયંત્રિત કરનાર સ્વાધ્યાય હમેશાં કરવો યોગ્ય છે. સર્વજ્ઞે કહેલા શાસ્ત્રનું ધ્યાન કરનારને ધર્મબુદ્ધિ ઉત્પન્ન થાય છે. કહ્યું છે કે—"સ્વાધ્યાય કરવાથી પરમાર્થ રૂપ શુભ ધ્યાન ઉત્પન્ન થાય છે, સ્વાધ્યાયમાં વર્તતા પ્રાણીને ક્ષણે ક્ષણે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, તથા સ્વાધ્યાય કરનારને ઊર્ધ્વલોક, અધોલોક, તિર્યગ્લોક, નરક, જ્યોતિષી, વૈમાનિક અને સર્વ લોક તથા અલોક પ્રત્યક્ષ થાય છે." સ્વાધ્યાયના પાંચ પ્રકાર છે.—વાચના ૧, પૃચ્છના ૨, પરાવર્તના ૩, અનુપ્રેક્ષા ૪ અને ધર્મકથા ૫. તેમાં ગુરુની પાસે વિનયથી જે ભણવું તે વાચના કહેવાય છે. ૧ ભણેલાં શાસ્ત્રમાં રહેલા સંશયનો નિર્ણય કરવો તે પૃચ્છના કહેવાય છે. ૨. પ્રથમ ભણેલા શાસ્ત્રનો વારવાર ઉચ્ચાર કરવો તે પરાવૃત્તિ ( પરાવર્તના ) કહેવાય છે. ૩. શાસ્ત્ર સંબંધી જે વિચાર કરવો તે અનુપ્રેક્ષા કહેવાય છે. ૪. અને શાસ્ત્રની જે વ્યાખ્યા કરવી તે ધર્મકથા કહેવાય છ. ૫. ક્રિયા કરવામાં તત્પર રહેતા સાધુ તથા શ્રાવકે હમેશાં ચાર વાર સ્વાધ્યાય કરવો જોઇએ. બુદ્ધિમાન પુરૂષોએ હમેશાં સ્વાધ્યાય કરવામાં યત્ન કરવો. કારણ કે સ્વાધ્યાયનું ફળ કોટિ દ્રવ્યના દાનથી પણ અધિક છે. **શ્રીનીશીથ** સૂત્રના ત્રીજા અધ્યયનમાં સ્વાધ્યાયનું ફળ આ પ્રમાણે કહ્યું છે.—"હે ભગવન ! અતિ તીવ્ર જ્ઞાનાવરણીય કર્મના ઉદયને લીધે હમેશાં ગોખતા છતાં એક વર્ષે અર્ધો શ્લોક માત્ર પણ જેને ચિર પ્રતિષ્ઠિત ( પાકો ) થતો નથી, તેવા સાધુ જાવજ્જીવ સુધી સ્વાધ્યાય કરના-

ન અને ભોજન કરવાથી શક્તિ, પુરૂષત્વ અને સારી સ્ત્રી, વૈભવ અને દાન દેવાની શક્તિ—આ સર્વ વિશુદ્ધ તપનું ફળ છે.”

આ પ્રમાણે દેવીનું વચન સાંભળીને મંત્રી સુખે નિદ્રાવશ થયો. પ્રાતઃકાળે શ્રેષ્ઠીએ વસ્ત્રાદિકવડે મંત્રીનો સત્કાર કર્યો પછી મંત્રી પોતાના નગરમાં આવ્યો, રાજાને તેણે ત્યાંનું સ્વરૂપ નિવેદન કર્યું. તે સાંભળી રાજા આશ્ચર્ય પામ્યો. ત્યારપછી મંત્રી સહિત રાજા ભાવથી સમ્યક્ પ્રકારના ધર્મનું આરાધન કરી ભવાંતરે દેવલોકમાં જઈ ત્યાંથી મનુષ્ય થઇ અનંત મોક્ષસુખને પામશે. તેથી કરીને વિવેકી પ્રાણીઓએ શુભ ભાવવડે ધર્મ કરવો. કેમકે ભાવ વિના કરેલા ધર્મનું સંપૂર્ણ ફળ મળતું નથી. વળી ક્રિયા વિનાનો ભાવ અને ભાવ વિનાની ક્રિયા એ બન્ને વચ્ચે પણ સૂર્ય અને ખદ્યોત જેટલું આંતરૂં છે.

આ પ્રમાણે હે ભવ્ય પ્રાણીઓ ! મિત્રસેન રાજા અને સુમિત્ર મંત્રીએ ભાવથી સુકૃત કર્યું, તેમ તમે પણ શુભ ભાવપૂર્વક ધર્મકર્મમાં અત્યંત ઉદ્યમ કરો.

આ પ્રમાણે શ્રીતપાગચ્છ રૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રીઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રીઉપદેશકલ્પવલ્લી નામની ટીકાને વિષે બીજી શાખામાં ભાવધર્મની આરાધનાના વિષય ઉપર મિત્રસેન રાજાના વર્ણનરૂપ ચૌદમો પલ્લવ સમાપ્ત થયો.



## પલ્લવ ૧૫ મો.

જેમ ચકોર પક્ષી ચિત્તમાં ચંદ્રનું ચિંતવન કરે છે, જેમ ચક્રવાક પક્ષી સૂર્યનું ધ્યાન ધરે છે અને જેમ મયૂર અત્યંત ગર્જના કરતા નવા ઉન્નત મેઘનું ધ્યાન કરે છે, તેમ હે **ધર્મનાથ** જિનેંદ્ર ! પ્રાણીઓ તમારા દર્શનનું સ્મરણ કરે છે.

ભાવનું સ્વરૂપ કહ્યા પછી હવે સ્વાધ્યાય નામનું પંદરમું દ્વાર કહે છે.—

## સજ્ઝાય

પ્રથમ ભણી ચયેલા શાસ્ત્રને જે ગણવું તે સ્વાધ્યાય કહેવાય છે. તે નિરંતર સાધુ અને શ્રાવકોએ કરવા લાયક છે. પંડિતોએ મનરૂપી વાનરને નિયંત્રિત કરનાર સ્વાધ્યાય હમેશાં કરવો યોગ્ય છે. સર્વજ્ઞે કહેલા શાસ્ત્રનું ધ્યાન કરનારને ધર્મબુદ્ધિ ઉત્પન્ન થાય છે. કહ્યું છે કે—"સ્વાધ્યાય કરવાથી પરમાર્થ રૂપ શુભ ધ્યાન ઉત્પન્ન થાય છે, સ્વાધ્યાયમાં વર્તતા પ્રાણીને ક્ષણે ક્ષણે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, તથા સ્વાધ્યાય કરનારને ઊર્ધ્વલોક, અધોલોક, તિર્યગ્લોક, નરક, જ્યોતિષી, વૈમાનિક અને સર્વ લોક તથા અલોક પ્રત્યક્ષ થાય છે." સ્વાધ્યાયના પાંચ પ્રકાર છે.—વાચના ૧, પૃચ્છના ૨, પરાવર્તના ૩, અનુપ્રેક્ષા ૪ અને ધર્મકથા ૫. તેમાં ગુરૂની પાસે વિનયથી જે ભણવું તે વાચના કહેવાય છે. ૧ ભણેલાં શાસ્ત્રમાં રહેલા સંશયનો નિર્ણય કરવો તે પૃચ્છના કહેવાય છે. ૨. પ્રથમ ભણેલા શાસ્ત્રનો વારવાર ઉચ્ચાર કરવો તે પરાવૃત્તિ ( પરાવર્તના ) કહેવાય છે. ૩. શાસ્ત્ર સંબંધી જે વિચાર કરવો તે અનુપ્રેક્ષા કહેવાય છે. ૪. અને શાસ્ત્રની જે વ્યાખ્યા કરવી તે ધર્મકથા કહેવાય છે. ૫. ક્રિયા કરવામાં તત્પર રહેતા સાધુ તથા શ્રાવકે હમેશાં ચાર વાર સ્વાધ્યાય કરવો જોઇએ. બુદ્ધિમાન પુરૂષોએ હમેશાં સ્વાધ્યાય કરવામાં યત્ન કરવો. કારણ કે સ્વાધ્યાયનું ફળ કોટિ દ્રવ્યના દાનથી પણ અધિક છે. **શ્રીનીશીથ** સૂત્રના ત્રીજા અધ્યયનમાં સ્વાધ્યાયનું ફળ આ પ્રમાણે કહ્યું છે.—"હે ભગવન ! અતિ તીવ્ર જ્ઞાનાવરણીય કર્મના ઉદયને લીધે હમેશાં ગોખતા છતાં એક વર્ષે અર્ધો શ્લોક માત્ર પણ જેને ચિર પ્રતિષ્ઠત ( પાકો ) થતો નથી, તેવા સાધુ જાવજ્જીવ સુધી સ્વાધ્યાય કરના-

ન અને ભોજન કરવાથી શક્તિ, પુરૂષત્વ અને સારી સ્ત્રી, વૈભવ અને દાન દેવાની શક્તિ–આ સર્વ વિશુદ્ધ તપનું ફળ છે.”

આ પ્રમાણે દેવીનું વચન સાંભળીને મંત્રી સુખે નિદ્રાવશ થયો. પ્રાતઃકાળે શ્રેષ્ઠીએ વસ્ત્રાદિકવડે મંત્રીનો સત્કાર કર્યો પછી મંત્રી પોતાના નગરમાં આવ્યો, રાજાને તેણે ત્યાંનું સ્વરૂપ નિવેદન કર્યું. તે સાંભળી રાજા આશ્ચર્ય પામ્યો. ત્યારપછી મંત્રી સહિત રાજા ભાવથી સમ્યક્ પ્રકારના ધર્મનુ આરાધન કરી ભવાંતરે દેવલોકમા જઈ ત્યાથી મનુષ્ય થઇ અનંત મોક્ષસુખને પામશે. તેથી કરીને વિવેકી પ્રાણીઓએ શુભ ભાવવડે ધર્મ કરવો. કેમકે ભાવ વિના કરેલા ધર્મનુ સંપૂર્ણ ફળ મળતું નથી. વળી ક્રિયા વિનાનો ભાવ અને ભાવ વિનાની ક્રિયા એ બન્ને વચ્ચે પણ સૂર્ય અને ખદ્યોત જેટલું આંતરૂં છે.

આ પ્રમાણે હે ભવ્ય પ્રાણીઓ ! મિત્રસેન રાજા અને સુમિત્ર મંત્રીએ ભાવથી સુકૃત કર્યું, તેમ તમે પણ શુભ ભાવપૂર્વક ધર્મકર્મમાં અત્યંત ઉદ્યમ કરો.

આ પ્રમાણે શ્રીતપાગચ્છ રૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રીઇંદ્રિહંસ ગણિએ રચેલી શ્રીઉપદેશકલ્પવલ્લી નામની ટીકાને વિષે બીજી શાખામાં ભાવધર્મની આરાધનાના વિષય ઉપર મિત્રસેન રાજાના વર્ણનરૂપ ચૌદમો પલ્લવ સમાપ્ત થયો.



## પલ્લવ ૧૫ મો.

જેમ ચકોર પક્ષી ચિત્તમાં ચંદ્રનું ચિંતવન કરે છે, જેમ ચક્રવાક પક્ષી સૂર્યનું ધ્યાન ધરે છે અને જેમ મયૂર અત્યંત ગર્જના કરતા નવા ઉન્નત મેઘનું ધ્યાન કરે છે, તેમ હે **ધર્મનાથ** જિનેંદ્ર ! પ્રાણીઓ તમારા દર્શનનું સ્મરણ કરે છે.

ભાવનું સ્વરૂપ કહ્યા પછી હવે સ્વાધ્યાય નામનું પંદરમું દ્વાર કહે છે.—

## सज्झाय

પ્રથમ ભણી ગયેલા શાસ્ત્રને જે ગણવું તે સ્વાધ્યાય કહેવાય છે. તે નિરંતર સાધુ અને શ્રાવકોએ કરવા લાયક છે. પંડિતોએ મનરૂપી વાનરને નિયંત્રિત કરનાર સ્વાધ્યાય હમેશાં કરવો યોગ્ય છે. સર્વજ્ઞે કહેલા શાસ્ત્રનું ધ્યાન કરનારને ધર્મબુદ્ધિ ઉત્પન્ન થાય છે. કહ્યું છે કે—"સ્વાધ્યાય કરવાથી પરમાર્થ રૂપ શુભ ધ્યાન ઉત્પન્ન થાય છે, સ્વાધ્યાયમાં વર્તતા પ્રાણીને ક્ષણે ક્ષણે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, તથા સ્વાધ્યાય કરનારને ઊર્ધ્વલોક, અધોલોક, તિર્યગ્લોક, નરક, જ્યોતિષી, વૈમાનિક અને સર્વ લોક તથા અલોક પ્રત્યક્ષ થાય છે." સ્વાધ્યાયના પાંચ પ્રકાર છે.—વાચના १, પૃચ્છના २, પરાવર્તના ३, અનુપ્રેક્ષા ४ અને ધર્મકથા ५. તેમાં ગુરૂની પાસે વિનયથી જે ભણવું તે વાચના કહેવાય છે. १ ભણેલાં શાસ્ત્રમાં રહેલા સંશયનો નિર્ણય કરવો તે પૃચ્છના કહેવાય છે. २. પ્રથમ ભણેલા શાસ્ત્રનો વારવાર ઉચ્ચાર કરવો તે પરાવૃત્તિ (પરાવર્તના) કહેવાય છે. ३. શાસ્ત્ર સંબંધી જે વિચાર કરવો તે અનુપ્રેક્ષા કહેવાય છે. ४. અને શાસ્ત્રની જે વ્યાખ્યા કરવી તે ધર્મકથા કહેવાય છે. ५. ક્રિયા કરવામાં તત્પર રહેતા સાધુ તથા શ્રાવકે હમેશાં ચાર વાર સ્વાધ્યાય કરવો જોઇએ. બુદ્ધિમાન પુરૂષોએ હમેશાં સ્વાધ્યાય કરવામાં યત્ન કરવો. કારણ કે સ્વાધ્યાયનું ફળ કોટિ દ્રવ્યના દાનથી પણ અધિક છે. **શ્રીનીશીથ સૂત્રના** ત્રીજા અધ્યયનમાં સ્વાધ્યાયનું ફળ આ પ્રમાણે કહ્યું છે.—"હે ભગવન ! અતિ તીવ્ર જ્ઞાનાવરણીય કર્મના ઉદયને લીધે હમેશાં ગોખતા છતાં એક વર્ષે અર્ધો શ્લોક માત્ર પણ જેને સ્થિર પ્રતિષ્ઠત (પાકો) થતો નથી, તેવા સાધુ જાવજ્જીવ સુધી સ્વાધ્યાય કરના-

રા સાધુઓનું વૈયાવૃત્ય કરવાનો અભિગ્રહ કરે, તથા હમેશા સૂત્રાર્થના સ્મરણપૂર્વક એકાગ્ર મન વડે અઢી હજાર નવકાર ગણે, તો તે હે ભગવન્! શું ફળ પામે ?" ભગવાન બોલ્યા કે—"હે ગૌતમ ! જે સાધુ જાવજ્જીવનો અભિગ્રહપૂર્વક ચાર વાર વાંચીને અથવા મુખ પાઠે પોતાની શક્તિ પ્રમાણે સ્વાધ્યાય ન કરે, તો તેને જ્ઞાનકુશીલિયો જાણવો. અને જે કોઇ સાધુ જાવજ્જીવનો અભિગ્રહ કરી હમેશાં અપૂર્વ-નવું જ્ઞાન ભણે, અથવા તેવી શક્તિ ન હોય તો પૂર્વે ભણેલાને ગણે, અથવા તેટલી પણ શક્તિ ન હોય તો અઢી હજાર વાર પંચ મંગળ ( નવકાર ) નુ પરાવર્તન કરે, તે સાધુને આરાધક જાણવો. તેવો સાધુ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય કરી તીર્થંકર, અથવા ગણધરની પદવી પામી પ્રાંતે મોક્ષે જાય છે."

વળી વિદ્વાનોએ નિરંતર પોતપોતાને સમયે જ સ્વાધ્યાય કરવો તે કલ્યાણકારક છે. કાળવિના શાસ્ત્રનુ પરાવર્તન કરવાથી-ગણવાથી તે ઉલટુ વિઘ્નકારક થાય છે. કોઇ એક સાધુ રાત્રિના પહેલા પહોરે કાલિક શ્રુતનું પરાવર્તન કરતા હતા. તેને તેમાં પ્રીતિરસ લાગવાથી કાળ વીતી ગયા છતાં તે ગણતા જ રહ્યા. સાધુએ અથવા શ્રાવકે સર્વ ક્રિયામાં કાળનું ઉલ્લંઘન કરવું યોગ્ય નથી. ઉલ્લંઘે તો કાળના અતિક્રમનો દોષ લાગે છે. કહ્યું છે કે-"સાધુ યોગ્ય અવસરે જ ગોચરીએ જાય અને યોગ્ય અવસરેજ પ્રતિક્રમણ કરે, અયોગ્ય સમયને વર્જીને યોગ્ય સમયે જ તે તે ક્રિયા કરે. રાત્રિની પહેલી પોરસીએ સ્વાધ્યાય કરવો, બીજી પોરસીએ ધ્યાન કરવું, ત્રીજીએ નિદ્રાનો ત્યાગ કરવો (નિદ્રા લઇ લેવી.) અને ચોથી પોરસીએ સ્વાધ્યાય કરવો." હવે પેલા સાધુ ગ્રંથના સમૂહોને ગણતાજ હતા, તેને જોઈ કોઈ સમ્યગ્દૃષ્ટિ દેવીએ તે સાધુને બોધ કરવાની ઇચ્છાથી વિચાર્યું કે-"આ જૈન સાધુ અકાળે સૂત્ર ગણવામાં તલ્લીન થઈ ગયા છે, તેથી તેને

કોઈ મિથ્યાદ્રષ્ટિ દેવ છળશે. માટે તેને તે વાત સમજાવું " એમ વિચારી તેનું અત્યંત હિત ઇચ્છતી તે દેવી આભીરીનુ રૂપ કરી માથે છાશનો ઘડો મૂકી ' છાશ લ્યો છાશ ' એમ મોટે સ્વરે બોલતી સાધુના ઉપાશ્રય પાસેથી વારંવાર જાવઆવ કરીને સાધુના કાન ફોડવા લાગી. તેથી શ્રવણના સ્ફોટને નહીં સહન કરી શકતા તે સાધુ બોલ્યા કે—" હે સ્ત્રી ! શુ આ સમય છાશ વેચવાનો છે ? " ત્યારે તે બોલી કે-"હે જગતના મિત્ર ! જો આ છાશ વેચવાનો સમય નથી, ત્યારે શું તમારે આ સ્વાધ્યાયનો સમય છે ? હે મુનિ ! ઉપયોગ આપો." તે સાંભળી મુનિએ ઉપયોગ આપી કાળનો વ્યતિક્રમ જાણ્યો. તેથી મિથ્યાદુષ્કૃત આપી તેણે પોતાનો આત્મા નિર્મળ કર્યો.

કોઇ એક વખત અર્ધ રાત્રીએ અતુલ બુદ્ધિના સ્થાનરૂપ કોઈ આચાર્ય પોતાના શિષ્યોને ઉંચે સ્વરે શાસ્ત્રનો અર્થ સમજાવતા હતા. તે વખતે ઉપાશ્રયની પાસે કોઇ મચ્છીમાર ફરતો હતો, તેણે ગુરૂના મુખથી ઘણાં માછલાંઓ ઉત્પન્ન થાય એવા એક ચૂર્ણની હકીકત સાંભળી; તેથી તેવું ચૂર્ણ બનાવીને તે મચ્છીમારે પોતાના ઘડાના પાણીમાં નાંખ્યુ, એટલે તે ચૂર્ણના પ્રભાવથી તેમાં ઘણાં માછલાંઓ ઉત્પન્ન થયા. લોકો કહે છે કે-" મણિ, મંત્ર અને ઔષધિઓ પૃથ્વીતળ ઉપર અચિંત્ય પ્રભાવવાળી હોય છે " તે વાત સત્ય છે. પછી તે મચ્છીમાર ચૂર્ણના પ્રયોગથી ઘણા મત્સ્યો ઉપજાવી તેને વેચીને સુખે સુખે પોતાની આજીવિકા કરવા લાગ્યો, અનુક્રમે ધનાઢ્ય પણ થયો. એકદા ગુરૂએ તેને જોઇને પૂછ્યું કે—"તુ સુખે કરીને તારો નિર્વાહ શી રીતે કરે છે ?" ત્યારે તે બોલ્યો કે—"આપની કૃપાથી મારી આજીવિકા સુખે કરીને ચાલે છે. " ગુરૂએ પૂછ્યું—" અમારી કૃપા શી રીતે ? " ત્યારે તેણે ગુરૂની પાસે ખરી હકીકત નિવેદન કરી. તે સાંભળી ગુરૂને અતિ ખેદપૂર્વક વિચાર થયો કે—"અહો ! અ-

કાળે શિષ્યોની પાસે શાસ્ત્રના અર્થનો પ્રકાશ કર્યો, તે જીવઘાતને માટે થયો." પછી જીવહિંસાની નિવૃત્તિ કરવા માટે ગુરૂએ તેને બીજું ચૂર્ણ બતાવ્યું, અને કહ્યું કે 'એક ઓરડામાં ખાનગી રીતે ચોતરફથી બારણાં બંધ કરી આ ચૂર્ણનો ઉપયોગ કરવાથી તને ઘણો મોટો લાભ થશે.' પછી તે મચ્છીમારે ગુરૂના કહેવા પ્રમાણે ચૂર્ણ તૈયાર કરી તેનો ઉપયોગ કર્યો કે તરત જ તેમાંથી એક સિંહ ઉત્પન્ન થયો. તેણે તે મચ્છીમારનું ભક્ષણ કર્યું. આ પ્રકારે ગુરૂએ હમેશાં પાપને વધારનારી હિંસાનું નિવારણ કર્યું. અહો! મુનીશ્વરની શક્તિ! અહો! તેનું ઉત્તમ તત્ત્વજ્ઞાન! ત્યાર પછી ગુરૂએ તે પાપનું પ્રાયશ્ચિત્ત લઈ પોતાનો આત્મા નિર્મળ કર્યો. આ કારણથી હમેશાં યોગ્ય સમયે જ શ્રુતનો અભ્યાસ કરવો.

હે ભવ્ય પ્રાણીઓ! શ્રુતનું માહાત્મ્ય કેટલું બધું બળવાન છે? તે જુઓ, આ કળિકાળમાં પણ પ્રાણીઓના ભૂત ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે ભવોના સંશયનો નાશ કરનારા છેલ્લા સૂરિ થશે. તેનું ચરિત્ર આ પ્રમાણે:—

કેવળજ્ઞાન વડે સૂર્ય સમાન શ્રીમહાવીર સ્વામીએ સર્વે ગણધરોને ત્રિપદી આપી હતી. ઈંદ્રભૂતિ, અગ્નિભૂતિ, વાયુભૂતિ, વ્યક્ત, સુધર્મા, મંડિત, મૌર્યપુત્ર, અંકપિત, અચલભ્રાતા, મેતાર્ય, અને પ્રભાસ એ નામના પૃથક્ પૃથક્ વંશના અગ્યાર ગણધરોએ તે ત્રિપદી ઉપરથી સર્વ વિદ્યાઓના નિધિ સમાન, સર્વ ધર્મતત્ત્વોને પ્રકાશ કરનાર તથા ત્રણ જગતમાં રહેલી અનંત વસ્તુઓના સ્વરૂપને દેખાડનાર બાર અંગ રચ્યાં હતાં. તે સર્વે ગણધરો બ્રાહ્મણ જાતિના, ઉપાધ્યાય, બાર અંગને રચનારા, એક માસના પાદપોપગમ અનશન કરનાર, સર્વ લબ્ધિઓના સમુદ્ર, વજ્રઋષભનારાચ નામના પ્રથમ સંઘયણવાળા, સમચતુરસ્ર સંસ્થાનને ધારણ કરનારા અને જિનશાસનનો પ્રકાશ

કરવામાં સૂર્ય સમાન હતા. તેમાંથી શ્રીમહાવીર સ્વામી જીવતાં જ નવ ગણધરો મોક્ષ પામ્યા હતા, અને ઈંદ્રભૂતિ તથા સુધર્મા એ બે ભગવાનના મોક્ષ ગમન પછી સિદ્ધિપદ પામ્યા છે. શ્રીજંબૂસ્વામી છેલ્લા કેવળી થયા છે. તે મોક્ષે ગયા પછી દશ વસ્તુનો વિચ્છેદ થયો છે. તે વિષે કહ્યું છે કે "મનઃ પર્યવ જ્ઞાન ૧, પરમાવધિ જ્ઞાન ૨, પુલાક લબ્ધિ ૩, આહારક શરીર ૪, ક્ષપક શ્રેણી ૫, ઉપશમ શ્રેણી ૬, જિનકલ્પ ૭, ત્રણ[1] સંયમ ૮, કેવળજ્ઞાન ૯ અને મોક્ષ ૧૦ આ દશ સ્થાનો જંબૂસ્વામી પછી નષ્ટ થયાં છે." જંબૂસ્વામી છેલ્લા કેવળી થયા ત્યાર પછી પ્રભવસ્વામી ૧, શય્યંભવ ૨, યશોભદ્ર ૩, સંભૂતિવિજય ૪, ભદ્રબાહુ ૫, અને સ્થૂળભદ્ર ૬, એ છ શ્રુતકેવળી ( ચૌદ પુર્વી ) થયા છે. આર્યમહાગિરિ અને આર્યસુહસ્તીથી આરંભીને વજ્રસ્વામી સુધીના દશ પૂર્વી થયા છે. શ્રીમહાવીર સ્વામીના નિર્વાણ પછી એક હજાર વર્ષે પૂર્વનો વિચ્છેદ થયો છે. અહો ! કાળનો વિલાસ કેવો છે ? આ અવસર્પિણીને વિષે પાંચમા આરામાં બે હજાર ને ચાર યુગપ્રધાન આચાર્યો થશે. તેમાં છેલ્લા સૂરિ દુષ્પ્રસહ નામના થશે. તે સ્વર્ગમાંથી ચવીને મનુષ્ય થશે, તેને ઇંદ્રાદિક દેવો નમસ્કાર કરશે, તેનું શરીર બે હાથનું થશે, છઠ્ઠ પર્યંત ઉગ્રતપ કરશે, બારવર્ષ ગૃહવાસે રહેશે, ચાર વર્ષ મુનિપણે રહેશે અને ચાર વર્ષ સૂરિપદ પાળશે. સમુદ્ર શારદાચાર્યની પદવી પામશે, દશવૈકાલિક વિગેરે અલ્પ સિદ્ધાંતના જ્ઞાનવાળા થશે, તેટલા જ્ઞાનથી પણ પ્રાણીઓના ભૂત, ભવિષ્ય અને વર્તમાન એવા ત્રણ ભવ સંબંધી સંદેહનો નાશ કરશે. જિનેશ્વરના સ્વલ્પ આગમનો પણ મોટો પ્રભાવ છે. કહ્યું છે કે—"સ્વર્ગથી ચવીને દુષ્પ્રસહસૂરિ, ફલ્ગુશ્રી સાધ્વી, નાગીલ નામનો શ્રાવક અને સત્યશ્રી નામની શ્રાવિકા એ ચારનો છેલ્લો સંઘ થશે. એક સાધુ, એક સાધ્વી, એક

---

૧ પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત.

કાળે શિષ્યોની પાસે શાસ્ત્રના અર્થનો પ્રકાશ કર્યો, તે જીવઘાતને માટે થયો." પછી જીવહિંસાની નિવૃત્તિ કરવા માટે ગુરૂએ તેને બીજું ચૂર્ણ બતાવ્યું, અને કહ્યું કે 'એક ઓરડામાં આ-નગી રીતે ચોતરફથી બારણાં બંધ કરી આ ચૂર્ણનો ઉપયોગ કરવાથી તને ઘણો મોટો લાભ થશે.' પછી તે મચ્છીમારે ગુરૂના કહેવા પ્રમાણે ચૂર્ણ તૈયાર કરી તેનો ઉપયોગ કર્યો કે તરત જ તેમાંથી એક સિંહ ઉત્પન્ન થયો. તેણે તે મચ્છીમારનું ભક્ષણ કર્યું. આ પ્રકારે ગુરૂએ હમેશાં પાપને વધારનારી હિંસાનુ નિવારણ કર્યું. અહો ! મુનીશ્વરની શકિત ! અહો ! તેનું ઉત્તમ તત્ત્વજ્ઞાન ! ત્યાર પછી ગુરૂએ તે પાપનું પ્રાયશ્ચિત્ત લઈ પોતાનો આત્મા નિર્મળ કર્યો. આ કારણથી હમેશાં યોગ્ય સમયે જ શ્રુતનો અભ્યાસ કરવો.

હે ભવ્ય પ્રાણીઓ ! શ્રુતનું માહાત્મ્ય કેટલું બધું બળ

માન બીજો કોઈ પર્વત નથી, અને મજેંદ્રપદકુંડના જળ સમાન બીજું કોઈ જળ નથી. આ ત્રણ વસ્તુઓ ત્રણ ભુવનમાં અદ્વિતીય છે." સિદ્ધચક્રના નવ પદ તથા નમસ્કારના નવપદ ગણવાનું ફળ તથા તે નિમિત્તે કરવાના **તપાદિક, પ્રવચનસારોદ્ધાર અને ચૈત્યવંદન ભાષ્ય** વિગેરે ગ્રંથોમાં કહેલ છે. નવકારમાં અડસઠ અક્ષરો છે, નવ પદો છે અને આઠ સંપદાઓ છે. તેમા આઠમી સંપદા બે પદવાળી છે, ભાષ્ય અને મહાનિશીથ સૂત્રમાં છઠ્ઠી સંપદાને બે પદવાળી કહી છે. આ નમસ્કાર મંત્ર **શ્રી સુધર્મા** સ્વામીએ પૂજેલો છે, **શ્રી જમ્બૂસ્વામીએ** તેનો ઉદ્ધાર કરી પૂજ્યો છે, અને ચૌદ પૂર્વધર **શ્રી ભદ્રબાહુસ્વામીએ** પણ પૂજ્યો છે. **ભગવતી** સૂત્ર તથા **આવશ્યક** સૂત્રની ચૂર્ણિમાં પાંચ પદનો નમસ્કાર મંત્ર કહ્યો છે, અને (અનાનુપુર્વીએ ગણતાં તે પાંચ પદના એકસો ને વીશ ભેદ થાય છે. પરમમંત્રના બીજરૂપ પ્રથમ અરિહંતાદિક પાંચ પદો છે, અને ત્યાર પછી 'एसो पंच नमुक्कारो' એ વિગેરે ચાર પદ તેની ઉપર ચૂલિકા રૂપ છે, તે ( ચૂલિકા ) ના તેત્રીશ અક્ષરો છે, અને તે પરમમંત્રની શક્તિને પ્રગટ કરવામાં પ્રધાન-મુખ્ય છે. તેથી સર્વ મળીને અડસઠ અક્ષરવાળો નમસ્કાર મંત્ર પરિપૂર્ણ અક્ષરવાળો થાય છે. વિધિપૂર્વક શ્વેત અને સુગંધી એક લાખ પુષ્પો લઇ એક એક વાર મંત્ર ગણી એક એક પુષ્પ મૂકી ભવ્ય પ્રાણી એકાગ્ર ચિત્તે તેનો જાપ કરે, તો તે ત્રણ ભુવનમાં અધિક પ્રભાવવાળું તીર્થંકર પદ, ચક્રવર્તી પદ અને ગણધર પદ પામે છે, તો પછી બીજી શેષ વસ્તુઓની પ્રાપ્તિ તેને સુલભ થાય તેમાં શું કહેવું ? સિદ્ધાંત રૂપી ગોરસ ( દહીં ) ના ઉધરેલા સારરૂપ માખણના પિંડની જેવા આ પાંચ નમસ્કારનું સ્મરણ કરનારની ઇષ્ટસિદ્ધિ થાય છે. નમસ્કારના પ્રભાવથી **શ્રીદેવ** નામનો રાજા જગતને આશ્ચર્ય કરનારી સામ્રાજ્ય લક્ષ્મીને પામ્યો હતો, તેનું દૃષ્ટાંત આ પ્રમાણે-

શ્રાવક અને એક શ્રાવિકા પણ જો જિનેશ્વરની આજ્ઞામા હોય તો તેને સઘ કહેવો, બાકીનો સઘ અસ્થિના સમૂહ તુલ્ય સમજવો " છેવટ દુપ્પસહ સૂરિ અઠ્ઠમનુ અનશન કરી એક સાગરોપમના આયુષ્યવાળા સૌધર્મ દેવલોકમા દેવ થશે. ત્યાથી ચવી ભરતક્ષેત્રમ અવતરી મોક્ષે જશે. 'જેના' પ્રભાવથી દુપ્પસહ નામના છેલ્લા યુગપ્રધાન સૂરિ ત્રણ જગતમા પૂજાયા, તે જિનવાણીમય આગમનુ પરાવર્તન નિરતર કરવુ.'

આ પ્રમાણે શ્રી તપાગચ્છ રૂપી આકાશમા સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રી ધર્મહસગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રી ઇદ્રહસગણિએ રચેલી શ્રીઉપદેશ કલ્પવલ્લી નામની ટીકાને વિષે બીજી શાખામાં સ્વાધ્યાયના વિષય ઉપર દુપ્પસહસૂરિવર્ણન નામનો ૫૬-રમો પલ્લવ સમાપ્ત થયો.



પલ્લવ ૧૬ મો.

જે કષાયો ચાર ચાર પ્રકારને ધારણ કરે છે, તેવા ચાર કષાયોને એટલે એકદર ૧૬ કષાયોને સમાવીને જે પ્રસિદ્ધિને પામ્યા છે, તે શ્રી શાતિનાથ સોળમા તીર્થંકર તમારી લક્ષ્મીને માટે થાઓ.

સ્વાધ્યાયનુ સ્વરૂપ કહ્યા પછી હવે નમસ્કારરૂપ સોળમુ દ્વાર દેખાડવાની ઇચ્છાથી કહે છે

## नमुक्कारो.

સારી કરણી કરવામાં તત્પર થયેલા નિપુણ માણસોએ પચ પરમેષ્ઠી નમસ્કાર અત્યત સ્મરણ કરવા લાયક છે. પચ નમસ્કારનુ ધ્યાન કરવાથી તે સત્પુરૂષોને કલ્યાણકારક થાય છે અને સર્વ મનવાછિતને દેનાર હોવાથી તે કલ્પવૃક્ષની જેવો છે. કહ્યુ છે કે-" નમસ્કાર સમાન બીજો કોઇ મત્ર નથી, શત્રુજય સ

માન બીજો કોઈ પર્વત નથી, અને ગજેંદ્રપદકુંડના જળ સમાન બીજુ કોઈ જળ નથી. આ ત્રણ વસ્તુઓ ત્રણ ભુવનમાં અદ્વિતીય છે. " સિદ્ધચક્રના નવ પદ તથા નમસ્કારના નવપદ ગણવાનું ફળ તથા તે નિમિત્તે કરવાના **તપાદિક, પ્રવચનસારોદ્ધાર અને ચૈત્યવંદન** ભાષ્ય વિગેરે ગ્રંથોમા કહેલ છે. નવકારમાં અડસઠ અક્ષરો છે; નવ પદો છે અને આઠ સંપદાઓ છે. તેમા આઠમી સંપદા બે પદવાળી છે, ભાષ્ય અને મહાનિશીથ સૂત્રમાં છઠ્ઠી સંપદાને બે પદવાળી કહી છે. આ નમસ્કાર મંત્ર **શ્રી સુધર્મા** સ્વામીએ પૂજેલો છે, **શ્રી જમ્બૂસ્વામીએ** તેનો ઉદ્ધાર કરી પૂજ્યો છે, અને ચૌદ પૂર્વધર **શ્રી ભદ્રબાહુસ્વામીએ** પણ પૂજ્યો છે. **ભગવતી** સૂત્ર તથા **આવશ્યક** સૂત્રની ચૂર્ણિમાં પાંચ પદનો નમસ્કાર મંત્ર કહ્યો છે, અને (અનાનુપુર્વીએ ગણતાં તે પાંચ પદના એકસો ને વીશ ભેદ થાય છે. પરમમંત્રના બીજરૂપ પ્રથમ અરિહંતાદિક પાંચ પદો છે, અને ત્યાર પછી ' एसो पंच नमुक्कारो ' એ વિગેરે ચાર પદ તેની ઉપર ચૂલિકા રૂપ છે, તે ( ચૂલિકા ) ના તેત્રીશ અક્ષરો છે, અને તે પરમમંત્રની શક્તિને પ્રગટ કરવામા પ્રધાન–મુખ્ય છે, તેથી સર્વ મળીને અડસઠ અક્ષરવાળો નમસ્કાર મંત્ર પરિપૂર્ણ અક્ષરવાળો થાય છે. વિધિપૂર્વક શ્વેત અને સુગંધી એક લાખ પુષ્પો લઇ એક એક વાર મંત્ર ગણી એક એક પુષ્પ મૂકી ભવ્ય પ્રાણી એકાગ્ર ચિત્તે તેનો જાપ કરે, તો તે ત્રણ ભુવનમા અધિક પ્રભાવવાળું તીર્થંકર પદ, ચક્રવર્તી પદ અને ગણધર પદ પામે છે. તો પછી બીજી શેષ વસ્તુઓની પ્રાપ્તિ તેને સુલભ થાય તેમા શું કહેવુ ? સિદ્ધાંત રૂપી ગોરસ ( દહીં ) ના ઉધરેલા સારરૂપ માખણના પિંડની જેવા આ પાંચ નમસ્કારનુ સ્મરણ કરનારની ઇષ્ટસિદ્ધિ થાય છે. નમસ્કારના પ્રભાવથી **શ્રીદેવ** નામનો રાજા જગતને આશ્ચર્ય કરનારી સામ્રાજ્ય લક્ષ્મીને પામ્યો હતો, તેનુ દૃષ્ટાંત આ પ્રમાણે–

## શ્રીદેવ રાજાની કથા.

આ ભરત ક્ષેત્રમાં કાંપીલ્યપુર નામનું નગર છે. તે પોતાની સમૃદ્ધિના બળ રૂપી વાયુએ કરીને બીજાં નગરોના મોટા ગર્વ રૂપી વૃક્ષોને કંપાવતું હતુ. તેમા શ્રીહર્ષ નામે રાજા હતો. તે શત્રુ રાજાઓ રૂપી સ્ફુરાયમાન તારાઓના તેજને તિરસ્કાર કરવામાં નિપુણ ચંદ્રની જેમ લોકોને આહ્લાદ આપતો હતો. તે રાજાને શ્રીદેવ નામે કુમાર હતો. તે પિતાના વંશરૂપી વિશાળ પ્રાસાદ ઉપર કળશની ઉપમાને ધારણ કરતો હતો, તથા મદોન્મત્ત હસ્તીની જેવો બળવાન હતો. એકદા શરદ ઋતુમાં શ્રીહર્ષ રાજા દિગ્યાત્રાને માટે પોતાના દેશથી ચાલ્યો. શ્રેષ્ઠ ન્યાયથી શોભતા તે રાજાએ કાશી, કુશાર્ન, સૌવીર વિગેરે અનેક દેશોના સ્વામીઓને જીતી જયલક્ષ્મી મેળવી. ત્યાર પછી તે કામરૂપ નામના દેશમાં ગયો. ત્યાં યશરૂપી જળને વરસાવનારી બાણોની ધારાને મૂકીને તેણે તે દેશના સ્વામી સાથે યુદ્ધ કર્યું. તે બન્ને ખડ્ગ વડે અને બાણો વડે દ્વંદ્વ યુદ્ધ કરવા લાગ્યા, તેમના ઉગ્ર યુદ્ધના ભયથી પરાજય તો નાશી જ ગયો. તેમનું ભયંકર યુદ્ધ જોવા માટે દેવતાઓ આવ્યા, તેઓએ 'તમો બન્ને અતુલ પરાક્રમી છો.' એમ કહી તેમને યુદ્ધથી નિવર્તન કર્યા. તેથી તે બન્ને વિજયલક્ષ્મીને પ્રાપ્ત કર્યા વિના જ પોતપોતાના નગરમાં ગયા. ત્યારપછી આકુળતા રહિત શ્રીહર્ષ રાજાએ ચિરકાળ સુધી રાજ્ય કર્યું.

એકદા શ્રીહર્ષ રાજાએ રાત્રિને વિષે ચંદ્રને અસ્ત પામતો જોયો, તરત જ તેનું મન વૈરાગ્યથી રંજિત થયું, તેથી તે ચારિત્ર ગ્રહણ કરવા ઉત્સુક થયો. પ્રાતઃકાળે સદ્ગુણવાળા શ્રીદેવ પુત્રને પોતાના રાજ્યપર સ્થાપન કરી નિર્મળ અંતઃકરણપૂર્વક

તેણે આ પ્રમાણે શિખામણ આપી-("હે [1]વત્સ ! આઠ બાબતોને કદાપિ કરવી નહીં, આઠ કરવી, આઠ મૂકવી, આઠને ગ્નાનમાં ધારણ કરવી, અને આઠનો જરા પણ વિશ્વાસ કરવો નહીં. તે આ પ્રમાણે-શઠ માણસનો સંગ ૧, ખરાબ સ્ત્રી ૨, ક્રોધ ૩, વ્યસન ૪, અત્યત કોમળતા ૫, અન્યાયનું ધન ૬, કદાગ્રહ ૭, અને મૂર્ખતા ૮ એ આઠ કરવા લાયક નથી. ઉત્તમ સાથે મૈત્રી ૧, સદ્‌ગુણોનો અભ્યાસ ૨, કળામા કુશળતા ૩, દાક્ષિણ્ય ૪, કરૂણા (દયા) ૫, યમ ૬, નિયમ ૭ અને ઇંદ્રિયોનુ દમન ૮ એ આઠ કરવા લાયક છે. નિર્લજ્જપણુ ૧, અવિનય ૨, કુશીળપણુ ૩, કઠોરતા ૪, માયા ૫, અન્યાય ૬, અપયશવાળું કાર્ય ૭ અને અસત્ય ૮ એ આઠ નિરંતર તજવા લાયક છે. ઉપચાર (વિનય) ૧; બોલેલા વચનનો નિર્વાહ ૨, સુભાષિત ૩, સાહસ (પરાક્રમ) ૪, સારી વિદ્યા ૫, રાગદ્વેષ રહિત સત્યદેવ ૬, સત્ય ગુરૂ ૭ અને સત્ય ધર્મ ૮ એ આઠ નિરંતર હૃદયમા ધારણ કરવા યોગ્ય છે. કામી પુરૂષ ૧, સર્પ ૨, જળ ૩, અગ્નિ ૪, સ્ત્રી ૫, શત્રુ ૬, રોગ ૭ અને રાજા ૮ આ આઠનો હે પુત્ર ! સ્વપ્નમાં પણ વિશ્વાસ કરવો યોગ્ય નથી.) હે વત્સ ! તારે કદાપિ દુર્જનોનો સગ કરવો નહીં, નિરંતર ધર્મને વિષેજ બુદ્ધિ રાખવી, અને હંમેશાં પચ નમસ્કારનું ધ્યાન કરવું." આ પ્રમાણે પુત્રને શિક્ષા આપીને રાજાએ ચારિત્ર ગ્રહણ કર્યું.

---

૧ આ કાઉંસમાં લખેલો સર્વ પાઠ લખેલી પ્રતમાં ૭ પ્રાકૃત ભાષાની ગાથાઓ છે તેમાંથી લીધેલો છે તે ગાથાઓ હીરાલાલ હંસરાજ જામનગરવાળા તરફથી છપાયેલી પ્રતમાં બિલકુલ છે નહીં પરંતુ તેને બદલે એક સસ્કૃત શ્લોક છે, કે જે લખેલી પ્રતમાં છે જ નહીં. તે શ્લોકનો અર્થ 'કાઉંસ પૂરો થયા પછી' લખેલો છે.

મોટી ઋદ્ધિએ કરીને મનોહર શ્રીદેવ રાજા પણ પિતાની જ જેમ ન્યાયથી પૃથ્વીનું પાલન કરવા લાગ્યો. એકદા પિતાના વૈરનું સ્મરણ કરી કામરૂપ દેશને જીતવાની ઇચ્છાથી શ્રેષ્ઠ મંત્રીઓએ નિષેધ કર્યા છતાં પણ તે રાજા સૈન્ય સહિત ચાલ્યો. બન્ને રાજાનાં સૈન્યો ભરતીમાં આવેલા પૂર્વ અને પશ્ચિમ સમુદ્રની જેમ પરસ્પર એકઠાં થઇને યુદ્ધ કરવા લાગ્યાં. તે રણસંગ્રામમ શ્રીદેવ રાજાના સુભટો પરાજિત થયા, તેથી પત્થર મારીને ઉડા ડેલા પક્ષીઓની જેમ તેઓ ભિન્ન ભિન્ન દિશાઓમાં નાશી ગયા. રાજા પણ જીવ લઇને નાસતો એક મોટા અરણ્યમાં આવી પડ્યો. કોપ પામેલું કર્મ જે કાર્ય કરે છે, તે પંડિતો ચિંતવી પણ શકતા નથી. કહ્યું છે કે—"પુરૂષાર્થને, કુળને અને ઉત્તમ ગુણોને ધિક્કાર છે. અર્થાત તેઓ નિર્બળ છે, માત્ર એક દૈવ જ બળવાન છે. એમ જાણીને હે મિત્ર ! તું ખેદને છોડી દે. કારણકે મહાપરાક્રમી સિંહ પર્વતની ગુફામાં અને અરણ્યમાં પ્રવાસ કરે છે અને પરાક્રમ રહિત બિલાડો રાજાના મહેલમાં વસે છે. " વળી કહ્યું છે કે–"સૂર્ય ચંદ્રને રાહુ ગ્રસે છે, રામચંદ્ર વિગેરેને વનવાસ વેઠવો પડ્યો, સીતાને પોતાના પતિએ ત્યાગ કર્યો તે દુઃખ ભોગવવું પડ્યું, નળ રાજાને પ્રિયા તથા રાજ્યલક્ષ્મીનો વિયોગ થયો, શ્રીકૃષ્ણને બાલ્યાવસ્થામાં ગોપને ઘેર રહેવું પડ્યું, અને દ્રૌપદીને પાંચ ભર્તાર થયા. આ સર્વ જોઇ (જાણી) ગુણીજનોએ મનમાં વિચારવું કે કર્મનો નાશ કદિ પણ થતો નથી." પછી અરણ્યમાં તૃષાતુર થયેલા શ્રીદેવ રાજાને કોઈ ભિલ્લે જળપાન કરાવ્યું. 'જેવી તેવી પણ વસ્તુ અવસરે આપી હોય તો તે ઘણા ફળવાળી થાય છે. ' અરણ્યમાં ફરતાં રાજાએ એક મુનિને જોઈ તેને હર્ષથી નમસ્કાર કર્યા, અને તેમના મુખથી સંસારસમુદ્રથી તારનાર ધર્મ આ પ્રમાણે સાંભળ્યો—" જન્મ, જરા અને મરણથી મુક્ત થયેલા જિનેશ્વરોએ આ સંસારનો

પાર પામવા માટે સાધુધર્મ અને શ્રાવકધર્મ એવા બે માર્ગો જ કહેલા છે." પછી બે પ્રકારના ધર્મનું વિસ્તારથી સ્વરૂપ સાંભળીને રાજા બોલ્યો કે-"હે પૂજ્ય! સુખ સંપત્તિના નિધાન રૂપ સાધુ-ધર્મ પાળવાને તો હું સમર્થ નથી. માટે હે મુનીશ્વર! સુખેથી થઇ શકે એવો ઉત્તમ ધર્મ મને બતાવો કે જેથી હું વિપત્તિ રૂપી સમુદ્રને તરીને મારૂં રાજ્ય સુખે ભોગવું." તે સાંભળીને મુનિરાજ નિઃસ્પૃહ છતાં પણ દુઃખી જનના વત્સલ હોવાથી બોલ્યા કે—

"હે ભદ્ર! પંચ પરમેષ્ઠીનો નમસ્કાર સર્વ કાર્યની સિદ્ધિ કરવામાં અદ્વિતીય સાધન છે. કોઇ પુરૂષ સાધુ અથવા જિનપ્રતિમાની સમક્ષ નવ વાર નમસ્કાર મંત્રનો યથાસ્થિત જપ કરે તો તેને ભૂત, પ્રેત, પિશાચ વિગેરે છળી શકતા નથી. નમસ્કાર મંત્રનો એક અક્ષર સાત સાગરોપમની સ્થિતિના અશુભ કર્મોનો નાશ કરે છે, તેનું એક પદ પચાસ સાગરોપમના અશુભ કર્મોનો નાશ કરે છે, અને આખો મંત્ર સાતસો સાગરોપમના અશુભ કર્મોનો નાશ કરે છે. જિનેશ્વરો વંદન અને નમસ્કારને અર્હ—લાયક છે, પૂજા સત્કારને અર્હ છે, તથા સિદ્ધિગમનને અર્હ છે, તેથી તેઓ અર્હત કહેવાય છે. અર્હતને નમસ્કાર કરવાથી તે જીવને હજાર ભવથી મુક્ત કરે છે અને ભાવથી નમસ્કાર કર્યો હોય તો તે બોધિ (સમકિત)ને પ્રાપ્ત કરાવનાર થાય છે. સિદ્ધના જીવો અલોકમાં ધર્માસ્તિકાય નહીં હોવાથી જઇ શકતા નથી, તેથી લોકના અગ્ર ભાગે ( છેડે ) રહે છે, તેઓ અહીં શરીરનો ત્યાગ કરી ત્યાં જઇ સિદ્ધિ પદને પામે છે. ઇષત પ્રાગ્ભાર નામની પૃથ્વીથી (સિદ્ધશિલાથી) લોકાંત એક યોજન ઉંચે છે, અને સર્વાર્થસિદ્ધ વિમાનથી મોક્ષનું સ્થાન બાર યોજન ઉંચે છે. નિર્મળ જળના કણીયા, રૂપું, હીમ, ગાયનું દૂધ અને મોતીના હાર—તેના જેવી ઉજ્વળ અને ચતા કરેલા છત્રના સંસ્થાન વાળી તે સિદ્ધશિલા છે, એમ જિનેશ્વ-

.રોએ કહ્યું છે. તે ૪૫ લાખ યોજન લાંબી પહોળી વર્તુલ છે. તેની પરિધિ એક કરોડ બેંતાળીશ લાખ ત્રીશ હજાર બસો ને ઓગણપચાસ યોજનની છે. તેનો બરાબર વચ્ચેનો ભાગ આઠ યોજન જાડો છે, ત્યાંથી પાતળો થતો થતો છેક છેડાને વિષે અંગુળના અસંખ્યાતમા ભાગ જેટલો પાતળો છે. સિદ્ધના જીવોની ઉત્કૃષ્ટ અવગાહના એક યોજનનો ૨૪ મો ભાગ એટલે ત્રણ સો ને તેત્રીશ ધનુષ તથા એક ધનુષનો ત્રીજો ભાગ અધિક હોય છે, સિદ્ધોની મધ્યમ અવગાહના ચાર હાથ અને એક હાથના બે ત્રીજા ભાગ જેટલી એટલે ૪⅔ હાથની કહેલી છે. ( આ તીર્થંકરને આશ્રી જઘન્ય સમજવી. ) સિદ્ધોની જઘન્ય અવગાહના એક હાથ અને આઠ અંગુળથી કાંઇક વધારે કહેલી છે. સિદ્ધોને કરેલો નમસ્કાર સર્વ પાપનો નાશ કરનાર છે, તે સર્વ મંગળોમાં બીજું મંગળ છે. પાંચ પ્રકારના આચારને પાળતા તથા તેનો પ્રકાશ કરતા ( કહેતા ) હોવાથી ઉચ્ચ કોટિના મુનિ આચાર્ય કહેવાય છે. આચાર્યને કરેલો નમસ્કાર સર્વ પાપનો નાશ કરે છે. તે સર્વે મંગળોમાં ત્રીજું મંગળ છે. જિનેશ્વરે કહેલી વાણીને બાર અંગોમાં ગણધરોએ ગુંથેલી છે, તેનો સ્વાધ્યાય કરવાથી તેમજ ભણાવવાથી ઉપાધ્યાય કહેવાય છે. ઉપાધ્યાયને કરેલો નમસ્કાર સર્વ પાપનો નાશ કરે છે. તે સર્વ મંગળોમાં ચોથું મંગળ છે. નિર્વાણને સાધનારા એવા મન, વચન અને કાયાના યોગોને સાધુઓ સાધે છે અને સર્વ પ્રાણીઓને સમાનપણે જુએ છે, તેથી તે ભાવસાધુ કહેવાય છે. સાધુઓને કરેલો નમસ્કાર સર્વ પાપનો નાશ કરે છે, અને તે સર્વ મંગળોમાં પાંચમું મંગળ છે. આ પંચ પરમેષ્ઠિનો નમસ્કાર સર્વ પાપનો નાશ કરે છે, અને તે સર્વ મંગળોમાં પ્રથમ મંગળ છે. આ મહામંત્રનો એકાગ્ર ચિત્તથી જે પુરૂષ વિધિપૂર્વક એક લાખ જાપ કરે, તે સર્વ પ્રકારની સંપત્તિ પામે છે."

આપ્રમાણે ગુરૂમહારાજના મુખથી નમસ્કારનું માહાત્મ્ય સાંભળીને શ્રીદેવ રાજા શઠતા રહિતપણે–સરળ ચિત્તે દુઃખનો નાશ કરનાર તે મન્ત્ર વિધિપૂર્વક ભણ્યો. પછી મુનિએ રાજાને કહ્યું કે "હે રાજા ! જે આ જિનેશ્વરનું ચૈત્ય તું જુએ છે, તેનો વૃત્તાંત નમસ્કારની આરાધનાના ફળવાળો હોવાથી હું તને કહું છું, તે સાંભળ.—

સૌધર્મ નામના પહેલા દેવલોકમાં **હેમપ્રભ** નામે દેવ હતો. તેણે એકદા કોઇ કેવળીને નમસ્કાર કરીને પૂછયુ કે—" મને બોધિલાભ ( સમકિતની પ્રાપ્તિ ) થશે કે નહીં ? " કેવળીએ જવાબ આપ્યો કે–"તું અહીંથી ચવીને વાનર થઇશ, તે ભવમાં તને બોધિની પ્રાપ્ત કષ્ટથી થશે. " આ પ્રમાણે સાંભળીને તે દેવે પોતાને પ્રતિબોધ થવા માટે અરણ્યમાં દરેક શિલા ઉપર પોતાને સ્વર્ગ અને મોક્ષનું સુખ આપવામાં સાક્ષીભુત અડસઠ અક્ષરવાળાં નવકારમંત્રના પદો કોતર્યા. પછી દેવનું આયુષ્ય પૂર્ણ થયે ત્યાંથી ચવીને તે વાનર થયો. ' સંસારરૂપી રંગમંડપમાં રહેલો જીવરૂપી નટ કયા કયા રૂપને નથી ગ્રહણ કરતો ? સર્વ રૂપોને ગ્રહણ કરે છે.' પછી તે વાનર નવકારનાં પદો જોઇ જોઇને તત્કાળ જાતિસ્મરણ જ્ઞાનને પામ્યો, તેથી વૈરાગ્ય સાથે સમકિત પામી તેણે તત્કાળ અનશન ગ્રહણ કર્યું. ત્યાંથી મરીને ફરીથી તે જ સૌધર્મ દેવલોકમાં તે ઉત્પન્ન થયો. 'સમુદ્રનું રત્ન કોઇ વખત પર્વતની નદીમાં તણાતું તણાતું પાછું સમુદ્રમાં પણ જઇ શકે છે. ' તે દેવે નિર્મળ અંતઃકરણથી આ કૈલાશ પર્વતના જેવું ઉજ્વળ અને મોટું **શ્રીશાંતિનાથ** જિનેશ્વરનું ચૈત્ય કરાવ્યું છે, માટે તેમાં જઇને તું મહામંત્રનો જપ કરવાથી વાંછિત વસ્તુને પામીશ."

આ પ્રમાણે ગુરૂના મુખથી સાંભળી શ્રીદેવ રાજા તે ચૈત્યમાં જઈ વિધિપૂર્વક પંચ નમસ્કારનો એક લાખ જાપ કરવા લાગ્યો. તે વખતે પાસે રહેલા ક્ષેત્રપાળ વિગેરે દેવોએ તેને અનેક પ્રકા-

રના ઉપસર્ગો કર્યા, તે દુ:સહ ઉપસર્ગોને પણ તેણે સહન કર્યા. છેવટ લાખ જાપ પૂર્ણ થયો ત્યારે હેમપ્રભ નામના દેવે આવીને તેને કહ્યું કે—"હે રાજા ! પંચ પરમેષ્ઠીના નમસ્કારનો એકાગ્રપણાથી થોડો પણ જાપ કર્યો હોય તો તે એક છત્રવાળું સામ્રાજ્ય-ચક્રવર્તીપણું આપે છે. હે રાજા ! તેં પણ એકાગ્રચિત્તે નવકારમંત્રનું ધ્યાન કર્યું છે, તેથી તું આ પૃથ્વી ઉપર મહારાજા થઈશ "આ પ્રમાણે કહીને તે દેવ શ્રીદેવ રાજાને તેના કાંપિલ્યપુરમાં લઈ ગયો, અને તેના રાજ્યપર તેને સ્થાપન કર્યો. આ નમસ્કારનું જ માહાત્મ્ય સમજવું. પછી શ્રીદેવ રાજાએ કામરૂપ દેશના રાજાને તથા બીજા સર્વે રાજાઓને જીતી લીધા, તેથી તે સર્વે તેના સેવકો થયા. નમસ્કારના પ્રભાવથી તેણે ચિરકાળ સુધી એક છત્રવાળું રાજ્ય ભોગવ્યું, અને છેવટ આયુષ્ય પૂર્ણ થયે મરીને તે મહેંદ્ર દેવલોકમાં દેવ થયો. તે રાજાનો જીવ ત્યાંથી ચ્યવીને ત્રીજે ભવે મોક્ષ પામશે. તેથી નમસ્કારનું સ્મરણ કરવામાં બુદ્ધિમાન જનોએ અવશ્ય ઉદ્યમ કરવો.

હે ભવ્ય જનો ! આ પ્રમાણે શ્રીદેવ રાજાની કથા કર્ણગોચર કરીને (સાંભળીને) સિદ્ધાંતના સારભૂત પરમેષ્ઠી મંત્રનું સ્મરણ કરવા અત્યંત તત્પર થાઓ.

આ પ્રમાણે શ્રીતપગચ્છ રૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસ ગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રીઇંદ્રહંસગણિએ રચેલી શ્રીઉપદેશકલ્પવલ્લી નામની ટીકાને વિષે બીજી શાખામાં નમસ્કાર મંત્રનું ફળ જણાવનાર શ્રીદેવ રાજાના વર્ણન નામનો સોળમો પલ્લવ સમાપ્ત થયો.

### પલ્લવ ૧૭ મો.

જેના નામમંત્રને સ્મરણ કરવાના પ્રભાવથી મનુષ્યોના ઘરમાં અનેક પ્રકારની સંપત્તિઓ વિલાસ કરે છે અને ચોતરફ

અણુમાદિક આઠ સિદ્ધિઓ સ્ફુરાયમાન થાય છે, તે શ્રીકુંથુનાથ સ્વામી તમારા કલ્યાણને માટે થાઓ.

પંચ પરમેષ્ઠી નમસ્કારના સ્મરણનું માહાત્મ્ય કહ્યા પછી હવે પરોપકાર નામનું સત્તરમું દ્વાર કહે છે—

## परोवयारो अ

' પરોપકાર-પર એટલે જગતમાં વર્તતા પ્રાણીઓ, તેમનો વસ્ત્ર અને ધન વિગેરે આપવાથી ઉત્તમ શ્રાવકોએ હમેશાં ઉપકાર કરવો. '

પુણ્યના ફળને ભોગવનાર કેટલાક મનુષ્યો ઘણું ધન ઉપાર્જન કરી તેનો સંગ્રહ કરી રાખે છે, અને બીજા કેટલાક મનુષ્યો તે ધનવડે પરોપકાર કરીને પુણ્યનો સંગ્રહ કરે છે. કહ્યું છે કે-"પરોપકારને માટે જ વૃક્ષો ફળવાળાં થાય છે, પરોપકારને માટે જ ગાયો દૂધ આપે છે, પરોપકારને માટે જ નદીઓ વહે છે અને પરોપકારને માટે જ સત્પુરૂષોની સંપત્તિઓ છે, પરોપકાર કરવાથી પુણ્ય થાય છે, અને પરને પીડા ઉપજાવવાથી પાપ થાય છે. એમ વિચારી સજ્જનોએ પરોપકાર કરવામાં જ યત્ન કરવો યોગ્ય છે. શ્રીકૃષ્ણ વાસુદેવ ઉપર દેવ તુષ્ટમાન થયો, ત્યારે તેણે તેની પાસે લોકોના ઉપકારને માટે જ ચંદનની ભેરી માગી લીધી હતી. અહો ! તેની કેવી પરોપકાર બુદ્ધિ ?

### શ્રીકૃષ્ણ વાસુદેવની કથા.

ત્રણ ખંડ ભરતના સ્વામી શ્રીકૃષ્ણ દ્વારિકા નગરીમા રાજ્ય કરતા હતા. તેણે કોઇથી પરાભવ પમાડી ન શકાય તેવા પરાક્રમના કલ્લોલોવડે અનેક રાજાઓને પ્લાવિત ( પરાજિત ) કર્યા હતા. એકદા સુધર્મા સભામાં સિંહાસન ઉપર બેઠેલા ઇંદ્રે શ્રીકૃષ્ણની પ્રશંસા કરી, કારણ કે 'સજ્જનો હરકોઇના પણ ગુણોનું કીર્તન કરે જ છે.' " શ્રીકૃષ્ણ વાસુદેવ કો-

ઈના પણ દુર્ગુણ ( દોષ ) નો ઉચ્ચાર કદાપિ કરતા નથી, તથા નીચ યુદ્ધવડે કદાપિ કોઈની સાથે યુદ્ધ કરતા નથી. ” આવુ ઇંદ્રનું વચન સાભળી કોઇ ઈર્ષ્યાળુ મિથ્યાદષ્ટિ દેવ તે વાતને સત્ય નહીં માનવાથી તેની પરીક્ષા કરવા માટે પૃથ્વી પર આવ્યો તેણે શ્રીકૃષ્ણના જવાના માર્ગમા એક દુર્ગંધવાળા કુતરાનુ રૂપ વિકુર્વ્યું. તે માર્ગેથી જતા સૈન્યમાથી કેટલાક મા ણુસો દુર્ગંધથી ખેદ પામી નાસિકાને વાકી કરવા લાગ્યા, કેટ ટલાએક થુકવા લાગ્યા, કેટલાએક પાછા વળવા લાગ્યા, અને કેટલાએક તે માર્ગનો ત્યાગ કરી બીજે માર્ગે જવા લાગ્યા ત્યારપછી શ્રીકૃષ્ણ વિકાર રહિતપણે તે જ માર્ગે નીકળ્યા, તે વખતે તેના પરિવારના લોકોએ તેને તે માર્ગે જવાનો નિષેધ કર્યો છતા તેણે તે માર્ગનો ત્યાગ કર્યો નહીં. કેમકે 'સત્પુરૂષો કદાપિ સન્માર્ગનો ત્યાગ કરતા નથી' અનુક્રમે તે રાજા કુતરા પાસે આવ્યા, તેને જોઇને બોલ્યા કે—“અહો ! શ્યામ વર્ણવાળા આ કુતરાના શ્વેત દાતો જાણે કે મરકત મણિના થાળમા કપૂરના કકડા મૂક્યા હોય એવા શોભે છે. ” આ પ્રમાણે ગુણ ગ્રહણ કરી તે કુતરાની પ્રશસા કરી 'જગતમા ગુણગ્રાહી જનો થોડા હોય છે, તેમા પણ ગુણનુ સેવન કરનારા તો ઘણાજ થોડા હોય છે, અને ચાળણીની જેમ દોષોને ગ્રહણ કરનારા દોષવાળા માણસો ઘણા હોય છે. ' શ્રીકૃષ્ણે નેમિનાથ સ્વામી પાસે જઇ તેને વદના કરી પછી તેમના મુખથી ધર્મદેશના સાભળી પાછા વળીને જેટલામા દ્વારિકામા પ્રવેશ કરે છે, તેટલામા તેના કર્ણને વિષે તેમના અશ્વનુ હરણ થયાની વાર્તાએ પ્રવેશ કર્યો. તરત જ કૃષ્ણ તેની પાછળ દોડયા, અને તેને કહ્યુ કે—“ હે પરાક્રમી ! જતો ન રહે, ઉભો રહે ” તે સાભળી આકાશમા રહેલો તે બોલ્યો કે—“ રણસગ્રામ કરીને આ અશ્વને છોડાવો. ” ત્યારે શ્રીકૃષ્ણે સુભટો રૂપી સમુદ્રને ક્ષોભ પમાડે તેવુ ભયકર

યુદ્ધ પ્રારંભ્યું. તેમાં પરાજય પામેલા તે દેવે કહ્યું કે—"હે બુદ્ધિના નિધાન કૃષ્ણ રાજા! મારી સાથે પાણિ (પાટુ) ના પ્રહારથી યુદ્ધ કરી તમારો અશ્વ ગ્રહણ કરો." ત્યારે વિષ્ણુ બોલ્યા કે—"હે દેવ! હું કદાપિ નીચ યુદ્ધવડે યુદ્ધ કરતો નથી. ભલે તમે અશ્વ લઇ જાઓ અને મને પરાભવ પામેલો માનજો." તે સાંભળી દેવનું મન રંજિત થયું. તેણે ઇંદ્રે કરેલી તેની પ્રશંસાની વાત કહીને કહ્યું કે—"હે રાજા! મેં તમારી બન્ને પ્રકારે પરીક્ષા કરી છે, તેમાં તમે ઇંદ્રે કહ્યા તેવા જ ગુણી જણાયા છો, માટે મારી પાસે કાંઈ પણ વરદાન માગો." ત્યારે કૃષ્ણે તેની પાસે લોકોના ઉપકારને માટે માત્ર જેના શબ્દશ્રવણ માત્રથીજ રોગનો નાશ થાય એવી શ્રેષ્ઠ ચંદનની ભેરી માગી. તે આપીને તે દેવ સ્વર્ગે ગયો.

કૃષ્ણે દેવે આપેલી ભેરીનો એક રક્ષક નીમ્યો. તે ભેરી છ માસે એક વાર વગાડવામાં આવતી, તેનો શબ્દ સાંભળવાથી છ માસ સુધીના ઉત્પન્ન થયેલા પ્રજાના રોગો નાશ પામતા હતા, અને બીજા છ માસ સુધી નવા રોગો ઉત્પન્ન થતા નહોતા. તે ભેરી છ છ મહિને વગાડવામાં આવતી, તેથી પરદેશી લોકો પણ પોતાના રોગનો નાશ કરવા ત્યાં આવતા હતા, ભેરી વગાડવાનો સમય દૂર હોવાથી કેટલાક માણસો તેટલા દિવસ ત્યાં રહેવા ઇચ્છતા નહીં અને પોતાના દેશમાં જવા ઉત્સુક બનતા, તેથી તેઓ ભેરીના રક્ષકને કોટી સુવર્ણ આપી તેની પાસેથી પોતાના રોગની શાંતિ માટે તે ભેરીમાંથી એક એક ચંદનનો કકડો લેતા હતા તેને ઠેકાણે તે રક્ષક બીજા કકડા જોડતો હતો. આ રીતે કેટલોક કાળ ગયો ત્યારે તે ભેરી કંથા જેવી થઈ ગઇ, એટલે તેનો શબ્દ જે આખી નગરીને પૂરી દેતો હતો, તે માત્ર સભામાં પણ પૂરો સંભળાતો નહીં. એકદા તે ભેરી વગાડી તે વખતે તેનો તેવો અલ્પ શબ્દ સાંભળી રાજાએ તેના રક્ષકને

બોલાવી ભેરી જોઈ, એટલે તેને બધા કકડાવડે નવીજ બનેલી જોઇ રક્ષકપર ક્રોધ કરીને તે દુષ્ટનો નાશ કર્યો. ન્યાયી રાજાએ દુષ્ટોનું દમન કરવુ જ જોઇએ, નહીં તો તે દુષ્ટ જે પાપ કરે તેનો છઠ્ઠો ભાગ રાજાને પ્રાપ્ત થાય છે. ત્યારપછી રાજાએ અઠ્ઠમ તપ કરી તે દેવની ફરીથી આરાધના કરી, એટલે તે દેવે પ્રસન્ન થઈ તેને બીજી ભેરી આપી. 'લોકોનો ઉપકાર એવી રીતે કરવો જોઇએ કે જેથી તે ક્રિયા ( પરોપકાર ) સાધુના મનને પણ આનદ આપનારી થાય.' કૃષ્ણે તે ભેરીનો નવો રક્ષક કર્યો. તેણે તે ભેરીને બરાબર સાચવી, તેથી રાજાએ તેને ઘણુ ધન આપી તેનું સન્માન કર્યું.

જેઓ પરોપકાર કરવામાં આસક્ત હોય છે, તેઓ જ પૃથ્વીપર સત્પુરૂષો કહેવાય છે, તેમને ચાણાક્ય કરતાં પણ અધિક બુદ્ધિવાળો પુરૂષ વર્ણવી શકે નહીં. તેવા સર્વ લોકને આશ્ચર્ય ઉત્પન્ન કરનાર પરોપકારી શ્રી વિક્રમાદિત્ય રાજાનો વૃત્તાંત હે ભવ્યો ! તમે સાંભળો.—

## શ્રી વિક્રમાદિત્ય રાજાની કથા.

**માલવ** નામના દેશમાં પૃથ્વીના ભૂષણ રૂપ અને લક્ષ્મી દેવીને ક્રીડા કરવાનાં ગૃહ રૂપ **ઉજ્જયિની** નામની નગરી શોભે છે. તે નગરીમાં શત્રુઓને ત્રાસ પમાડનાર, પૃથ્વીનું ભરણ પોષણ કરનાર અને તેજવડે તપતા સૂર્યને પણ જીતનાર **વિક્રમાર્ક** નામનો રાજા હતો. તે પોતાની દૃષ્ટિએ પડતા દરેક દુઃખીને એક હજાર સોનૈયા આપતો હતો, કવિતા કરનાર કવિને દશ હજાર સુવર્ણનું દાન આપતો હતો, જેની વાણી સાંભળી પોતાને હસવું આવે તેવા કુશળ પુરૂષને લક્ષ સુવર્ણ આપતો હતો અને પોતાને પ્રસન્ન કરનાર કવિરાજને કોટી સુવર્ણ આપતો હતો–આવો તેણે નિયમ કર્યો હતો.

એકદા સૂર્ય જેમ પ્રાતઃકાળે ઉદયાચળ પર્વતને શોભાવે તેમ વિક્રમાદિત્ય રાજા સિંહાસનને શોભાવતો હતો, તે વખતે પ્રતિહારે આવીને કહ્યું કે—"કોઈ ભિક્ષુ આપને જોવાની ઈચ્છાથી દ્વાર પાસે આવેલો છે, તેના હાથમાં ચાર શ્લોકો છે, તે અહીં આવે કે જાય ?" રાજાએ જવાબ આપ્યો કે—"હાથમાં ચાર શ્લોક લઈને આવેલા ભિક્ષુને દશ લાખ સુવર્ણ અને ચૌદ શાસનો આપુ છું. હવે તેને આવવાની ઇચ્છા હોય તો આવે, અને જવું હોય તો જાય." રાજાનો આ જવાબ પ્રતિહારે ભિક્ષુને કહ્યો, ત્યારે તેણે રાજા પાસે જવાની ઇચ્છા જણાવી. તેથી તત્કાળ પ્રતિહારે તેને સભામાં પ્રવેશ કરાવ્યો, તે વખતે રાજા સિંહાસન ઉપર પૂર્વ દિશા તરફ મુખ રાખીને બેઠો હતો. તેને ભિક્ષુએ આવા અર્થવાળો શ્લોક કહ્યો કે—"હે રાજા ! તમે સર્વદા સર્વ પ્રકારનું દાન આપો છો, એમ પંડિતો તમારી સ્તુતિ કરે છે તે મિથ્યા છે, કારણ કે શત્રુઓ તમારી પીઠને પામી શકતા નથી અને પરસ્ત્રીઓ તમારૂં વક્ષઃસ્થળ પામી શકતી નથી." આ પ્રમાણે સાંભળી રાજા પૂર્વ દિશાનો ત્યાગ કરી દક્ષિણ તરફ મુખ રાખી બેઠો, ત્યારે તે ભિક્ષુ પણ તેની સન્મુખ જઇ બીજો શ્લોક બોલ્યો, તેનો અર્થ આ પ્રમાણે છે:—"હે રાજા ! તમે આ અપૂર્વ ધનુર્વિદ્યા ક્યાંથી શીખ્યા છો ? કેમકે [1]માર્ગણનો (બાણનો) સમૂહ તમારી સમીપે આવે છે, અને ગુણ (પ્રત્યંચા) દેશાંતરમાં જાય છે." તે સાંભળી રાજા દક્ષિણ દિશાનો ત્યાગ કરી પશ્ચિમ સન્મુખ બેઠો, ત્યારે ભિક્ષુ પણ ત્યાં જઇને ત્રીજો શ્લોક બોલ્યો, તેનો અર્થ

---

૧ બાણનો સમૂહ દેશાંતરમાં જવો જોઇએ અને પ્રત્યંચા સમીપે આવવી જોઇએ, તેથી આ અપૂર્વ વિદ્યા થઈ વાસ્તવિક અર્થ એ છે જે માગણનો સમૂહ પાસે આવે છે, અને ગુણ એટલે યશ દેશાંતરમાં જાય છે.

આ પ્રમાણે છેઃ—" હે રાજા ! તમારા ધનુષનો ટંકાર શબ્દ સાંભળીને શત્રુના હૃદયરૂપી ઘડાઓ ફુટી ગયા, પરંતુ તેમાંનું પાણી તેમની સ્ત્રીઓનાં નેત્રોમાંથી ગળ્યું, એ મોટું આશ્ચર્ય છે. " તે સાંભળી રાજા પશ્ચિમ દિશાનો ત્યાગ કરી ઉત્તર તરફ બેઠા, ત્યાં પણ તે વિદ્વાન્ તેની સન્મુખ જઇ ચોથો અનુષ્ટુપ શ્લોક બોલ્યો, તેનો અર્થ આ પ્રમાણે—" હે રાજા ! સરસ્વતી તમારા મુખમાં રહેલી છે અને લક્ષ્મી તમારા હસ્તકમળમાં રહેલી છે, પરંતુ શું કીર્તિ તમારા પર કોપ પામી છે કે જેથી તે દેશાંતરમાં જતી રહી છે ? " તે સાંભળી રાજા ઉત્તર દિશાનો પણ ત્યાગ કરી સિંહાસન પરથી ઉભો થઇ બોલ્યો કે—" હે ભિક્ષુ ! ચારે દિશાનું મારૂં આખું રાજ્ય તમને અર્પણ કરૂં છું, માટે તમે આ સિંહાસન ઉપર બેસો. " ત્યારે ભિક્ષુ બોલ્યો કે—" હે રાજા ! અમારે નિઃસ્પૃહીને રાજ્યથી સર્યું, પરંતુ જો તમે પ્રસન્ન થયા હો તો જિનેશ્વરે પ્રરૂપેલા ધર્મને અંગીકાર કરી તમારા નામનો નવો સંવત્સર પ્રવર્તાવો-ચલાવો. " આ પ્રમાણે તે ભિક્ષુ કે જે **સિદ્ધસેન દિવાકર** મુનિરાજ હતા તેની વાણીરૂપી જળથી સિંચાયેલો રાજારૂપી વૃક્ષ સમકિતરૂપી નવ પલ્લવોને ધારણ કરી ધર્મરૂપી ફળને પામ્યો. કાજળની જેવા મલિન જળને જેમ કતક નામની ઔષધિનું ચૂર્ણ નિર્મળ કરે તેમ રાજાએ શત્રુંજયની યાત્રાવડે પોતાના આત્માને નિર્મળ કર્યો અને તેણે ઇચ્છા પ્રમાણે સુવર્ણનું દાન કરી આખી પૃથ્વીને ઋણ રહિત કરી, તેથી શ્રી વર્ધમાન સ્વામીની જેમ તેનો સંવત્સર શરૂ થયો. જેમ હંસી પરાગ ( રસ ) નું ભક્ષણ કરતી કરતી એક કમળથી બીજા કમળ ઉપર જાય છે, તેમ તે રાજાની કીર્તિ બીજા રાજાઓના યશનું ભક્ષણ કરતી કરતી એક દેશથી બીજા દેશમાં ગઇ.

એકદા કોઈ ભાટ રાજસભામા આવ્યો, તે વખતે જળપાન કરવાની ઈચ્છાવાળા રાજાને જોઈ અવસર પામીને તે બોલ્યો કે—" હે રાજા ! તમારા મુખકમળને વિષે નિરંતર [1]સરસ્વતી રહેલી છે, તમારો અધર ( ઓષ્ઠ ) જ [2]શોણ છે, કાકુત્સ્થ (રામચંદ્ર) ના પરાક્રમનુ સ્મરણ કરાવવામા નિપુણ આ તમારો જમણો હાથ જ [3]સમુદ્ર છે, અને આ [4]વાહિનીઓ ક્ષણવાર પણ તમારા સમીપ ભાગને છોડતી નથી, તો પણ તમારા સ્વચ્છ [5]માનસને વિષે ( તમારૂ માનસ સ્વચ્છ છતા ) જળપાન કરવાનો અભિલાષ કેમ થયો ? " આ પ્રમાણેનો શ્લોક સાભળી રાજાએ તેને પુષ્કળ દાન આપ્યુ અને પૃથ્વીપીઠ રૂપી પાટીને વિષે પોતાનુ નામ લખ્યુ તે દાનનુ પ્રમાણ આટલુ હતુ— "આઠ કરોડ સુવર્ણ, ત્રાણુ તોલા મોતી, મદવારિને વિષે લુબ્ધ થયેલા ભમરાઓવડે ક્રોધ પામેલા પચાસ હાથીઓ, દશ હજાર ઘોડાઓ અને પ્રપંચ કરવામા ચતુર સો વેશ્યાઓ—આટલી વસ્તુ પાડુરાજાએ વિક્રમાદિત્યને દંડ તરીકે આપી હતી તે સર્વ તેણે ઉપર કહેલા ભાટને આપી દીધી "

વિક્રમાદિત્યના દાનરૂપી મેઘથી તૃપ્ત થયેલા અનેક કવિઓએ તેના દાનો વિષે અનેક પ્રબંધો અને કવિતો રચેલા છે. કહ્યુ છે કે—" અતિ વાચાળ કવિજનોએ રચેલા સેંકડો કાવ્યો વડે વિસ્તાર પામેલુ વિક્રમરાજાનુ ચરિત્ર હાલમા પણ લોકને વિષે વિદ્યમાન છે. " જે આર્યજનોરૂપી તળાવો બીજા રાજાઓ રૂપી મેઘોએ સુકવી દીધા હતા, તે તળાવો વિક્રમરૂપી સૂર્યે ઉલટા ભરી દીધા એ આશ્ચર્ય છે સંસારથી વિરક્ત ચિત્તવાળા હે સજ્જનો ! આ પ્રમાણે શ્રીકૃષ્ણ વાસુદેવ અને વિક્રમાર્ક

---

૧ વિદ્યાદેવી અને તે નામની નદી ૨ રાતો, તે નામનો દ્રહ ૩ મુદ્રા એટલે વીંટી સહિત, સાગર. ૪ સેનાઓ, નદીઓ. ૫ મન, તે નામનું સરોવર.

રાજાનું ચરિત્ર શ્રવણગોચર કરીને નિરંતર પરોપકાર કરવામાં તત્પર થાઓ.

શ્રી તપગચ્છરૂપી આકાશને વિષે સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રી ધર્મહંસ ગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રી ઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રી ઉપદેશ કલ્પવલ્લી નામની ટીકાને વિષે બીજી શાખામાં પરોપકાર કરવાના વિષય ઉપર શ્રીકૃષ્ણ અને વિક્રમાર્ક રાજાના ચરિત્ર વર્ણન નામનો સત્તરમો પલ્લવ સમાપ્ત.



## પલ્લવ ૧૮ મો.

જેની વાણીનું શ્રવણ કરવાથી અંતઃકરણમાં પ્રીતિ પામેલા કેટલાક શ્રોતાઓ આ વાણીથી અમૃતના રસની સંપત્તિ કાંઇ પણ વિશેષ નથી એમ જાણી જાણે તેનો નિષેધ કરતા હોય તેમ આશ્ચર્ય સહિત સભામાં પોતાના મસ્તકને અત્યંત ધુણાવે છે. તે અરિહંતોમાં મણિ સમાન **શ્રીઅરનાથ** નામના અઢારમા તીર્થંકર સેવક જનોના સુખને માટે થાઓ.

પરોપકારનું સ્વરૂપ કહ્યા પછી હવે યતના નામનું અઢારમું દ્વાર કહેવાની ઇચ્છાથી કહે છે.—

### जयणा य

મુનિએ ગમનાદિક ક્રિયામાં પ્રમાર્જના અને માર્ગનું અવલોકન વિગેરે કરવાવડે જીવોની યતના કરવી.

મુનિઓએ તથા સામાયિકમાં અને પૌષધમાં રહેલા શ્રાવકોએ ધર્મરૂપી રાજાની સેના સમાન યતના અંગીકાર કરવી. ચાલવામાં, ચેષ્ટા કરવામાં, બેસવામાં, સુવામાં, ભોજનમાં અને બોલવામાં આટલે ઠેકાણે યતના કરવાની છે. કહ્યું છે કે—"ક્ષેત્રને આશ્રીને કાળની હાનિ થાય છે, પરંતુ સંયમના યોગો હાનિ

પામતા નથી. તેથી મુનિરાજે નિરંતર યતનાપૂર્વક વર્તવું. યતના રૂપી અંગનો ભંગ થવા દેવો નહીં. ” ગૌતમસ્વામીએ ભગવાનને પ્રશ્ન કર્યો કે—“હે ભગવન્ ! મુનિએ શી રીતે ચાલવું ? શી રીતે ઉભા રહેવું ? શી રીતે બેસવું ? શી રીતે સુવું ? શી રીતે આહાર કરવો ? અને શી રીતે બોલવું ? કે જેથી પાપકર્મ ન બંધાય. ” તેના જવાબમાં ભગવાને કહ્યું કે—“યતનાએ ચાલવું, યતનાએ ઉભા રહેવું, યતનાએ બેસવું, યતનાથી સુવું, યતનાથી આહાર કરવો અને યતનાથી બોલવું. આ રીતે કરવાથી પાપકર્મનો બંધ થતો નથી. ”

જે માર્ગે ઘણા માણસો ચાલેલા હોય અને ચાલતા હોય, તથા જે માર્ગ સૂર્યના કિરણોવડે પ્રકાશિત હોય, તેવા માર્ગે જીવની રક્ષાને માટે યતનાપૂર્વક ચાલવું તે ઈર્યાસમિતિ કહેવાય છે. ૧. સર્વજ્ઞે પ્રરૂપેલા તત્ત્વને જાણનાર મુનિએ કાર્ય હોય ત્યારે જ જરૂર જેટલું નિરવદ્ય (પાપ રહિત) વચન બોલવું અને કારણ વિના બોલવું નહીં, તે ભાષાસમિતિ કહેવાય છે. ૨. જિનશાસનવડે શોભતા મુનિએ સુડતાળીશ દોષ રહિત આહારનું ભોજન કરવું તે એષણાસમિતિ કહેવાય છે. ૩. ચક્ષુવડે જોઈ, પ્રમાર્જના કરી વસ્તુનું ગ્રહણ કરવું અને મૂકવું તે આદાનનિક્ષેપસમિતિ કહેવાય છે. ૪. મળ, મૂત્ર, શ્લેષ્મ વિગેરેનો જીવ રહિત શુદ્ધ પ્રદેશમાં ત્યાગ કરવો તે પારિષ્ઠાપનિકા સમિતિ કહેવાય છે. ૫. ઘણા પ્રકારના તર્ક વિતર્ક રહિત, સમતા ભાવથી ભાવિત અને શુભ ધ્યાન યુક્ત જે મન તે મનોગુપ્તિ કહેવાય છે. ૬. મૌનનું અવલંબન કરવું અથવા વચનનો સંવર કરવો તે સાવદ્ય (પાપ) વ્યાપારનો નિષેધ કરનારી વચોગુપ્તિ કહેવાય છે. ૭. કાયોત્સર્ગ કરનાર સાધુ પોતાના શરીરને જે સ્થિર રાખે તે કાયગુપ્તિ કહેવાય છે, એમ શ્રી જગદીશ્વરોએ કહ્યું છે. ૮. આ જિનશાસનની આઠ માતાઓનું સાધુઓએ તથા સામાયિક પૌષધમાં રહેલા શ્રાવકોએ નિરંતર પાલન કરવાનું છે.

ગૃહસ્થોએ પણ યતનામાં યથાશક્તિ ઉદ્યમ કરવો જોઇએ. કારણકે યતનાથી અનુપમ ધર્મ પ્રગટ થાય છે. કુવા કે નદી વિગેરેમાંથી પાણી ભરવું ને ગળણાંવડે ગળીને જ ભરવું કે જેથી કદાચ માર્ગમાં ઘડો પડીને ફુટી જાય તો પણ જીવહિંસા ન થાય. ઘરમાં જે જળ રાખવું હોય તે ગળીને રાખવુ. પહેલાનું જે જળ હોય તે યત્નથી કાઢી નાંખવુ અને પાણીના માટલા વિગેરેમાં નવું જળ નાખવુ. શીત કાળમા જળને હંમેશાં બે વાર ગળવું, અને ઉષ્ણ ઋતુમાં ત્રણ કે ચાર વાર ગળવું, કારણ કે ઉષ્ણ ઋતુમાં વધારે ત્રસકાય જીવોની ઉત્પત્તિ સંભવે છે. શ્રાવકે સચિત્ત ધાન્ય ગ્રહણ કરવાં નહીં, કદાચ ગ્રહણ કરવાં પડે તો પણ જીવરક્ષા કરવાની ઇચ્છાએ તેને કદાપિ રાંધવાં તો નહીંજ. મધૂક (મહુડા) નાં પુષ્પ, કેરડાનાં પુષ્પ, પીલુ અને જુવારના પોંકને અવશ્ય વર્જવા, કારણ કે તેમાં ઘણાં ત્રસ જીવોની ઉત્પત્તિ થાય છે. સાંબેલું અને ખારણીઓ સારી રીતે જોઇને તેમાં શુદ્ધ કરેલા ધાન્યને ખાંડવું. સાંબેલાવડે ઘણા જીવોની વિરાધના થાય છે, તેથી તે વસ્તુ કોઇને માગી આપવી નહીં. ઘંટીને પણ સારી રીતે જોઇને તથા પુંજીને જ વાપરવી એટલે કે દળવાનુ કામ કરવું. દળી રહ્યા પછી પાપને પૃથક્ ( જુદું ) કરવાના હેતુથી તેના બન્ને પડ જુદા જુદા કરીને રાખવા. બાળવાનાં લાકડાંને ફાડીને તેના બબે ફાડીઆ કરવા, અને છાણાંના કકડા કરવા, પછી તેને દૃષ્ટિવડે જોઈ તથા પુંજીને વાપરવા. ચુલાને પણ જોઇ પુંજીને પછી તેમાં અગ્નિ નાંખવો. તેમાં પણ પ્રથમ પાડોશીના ઘરોમાં અગ્નિ સળગાવ્યા પછી પોતાના ઘરમાં અગ્નિ સળગાવવો કે જેથી કોઇને આપવો ન પડે. કચરો વાળવાની સાવરણી પણ કોમળ ઘાસની કરવી કે જેથી જીવની વિરાધના ન થાય. આ પ્રમાણે પુણ્યકાર્ય કરવાની ઇચ્છાથી ગૃહસ્થોએ પણ સર્વત્ર યતના કરવી. યતના વિના આત્માની શુદ્ધિ થઇ શકતી જ નથી. કહ્યું છે કે—"ખારણીઓ, ઘંટી,

ચુલો, પાણિયારૂં અને સાવરણી એ પાંચ ગૃહસ્થોના કસાઈખાના -હિંસાનાં સ્થાનો છે. તેના પાપથી તેઓ સ્વર્ગે જતા નથી. પણ જો ગૃહસ્થ સર્વત્ર યતનાપૂર્વક પ્રવર્તે, તો તે શુદ્ધ થાય છે. પૂર્વે યતનાને પાળવાથી **લીલાવતી** શુદ્ધ હૃદયવાળી થઇ હતી. તેનુ દષ્ટાંત આ પ્રમાણે—

## લીલાવતીની કથા.

આ ભરતક્ષેત્રમા **વસંતપુર** નામનુ નગર છે. તે સીમા વગરના ધનનુ સ્થાન છે. તે નગરમાં પ્રજાઓને રંજન કરવાની લાલસાવાળો **પ્રજાપાળ** નામે રાજા હતો, અને **વસંતતિલક** નામનો એક શ્રેષ્ઠી રહેતો હતો, તે સર્વ ઇભ્યોમાં તિલક સમાન હતો. તે શેઠ પોતાના હસ્તકમળવડે અગણિત દાન દઇને કલ્પવૃક્ષનો પણ તિરસ્કાર કરતો હતો. તેને કામદેવરૂપ આમ્રવૃક્ષની જાણે મંજરી હોય તેવી **વસંતમંજરી** નામની કાંતા હતી, તે શીળરૂપી અલંકારવડે શોભતી હતી અને રૂપ સાંદર્યવડે દેવાંગનાનો પણ તિરસ્કાર કરતી હતી. તેને પોતાના વંશરૂપી સમુદ્રને ઉલ્લાસ પમાડવામાં ચંદ્ર સમાન **કામદેવ, યશોદેવ, શ્રીદેવ** અને **નરદેવ** નામના ચાર પુત્રો થયા હતા. તે નગરમાં મોટા વ્યવહારીના કુળમા ઉત્પન્ન થયેલી અને રૂપની સંપત્તિએ કરીને યુક્ત એવી **શ્રીમતી, ધીમતી, કીર્તિમતી** અને **લીલાવતી** નામની ચાર કન્યાઓ હતી. તેમની સાથે શ્રેષ્ઠીએ પોતાના ચાર પુત્રોને પરણાવ્યા હતા. તે સ્ત્રીઓથી પરિવરેલા શ્રેષ્ઠીપુત્રો હાથણીઓથી પરિવરેલા હાથીઓની જેવા શોભતા હતા. શ્રેષ્ઠીએ ઘરના યોગ્ય બંધારણને માટે ચારે વહુઓને અનુક્રમે રસોઈ કરવાનું, ધાન્ય સાચવવાનું, જમનારાઓને પીરસવાનું અને પાણી સાચવવાનું કામ સોંપવાવડે યોગ્ય વ્યવસ્થા કરી હતી. તેમાં ચોથી વહુ લીલાવતી હમેશાં માણમાં,

ગોળીમાં, ઘડામાં અને બીજા કોઇ પણ પાત્રમાં પાણી રાખતી તે ગળીને જ રાખતી હતી, અને ત્યાર પછી જ તે પાણી કામમાં વપરાતું હતુ. મીઠા પાણીનો અને ખારા પાણીનો સંખારો તે કદાપિ ભેળો કરતી નહીં, હમેશાં જાડા ગરણાવડે દિવસમાં બે વાર પાણી ગળતી હતી, અને ઉષ્ણ કાળમાં ત્રણ ચાર વાર ગળતી હતી. કારણકે યતનાવડે જ ધર્મ માનેલો છે. કહ્યું છે કે—" કુવાના ખોદનારની જેમ મનુષ્ય પાપકર્મવડે નીચે જાય છે, અને પ્રાસાદના ચણનારની જેમ પુણ્યકર્મવડે ઉંચે જાય છે."

એકદા લીલાવતીએ શુભ કર્મવડે પોતાના આત્માને સારે સ્થાન સ્થાપન કરતી હોય તેમ પાણીનો સંખારો તળાવમાં જઇને નાંખ્યો, અને ત્યાંથી પાછી વળતાં તેણીએ કોઇ પાણી ભરતી સ્ત્રીનું સ્વચ્છ ગરણું લઇ ગળીને પોતાનો ઘડો પાણીથી ભર્યો. ત્યાર પછી તે ઘર તરફ આવતી હતી, તેટલામાં અશ્વ ઉપર બેઠેલો રાજપુત્ર તેને સામો મળ્યો, તેથી આમ તેમ કરતા તેણીનો પગ સ્ખલના પામ્યો, અને માથા પરથી પાણીના ઘડો પડીને ફુટી ગયો, પોતાની માતા પૃથ્વીને આલિંગન કરવા માટે જાણે ઘણાં રૂપને ધારણ કરતો હોય તેમ તેના સેંકડો કકડા થઈ ગયા. તેથી તે શોક કરવા લાગી કે—"પ્રાયે બરાબર ગળ્યા વિનાનું પાણી ઢોળાઇ ગયું, તેથી મને ઘણું પાપ લાગ્યું." એમ શોક કરતી તે પાપની શુદ્ધિ માટે ત્યાં માર્ગમા જ બેઠી. તેટલામાં તે જ માર્ગે એક જ્ઞાની મુનિ નીકળ્યા, તેને નમસ્કાર કરીને તેણીએ કહ્યું કે—"હે ભગવન્! મારી શુદ્ધિને માટે મને તપ સિવાયનું બીજુ કાંઈ પ્રાયશ્ચિત્ત આપો." મુનિ બોલ્યા કે—"હે ભદ્રે! જળવડે વસ્ત્રની જેમ તપવડે જ આત્માની શુદ્ધિ થાય છે." ત્યારે તે બોલી કે—"હે સ્વામી! મારામાં તપ કરવાની શક્તિ

નથી. તેથી હે મુનીંદ્ર ! એવુ કોઈ દાન બતાવો કે જેથી મારી શુદ્ધિ થાય." મુનિએ કહ્યું કે-"હે રત્ન સમાન સ્ત્રી ! રત્નપુરમાં જઇ જિનેશ્વરોને વંદના કર, અને ત્યાંના રહેવાસી રત્નદેવીના પતિ રત્ન નામના શ્રાવકનો ભક્તિપૂર્વક સત્કાર કર. તેમ કરવાથી હે ભદ્રે ! તારો આત્મા નિર્મળ થશે." તે સાંભળી તત્ત્વને જાણનારી લીલાવતી મુનિને નમસ્કાર કરીને પોતાને ઘેર ગઇ, અને પોતાના પતિને તે વૃત્તાંત નિવેદન કર્યું. ત્યારે તેણે પોતાની પ્રિયાને શુદ્ધિ કરવા માટે રત્નપુર મોકલી. માર્ગમાં તે લીલાવતી ઠેકાણે ઠેકાણે હર્ષથી જિનેશ્વરોની પ્રતિમાઓને વાંદતી હતી, અને સ્નાત્ર ઉત્સવવડે પોતાના આત્માને પવિત્ર કરતી હતી. વળી પરલોકમા પોતાના આત્માને પૂજાવવા ઇચ્છતી હોય તેમ શુભ ભાવપૂર્વક ઉત્તમ ચંદન અને પુષ્પોવડે દરેક જિન-પ્રતિમાઓને પૂજતી હતી, સદ્બુદ્ધિવાળી લીલાવતી જાણે મૂર્તિમાન્ પોતાની કીર્તિનુ આરોપણ કરતી હોય તેમ દરેક જિન-ચૈત્ય ઉપર ધ્વજા ચડાવતી હતી. ઠેકાણે ઠેકાણે વસ્ત્રના સમૂહનું દાન કરીને તે સંઘને પહેરામણી કરતી હતી, ધનનો વ્યય કરીને ધર્મની આવક નિષ્કપટપણે વધારતી હતી, અને ચાલતી દીપિકાની જેમ તે દરેક સ્થાને અરિહંતના શાસનનો ઉદ્યોત કરતી હતી. આ પ્રમાણે કરવાથી તેનું નામ પૃથ્વીતળ ઉપર સર્વત્ર પ્રસિદ્ધિને પામ્યું. આ રીતે ધર્મનાં કાર્યો કરતી તે અનુક્રમે રત્નપુર પહોંચી. ત્યાં જિનપ્રતિમાઓને આદરથી વાંદી તેણે કોઇ માણસને રત્ન શ્રાવક અને તેની સ્ત્રી રત્નદેવીના ગુણો પૂછયા. ત્યારે તે માણસ બોલ્યો કે-"હે ભદ્રે ! તેમના ગુણોનું વર્ણન કરવાને ઇંદ્ર પણ સમર્થ નથી, તો પણ પવિત્રતાને કરનારૂ માત્ર તેમનું સ્વરૂપ ટુંકામાં જ હું કહુ છું તે તમે સાંભળો.—રત્ન શ્રાવક આઠ વર્ષનો બાળક હતો, ત્યારે સાધુની પાસે શાસ્ત્રોનો અભ્યાસ કરતો હતો, તેથી જૈનધર્મના તત્ત્વને તે જાણનારો થયો, તેથી

તેણે ગુરૂની સાક્ષીએ નિયમ ગ્રહણ કર્યો કે-"મારે નિરંતર શુ
પક્ષમાં ચોથું (બ્રહ્મચર્ય) વ્રત પાળવું. તેવા અવસરે એક રત્નદે
નામની બાળિકા સાધ્વીની પાસે જૈનશાસ્ત્રનો અભ્યાસ ક
હતી, તે પણ સરસ્વતીની જેમ તત્ત્વને જાણનારી થઈ. ર
બાલ્યાવસ્થામાં જ તેના ચિત્તમાં સંવેગ આસ થવાથી ધર્મ
તત્ત્વને જાણનારી અને કળાના નિધાન રૂપ તેણીએ નિર
કૃષ્ણપક્ષમાં બ્રહ્મચર્ય પાળવાનો નિયમ અંગીકાર કર્યો. અનુક્ર
તે બન્ને યુવાવસ્થાને પામ્યા ત્યારે પૂર્વ પુણ્યના યો
તે બન્નેનો જ પરસ્પર વિવાહ થયો. પછી તે બન્નેએ કેટલે
કાળ તો શાસ્ત્રવિનોદમાં જ નિર્ગમન કર્યો. છેવટે તે બન્નેએ ૧
સ્પર પોતપોતાના નિયમની હકીકત જણાવી. એટલે રત્નદે
બોલી- કે—"હે સ્વામી ! હું વ્રત (ચારિત્ર ) ને અંગીકાર ક
અને તમે તો પુરૂષ છો તેથી સ્વરૂપે કરીને લક્ષ્મીનો તિરસ્ક
કરનારી અને વણિક કુળમાં ઉત્પન્ન થયેલી બીજી કન્યાનું પાણિ
ગ્રહણ કરો." તે સાંભળીને અંતઃકરણમાં વૈરાગ્યને પામેલો
બોલ્યો કે-"હે પ્રિયા ! સ્ત્રીનો જે પરિગ્રહ કરવો તે સંસારરૂ
વિષવૃક્ષનું બીજ છે. જો હું કેદખાનાની જેવા આ સંસારના બ
નથી અનાયાસે નીકળ્યો છું તો હું હવે જાણતાં છતાં કેમ મા
આત્માને બંધનમાં નાંખું ?" આ પ્રમાણે નિશ્ચય કરી સંવેગ યુ
મનવાળા તે બન્નેએ મોટા ઉત્સવપૂર્વક ગુરૂની પાસે જઇ સર્વ
ચોથું વ્રત અંગીકાર કર્યું. મૂર્તિમાન જાણે પુણ્યના પિંડ જ હો
એવા તે લોકોત્તમ દંપતીની તુલ્ય ત્રીજો કોઇ પણ મનુષ્ય આ
પૃથ્વી પર જણાતો નથી."

આ પ્રમાણે તે મનુષ્યના મુખથી હકીકત સાંભળી લીલાવ
હર્ષ પામી, અને યતનાપૂર્વક ધર્મને કરનાર રત્ન શ્રાવકને ઘ
ગઇ. તેણે આસન આપી તથા કુશળ પ્રશ્ન પૂછી તે સતી

દંપતીને પ્રીતિપૂર્વક ઘણા આગ્રહથી નિમંત્રણ કર્યું અને તેમને ભોજન કરાવ્યું, પછી ક્ષીરસમુદ્રના જળની જેવા ઉજ્વળ વસ્ત્રો તેમને પહેરાવ્યાં.

તે વખતે તે નગરમાં કોઇ કેવળજ્ઞાની મુનિ પધાર્યા, તેને રત્ન શ્રાવક, રત્નદેવી અને લીલાવતી તથા બીજા નગરવાસી જનો આનંદથી વંદના કરવા ગયા. તેઓ વિધિ પ્રમાણે વંદના કરી યોગ્ય સ્થાને બેઠા. કેવળીએ તેમને દેશનામાં કહ્યું કે-"મનુષ્યે જો એક પણ નિયમ યથાર્થ પાળ્યો હોય તો તે મોક્ષના સુખને આપનાર થાય છે. જેમકે લીલાવતી એક યતના ધર્મવડે જ મોક્ષને પામશે." તે સાંભળીને રત્ન શ્રાવક વિગેરેએ પૂછયું કે—"તે લીલાવતી કોણ છે ?" ત્યારે જિનેશ્વરે તેની પ્રથમથી પ્રારંભીને સર્વ કથા કહી સંભળાવી કહ્યું કે— " તે લીલાવતી તમારી પાસેજ બેઠી છે. તે અહીંથી સ્વર્ગમાં જઇ ત્યાંનુ સુખ ભોગવી મનુષ્ય જન્મ પામી યતના ધર્મથી મોક્ષને પામશે." આ પ્રમાણે યતનાનું ફળ સાંભળી નગરના પુરૂષો અને સ્ત્રીઓ નિરંતર યતના પાળવામાં અધિક ઉદ્યમી થયા. પછી તે ભાગ્યવતી લીલાવતી ત્યાંથી નીકળી વસંતપુર આવી, અને યાવજ્જીવ પર્યંત યતનારૂપ ધર્મનું આરાધન કર્યું.

વિદ્વાન જનોના સમૂહમાં મુગટ સમાન હે ભવ્ય પ્રાણીઓ ! ધર્મના બીજા સર્વ વિકલ્પોનો ત્યાગ કરી એક યતનો પાળવામાં જ નિરંતર યત્ન કરો. કેમકે યતનાના પ્રભાવથી જ જિનેશ્વરોની આજ્ઞાનું આરાધન કરવામાં લાલસાવાળી અને શુદ્ધ શીળવ્રતને ધારણ કરનારી લીલાવતીને દેવ અને નરભવની ઉત્તમ સમૃદ્ધિ પ્રાપ્ત થઇ હતી.

આ પ્રમાણે શ્રી તપગચ્છરૂપી આકાશને વિષે સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રી ધર્મહંસગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રી ઇંદ્રહંસગણિએ રચેલી શ્રીઉપદેશ કલ્પવલ્લી નામની ટીકાને વિષે બીજી શાખામાં યતના કરવાના વિષય ઉપર લીલાવતી વર્ણન નામનો અઢારમો પલ્લવ સમાપ્ત થયો.

## પલ્લવ ૧૯ મો.

જે તીર્થના સ્વામી વ્યાખ્યાનના અવસરરૂપી વર્ષાઋતુમાં મેઘની જેમ પૃથ્વીપર વાણીરૂપી જળના સમૂહને વરસાવતા હતા ત્યારે તેમના મુખરૂપી વનમાં ઉત્પન્ન થયેલા અક્ષરોરૂપી પુષ્પો કે જે વાણીરૂપ જળની વૃષ્ટિથી ઉત્પન્ન થયાં હતાં તેને ગ્રહણ કરીને ગણધરો અરિહંતના મતને શોભાવવા માટે શાસ્ત્રોરૂપી મોટી માળાઓ ગુંથતા હતા, તેવા શ્રી મલ્લીનાથ નામના ઓગણીશમા તીર્થંકર ભવ્ય જીવોને ધર્મલક્ષ્મીની પ્રાપ્તિ કરાવનાર થાઓ.

યતનાનું સ્વરૂપ કહ્યા પછી હવે ત્રીજી ગાથામાં કહેલું જિનપૂજા નામનું ઓગણીશમું દ્વાર કહે છે.

### जिणपूआ

ચોત્રીશ અતિશયોવડે શોભતા અને આઠ મહા પ્રાતિહાર્યોવાળા શ્રી જિનેશ્વરોની પંડિત જનોએ ચંદન પુષ્પાદિકે કરીને પૂજા કરવી.

સમવસરણમાં વિરાજમાન અને પોતપોતાના તીર્થને સ્થાપન કરનારા જિનેશ્વરો જાણવા. એક ચોવીશીમાં તેવા ચોવીશ જિનો થાય છે, અને ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણ ચોવીશીમાં થઈને કુલ બોંતેર જિનો થાય છે, તે જિનોની વિધિપૂર્વક પૂજા કરવાથી મનુષ્ય અનેક પ્રકારની સંપદાને પામે છે. જિનેશ્વરોની પૂજા ત્રણ પ્રકારે કહેલી છે-અંગપૂજા ૧, અગ્રપૂજા ૨ અને ભાવપૂજા ૩. તેમાં ચંદન અને પુષ્પોવડે જે પ્રભુની પૂજા કરવી તે અંગપૂજા કહેવાય છે. ૧. પ્રભુની સન્મુખ ફળ નૈવેદ્ય અને ચોખા વિગેરે જે મૂકવા તે બીજી અગ્રપૂજા કહેવાય છે. ૨. અને સ્તુતિ, ગીત, ગાયન વિગેરેથી ભાવપૂજા થાય છે. ૩. દ્રવ્યપૂજા આઠ પ્રકારની કહેવાય છે. તે આ પ્રમાણે—ચંદન ૧ ધૂપ ૨,

અક્ષત ( ચોખા ) ૩, પુષ્પ ૪, દીપ ૫, ફળ ૬, નૈવેદ્ય ૭ અને જળ ૮ આ [1]આઠ વસ્તુવડે ડાહ્યા પુરૂષોએ પ્રભુની પૂજા કરવી. **જ્ઞાતાધર્મકથા** નામના છઠ્ઠા અંગમાં અને **જીવાભિગમ**માં સત્તર પ્રકારી પૂજા આ પ્રમાણે કહી છે—જળ ૧, ચંદન ૨, વસ્ત્ર યુગલ ૩, ગંધ ૪, છુટા પુષ્પ ૫, પુષ્પની માળા ૬, વર્ણ ૭, ચૂર્ણ (વાસક્ષેપ) ૮, ચંદરવો બાંધવો ૯, સુવર્ણાદિકના અલંકારો ધરવા ૧૦, પુષ્પોની મોટી માળા ચડાવવી ૧૧, અક્ષતોવડે અષ્ટમંગળ આળેખવા ૧૨, પાંચ વર્ણવાળા પુષ્પોનો સમૂહ ધરવો ૧૩, ધૂપ કરવો ૧૪, એક સો આઠવાર નમસ્કારનો જાપ કરવો ૧૫, મોટી ધ્વજા ચડાવવી ૧૬ અને નૃત્ય કરવું ૧૭ તે. વળી **રાજપ્રશ્નીય** નામના સૂત્રમાં **દ્રૌપદી** અને **સૂર્યાભદેવે** જેવી રીતે પ્રભુની પૂજા કરી છે, તેવી રીતે વિવેકી જનોએ હર્ષપૂર્વક ઘણા દ્રવ્યનો વ્યય કરીને મહાપૂજા કરવી. પૂજા કરવાનો વિધિ આગમનાં વચનોથી જાણી લેવો. અહીં પણ તેનો કાંઈક વિધિ કહેવામાં આવે છે.

પૂર્વ દિશા તરફ મુખ રાખીને સ્નાન કરવું, પશ્ચિમ તરફ મુખ રાખીને દાતણ કરવું, ઉત્તર તરફ મુખ રાખીને શ્વેત વસ્ત્ર પહેરવા, અને પૂર્વ કે ઉત્તર તરફ મુખ રાખીને પૂજા કરવી. પ્રભુના બે ચરણ, બે જાનુ (ઢીંચણ), બે હાથ, બે ખભા અને એક મસ્તક એ નવ અંગે અનુક્રમે પૂજા કરવી. ચંદન વિના કદાપિ પૂજા કરવી નહીં. પ્રાતઃકાળે સુગંધી વાસક્ષેપવડે, મધ્યાન્હ સમયે પુષ્પોના સમૂહવડે અને સાયંકાળે ધૂપ દીપવડે એમ ત્રણે કાળે જિનેશ્વરની પૂજા કરવી. પ્રભુની જમણી બાજુએ દીપ કરવો ને ડાબી બાજુએ ધૂપ કરવો. અગ્રપૂજા પ્રભુની સન્મુખ કરવી. આ પ્રમાણે શાસ્ત્રમાં કહેલા વિધિપૂર્વક વિદ્વાનોએ દ્રવ્યપૂજા

---

૧ આ નામો પૂજા કરવાના ક્રમ પ્રમાણે આપેલા નથી

કરવી., પછી પ્રભુની જમણી બાજુએ જ રહીને ધ્યાન અને ચૈત્ય-વંદન કરવું. જિનેશ્વરની પૂજા કરતી વખતે પદ્માસને બેસવું, નાસિકાના અગ્ર ભાગ ઉપર દૃષ્ટિ રાખવી, મૌન ધારણ કરવું અને શરીરને વસ્ત્રવડે ઢાંકવું. જિનેશ્વરની પ્રીતિ સંપાદન કરવા માટે ભક્ત જનોએ પુષ્પ, પત્ર કે ફળ જે હાથમાંથી પડી ગયું હોય, પૃથ્વી પર પડેલું હોય, પગને અડકી ગયું હોય, મસ્તક પર રહેલું હોય, ખરાબ વસ્ત્રમાં રાખેલું હોય, નાભિથી નીચે ધારણ કરેલું હોય, દુષ્ટ જનોએ સ્પર્શ કરેલું હોય, મેઘની ધારા-વડે હણાયેલું હોય તથા કીડાઓથી દૂષિત થયું હોય તે તજવા યોગ્ય છે. એવા પુષ્પાદિકથી પૂજા કરવી નહીં. જે વસ્ત્ર કોઇને સ્પર્શેલું હોય, જે વસ્ત્ર પહેરીને કાયચિંતા, લઘુ નીતિ કે મૈથુન કર્યું હોય તે વસ્ત્ર તજવા યોગ્ય છે. એક પુષ્પના બે ભાગ કરવા નહીં, પુષ્પની કળી પણ છેદવી નહીં,[1] ચંપક કે કમળનો ભેદ (છેદ) કરવાથી મુનિની હિંસા કર્યા જેટલું પાપ લાગે છે. સિધ્ધાં-તમાં કહ્યું છે કે-'ગંધોદકવડે સ્નાત્ર, અષ્ટ પ્રકારી પૂજા, મંગળ દીપક અને આરતિ વિગેરે હંમેશાં કરવું.' શાસ્ત્રવિધિ પૂર્વક જિને-શ્વરનું ચૈત્ય કરાવવું, પ્રતિમાની સ્થાપના કરવી, યાત્રા કરવી અને પૂજા કરવી. આ દ્રવ્યસ્તવ ભાવસ્તવનું કારણ છે. નિરંતર ધર્મના સમગ્ર કાર્યમાં નહીં પ્રવર્તેલા શ્રાવકોને આ દ્રવ્યસ્તવ સંસારને અલ્પ કરનાર હોવાથી યોગ્ય છે. નિરંતર આરંભમાં આસક્ત થયેલા, છ કાય જીવવધથી નિવૃત્તિ નહીં પામેલા અને સંસારરૂપી અરણ્યમાં પડેલા ગૃહસ્થીઓને આ દ્રવ્યસ્તવ આલંબનરૂપ છે. તપ નિયમ કરવાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે, દાન કરવાથી ઉત્તમ ભોગો પ્રાપ્ત થાય છે, દેવપૂજા કરવાથી રા-જ્ય મળે છે, અને અનશન કરીને મૃત્યુ પામવાથી ઇંદ્રપણું પ્રાપ્ત થાય છે. જે પ્રાણી ચંદન અને પુષ્પવડે જિનેશ્વરની પૂજા કરે છે તે અશોક નામના માળીની જેમ મોક્ષલક્ષ્મીને પામે છે.

---

[1] હવે ફુલ વીંધીને તો હાર કેમ જ કરાય તે વિચારવું.

## અશોક માળીની કથા.

**મહારાષ્ટ્ર** નામના મોટા દેશમાં **હલૂર** નામના ગામમાં **અશોક** નામનો માળી રહેતો હતો, તે હમેશાં નવ પુષ્પોવડે જિનેશ્વરની પૂજા કરતો હતો, તેથી તે નવ કરોડ અને નવ લાખ સુવર્ણ અને રત્નોનો સ્વામી થયો, નવ લાખ ગામનો પ્રભુ થયો, નવ નિધિનો સ્વામી થયો. છેવટ રાજ્યનો ત્યાગ કરી ચારિત્ર ગ્રહણ કરી મરણ પામી અનુત્તર વિમાનમાં દેવ થયો, ત્યાંથી ચ્યવી મનુષ્ય ભવ પામી રાજા થઇને સિદ્ધિપદને પામશે. આ પ્રમાણે અશોક માળી હર્ષપૂર્વક નવ પુષ્પોએ કરીને પ્રભુના નવ અંગની પૂજા કરવાથી આશ્ચર્યકારક વિચિત્ર સમૃદ્ધિને પામ્યો હતો તેની જેમ અથવા **ધનપાળની** જેમ પૂજાની વિધિમાં યત્ન કરવો. ધનપાળની કથા આ પ્રમાણે—

## ધનપાળની કથા.

આશ્રિત જનોને લક્ષ્મીનો લેશ આપનાર **માલવ** નામનો દેશ છે. તેમાં ધાન્યની સંપત્તિના આધાર રૂપ **ધારા** નામની નગરી છે. તેમાં અસંખ્ય રત્નો હોવાથી સમુદ્ર તો નામમાત્ર જ રત્નાકર રહ્યો છે. તેમાં **ભોજ** નામે રાજા રાજ્ય કરતો હતો. તેની કીર્તિ આકાશને (સ્વર્ગને) ભજતી હતી, અને તેના હસ્તકમળમાં લક્ષ્મીએ નિવાસ કર્યો હતો. હમેશાં તે લક્ષ દ્રવ્યનું દાન કરતો હતો. તે નગરીમાં બ્રાહ્મણના ષટ્કર્મ કરવામાં આસક્ત, વેદ ભણવામાં તત્પર અને સર્વ બ્રાહ્મણોને વિષે ચંદ્રસમાન **સર્વદેવ** નામે બ્રાહ્મણ રહેતો હતો. તેને **ધનપાળ** અને **શોભન** નામના બે વિનયવાન પુત્રો થયા હતા. તેમાં મોટો ધનપાળ રાજાની સભાના અલંકારોમાં મણિરૂપ હતો, ચૌદ મહાવિદ્યારૂપી નદીઓને આલિંગન કરવાના સમુદ્રરૂપ હતો; મિથ્યાદૃષ્ટિ હતો. અમૃતની વૃષ્ટિ જેવી મનોહર વાણીવડે પ્રજાવર્ગનું

રંજન કરતો હતો. અને અવસર જાણીને રાજાનું અને સમગ્ર સભાનું નવા અને પ્રાચીન કાવ્યાદિકના વિનોદવડે રંજન કરતો હતો.

એકદા સર્વદેવે પૃથ્વીમાં દાટેલો સુવર્ણનો નિધિ ઘણી રીતે જોયો-તપાસ્યો, તોપણ સમુદ્રમા મીઠા જળની જેમ તે તેને હાથ લાગ્યો નહીં. તેથી તેણે અનેક જોશીઓને તથા નિમિત્તિયાઓને તે વિષે પૂછયુ, પરંતુ કોઇ પણ પ્રકારે તે સુવર્ણનો નિધિ પ્રગટ થયો નહીં-હાથ લાગ્યો નહીં. અન્યદા તે નગરીના ઉદ્યાનમાં મુનીશ્વરને આવેલા જાણી નગરજનો તથા સર્વદેવ બ્રાહ્મણ પણ ત્યાં જઈ તેમને નમસ્કાર કરી યોગ્ય સ્થાને બેઠો. તે વખતે પરોપકાર કરવાની જ બુદ્ધિવાળા મુનીશ્વરે ભાદરવા મહિનાના મેઘની જેવા ગંભીર ધ્વનિવડે સુખ આપનાર ધર્મનો ઉપદેશ કર્યો. દેશનાને અંતે શુભ ભાવરૂપી અમૃતવડે સિંચાયેલા નગરજનો પોતપોતાને સ્થાને ગયા. ત્યારપછી સર્વદેવ બ્રાહ્મણે ગુરૂને પૂછયું કે—" હે જ્ઞાની ! મારો નિધિ ક્યાં છે ? તે મને કહો. મારે સ્ત્રી છે, બે પુત્રો છે, મોટું કુટુંબ છે, તથા રાજ્યમાં પણ મારૂં સારૂં માન છે, પરંતુ નિધાનના નાશની વ્યથાથી હું અત્યંત દુઃખી છું. " ગુરૂએ કહ્યું—" જો તમને નિધાન પ્રાપ્ત થાય તો તેમાં અમને શું લાભ ? " તે બોલ્યો —" તે મારો નિધિ મને હાથ લાગે તો તેમાંથી આપને હું અર્ધ ભાગ આપીશ. " આ પ્રમાણે તેણે પ્રતિજ્ઞા કરી ત્યારે ગુરૂએ નિધાનનું ઠેકાણું તેને કહ્યું. પ્રાણી પોતાના ભાગ્યને પામે તેમ તે બ્રાહ્મણ મુનીશ્વરે કહેલા સ્થાનથી જ નિધિને પામીને હૃદયમા ઘણો હર્ષ પામ્યો અને મારાપર મુનિનો અવિશ્વાસ ન થાઓ એવા હેતુથી માટીના લેપવાળા તે નિધાનને જેમનોતેમ ગુરૂની પાસે લઈ જઇને મૂક્યો. પછી મુનિના દેખતાં જ તેણે તે સુવર્ણના સરખા બે ભાગ પાડ્યા અને કહ્યું કે—" હે પૂજ્ય ! આ અર્ધ સુવર્ણ ગ્રહણ કરી મને અનૃણી (દેવા રહિત)

કરો." ગુરૂએ કહ્યું કે—"હે વિપ્ર ! ધન ગ્રહણ કરવાનો અમારો અધિકાર નથી. કહ્યું છે કે—હે યતિ ! પૂર્વના મુનિઓએ ત્યાગ કરેલા, સેંકડો દોષોના મૂળ સમાન અને અનર્થના કારણરૂપ વમન કરેલા અર્થ ( ધન ) ને તું ગ્રહણ કરે છે, તો પછી તપને નિરર્થક શા માટે આચરે છે ? શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—દુષમા પણ કાળમાં શ્રુતજ્ઞાનનો સંગ્રહ ૧, સત્ય ઉપદેશની કુશળતા ૨, બ્રહ્મચર્યની શુદ્ધિ ૩, લોલુપતા રહિત વૃત્તિ ૪. સુવર્ણાદિક દ્રવ્યનો ત્યાગ ૫ અને એક સ્થાને રહેવાની અપ્રીતિ ૬ આ અતિ મોટા છ ગુણોએ કરીને ઘણા સાધુઓ પરિપૂર્ણ હોય છે. યુગપ્રધાન રહિત દેશમાં રહેનારા શ્રાવકોએ તેમની સેવામાં તત્પર રહેવું. આ પ્રમાણે આગમમાં કહેલું છે. તો પણ હે વિપ્ર ! જો તારી ઋણ રહિત થવાની ઇચ્છા હોય તો શીઘ્રપણે તારા બે પુત્રોમાંથી એક અમને આપી દે." આ પ્રમાણે ન સાંભળી શકાય તેવું ગુરૂનું વચન સાંભળી તથા પોતાની પ્રતિજ્ઞા પણ દુષ્પૂર ( દુઃખે પૂર્ણ કરી શકાય તેવી ) જાણી મનમાં ચિંતાતુર થયેલો બ્રાહ્મણ પોતાને ઘેર ગયો. ત્યાં નિશાળેથી આવેલા શોભન વિદ્યાર્થીએ શ્યામ મુખવાળા પિતાને જોઈ પૂછ્યુ કે—"હે પિતાજી ! તમે આજે મારી સાથે કાંઇ પણ બોલતા કેમ નથી ?" તે સાંભળી પ્રતિજ્ઞાના ભંગથી ભય પામેલા પિતાએ તેને ગુરૂનું વચન કહી સંભળાવ્યું. ત્યારે તે બોલ્યો કે—"મને આપીને તમે તમારી પ્રતિજ્ઞા પૂર્ણ કરો." પિતાએ કહ્યું—"હે વત્સ ! તને વહાલા પુત્રને શી રીતે અપાય ? તો પણ તારાથી જ મારી પ્રતિજ્ઞા પૂર્ણ થશે." એમ કહી તેણે ગુરૂ પાસે જઇ તે પુત્ર ગુરૂને આપી કહ્યું કે—"આ વાત સાંભળી આનો મોટો ભાઇ કોપ પામશે, માટે તમારે હવે અહીં રહેવું નહીં." પછી તે બ્રાહ્મણે ઘેર આવી સર્વ કુટુંબને કહ્યુ કે—"તમારે કોઇએ શોભને વ્રત લીધું છે એવી વાત ધન-

પાળને કરવી નહીં." ભોજન સમયે ધનપાળ જમવા બેઠો, ત્યારે તેણે નાના ભાઇને બોલાવવા ચાકરને કહ્યું. તેણે જેવો તેવો જવાબ આપી તેના મનનું સમાધાન કર્યું. બીજે દિવસે પણ શોભનને નહીં જોવાથી ધનપાળ ઘણો દુઃખી થયો, તેને પાડોશમાં રહેનારી એક ડોશીએ શોભનનો વૃત્તાંત કહ્યો, તે સાંભળી ધનપાળ પંડિતનાં નેત્રો ક્રોધાગ્નિવડે રક્ત થઈ ગયાં. અને પુણ્યની મૂર્તિરૂપ સર્વ સાધુઓને તેણે આખા દેશમાંથી કાઢી મૂકયા.

બૃહસ્પતિની જેવી બુદ્ધિવાળા શોભન મુનિ ગુરૂની પાસે રહી વ્યાકરણાદિક શાસ્ત્રોનો અભ્યાસ કરવા લાગ્યા. ગુરૂએ મોટા ગુણવાળા તે શોભન મુનિને યોગ્ય જાણી આચાર્યપદે સ્થાપન કર્યા. કારણ કે જે મણિ હોય તે પ્રતિષ્ઠાને પામે જ છે. એકદા બીજા સાધુઓ તેને કહેવા લાગ્યા કે—" હે મુનીંદ્ર ! તમારી વિદ્યા શા કામની અને તમારી બોલવાની ચતુરાઇ પણ શા કામની ? કે જેથી સાધુજન જઈ શકે એવા માળવ દેશમાં જઇ તમારા ભાઇને પણ તમે બોધ પમાડી શકતા નથી." આ પ્રમાણે સાધુઓનું વચન સાંભળી પોતાના ભાઇને પ્રતિબોધ કરવાની તીવ્ર ઈચ્છાથી શોભન સ્તુતિને કરનાર શોભનસૂરિ ગુરૂની આજ્ઞા લઇ માલવદેશ તરફ ચાલ્યા. દેશની સીમાએ આવી બીજા મુનિઓને ત્યાં જ રાખી શોભનસૂરિ એકલા ધારાનગરીમાં ગયા. નગરીમાં પ્રવેશ કરતાં જ તેને ધનપાળ પંડિત વનમાં જતાં સામા મળ્યા. કેટલોક કાળ જવાથી પંડિતના મનમાં સાધુ ઉપરનો કોપ ઓછો થયો હતો, તેથી તે તપ અને શમતાના સ્થાનરૂપ મુનીશ્વર પ્રત્યે ( ઓળખ્યા શિવાય ) ઉપહાસ્યપૂર્વક બોલ્યો કે—" હે [1]ગર્દભદંત ભદંત ! તમને નમસ્કાર છે." આવા તેના વચનરૂપી બાણથી વીંધાયેલા મુનિ પણ બોલ્યા કે—

૧ ગધેડાના જેવા દાંતવાળા હે ભગવન્ !

" હે મિત્ર [1]મર્કટાસ્ય ! તું સુખી છે ? " આ પ્રમાણે તેના ઉત્તરથી રંજિત થયેલો બ્રાહ્મણ બોલ્યો કે—" હે ભિક્ષુક ! તમે કોના અતિથિ છો ? " તે બોલ્યા કે—" હું તમારો જ અતિથિ છું, બીજા કોઇનો નથી. " તે સાંભળીને " આ સાધુ વિદ્વાન જણાય છે. આની સાથે શાસ્ત્રોનો વિચાર યુક્તિપૂર્વક થશે. " એમ વિચારી પોતાના ચાકરને તેમની સાથે મોકલી તેમને પોતાની ચિત્રશાળામાં ઉતાર્યા અને પોતે વનક્રીડા કરવા ગયો. પછી ઘેર આવી સ્નાન કરી દેવપૂજા કરી ભોજન કરવા બેઠો. તે વખતે તરત જ તે મુનિ અતિથિ તેને સાંભર્યા. તેથી તેમને તત્કાળ બોલાવી મોદક વહોરાવવા લાગ્યો, પરંતુ તે દોષવાળા હોવાથી સાધુએ લીધા નહીં ત્યારે પંડિતે કોપ પામીને કહ્યું કે—" શું આમાં વિષ નાંખ્યું છે ? " મુનિએ કહ્યું—" હા, તેમાં સર્પની ગરલ પડેલી છે. " એમ કહી પંડિતને તેની ખાત્રી કરી આપી. ત્યારપછી પંડિતે મંગળને માટે તેને દહીં આપવા માંડ્યું, તે પણ ત્રણ દિવસ ઉપરાંતનું હતું તેથી મુનિએ લીધું નહીં. ત્યારે તેણે કહ્યું કે—" શું આમાં પૂરા પડ્યા છે ? " મુનિએ કહ્યું કે—" હા. આમાં જીવની ઉત્પત્તિ સંભવે છે. " તે બોલ્યો—" હે મુનિ ! તે મને દેખાડો. " મુનિએ તરત જ તે દહીંનું પાત્ર તડકે મૂકાવી તેના પર પાણીથી આર્દ્ર કરેલી અળતાની પોથી મૂકાવી; એટલે તાપથી પીડાયેલા જીવો તે પોથી ઉપર શીતળતાને લીધે ચોંટી ગયા. તે જોઈ મનમાં વિસ્મય પામેલા પંડિતે કહ્યું કે—" અહો મુનિ ! તમે સૂક્ષ્મ જીવોની ઉત્પત્તિ બરાબર જાણો છો. " પછી મુનિને શુદ્ધ આહાર વહોરાવી પોતે ભોજન કરી થોડી વાર વિશ્રાંતિ લઈ ગુરૂ પાસે જઇને સિદ્ધાંતનો વિચાર કરવા લાગ્યો. ગુરૂએ કહ્યું કે—" ત્રણ જગતને પૂજ્ય, અઢાર દોષ રહિત, સર્વજ્ઞ

---

૧ માંકડાના સરખા મુખવાળા.

અને તત્ત્વને કહેનારા જિનેશ્વર દેવ જ ધ્યાન કરવા યોગ્ય છે. મનોહર ચારિત્ર પાળવામાં સમર્થ અને છત્રીશ ગુણોની શ્રેણિરૂપી માણિક્યોવડે અંગને શોભાવનાર સાધુઓ જ ગુરૂ તરીકે વાંદવા યોગ્ય છે. તેમજ સર્વજ્ઞે કહેલો આજ્ઞામય ધર્મ જ નિરંતર માનવા યોગ્ય છે." આ પ્રમાણે વિસ્તારથી ગુરૂએ તત્ત્વનો ઉપદેશ કર્યો. તે સાંભળી તેની મતિ જાગૃત થઈ. કહ્યું છે કે—"અજ્ઞાની માણસને સહેલાઇથી સમજાવી શકાય છે અને વિદ્વાનને તો તેના કરતાં અત્યંત સહેલાઇથી સમજાવી શકાય છે, પરંતુ અલ્પમાત્ર જ્ઞાન છતાં પોતાના આત્માને પંડિત માનનારા ખોટા પંડિતને બ્રહ્મા પણ સમજાવી શકતા નથી." ત્યારપછી પંડિતે મુનિને પૂછ્યું કે—"શોભન મુનિ મારા ભાઇ છે, તે ક્યાં છે? તેની ઉમ્મર કેટલી થઈ છે? તેના શરીરનો વર્ણ કેવો છે? અને તેણે શાસ્ત્રનો અભ્યાસ કેટલો કર્યો છે?" મુનિએ કહ્યું કે—"તમારો ભાઇ મારી જેટલી જ ઉમ્મરનો છે, મારી જેવા જ શરીરવાળો છે અને તેને શાસ્ત્રાભ્યાસ પણ મારી જેટલો જ છે." તે સાંભળી પંડિત બોલ્યો કે—"ત્યારે શું હે મુનીશ્વર! તમે જ મારા ભાઇ શોભન મુનિ છો?" મુનિએ કહ્યું—'હા.' તે સાંભળી પંડિત હર્ષના રોમાંચરૂપી કંચુકથી વ્યાપ્ત થયો, અને સંસારનો નાશ કરનાર ઉત્તમ મુનિને તેણે નમસ્કાર કર્યા. પછી શોભનસૂરિએ બીજા મુનિઓને બોલાવી માલવ દેશમાં સ્થિતિવાળા કર્યા. ધનપાળ પંડિતે પણ થોડા સમયમાં જિનેશ્વરનો આગમનો અભ્યાસ કર્યો. નવતત્ત્વના રહસ્યનો જ્ઞાતા થયો, સમકિત પામ્યો, ત્રિકાળ જિનેશ્વરની પૂજા કરવા લાગ્યો અને જગતમાં ઉત્તમ શ્રાવક થયો.

એકદા ભોજરાજાએ નવું સરોવર ખોદાવ્યું, તે જળથી પરિપૂર્ણ થયું, તે વખતે તેનો ઉત્સવ કરવા માટે તે પરિવાર સહિત સરોવર ઉપર ગયો. ત્યાં કેટલાક વાજીંત્રો વગાડવા

લાગ્યા, કેટલાક ગાયન ગાવા લાગ્યા અને કેટલાક નૃત્ય કરવા લાગ્યા. તે વખતે રાજાએ પંડિતોને કહ્યું કે — " તમે આ મારા નવા સરોવરનું વર્ણન કરો." ત્યારે પંડિતોએ નવા નવા શ્લોકો બનાવી તે સરોવરનું વર્ણન કર્યું. પછી સેંકડો પંડિતોના અલંકારરૂપ ધનપાળ પંડિતને જોઇને ભોજરાજાએ કહ્યું કે—" તમે પણ શ્લોકવડે આનું વર્ણન કરો." ત્યારે પંડિતે તેનું વર્ણન કર્યું કે— " આ તળાવરૂપી શ્રેષ્ઠ દાનશાળા હોય એમ જણાય છે. તેમાં મત્સ્ય વિગેરેરૂપ રસોઈ નિરંતર તૈયારજ છે, બક સારસ અને ચક્રવાક વિગેરે પક્ષીઓ અહીં પાત્રરૂપ છે. હવે તેમાં કેટલું પુણ્ય થાય છે ? તે અમે જાણતા નથી." તે સાંભળી રાજાને કોપ થયો, તેથી તેણે મનમાં વિચાર કર્યો કે—" આ મારૂં સારૂં જોઈ શકતો નથી, તેથી હું રાજમહેલમાં જઇને આનાં બન્ને નેત્રો લઇ લઇશ." પછી સરોવરનો મહોત્સવ કરી લોકોને દાન આપી રાજા નગર તરફ ચાલ્યો. પૂરમાં પ્રવેશ કરતાં રાજાએ એક કન્યાને હાથે વળગીને ચાલતી કોઈ વૃદ્ધા સ્ત્રીને જોઇ ધનપાળ પંડિતને કહ્યું કે— " આ વૃદ્ધા શું કહે છે ? " ત્યારે પંડિત શિઘ્રપણે બોલ્યો કે — " હે રાજા ! આ સ્ત્રી તમને જોઇ વિચાર કરે છે કે શું આ મહાદેવ છે ? શું આ વિષ્ણુ છે ? શું ઈંદ્ર આવે છે ? શું ચંદ્ર છે ? શુ બ્રહ્મા છે ? શું કોઇ વિદ્યાધર છે ? શું કામદેવ છે ? શુ નળરાજા છે ? કે શું કુબેર છે ? ના, ના, તેઓમાંથી તો આ કોઇ પણ નથી, પરંતુ હે સખી ! પોતે ક્રીડા કરવામાં પ્રવર્તેલા આ તો ભોજ રાજા છે." આ પ્રમાણેનો શ્લોક સાંભળીને તુષ્ટમાન થયેલા રાજાએ કહ્યુ કે— " હે પંડિત ! તું ઇચ્છિત વસ્તુને માગ." પંડિતે કહ્યું કે— " હે સ્વામી ! જો તમે મારા પર પ્રસન્ન થયા હો તો મારાં બે નેત્રો મને પાછાં આપો." રાજાએ કહ્યું કે— " તારાં નિર્મળ નેત્રો

તારી પાસેજ છે, એમાં મારી પાસે તેં શું માગ્યું ?" પંડિત બોલ્યો કે—"પહેલાં મારાં નેત્રો લઈ લેવાનો આપે વિચાર કર્યો છે તેથી હું તેનેજ માગું છું." તે સાંભળી હર્ષ પામેલા રાજાએ 'તે તો મેં આપ્યાંજ છે' એમ કહી તેને બીજી પહેરામણી આપી.

એકદા ભોજરાજ અશ્વની ક્રીડા કરવા નગર બહાર ગયા. ત્યાં એક જવનું ખેતર જોઈ તેણે પંડિતોને જવનું વર્ણન કરવાનો આદેશ કર્યો. ત્યારે બીજા પંડિતોએ જવના દોષોનું આ પ્રમાણે વર્ણન કર્યું—"હે બન્ને ઓષ્ઠો! તમે દૂર ખસી જાઓ, હે કંઠ! તું મોટા આંતરાવાળો થા (તું પણ ખસી જા,) હે જિહ્વા! તું એક ખુણામાં સંતાઈ જા, હે નાસિકા! તું જરાવાર કોઈ પણ પ્રકારે ગંધને સહન કર, અને હે ગળા! તું આ શુષ્ક જવના કોળીઆને શાકમાં બોળી ગળી જા. જો હું જીવતો અંધ્રદેશમાં ગયો હોત તો તમને શાલિનું અન્ન આપત." આ પ્રમાણેનું તેમનું વર્ણન થઈ રહ્યા પછી તત્ત્વજ્ઞાની ધનપાળ પંડિતે યવોના ગુણોનું આ પ્રમાણે વર્ણન કર્યું—"હે જવ! વિવાહ વિગેરે કાર્યમાં તારા જુવારા કલ્યાણકારક હોય છે. તારા ગુચ્છા તાપને હરણ કરનાર છે. મ્લેચ્છરૂપ થઈ ગયેલાની શુદ્ધિ તારાં પાંદડાંવડે થાય છે. સ્વસ્તિના કાર્યમાં (મંગળ કાર્યમાં) તું મંગળરૂપ છે. તારો સાથવો પિતૃદેવોને અભીષ્ટ છે. તને બળતા અગ્નિમાં હોમવાથી દેવતાઓ તૃપ્ત થાય છે. તારી રેખા જો મનુષ્યના હાથમાં હોય તો તેને જ્ઞાન, વૈભવ, યશ અને રાજ્યની પ્રાપ્તિ થાય છે." આ પ્રમાણે ધનપાળનું વચન સાંભળી રાજા ચમત્કાર પામીને બોલ્યો કે—"હે પંડિત! તારૂં વિદ્વાનપણું જગતમાં દૂષણ રહિત છે." હે લોકો! પૃથ્વી પર આ પંડિતનું દઢ સમકિત વખાણવા લાયક છે તે તમે જુઓ.

ધનપાળ હમેશાં પ્રાતઃકાળે જિનેશ્વરની પૂજા કરીને પછી તેની સ્તુતિ કરતો હતો. વિશેષ પ્રકારની વિધિ સહિત પૂજા કરતાં તેને ઘણો સમય લાગતો હતો, ત્યારપછી તે રાજસભામાં જતો હતો. તેથી એકદા રાજાએ તેને પૂછ્યું કે—" હે પંડિત! તમે હમેશાં સભામાં મોડા કેમ આવો છો ? " પંડિતે કહ્યું કે —" મેં હાલ નવો રાજા પ્રાપ્ત કર્યો છે, તેની પૂજા કરીને પછી હું અહીં આવું છું. " રાજાએ પૂછ્યું—" હે પંડિત ! મારા કરતાં બીજો કયો રાજા તમારે સેવવા લાયક છે ? " તે બોલ્યો કે—" હે રાજા ! જેના ગુણોનું વર્ણન કરવાને ઇંદ્ર પણ સમર્થ નથી એવા મહાભાગ્યથી પામવા લાયક તે રાજાનું હું તત્ત્વથી સ્વરૂપ કહું છું, તે તમે સાંભળો—મેં આજ સુધી મોહથી અલ્પ ફળને આપનાર અને દેહ અર્પણ કરવાથી પણ વશ ( પ્રસન્ન ) ન થાય એવા કેટલાએક ગામના સ્વામીનો આશ્રય કર્યો હતો, અને હાલમાં તો સેવા કરવાથી પોતાના સ્થાનને જ આપી દેનાર અને માત્ર બુદ્ધિથી જ સેવવા લાયક ત્રણ ભુવનનો સ્વામી પ્રાપ્ત કર્યો છે, તેથી આટલા દિવસ મારા નિષ્ફળ ગયા, તેનો મને શોક થાય છે. " આ પ્રમાણે સાંભળી તેની દેવ ઉપરની શ્રદ્ધા જાણી રાજા કોપને બદલે સંતોષ પામ્યો. આમ થવાનું કારણ માત્ર ધર્મનું માહાત્મ્ય જ છે. રાજાએ તેને કહ્યું કે—" હે બુદ્ધિમાન્ પંડિત ! રાજ્યનું ગમે તેવું મોટું કાર્ય હોય તો પણ તારે જિનેશ્વર દેવની પૂજા પૂર્ણ કર્યા વિના રાજસભામાં આવવું નહીં. આ બાબતમાં હું તને વચન આપું છું. "

એકદા માળીએ પુષ્પોના સમૂહથી ભરેલી ચંગેરી (છાબડી) રાજાની પાસે મૂકી. તે વખતે રાજાએ પંડિતને કહ્યું કે—" આ પુષ્પોવડે દેવોની પૂજા કરી આવો. " તે સાંભળી પંડિત પુષ્પોની ચંગેરી હાથમાં લઈ સર્વ દેવાલયોમાં જઇ દેવોને જોઇ

તારી પાસેજ છે, એમાં મારી પાસે તેં શું માગ્યું ? " પંડિત બોલ્યો કે— " પહેલાં મારાં નેત્રો લઇ લેવાનો આપે વિચાર કર્યો છે તેથી હું તેનેજ માગું છું. " તે સાંભળી હર્ષ પામેલા રાજાએ ' તે તો મેં આપ્યાંજ છે ' એમ કહી તેને બીજી પહેરામણી આપી.

એકદા ભોજરાજા અશ્વની ક્રીડા કરવા નગર બહાર ગયા. ત્યાં એક જવનું ખેતર જોઈ તેણે પંડિતોને જવનું વર્ણન કરવાનો આદેશ કર્યો. ત્યારે બીજા પંડિતોએ જવના દોષોનું આ પ્રમાણે વર્ણન કર્યું— " હે બન્ને ઓષ્ઠો ! તમે દૂર ખસી જાઓ, હે કંઠ ! તું મોટા આંતરાવાળો થા ( તું પણ ખસી જા, ) હે જિહ્વા ! તું એક ખૂણામાં સંતાઇ જા, હે નાસિકા ! તું જરાવાર કોઈ પણ પ્રકારે ગંધને સહન કર, અને હે ગળા ! તું આ શુષ્ક જવના કોળીઆને શાકમાં બોળી ગળી જા. જો હું જીવતો અંધ્રદેશમાં ગયો હોત તો તમને શાલિનું અન્ન આપત. " આ પ્રમાણેનું તેમનું વર્ણન થઇ રહ્યા પછી તત્ત્વજ્ઞાની ધનપાળ પંડિતે યવોના ગુણોનું આ પ્રમાણે વર્ણન કર્યું—" હે જવ ! વિવાહ વિગેરે કાર્યમાં તારા જુવારા કલ્યાણકારક હોય છે. તારા ગુચ્છા તાપને હરણ કરનાર છે. મ્લેચ્છરૂપ થઇ ગયેલાની શુદ્ધિ તારાં પાંદડાંવડે થાય છે. સ્વસ્તિના કાર્યમાં ( મંગળ કાર્યમાં ) તું મંગળરૂપ છે. તારો સાથવો પિતૃદેવોને અભીષ્ટ છે. તને બળતા અગ્નિમાં હોમવાથી દેવતાઓ તૃપ્ત થાય છે. તારી રેખા જો મનુષ્યના હાથમાં હોય તો તેને જ્ઞાન, વૈભવ, યશ અને રાજ્યની પ્રાપ્તિ થાય છે. " આ પ્રમાણે ધનપાળનું વચન સાંભળી રાજા ચમત્કાર પામીને બોલ્યો કે—" હે પંડિત ! તારૂં વિદ્વાનપણું જગતમાં દૂષણ રહિત છે. " હે લોકો ! પૃથ્વી પર આ પંડિતનું દ્રઢ સમકિત વખાણવા લાયક છે તે તમે જુઓ.

ધનપાળ હમેશાં પ્રાતઃકાળે જિનેશ્વરની પૂજા કરીને પછી તેની સ્તુતિ કરતો હતો. વિશેષ પ્રકારની વિધિ સહિત પૂજા કરતાં તેને ઘણો સમય લાગતો હતો, ત્યારપછી તે રાજસભામાં જતો હતો. તેથી એકદા રાજાએ તેને પૂછ્યું કે—" હે પંડિત! તમે હમેશાં સભામાં મોડા કેમ આવો છો ? " પંડિતે કહ્યું કે —" મેં હાલ નવો ગજા પ્રાપ્ત કર્યો છે, તેની પૂજા કરીને પછી હું અહીં આવું છું. " રાજાએ પૂછ્યું—" હે પંડિત! મારા કરતાં બીજો કયો રાજા તમારે સેવવા લાયક છે ? " તે બોલ્યો કે—" હે રાજા ! જેના ગુણોનું વર્ણન કરવાને ઇંદ્ર પણ અસમર્થ નથી એવા મહાભાગ્યથી પામવા લાયક તે રાજાનું હું તત્ત્વથી સ્વરૂપ કહું છું, તે તમે સાંભળો—મેં આજ સુધી મોહથી અલ્પ ફળને આપનાર અને દેહ અર્પણ કરવાથી પણ વશ ( પ્રસન્ન ) ન થાય એવા કેટલાએક ગામના સ્વામીનો આશ્રય કર્યો હતો, અને હાલમાં તો સેવા કરવાથી પોતાના સ્થાનને જ આપી દેનાર અને માત્ર બુદ્ધિથી જ સેવવા લાયક ત્રણ ભુવનનો સ્વામી પ્રાપ્ત કર્યો છે, તેથી આટલા દિવસ મારા નિષ્ફળ ગયા, તેનો મને શોક થાય છે. " આ પ્રમાણે સાંભળી તેની દેવ ઉપરની શ્રદ્ધા જાણી રાજા કોપને બદલે સંતોષ પામ્યો. આમ થવાનું કારણ માત્ર ધર્મનું માહાત્મ્ય જ છે. રાજાએ તેને કહ્યું કે—" હે બુદ્ધિમાન્ પંડિત ! રાજ્યનુ ગમે તેવું મોટું કાર્ય હોય તો પણ તારે જિનેશ્વર દેવની પૂજા પૂર્ણ કર્યા વિના રાજસભામાં આવવું નહીં. આ બાબતમાં હુ તને વચન આપું છું. "

એકદા માળીએ પુષ્પોના સમૂહથી ભરેલી ચંગેરી (છાબડી) રાજાની પાસે મૂકી. તે વખતે રાજાએ પંડિતને કહ્યું કે—" આ પુષ્પોવડે દેવોની પૂજા કરી આવો. " તે સાંભળી પંડિત પુષ્પોની ચંગેરી હાથમાં લઈ સર્વ દેવાલયોમાં જઇ દેવોને જોઇ

ત્યાંથી પાછા વળી જિનાલયોમાં જઇ અરિહંત દેવની પૂજા કરી. આ દેવપૂજાની હકીકત ચર પુરૂષોએ આવી રાજાને કરી. પછી પંડિત પૂજા કરીને આવ્યા ત્યારે રાજાએ તેને કહ્યું કે—" તમે કેટલાક દેવો પૂજ્યા અને કેટલાક ન પૂજ્યા તેનું શું કારણ ? " તે બોલ્યો—" હે સ્વામી ! જે દેવો પૂજાને લાયક હતા તેમની મેં પૂજા કરી છે. હે આર્ય ! ગુણોએ કરીને દેવપણું જણાય છે, કાંઇ નામથી વાસ્તવિક દેવ કહેવાતા નથી. જેઓ સ્ત્રી, શસ્ત્ર, અક્ષસૂત્ર ( માળા ) વિગેરે રાગાદિકના ચિન્હોથી કલંકિત તથા નિગ્રહ અને અનુગ્રહ કરવામાં તત્પર હોય તેવા દેવો મુક્તિ આપી શકતા નથી. નાટક, હાસ્ય અને સંગીતાદિકના વ્યાપારથી વ્યાકુળ થયેલા દેવો પોતાના આશ્રિત પ્રાણીઓને શાંતપદ ( મોક્ષ ) શી રીતે આપી શકે ? જે દેવને ચરણ નથી તેને મારે શી રીતે પ્રણામ કરવા ? જેને ભાલસ્થળ નથી તેને તિલક ક્યાં કરવું ? જેને કાન નથી તેની પાસે ગીતગાન શી રીતે કરવું ? અને જેને કંઠ નથી તેને પુષ્પની માળા ક્યાં આરોપણ કરવી ? પ્રાકાર, મંડપ અને છત્રાદિકથી શોભતા, પર્યંકાસને બેઠેલા તથા જેની મૂર્તિ અને દૃષ્ટિ દોષ રહિત છે એવા જિનેશ્વર સમાન બીજા કોઈ પણ દેવ નથી. " આ પ્રમાણે દેવ સંબંધી વિચાર સાંભળી ભોજરાજા ઘણો રંજીત થયો. આ રીતે તે પંડિતે રાજાને મોક્ષ આપનાર એવા જૈનધર્મમાં સ્થિર કર્યો.

ધનપાળ પંડિતે પાપના સમૂહનો નાશ કરનાર જિનપૂજા કરવાથી પૃથ્વીપર યશરૂપી કપૂરની સુગંધ ફેલાવી. જિનપૂજાવડે સર્વ મનોવાંછિત પૂર્ણ થાય છે, પૂજા કરવાથી પોતે પૂજવા યોગ્ય થાય છે, પૂજાવડે વિઘ્નો નાશ પામે છે અને પૂજાવડે સર્વ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. પ્રાતઃકાળે સુગંધી વાસક્ષેપે કરીને, મધ્યાન્હકાળે પુષ્પોએ કરીને અને સાયંકાળે ધૂપ તથા દીપે કરીને જિનેશ્વરની પૂજા કરવી.

આ પ્રમાણે જિનરાજની પૂજા કરવામાં તત્પર રહેલો ધનપાળ નામનો શ્રેષ્ઠ પંડિત ભોજરાજાની સભામાં મુગટ સમાન થયો. તે જ રીતે હે બુદ્ધિમાન્ ભવ્યો ! તમારે પણ સ્વર્ગ અને મોક્ષના અતુલ સુખને આપનાર શ્રીજિનેશ્વરોની પુષ્પ, જળ અને ચંદનાદિકવડે પૂજા કરવી.

આ પ્રમાણે શ્રીતપગચ્છરૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસ ગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રીઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રીઉપદેશ કલ્પવલ્લી નામની ટીકાને વિષે ત્રીજી શાખામાં જિનપૂજા કરવાના વિષય ઉપર ધનપાળ પંડિતની કથાના વર્ણન નામનો ઓગણીશમો પલ્લવ પૂર્ણ થયો.



## પલ્લવ ૨૦ મો.

જે જિનેશ્વરે પોતાના યશના સમૂહે કરીને સમગ્ર દિશાઓને ઉજ્વળ કરી છે, તે ત્રણ ભુવનના એકાંત હિતકર્તા શ્રીમુનિસુવ્રતસ્વામીની હું સ્તુતિ કરું છું, તે તમને હિત કરનાર થાઓ.

જિનપૂજાનો અધિકાર કહ્યા પછી હવે જિનસ્તુતિ નામનું વીશમું દ્વાર કહે છે.—

### *जिणथुणणं*

જિનેશ્વરનું-અરિહંતનું સ્તવન એટલે સ્તુતિ, અર્થાત્ તેમના ગુણોનું કીર્તન. જિનેશ્વરના ગુણોનું કીર્તન કરવાની વિધિમાં સુશ્રાવકોએ નિરંતર યત્ન કરવો. આ સંક્ષેપથી અર્થ કહ્યો. હવે વિસ્તારથી અર્થ કહે છે.—

સર્વ ( ચોત્રીશ ) અતિશયોએ કરીને સંપૂર્ણ અને સંસાર સમુદ્રને તરી ગયેલા જિનેશ્વરો વિવેકી જનોએ હમેશાં ભક્તિપૂર્વક સ્તુતિ કરવા લાયક છે. સમગ્ર ગુણવાળા જિનેશ્વરોની સ્તુતિ મોટા ભાગ્યથી જ થઇ શકે છે. કારણ કે જિનેશ્વરોના સદ્‌ગુણોનુ કીર્તન કરવાથી પાપનો નાશ થાય છે. જિનેશ્વરની સ્તુતિ કરનારને સમકિત દર્શનની પ્રાપ્તિ થાય છે. **ઇંદ્રદ્યુમ્ન** નામના રાજાને ચોથા અરિહંતની સ્તુતિ કરવાથી સમકિત પ્રાપ્ત થયુ હતુ. તેની કથા આ પ્રમાણે—

## ઇંદ્રદ્યુમ્ન રાજાની કથા.

ગઇ ચોવીશીમાં **શ્રીસાગર** નામના ત્રીજા તીર્થંકરને એકસો ને પંચાવન ગણધરો હતા. તેમના શાસનમાં ચૌદપૂર્વને ધારણ કરનારા, દશ પૂર્વને ધારણ કરનારા, આગમના વચનને જાણનારા, સ્વધર્મરૂપી જાળના મેઘ સમાન, છત્રીશ ગુણોવડે યુક્ત અને આઠ પ્રવચન માતાની આરાધના કરવામાં તત્પર એવા ઘણા સૂરિઓ થયા. તેમાં છેલ્લા સૂરિએ પોતાનો એક શિષ્ય કે જે ઉંચ કુળનો છતાં અસદાચારી હતો, વૈશ્ય વર્ગની આજ્ઞામાં વર્તતો હતો, કુલટા સ્ત્રીના સંગવડે ધન ક્ષીણ થવાથી વૈરાગ્ય પામ્યો હતો, તેને પોતાની પાટે સ્થાપન કર્યો હતો. 'કાળના બળથી મહાન્ પુરૂષોની પણ બુદ્ધિ નષ્ટ થાય છે.' તે મુનિ લોકમાં **મહિમગુપ્ત** નામે પ્રસિદ્ધ થયા હતા. તેને લોકો છત્રીશ ગુણોથી શોભતા, ધર્મમાર્ગના રાગી અને દયાના નિધાન. શાંત, ઇંદ્રિયોને દમન કરનાર, બીજાને પ્રતિબોધ કરવામાં નિપુણ, આઠ પ્રવચન માતાની આરાધના કરવામાં તત્પર, વિવેકથી સંયમને ધારણ કરનાર, શ્રાવકો અને શ્રાવિકાઓના સમૂહને ધર્મોપદેશવડે હર્ષ પમાડનાર. અને સત્ય શાસ્ત્રના રસિક

કહેતા હતા. તે સાડાનવ પૂર્વને જાણનાર હતા. તેના તપ, યોગ અને ધ્યાન વિગેરે જોઇને પરમગુરૂ આ જ છે એમ વિદ્વાનો પણ કહેતા હતા.

આ **મહિમગુપ્ત** સૂરિના શાસનમાં **મિથિલા** નગરીનો રાજા **ઇંદ્રદ્યુમ્ન** નામે **સુદર્શન** રાજાનો પુત્ર હતો, તેણે મહિમગુપ્તાચાર્યની પાસે શ્રાવકધર્મનો સ્વીકાર કર્યો હતો. શત્રુરૂપી હસ્તીઓનો નાશ કરવામાં સિંહસમાન તે રાજા સર્વ પૃથ્વીને ભોગવતો હતો. તે જાણતો હતો કે—'કુલટા સ્રીની જેમ જે પૃથ્વી નવા નવા રાજાઓ ઉપર રંજીત થાય છે, તેવી અન્ય અન્ય ઉપર આસક્તિ રાખનારી પૃથ્વી ઉપર સત્પુરૂષોને રાગ શાનોજ હોય ?' ભોજરાજાના પુત્રને મુંજ રાજા મારી નાંખવા તૈયાર થયો હતો, ત્યારે તે બુદ્ધિમાને મુંજરાજા ઉપર એક શ્લોક લખી મોકલ્યો હતો, તેનો અર્થ આ પ્રમાણે હતો.— " **માંધાતા** નામનો રાજા કે જે કૃતયુગમાં અલંકાર રૂપ હતો તે પણ પૃથ્વી મૂકીને ચાલ્યો ગયો છે, જેણે સમુદ્રમાં સેતુ બાંધ્યો હતો તે રાવણનો નાશ કરનાર રામચંદ્ર પણ કયાં છે? અ-ર્થાત ગયા છે,બીજા પણ યુધિષ્ઠિર વિગેરે અત્યાર સુધીના રાજાઓ પણ પૃથ્વી મૂકીને ચાલ્યા ગયા છે, તેમાંના કોઇની સાથે પૃથ્વી ગઇ નથી, પરંતુ હું માનું છું કે હે મુંજ ! તારી સાથે ખરેખર પૃથ્વી આવશે. " આ પ્રમાણે વિચારીને ઇંદ્રદ્યુમ્ન રાજા મહિમાચાર્યનો સેવક, શ્રાવકધર્મને પાળનાર, સર્વ શ્રાવકોનો આધાર, દ્રવ્યસ્તવના રસમાં આસક્ત, ચૈત્યોનો ઉદ્ધાર કરનાર, મોક્ષસ્થાનની અભિલાષાવાળો, દેશવિરતિવાળો, સદા ધર્મિષ્ઠ અને સ્વધર્મના રસની લાલસાવાળો થયો. બીજા રાજાઓથી સેવાતો તે રાજા જિનધર્મનું દાન કરી સર્વ પ્રજાઓને પોતાની સંતતિની જેમ પાલન કરતો હતો. તે ગુણરૂપી રત્નના સમૂહનો સમુદ્ર

હતો, સ્વજનોની આશાને પૂર્ણ કરતો હતો, પંડિત જનોનું વાંછિત પૂરવામાં કલ્પવૃક્ષ સમાન હતો, અરિહંતના ધર્મનો પ્રભાવક હતો. તેના રાજ્યમાં જે હિંસક પ્રાણીઓ હતા તેઓ પણ તેના ભયથી હિંસાનો ત્યાગ કરી દયાળુ થયા હતા. વિદ્યાના માર્ગને સેવન કરનારા તે રાજાની આજ્ઞાને મસ્તક પર ધારણ કરનારા કેટલાએક માણસો બાહ્યવૃત્તિથી પણ વિદ્યાભ્યાસમાં તત્પર થયા હતા. શક, બર્બર, કાંબોજ, હૂણ અને **પાશુપથ** વિગેરે દેશો કે જેઓ અનાર્ય છતાં આ રાજાના પ્રતાપથી દબાયેલા હતા તેઓ પણ જીવદયા પાળવામાં રસિક થયા હતા. પૃથ્વી પર આના જેવો કોઇ પણ રાજા થયો નહોતો કે જેની વેદજ્ઞ પંડિતોએ પણ ' આ રાજા સ્વધર્મમાં કુશળ છે ' એમ કહીને પ્રશંસા કરી હતી.

પંડિતોએ સદા કુસંગથી ભય પામવો એમ શ્રુતિમાં કહ્યું છે તે સત્ય છે. કારણ કે સર્વજ્ઞ વિના બીજા સર્વે જનોને કુસંગ ખેદકારક નીવડે છે, માટે તે તજવા યોગ્ય છે. સમકિતવંતોએ મિથ્યાદ્રષ્ટિઓનો સંગ કરવો નહીં. કારણ કે ઉત્તમ પુરૂષો પણ તેમના સંગે કરીને સન્માર્ગથી ભ્રષ્ટ થાય છે. પહેલા મિથ્યાદષ્ટિ નામના ગુણસ્થાનકે રહેલાની સંગતિનો જે ત્યાગ કરવો તેજ પુણ્યવંતોનું મોટું પુણ્ય જાણવું. મિથ્યાદષ્ટિના સંગમાં જે લુબ્ધપણું તે સદાચારી મનુષ્યોને નરકમાં લઇ જવાનું કારણ છે એમ ચૌદ પૂર્વધારી મહાત્માઓ કહે છે.

કર્ણાટક નામના દેશનો રહેવાશી **પ્રમાણુવિમુખ** નામના પ્રધાનનો **વિનોદકોવિદ** નામે પુત્ર હતો, તેની સાથે કુમાર દશામાં રહેલા ઇંદ્રદુમ્ને કૌતુકને માટે મિત્રાઈ કરી હતી, ધર્મ ઉપાર્જન કરવા માટે કરી નહોતી. તેને તેના પિતા સુદર્શન રાજાએ તેવા મિત્રની મિત્રાઇ મૂકી દેવા કહ્યું હતું, પરતું તેનું

હૃદય કૌતુક જોવામાં લલચાયેલું હતું, તેથી તે તેનાથી નિવૃત્ત થયો. શાસ્ત્રકાર કહે છે કે 'જો નોકર વિગેરે પણ પહેલા ગુણસ્થાનમાં વર્તતા ( મિથ્યાદષ્ટિ ) હોય તો તેઓ સ્વામીને સ્વધર્મથી ભ્રષ્ટ કરે છે તેથી તત્ત્વને જાણનારાઓએ પોતાની ઉન્નતિને માટે ધર્મનું સ્વરૂપ વિશેષે સમજવું અને ' મિત્ર, સ્ત્રી જે કોઈ મિથ્યાદષ્ટિ હોય તેના સંગનો ત્યાગ કરવો.' આવાં સિદ્ધાંતનાં વચનો સત્યનો નિર્ણય કરવામાં ઉપયોગી છે, તેથી શ્રાવકે અંતર્દષ્ટિથી એવા ભૃત્યોને પોતાની પાસે રાખવા નહીં. આવી રીતે કહીને પિતાએ વારંવાર સમજાવ્યા છતાં ઈંદ્રદ્યુમ્ન કુમારે તેની સંગતિનો ત્યાગ કર્યો નહીં.

છેવટ સુદર્શન રાજા રાજ્યનો ભાર પોતાના પુત્ર ઈંદ્રદ્યુમ્ન ઉપર સ્થાપન કરી પોતે પ્રવ્રજ્યા ગ્રહણ કરી **સમ્મેતશિખર** નામના તીર્થે ગયા. કારણ કે નવા દીક્ષિત થયેલા સાધુઓ જો જન્મભૂમિનો ત્યાગ કરે તોજ તેઓ ધર્મ ( ચારિત્રધર્મ ) નું યથાર્થ પાલન કરી શકે છે, અને જન્મભૂમિનું સ્મરણ કરનારા મુનિઓ ઘણી વખત ચારિત્ર રહિત થાય છે એમ પૂર્વધરો કહે છે. તેથી સુદર્શન મુનિએ જન્મભૂમિની પાસે રહેલા શત્રુંજય તીર્થે પણ ન જતાં સમ્મેતશિખર તીર્થની સેવા કરવા માંડી. સંયમીએ જન્મભૂમિમાં રહેલા તીર્થોનો પણ ત્યાગ કરવો જોઇએ. માયારૂપી પિશાચણીના ગ્રાસથી ભય પામતા,ઉત્તમ ચારિત્ર રસમાં મગ્ન થયેલા તથા મોહનો ત્યાગ કરવામાં ઉત્સુક થયેલા ઉત્તમ મુનિઓ જન્મભૂમિના દેશમાં પણ આવતા નથી. મહર્ષિઓએ મોહના કારણભૂત એવા બંધુઓનો સંગમ કરવો નહીં એમ ગર્વ વિનાના પૂર્વધરો કહે છે, તથા છત્રીશ ગુણના નિધાનરૂપ આચાર્યો પણ કહે છે. સંસારી મિત્રોની સાથે વાતચીત કરવાથી આત્મવિધાના માર્ગમાં નૃત્ય કરનારા મુનિઓને પણ તત્ત્વજ્ઞા-

નીઓ ચારિત્રવંત રહેતા નથી. આ પ્રમાણે જાણીને તે સુદર્શન મુનીશ્વરે વિશેષ પ્રકારના તપયોગે કરીને આનંદના સ્થાનરૂપ સમ્મેતશિખરની જ આરાધના કરવા માંડી.

અહીં ઇંદ્રદ્યુમ્ન રાજા થયો, એટલે તેણે કર્મના મર્મરૂપી વાયુથી પ્રેરાઇને વ્યવહારમાં નિપુણ જણાતા તે કાર્ણાટને રાજ્યના મંત્રીપદ ઉપર સ્થાપન કર્યો. તે અંતઃકરણમાં અવિદ્યક હતો, તો પણ બાહ્ય વૃત્તિથી વિદ્યાની અનુમોદના કરતો હતો; અને અવિદ્યારૂપી અગાધ ખાડામાં રાજાને પાડવા ઇચ્છતો હતો. તેથી તેણે રતિક્રીડામાં કુશળ અને પોતાના દેશમાં ઉત્પન્ન થયેલી એક અવિદ્યક કુળની સ્રીને રાજા સાથે પરણાવી. તેણીએ કામદેવને પણ આશ્ચર્યના સ્થાનરૂપ અને સર્વે આશ્ચર્યોનું સ્મરણ કરાવનાર તે ઉત્તમ રાજાને વશ કર્યો. ' અવિદ્યક કુળની સ્રીવાળા વિદ્યાવાન્ રહી શકતા નથી. '

એકદા તે રાણીના દેશમાંથી ફરતો ફરતો **જમદગ્નિ** નામનો વિદ્વાન્ વાદી ત્યાં આવ્યો, ત્યારે તેણીએ રાજાને કહ્યું કે—" આ જમદગ્નિ નિગમના જ્ઞાનનો પાર પામેલો છે. આ દેશમાં અને બીજા દેશમાં પણ તેના જેવો બીજો કોઈ વિદ્વાન્ નથી. તે નિગમને જાણનાર, ધર્મના જ્ઞાનવાળો અને ભાર્ગવના વંશમાં ઉત્પન્ન થયેલો છે. " તે સાંભળી રાજાએ મનોરંજન વાતો કરવામાં વાચાળ તે અવિદ્યક સૂરિની સાથે હર્ષથી વાતો કરી. તેમાં તે વિદ્વાને નિગમ અને આગમના વાક્યો તથા તેના અર્થને વિપરીત રીતે પ્રરૂપી મૂળ ધર્મનું ઉન્મૂલન કરનારી પોતાની વિદ્યા પ્રગટ કરી. આ રાજાએ પૂર્વ જન્મમાં [1]વેદની અવગણના કરવાથી દુષ્કર્મ ઉપાર્જન કર્યું હતું, તેથી આ વખતે જમદગ્નિનાં વચનોને તે સત્ય માનવા લાગ્યો. પરંતુ " છત્રીશ

---

૧ આગમની

ગુણુને ધારણ કરનાર ગુરૂ વિવેકી પુરૂષોએ વદન કરવા લાયક છે, બીજા વદન કરવા લાયક નથી ” ઈત્યાદિક આગમના વાક્યોને રાજા પ્રમાણુરૂપ ગણુતો હતો, તેથી તેણે તે સૂરિને પૂછ્યુ કે—“તમારામા પૂજ્યપણુ ક્યા છે? અમે તો શ્રીમાન્ ગુરૂની અને સિદ્ધાતની આજ્ઞામા તત્પર છીએ અને તમે તો આગમમા કહ્યા પ્રમાણે ચારિત્રને ધારણુ કરનારા નથી, માટે અમે તમને નમસ્કાર નહીં કરીએ ” ત્યારે તે ગુરૂએ કહ્યુ કે—“દુષમ કાળમા જનોએ છત્રીશ ગુણુવાળાની જ જેમ છ ગુણુ વાળો પણુ પૂજવા લાયક છે કારણુ કે સાધુની પૂજામા નિગમના વાક્યો માન્ય કરવાના છે નિગમમા કહ્યુ છે કે—“દુષમ કાળમા છ ગુણુના જે આરાધકો હોય તેને છત્રીશ ગુણુના આરાધકની જેમ આરાધવા ઈત્યાદિક નિગમના વાકયોવડે અમારો આચાર સર્વથા પ્રમાણુભૂત છે ” તે સાભળી રાજાએ કહ્યુ— “ અમે મહિમગુપ્ત આચાર્યના કહેવાથી નિગમના વચન પ્રમાણુરૂપે માનતા નથી, માટે તમને નમવાના સદેહરૂપ અધકારનો નાશ કરવામા સૂર્ય સમાન કોઈ પણુ આગમનુ વચન હોય તો બતાવો કેમકે આગમમા જે કહ્યુ હોય, તેમા જ અમારો વિશ્વાસ નિશ્ચળ છે ” ત્યારે ચોરનુ આચરણુ કરવામા ચતુર એવા તે ગુરૂએ ( જમદગ્નિએ ) કહ્યુ કે—“હે રાજન્ ! આવા સમયમા સિદ્ધાતના વચનોનો નિર્ણય કરવો અશક્ય છે કારણુ કે આ દુઃષમ કાળમા કાળના પ્રભાવથી અલ્પ બુદ્ધિવાળા થયેલા જનો શ્રીસિદ્ધાતના વાક્યાર્થરૂપી રથને જોડવા સમર્થ નથી ધર્મના નિશ્ચયને કરનારો આ શબ્દસમુદ્ર પાર રહિત છે જેમ કોઈ એક રથનુ માળખુ પશ્ચિમ સમુદ્રમા નાખ્યુ હોય, તેની ધોસરી ઉત્તર સમુદ્રમા નાખી હોય, તેના પૈડાઓ પૂર્વ સમુદ્રમા નખ્યા હોય, તેના જોતર દક્ષિણુ સમુદ્રમા નાખ્યા હોય અને તેના ઘોડાઓ આકાશમાં નાખ્યા હોય, તો આ સર્વ રથની

સામગ્રી એકત્ર કરવાને દેવ વિના બીજો કોઇ ( મનુષ્ય ) સમર્થ થઇ શકતો નથી, તેજ પ્રમાણે આ દુઃષમ કાળમાં કેવળજ્ઞાની ન હોવાથી બીજા કોઇ પંડિતો આગમના વાક્યોને એકત્ર કરવા સમર્થ નથી. પરંતુ વેદના બળથી જ આગમના અર્થનો નિશ્ચય કરવા યોગ્ય છે એમ પૂર્વધરોએ કહેલુ છે." આવાં સેંકડો અસત્ય વચનોએ કરીને તેણે રાજાને સમજાવી દીધો. નિગમનાં વાક્યોવડે બોધ પમાડેલો રાજા તેના વચનોને સત્ય માનવા લાગ્યો. તેણે રાજાને કહ્યુ કે—" નિગમની હીલના કરવાનું એ જ ફળ છે કે આત્માનો દુર્લંઘ્ય સંસારસમુદ્રમાં પાત થાય. "

ત્યારપછી મહિમગુપ્ત આચાર્ય પણ જમદગ્નિની સાથે તેના વિતંડાવાદથી પરાજય પામ્યા. તેથી તેણે પણ પૂર્વધર છતાં કુકર્મના યોગે કરીને નિઃશંક રીતે શ્રાવકો પાસે તેનીજ પ્રમાણે પ્રરૂપણા કરી. પછી તો તે બન્ને નિગમ અને આગમના વાક્યોના વિપરીત અર્થ કરવા લાગ્યા અને મહિમગુપ્ત ગુરૂ પણ સાધુ વેષનો ત્યાગ કરીને ગૃહસ્થી થઇ ગયા. આગમોનાં વાક્યોને અન્યથા કરી તે રાજાના યાજ્ઞિક ગુરૂ થયા. અહો ! સાડાનવ પૂર્વને ધારણ કરનાર પણ ભવને વિષે ભમ્યા, તો પછી અન્ય જનો અન્યથા પ્રકારે આચરણ કરે તેની શી વાત કરવી ? સૂર થઇને પણ આગમની હીલના કરવાથી તે દુરંત ભવસાગરમાં પડ્યા. ' અહો ! કર્મનું બળ કેવું દુરંત છે ? '

આ પ્રમાણે સાગર તીર્થંકરના નિર્વાણ મહોત્સવ પછી આ અવિદ્યામય ધર્મ મનુષ્યોનાં ઐહિક વાંછિત પૂર્ણ કરવામાં ચિંતામણિની જેવા જણાતો સતો ૭૯૯૮૫૦ વર્ષ સુધી પૃથ્વીપર પ્રવર્ત્યો. જમદગ્નિ અને મહિમગુપ્ત ગુરૂની પ્રેરણાથી તે ઇંદ્રધુમ્ન રાજાએ અશ્વમેધ વિગેરે અનેક યજ્ઞો કર્યા, તેથી આ સમગ્ર

ભરતક્ષેત્ર યજ્ઞમય થઇગયું. કાળચક્રના બળથી હિંસામય યજ્ઞો પણ ધર્મ તરીકે માનવામાં આવ્યા. તે ઇંદ્રદ્યુમ્ન રાજાએ ઘણા યજ્ઞો કરવાથી તેના રાજ્યમાં પશુઓ ક્ષીણ થઇ ગયા.

એકદા ગુણવડે ભૂતળને રંજન કરનારી **શકુંતલા** નામની તેની રાણીએ પૂર્વ દિશા સૂર્યને પ્રસવે તેમ દેદીપ્યમાન એક પુત્ર પ્રસવ્યો. 'આ શ્રેષ્ઠ પુત્ર તીર્થંકરનો પિતા થશે' આવી દૈવજ્ઞની વાણીએ કરીને રાજાએ તે પુત્રનું **જનક** નામ પાડ્યું. તેના જન્મને દિવસે આકાશમા દેવદુંદુભિઓ વાગ્યા. 'મોટાનો જન્મ મોટા આશ્ચર્યનું કારણ હોય છે.' તે જન્મથી જ સર્વ પ્રાણીઓનો મિત્ર રૂપ હોવાથી શરણ કરવા યોગ્ય થયો. પરંતુ સમકિત દષ્ટિપણાના અભાવને લીધે તે પહેલે ગુણસ્થાને રહેલો હતો. તો પણ તેણે દયારૂપી મેઘની ધારાવડે મનરૂપી પર્વતને ભેદ્યો હતો અને તે અનુક્રમે શ્રદ્ધારૂપી મોટી લતાઓનો મંડપ થયો હતો. ધર્મના અધિકારી પ્રાણીઓનો વિયોગ હોવા છતાં તે ભવ્યપણાને લીધે બીજા મિથ્યાત્વ ગુણસ્થાને રહેલા જીવોનો ઉપકારી બન્યો.

તે જનકકુમાર યુવાવસ્થાને પામ્યો ત્યારે તેણે ઇંદ્રદ્યુમ્નના મનરૂપી હાથીને પોતાના વાક્યરૂપી અંકુશવડે સ્થૂલહિંસાની ક્રીડા કરતાં અટકાવ્યો. તેણે કહ્યું કે-"હે રાજન્ ! પ્રાણીઓનો વધ કરવાથી ધર્મ શી રીતે થાય ? મલિન જળ કાદવના સંબંધથી નિર્મળ કેમ થાય ? હે રાજા ! આવા યજ્ઞકર્મથી આત્માની શુદ્ધિ થઇ શકતી જ નથી, માટે ધર્મબુદ્ધિથી આવું દુષ્ટ કર્મ ન કરો. જો હવે પછી તમે પ્રાણીઓનો હિંસામય યજ્ઞ કરશો તો તે દુઃખસમૂહથી પીડા પામેલો હું મારા પ્રાણનો ત્યાગ કરીશ." આ પ્રમાણેનું પુત્રનું વચન સાંભળી પુત્ર ઉપરના વાત્સલ્યને લીધે રાજા પ્રાણીની હિંસાથી વિરામ પામ્યો. જ્ઞાન વિનાનો, મૃષા વચન બોલનારો અને સર્વ ધર્મથી રહિત થયેલો ઇંદ્રદ્યુમ્ન રાજા પુત્રની પ્રેરણા થયા પછી પોતાના મનમાં કાંઇક વિરક્ત ભાવ પામ્યો.

એકદા રાજકુમાર જનકની **સૌભાગ્યસુંદરી** નામની પ્રિયાએ સર્વાર્થસિદ્ધિ નામના વિમાનથી ચ્યવેલા તીર્થંકરના ગર્ભને ધારણ કર્યો. તે વખતે તેણીએ પુત્રના ત્રણ જગતના ઐશ્વર્યને પ્રગટ કરનારા હાથી, વૃષભ, સિંહ, લક્ષ્મી, પુષ્પદામ, ચંદ્ર, સૂર્ય, ધ્વજ, પૂર્ણ કળશ, સરોવર, સમુદ્ર, વિમાન, નિર્ધૂમઅગ્નિ અને રત્નરાશિ એ ચૌદ સ્વપ્નો જોયા અનુક્રમે સમય પૂર્ણ થયે જેમ પૃથ્વી નિધાનને ઉત્પન્ન કરે અને વેલડી પુષ્પોને ઉત્પન્ન કરે તેમ તે જનકકુમારની પ્રિયાએ સર્વ લોકને પ્રીતિ કરનાર પુત્રને પ્રસવ્યો 'ચોસઠ ઇંદ્રોએ આવી હર્ષથી જેનો જન્મ મહોત્સવ કર્યો તે શ્રી **મહાયશા** નામના ચોથા તીર્થંકર જયવંતા વર્તો.' ચંદ્રના ઉદયથી પોયણાના વનની જેમ તેના જન્મદિવસથી મિથિલા નગરીના સર્વ લોકો અત્યંત આનંદ પામ્યા. ઇંદ્રોએ સ્વર્ગપુરીની જેમ તે નગરીમાં મણિ તથા સુવર્ણના મહેલો, સભા, આંગણા અને માર્ગો બનાવ્યા. તે નગરીમાં સુખની સંપત્તિ મોક્ષની જેમ અક્ષય દેખાવા લાગી તેના વનો સ્વર્ગના વનોની જેમ નિરંતર પુષ્પ અને ફળની સંપત્તિને આપવા લાગ્યા. પ્રભુના જન્મની ભૂમિ પદ્મા, ચક્રેશ્વરી અને બ્રાહ્મી વિગેરે દેવીઓએ સેવન કરાવા લાગી. જગન્નાથના જન્મથી ચિત્તમાં હર્ષ પામેલી દેવાંગનાઓ જિનેશ્વરના ગુણોના ગીતો ગાતી ગાતી ત્યાં આવવા લાગી અને જિનેશ્વરને નમસ્કાર કરવા માટે અનેક મનુષ્યો, દેવો અને રાજાઓ પણ આવવા લાગ્યા તેથી તે વિશાળ નગરી પણ સાંકડી દેખાવા લાગી પૂર્ણિમાના ચંદ્રને જોઇને ચકોર પક્ષીની જેમ જિનેશ્વરના મુખકમળને જોઇને તેના માતા પિતા હર્ષ પામ્યા ચારિત્રના પવિત્રપણાથી ચમત્કાર પમાડનાર પૌત્રનું મુખ જોઇ પિતામહ ઇંદ્રદ્યુમ્ન રાજા પણ અત્યંત હર્ષ પામ્યો. જિનેશ્વરના જન્મના પ્રભાવથી રાજાએ તત્કાળ મિથ્યાદૃષ્ટિ જનોના સંગનો ત્યાગ કર્યો ' અહો ! ધર્મનો વિલાસ અતિ અદ્ભુત છે. '

નિરંતર વૃદ્ધિ પામતા જિનેશ્વરના મુખકમળને જોઇને તેમનો પિતામહ પોતાના મિત્રો પાસે આ પ્રમાણે અરિહંતના ગુણો ગાવા લાગ્યો.—" જેનું નિર્મળ હૃદય ક્ષમારૂપી ખડ્ગથી ભૂષિત છે એવા જિનેશ્વરને જીતવા માટે કષાયરૂપી શત્રુઓ તેની પાસે જ આવી શકતા નથી. જેના જ્ઞાનરૂપી દર્પણમાં ત્રણ જગત પ્રતિબિંબરૂપે દેખાય છે, તે સુંદર મુખવાળા અને કોમળ વાણીવાળા જિનેંદ્ર ચિરકાળ જય પામો. સુર, અસુર અને મનુષ્યોએ જેના ચરણકમળને પ્રણામ કર્યા છે એવા હે પૌત્ર ! તારી ત્રણ લોકની પ્રભુતા કોણ ન ગાય ? હે જિન ! તેં પોતાના પાંચ ઇંદ્રિયોરૂપ અશ્વોને શીઘ્રપણે સન્માર્ગમાં પ્રવર્તાવ્યા છે. કારણ કે તું તેનો યોગ્ય સારથી છે. હે નાથ ! પોતાના જન્મને પ્રગટ કરી તેં ઉન્માર્ગે જતારા અમને સન્માર્ગે પ્રવર્તાવ્યા છે, માટે તને નમસ્કાર હો. તારી જેવો જગતમાં બીજો કોઈ કૃપાળુ નથી. કેમકે યજ્ઞોમાં રક્ષણ વિના હણાતા સંખ્યાબંધ પ્રાણીઓને તેં જીવિતદાન આપ્યું છે. હે પૌત્ર ! નિગમ અને આગમને જાણનારા એવા તેં હિતોપદેશ આપીને દુર્ગતિમાં પડતા અમારા આત્માનું રક્ષણ કર્યું છે, તારી કરૂણા અગણિત છે, તારૂં દાક્ષિણ્ય પવિત્ર છે, અને તારૂં લાવણ્ય ઉત્તમ છે. કયા કયા તારા ગુણો વખાણવા લાયક નથી ? ઉત્તમોત્તમ ગુણોની શ્રેણિરૂપી રત્નોના સમુદ્ર સમાન, અમારા કુળના દીપક સમાન અને જગતના આધારભૂત હે પૌત્ર ! તું જય પામ."

આ પ્રમાણે વિશ્વેશ્વર પૌત્રના ગુણોની સ્તુતિ કરતા તે રાજાએ નષ્ટ થયેલું સમકિત ફરીથી પ્રાપ્ત કર્યું. કોઇના હાથમાંથી રત્ન પડી ગયું હોય, તે ધૂળમાં દટાઇ ગયું હોય, તેથી પ્રાયે કરીને તે નષ્ટ થયું લાગતું હોય, તેને તે ધૂળ દૂર કરવાથી ફરી પામી શકાય છે, તેમ તેને ફરીથી સમકિત મળ્યું. ત્રણ જ્ઞાનને ધારણ કરનાર, હાથીના જેવી ગતિવાળા અને સમતાના ઇશ્વર એવા

તે સ્વામીએ પોતાના કુટુંબને દેશવિરતિનો ઉપદેશ આપ્યો.

જ્ઞાનમાં મહા કુશળ તેમને જોઇને મહિમગુપ્ત આચાર્ય તથા પંડિત જમદગ્નિ એ બન્ને નાસીને બીજા દેશમાં જતા રહ્યા. પછી ઇંદ્રદ્યુમ્ન રાજાએ પોતાના પુણ્યના ઉદયને લીધે પૌત્રે કહેલી દેશવિરતિને આદરપૂર્વક અંગીકાર કરી. છેવટ મહાયશાએ ચારિત્ર લીધા પછી તે તીર્થંકરના હાથથી ચારિત્ર લક્ષ્મીને પ્રાપ્ત કરી, જિનશાસનનો સૂર્યની જેમ પ્રકાશ કરી, ગણધર પદવી પામી, કેવળજ્ઞાનની સંપદાને મેળવી તે ચોથા તીર્થંકરના પિતામહ મોક્ષે ગયા.

આ પ્રમાણે પોતાના પૌત્ર મહાયશા નામના જિનેશ્વરના ગુણની સ્તુતિ કરવાથી તરત જ ઇંદ્રદ્યુમ્ન રાજા કે જે જિનેશ્વરના માર્ગથી ભ્રષ્ટ થયો હતો તે ફરીથી નષ્ટ થયેલા સમકિતને પામી કેવળજ્ઞાનરૂપ દૃષ્ટિવડે સમગ્ર ત્રણ લોકના પદાર્થોને જોઈ સંસારસમુદ્રને તરી ગયો. તે જ પ્રમાણે ભવ્યજનોએ અરિહંતની સ્તુતિ કરવા તત્પર થવું.

આ પ્રમાણે શ્રીતપગચ્છરૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રીઇંદ્રહંસગણિએ રચેલી શ્રીઉપદેશકલ્પવલ્લી નામની ટીકાને વિષે ત્રીજી શાખામાં જિનસ્તુતિ કરવાના વિષય ઉપર ઇંદ્રદ્યુમ્ન રાજાના વર્ણનરૂપ વીશમો પલ્લવ સંપૂર્ણ થયો.

---

### પલ્લવ ૨૧ મો.

શરીરની કાંતિવડે સુવર્ણનો તિરસ્કાર કરનાર, ઇંદ્રિયોરૂપી હાથીઓનું નિવારણ કરવામાં કેશરીસિંહ સમાન અને સમસ્ત ગાઢ અંધકારના સમૂહનો નાશ કરવામાં સૂર્ય સમાન નમિનાથ પરમાત્મા અમારં શરણ .

' હવે જિનસ્તવનનું દ્વાર કહ્યા પછી ગુરૂની સ્તુતિરૂપ એક-વીશમું દ્વાર કહે છે.—

## ' गुरुथुइ '

' છત્રીશ ગુણોને ધારણ કરનારા ગુરૂની સ્તુતિ કરવાથી શ્રાવકોને બોધિલાભ પ્રાપ્ત થાય છે. ' આ તેનો સંક્ષેપથી અર્થ કહ્યો, વિસ્તારથી તેનો અર્થ આ પ્રમાણે છે.—

પાંચ આચારરૂપી કલ્પવૃક્ષને ઉત્પન્ન કરવામાં મેરૂ સમાન, આગમના જ્ઞાનરૂપી દીપકવડે હૃદયમાં ઉદ્યોત કરનાર, વિવિધ દેશોમાં વિહાર કરનાર, શીળરૂપી અલંકારવડે ભુષિત, તપવડે શરીરનું શોષણ કરનાર, ગુણોરૂપી લક્ષ્મીનાં પાત્ર રૂપ, ધર્મનો ઉપદેશ આપનાર તથા નિશ્ચય અને વ્યવહારને યથા-યોગ્ય જાણનાર ઇત્યાદિ ગુણોએ કરીને યુક્ત એવા ગુરૂ શ્રાવકોએ સેવવા લાયક છે. શ્રાવકોએ ધર્મ પમાડનાર ગુરૂ ધ્યાન કરવા લાયક છે, સ્તુતિ કરવા લાયક છે અને સેવા કરવા લાયક છે. કેમકે ગુરૂ એ ધર્મરૂપી વૃક્ષને પ્રફુલ્લિત કરવામાં મેઘ સમાન છે. કહ્યું છે કે—'જે ધર્મને જાણનાર, ધર્મનું આચરણ કરનાર, નિરંતર ધર્મને પ્રવર્તાવનાર તથા પ્રાણીઓને ધર્મશાસ્ત્રના અર્થને દેખાડનાર હોય તે ગુરૂ કહેવાય છે. જે નિરવદ્ય માર્ગમાં પ્રવર્તતા હોય અને જે નિઃસ્પૃહ છતાં અન્ય જનોને નિરવદ્ય માર્ગમાં પ્રવર્તાવતા હોય, તે ગુરૂ આત્મહિતને ઇચ્છિનાર શ્રાવકોએ સેવવા લાયક છે. કેમકે આવા જ ગુરૂ પોતે તરવામાં અને બીજાને તારવામાં સમર્થ હોય છે.'

કાળચક્રના વિશેષે કરીને ચાર પ્રકારના ગુરૂ સેવવા લાયક છે. તેમાં જે સંપૂર્ણ દ્વાદશાંગીને જાણતા હોય અને સંપૂર્ણ ગુણે કરી યુક્ત હોય તે પહેલા પ્રકારના જાણવા ૧. જે સંપૂર્ણ જ્ઞાનનો ખજાનો હોય અને કાંઇક ઓછા ગુણનું નિધાન

હોય તે બીજા પ્રકારના જાણવા ૨. જે કાંઇક ઓછા જ્ઞાનવાળા હોય અને થોડા ગુણના નિધાન હોય તે ત્રીજા પ્રકારના જાણવા ૩. તથા જે થોડા જ્ઞાનના નિધાન અને થોડા ગુણવાળા હોય તે ચોથા પ્રકારના જાણવા ૪. આ પ્રમાણે ચાર પ્રકારનું ગુરૂનુ સ્વરૂપ જાણવું.[૧] નિગમમાં[૨] પણ કહ્યું છે કે-"પ્રથમ તો શ્રાવકોએ દેશવિરતિમાંજ રહેવું, (સર્વવિરતિ પાળવાની શક્તિ પ્રાપ્ત થયા સિવાય મુનિપણું ગ્રહણ કરવું નહીં.) સર્વવિરતિમાં શ્રમણપણું કેવળીએ કાળની ગતિને અનુસરીને કહેલું છે. તેમાં જે છત્રીશ ગુણની સંપદાવાળા, ઘણા જ્ઞાનવાળા, બુદ્ધિના અતિશયવાળા, તથા શ્રુતની સંપૂર્ણતાવાળા અને કાળના જ્ઞાનને જાણનારા હોય તે યુગપ્રધાનપણાને પામે છે. ૧. કેટલાએક સર્વવિરતિવાળા કે જેઓ સારી રીતે દ્વાદશાંગીરૂપ શ્રુત જે આપ્તશ્રુત ( જિનાગમ ) કહેવાય છે, તેના જ્ઞાનવાળા હોય તેઓ કદી છત્રીશથી ઓછા ગુણવાળા હોય તો પણ દેશવિરતિવાળાએ સેવવા યોગ્ય છે. ૨. કેટલાએક સર્વવિરતિવાળા મુનિઓ કે જેઓ પોતાના આચારમાં તત્પર હોય પણ દ્વાદશાંગીના પૂર્ણ જાણનાર ન હોય અને છત્રીશથી ઓછા ગુણવાળા હોય તો પણ શ્રાવકોએ સેવવા લાયક છે; કારણ કે તેઓ કાંઇક અજાણ છતાં પણ જાણ્યા પછી પશ્ચાત્તાપ કરે છે અને પાછા તત્કાળ ઉપયોગી થઇને યથાસ્થિત વ્રતનું આચરણ કરે છે. ૩. અને જે મુનિ સ્વધર્મની ઓળખાણ પૂરતુંજ સિદ્ધાંત જાણનારા હોય અને તે પ્રમાણે આદરનારા હોય તે પણ દેશવિરતિઓને સેવવા લાયક છે. ૪. આ ચોથા ભેદવાળા મુનિઓનો પણ દેશવિરતિએ અનાદર કરવા લાયક નથી. કારણકે જૈન સિદ્ધાંત વાંચવાની દેશવિરતિવાળામાં યોગ્યતા નથી, તેઓને

૧ આ ભેદો કર્ત્તાના મનઃકલ્પિત છે, શાસ્ત્રોક્ત જણાતા નથી. ૨ નિગમ અપ્રસિદ્ધ છે, તેમજ તેની યથાર્થતા પણ શકવાળી છે. તેની અંદર બીજો ભાગ ભળી ગયેલો જણાય છે.

તો પોતાના નિયમમાં તત્પર રહી સાધુઓની પાસેથી સિદ્ધાંત સાંભળવાનો અધિકાર છે.

ગૃહીવેષને ધારણ કરનારા ગૃહસ્થીઓએ દ્વાદશાંગીમાંથી પોતાની નિત્યક્રિયાના અનુષ્ઠાન પૂરતો અભ્યાસ કરવો. વધારે વાંચવાની પ્રવૃત્તિ કરવી નહીં કારણકે એમાં આજ્ઞાનું વિરાધકપણું થાય છે. આજ્ઞાની વિરાધના કર્મબંધના કારણભૂત છે. તેથી શ્રાવકોએ ગુરૂની આજ્ઞા પાળવામાં જ તત્પર રહેવું. જેઓ આત્મજ્ઞાનમાં પ્રવીણ હોતા નથી, તેઓને ગુરૂની આજ્ઞા પાળતાં ગ્લાનિ થાય છે. અને જેને આત્મજ્ઞાન નથી તેઓ દુસ્તર ભવસાગરમાં પરિભ્રમણ કરે છે, તેથીજ જૈનધર્મમાં ગુરૂતત્ત્વની આરાધના કરવાની કહી છે. કર્મનિર્જરાને માટે તે મુખ્ય સાધન છે.

ઉપર કહેલા ચાર પ્રકારમાંથી પહેલા પ્રકારવાળા ગુરૂ વિશેષે કરીને સેવવા લાયક છે, તેને અભાવે બીજા પ્રકારના, તેને અભાવે ત્રીજા પ્રકારના અને તેને પણ અભાવે ચોથા પ્રકારવાળા ગુરૂ સેવવા યોગ્ય છે. દુષમ સમયમાં ઉત્પન્ન થયેલા શ્રાવકોને ચોથા પ્રકારના ગુરૂ પણ સેવવાથી ધર્મના બીજ માટે કારણભૂત થાયછે આજ પણ કેટલાક આચાર્યો સુંદર આચાર વિચારવાળા અને શ્રીમાન્ ચંદ્રગચ્છરૂપી સમુદ્રને ઉલ્લાસ પમાડવામાં પૂર્ણચંદ્ર સમાન જોવામાં આવે છે. તત્ત્વને જાણનારા તથા સદ્‌ગુણને ધારણ કરનારા કેટલાક ઉપાધ્યાયો અને કેટલાક ગીતાર્થ મુનિઓ પણ જોવામાં આવે છે. કોઇ કોઇ ક્ષેત્રમાં (સ્થાનમાં) ઉત્તમ સાધુઓ પણ પ્રાપ્ત થાય છે. તે સર્વે ધર્મ અને આત્મહિતને ઇચ્છનારા શ્રાવકોએ સેવવા લાયક છે. આ સમયમાં તેવા પ્રકારના ગુણવાળા કે જેમના નામ પણ ઉત્તમ છે એવા **શ્રી સોમસુંદર** ગુરૂ, મુનિઓને વિષે ચંદ્ર સમાન **શ્રીમુનિસુંદર** નામના સૂરીંદ્ર અને શ્રીચંદ્રગચ્છમાં ચંદ્રસમાન **શ્રીજયચંદ્ર** સૂરીશ્વર વિગેરે ધ્યાન કરવા લાયક છે. બીજા

અન્ય ગચ્છના નાયકો અને શ્રેષ્ઠ મુનિઓ આ કાળે પણ છે કે જેઓ સમયને યોગ્ય એવાં શાસ્ત્રોને જાણનારા અને ચારિત્રનું આચરણ કરવામાં ઉદ્યમવંત હોય છે. તે સર્વે દેશવિરતિ શ્રાવકોએ પોતાના સમકિતની શુદ્ધિને માટે સ્તુતિ કરવા લાયક અને સેવવા લાયક છે. આ ક્ષેત્રમાં અને આ કાળમાં પણ જેઓ જ્ઞાન અને ચારિત્ર ગુણને ધારણ કરનારા હોય, તેઓની શાસ્ત્રદૃષ્ટિથી અને હૃદયરૂપી દૃષ્ટિથી પરીક્ષા કરીને ઉત્તમ શ્રાવકોએ પોતાના ધર્મની વૃદ્ધિને માટે શિઘ્રપણે પ્રમાદનો ત્યાગ કરીને સેવા કરવી. કારણ કે તેઓ સંસારસમુદ્રથી તારનારા છે. નિગમ અને આગમના વાકયને અનુસરીને આ પાંચમા આરાને વિષે ઓછા ગુણવાળા–ઓછા જ્ઞાનવાળા પણ ચારિત્ર પાળવામાં તત્પર હોય તે સદ્ગુરૂ સર્વોત્તમપણે માનવા લાયક છે.

હે ઉત્તમ શ્રાવકો ! આત્મહિતની ઇચ્છાવાળા તમને સેવવા લાયક ઉત્તમ ગુરૂની એક વાનકી હું દેખાડું છું. તે તમે સાંભળો.—

જે નિગમ અને આગમને જાણનારા છે, મૂળ ગુણ તથા ઉત્તર ગુણને પાળનારા છે, વિવિધ દેશના જનસમૂહને પ્રતિબોધ કરવામાં તત્પર છે, ધર્મરૂપી દૂધ અને અધર્મરૂપી જળનું વિવેચન–પૃથક્પણું કરવામાં હંસ જેવા છે. નિશ્ચય અને વ્યવહારની વ્યવસ્થા કરવામાં કુશળ છે, તથા આ કાળ અને આ ક્ષેત્રને આશ્રીને જે સમ્યગ્જ્ઞાન અને ઉત્તમ ગુણના આશ્રયરૂપ છે, તે **શ્રીધર્મહંસ** નામના સદ્ગુરૂની તમે સેવા કરો. આ શ્રેષ્ઠ ગુરૂને વિષે જે અસાધારણ ગુણો છે, તેનું મારી જેવો મંદ બુદ્ધિવાળો કેમ વર્ણન કરી શકે ? તેના ગુણનું સ્તવન કરવામાં સાવધાન થયેલો કુશળ માણસ પણ સાક્ષાત્ વિલખો થઇ જાય

સાધુ ધર્મના દશ પ્રકારરૂપી દશ કલ્પવૃક્ષોને ઉત્પન્ન થવામા મેરૂ પર્વત સમાન શ્રી પચ પરમેષ્ઠી મને અત્યત સુખ આપ નારા થાઓ જેનુ નામ શ્રવણ કરવાથી પણ નાના પ્રકારના ભવોમા ઉત્પન્ન થયેલુ પાપ નાશ પામે છે, તે શ્રીધર્મહંસ નામના સદ્ગુરૂના ગુણોનુ વર્ણન હુ કરૂ છુ. ( કર્ત્તાએ અહીં પોતાના ગુરૂનુ ચરિત્ર આપ્યુ છે, તેમા કેટલેક સ્થાને બહુ અતિશયોક્તિ કરેલી જણાય છે. )

ગોળ આકૃતિવાળા આ તિર્ચ્છા લોકના મધ્યમા જબૂદ્વીપ નામનો દ્વીપ છે, કે જે બે સૂર્ય અને બે ચદ્રોએ કરેલા ઉદ્યોતથી અત્યત શોભી રહ્યો છે. તેમા ભરત નામનુ ક્ષેત્ર દક્ષિણ નેત્રની જેવુ શોભે છે. તે મોટા છ ખડોરૂપી તારાની લક્ષ્મી વાળુ તથા લવણસમુદ્રરૂપી ભ્રકુટિવાળુ છે તેમા આવેલો મધ્ય ખડ વખાણવા લાયક છે. કારણકે રોહણાચળ પર્વતની ઉપર રત્નોની જેમ તેમા *બોતેર શ્રેષ્ઠ પુરૂષો ઉત્પન્ન થાય છે. તેમા ગુજરાત નામનો દેશ વખાણવા લાયક છે. કારણ કે તેના લોકોની જેવા બીજા કોઇ દેશના લોકો ધર્મકાર્યમા વિવેકી જણાતા નથી. તેમા સિદ્ધપુર નામનુ નગર છે. ત્યા તે નગરની સ્ત્રીઓથી પરાજય પામેલી સરસ્વતી[1] નિરતર જળને વહન કરતી રહેલી છે તેમા રહેલા ઇભ્યો ( શેઠીઆઓ ) ભદ્ર જાતિના હાથીની ઉપમાને ધારણ કરતા શોભે છે કારણકે તેઓ લીલાસહિત ગતિ કરે છે, તેમનો વર્ણ ઉજ્વળ છે, અને દાનથી[2] તેમનો કર[3] શોભે છે તે સિદ્ધપુરમા પ્રાગ્વાટ[4] વશમા મુગટ સમાન, સર્વ વેપારીઓમા શિરોમણિ અને સમગ્ર ગુણ રત્નોનો સાગર ડુંગર નામે શ્રેષ્ઠી રહેતો હતો તેને શીળરૂપી અલકારથી શોભતી સુહાસણી નામની સ્ત્રી હતી તેણીના સુખની

* ૬૩ શલાકા પુરૂષો ઉપરાત નવ નારદ તેમા ભેળવવાથી ૭૨ થાય છે.
૧ નદી ૨ હાથીનુ દાન મદ ૩ હાથીનો કર—સૂઢ ૪ પોરવાડ

સ્પર્ધા કરવાથી જ ચંદ્ર કલંકિત થયો હોય એમ જણાય છે. છીપને વિષે મુક્તાફળની જેમ તેણીની કુક્ષિથી **નર્મદ, નરપાળ** અને **પોપટ** નામના ત્રણ પુત્રો થયા હતા. ઉપરાંત કલ્પવૃક્ષની મંજરીની જેવી કદૂ નામની તેણીને એક પુત્રી થઇ હતી. તે જિનધર્મમાં કુશળ હતી. તે ચારેની અનુપમ કળાઓ તથા લોકની પ્રીતિ ઉત્પન્ન કરનારા ગુણો શરીરની સ્પર્ધાએ કરીને હમેશાં વૃદ્ધિ પામતા હતા. વિનયના સ્થાનરૂપ ત્રણે પુત્રોનો યશસમૂહ અખંડિત હતો, તેઓ જાણે પૃથ્વીપર ઉતરેલા **બ્રહ્મા, વિષ્ણુ** અને **મહેશ્વર** હોય તેવા શોભતા હતા. સાથે જ ક્રીડા કરતા અને સાથે જ ભોજન વિગેરે ક્રિયા કરતા એવા તેઓ ભિન્ન શરીરવાળા હતા, તો પણ જાણે તેમનો જીવ એકજ હોય તેવા દેખાતા હતા. અનુક્રમે તેમને માતપિતાએ લેખશાળામાં પંડિતની પાસે મોકલ્યા. ત્યાં શુભ હૃદયવાળા તેઓ માતૃકાદિક[1] શાસ્ત્રોનો અભ્યાસ કરવા લાગ્યા.

એકદા લક્ષ્મીના સાગરરૂપ તે નગરમાં વિહારના ક્રમથી **શ્રીજયચંદ્ર** નામના સૂરિ ગુણવાન્ અને [2]પંડિત એવા **રાજતિલક** વિગેરે શિષ્યો તથા બીજા પણ પ્રમાદ રહિત સાધુઓ સહિત પધાર્યા. તે સૂરિની કરેલી સમસ્યાપૂર્તિથી ખુશી થયેલા દક્ષિણ દેશના વાદીઓએ તેમને **શ્યામશારદા** એવું બિરૂદ આપીને તેમની અત્યંત પ્રશંસા કરી હતી. તે **સોમસુંદર** સૂરિની પાટના અલંકારભૂત હતા, ચારિત્રલક્ષ્મીરૂપી સ્ત્રીના હાર સમાન હતા, તપગચ્છના નાયક હતા, તથા આગમના ધરરૂપ હતા. તેમનું આગમન સાંભળી સ્ત્રી અને પુત્રો સહિત ડુંગર શ્રેષ્ઠી વિગેરે નગરના સર્વ લોકો તેમની પાસે આવી તેમને વંદના કરી તથા તેમની સ્તુતિ કરી યોગ્ય સ્થાને બેઠા. પછી પરોપકાર કરવામાં તત્પર ગુરૂએ ભવ્ય જીવોના મનરૂપી જળના

---

૧ અક્ષર વિગેરે. ૨ પંન્યાસ કે એવા બીજા પદવાળા.

મળનો નાશ કરવામાં શરદ્ઋતુ સમાન આ પ્રમાણે ધર્મદેશના આપી.—

" ધર્મ બે પ્રકારનો કહ્યો છે. તેમાં પહેલો સાધુધર્મ, તે મોક્ષસુખને આપનારો છે, અને બીજો બાર વ્રતરૂપ શ્રાવકધર્મ, તે સ્વર્ગને આપનારો છે. આ અસાર અને રસ વિનાના સંસારમાં યુવાવસ્થા, આયુષ્ય અને ધન એ ત્રણ ચપળપણાને લીધે ઈંદ્રધનુષની જેવાં છે, માત્ર જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ રત્નો જ ચિરસ્થાયી છે. તેથી વિવેકી જનોએ પ્રયત્ને કરીને પણ તેનો જ સંગ્રહ કરવો યોગ્ય છે."

આ પ્રમાણે દેશના સાંભળીને કેટલાએક નગરવાસી જનો પ્રતિબોધ પામ્યા. તે વખતે સત્પુરૂષોના માર્ગનું પાલન કરનાર, કૃપાળુ અને શુદ્ધ બુદ્ધિવાળા નરપાળ નામના શ્રેષ્ઠીપુત્રે ગુરૂની પાસે દીક્ષા અંગીકાર કરી. આ સંસારસાગરમાં રાગી જીવો ભારેકર્મીપણાને લીધે પથ્થરની જેમ ડૂબે છે, અને વિરાગી જીવો લઘુકર્મી હોવાથી કાષ્ઠની જેમ તરી જાય છે. ગુરૂએ તેનું ધર્મહંસ નામ પાડીને સુધાનંદ નામના પંડિતને અભ્યાસ કરાવવા સોંપ્યા. બુદ્ધિના ભંડાર અને શુભ લક્ષણવાળા તે ક્ષુલ્લક મુનિ વ્યાકરણશાસ્ત્ર ભણ્યા, સાહિત્યનો અભ્યાસ કરી તૃપ્ત થયા, તર્કશાસ્ત્રના કઠિન સ્થાનમાં પણ ધૈર્ય રાખ્યું, ઘણાં શાસ્ત્રોમાં તેણે સારો શ્રમ કર્યો તથા નિર્મળ મહા વિદ્યાઓ ભણીને તેણે બૃહસ્પતિને પણ શિષ્યરૂપ કર્યો.

અન્યદા **શ્રી શ્રીમાળી** નામના મહાવંશને પ્રકાશ કરવામાં સૂર્યસમાન પાટણના રહેવાસી **મહિપતિ** નામના ધનાઢ્ય શ્રેષ્ઠીને સોમસુંદર સૂરિએ ધર્મની વૃદ્ધિ માટે પ્રેરણા કરી, તેથી તેણે તે ધર્મહંસ મુનિને પંડિતપદ આપવાને પ્રસંગે મોટો મહોત્સવ

કર્યો. ક્રોધ, કર્મ, અહંકાર અને વ્યસન એ ચારનો પરાજ
કરવાથી તેજ શબ્દોના બીજા બીજા અક્ષરે કરીને તેનું 'ધર્મહંસ'
એવુ નામ સાર્થક થયુ. અથવા બુધ, ધર્મ, હંસ અને વાસ
(દિવસ) એ ચાર વસ્તુના દેદીપ્યમાન વિદ્યાગુણ, વર્ણગુણ, સુન્
દ્રત્વ ગુણ અને તેજ ગુણને હરણ કરી (ચોરી લઇ) તે જ શબ્દોન
બીજા બીજા અક્ષરે કરીને બનેલા પોતાના નામને પ્રસિદ્ધ કરત
તે મુનિ પૃથ્વી ઉપર પશ્યતોહર ( ચોર ) કેમ ન કહેવાય
ગંભીરતા, તપસ્યા અને સમતા વિગેરે એક એક ગુણના આ
શ્રયભૂત તો ઘણા સૂરિઓ થઇ ગયા છે, પરંતુ આ ધર્મહંસ ત
પોતે એક જ સર્વ ગુણોના આશ્રયભૂત થયા.

આ અવસરે **પ્રાગ્વાટ** વંશનું માણિક્ય, **ચાણાકયન** જેવો બુદ્ધિમાન્, **અમદાવાદ** શહેરની ભૂમિનાં ભૂષણરૂપ અ **અહંમદશાહ** સુલતાનની સભાના મુગટ જેવો **મેઘ** નામન મહામંત્રી હતો. તે સુવર્ણરૂપી જળની: વૃષ્ટિ કરવામાં સાક્ષા મેઘસમાન હતો. તેને દાનની લીલાએ કરીને કલ્પલતા જેવી શીળવડે શોભતી અને જિનધર્મને વિષે રાગવાળી **મટી** નામન બહેન હતી. **પાર્વતી** અને **ગંગાને** વરનાર **મહાદેવની** જે તથા **રૂકિમણી** અને **સત્યભામાને** સ્વીકાર કરનાર **કૃષ્ણની** જેમ તે મેઘ મંત્રી **અહિવદે** અને **મરઘાઇ** નામની બે સ્ત્રીઓ પરણ્યો હતો. ધર્મહંસ ગુરૂના સદ્ગુણથી રંજિત થયેલા અને તેનો ધર્મોપદેશ સાંભળી સંતુષ્ટ થયેલા તે મંત્રીએ જગતના લોકો ચમત્કાર પમાડે તેવા મહોત્સવપૂર્વક **તપગચ્છના** અલંકારરૂપ **શ્રીલક્ષ્મીસાગર** નામના સૂરિ મહારાજા પાસે તે (ધર્મહંસ) ને હર્ષથી વાચકેદ્ર પદ અપાવ્યું. તે મહોત્સવમાં જેમ મેઘ જળન સમૂહવડે પૃથ્વીપર રહેલા સરોવરોને પૂર્ણ કરે તેમ તેણે સર્વ દર્શનીઓનાં પાત્રોને ઉજ્વળ ઘીવડે પૂર્ણ કર્યાં. જાણે શુભ ભાવથી ઉત્પન્ન થયેલા પોતાના મૂર્તિમાન પુણ્યને જ દેખાડતો
મેઘ તેમ ... શ્રી ... ને ... ... પ...

વ્યાં, પંચરંગી વસ્ત્રોવડે શ્રીસંઘને પહેરામણી કરી, અને એક (શ્વેત) વર્ણવાળા પોતાનાં યશવડે ત્રણ ભુવનને તેણે ઢાંકી દીધું. વળી તે ઉત્સવમાં વેશ્યાઓ નૃત્ય કરતી હતી, વાજિંત્રો મધુર સ્વરે વાગતાં હતાં, ગવૈયાઓ મધુર સંગીતને ગાતા હતા અને સુવાસિની સ્ત્રીઓ ગુરૂનાં સત્ય ગુણોનાં ગીતો ગાતી હતી તે સર્વને મંત્રીએ ઉચિત દાન આપીને સંતુષ્ટ કર્યા. અનેક ગામોના અને નગરોના લોકોને આમંત્રણ કરીને બોલાવ્યા હતા, તે સર્વનું યોગ્યતા પ્રમાણે મંત્રીઓએ સન્માન કર્યું, તથા દરેક જનને શ્રીફળની પ્રભાવના આપવાવડે પ્રસન્ન કર્યા. ધર્મહંસ ગુરૂએ યુક્તિરૂપી કુલડીને વિષે વાદીની ઉક્તિરૂપી રૂપું નાંખી તેને ગાળવામાં તત્પર થઇ સુવર્ણની પ્રતિમાને ધારણ કરી તે આશ્ચર્ય છે.

જેણે પોતાના અને પરના શાસનમાં વર્તતા સર્વ શાસ્ત્રોનો અભ્યાસ કરીને પોતાનું શ્રુતસાગર એવું નામ સાર્થક કર્યું હતું, દિગંબરના સંઘપતિએ જેનું આડંબરપૂર્વક સામૈયું કર્યું હતું, અર્થાત્ મહોત્સવપૂર્વક સામૈયું કર્યું હતું, તથા જે સુખાસન ( મીયાના ) માં બેસીને વિચરતા હતા, તે શ્રુતસાગર નામના દિગંબરના આચાર્યને ધર્મહંસ ગુરૂએ સભામાં સર્વ સભાસદોની અને સર્વ દર્શનીઓની સમક્ષ જીતીને જગતરૂપી પ્રાસાદ ઉપર પોતાની કીર્તિરૂપ પતાકા બાંધી હતી. તેનું શીળ તેનાજ શીળ જેવું હતુ, તેની ક્રિયા તેની જ ક્રિયા જેવી હતી, તેના ગુણો તેના જ ગુણો જેવા હતા, તેની વાણી તેની જ વાણી જેવી હતી, તેની કળા તેની જ કળા જેવી હતી, તેની કુશળતા તેની જ કુશળતા જેવી હતી, અને તેનુ તપ તેના જ તપ જેવું હતું. કારણ કે સત્પુરૂષના ગુણો અન્યની જેવા હોતા નથી. તે ગુરૂ કર્મરૂપી શત્રુઓનો જય કરવામાં પરાક્રમી હતા, સૂર્યની જેવા તેજસ્વી

હતા, તથા તપસ્વી, યશસ્વી અને શ્રેયસ્વી ( કલ્યાણવાળા ) હતા. વળી સજ્જનોના અંતઃકરણરૂપી વસ્ત્રને વિષે પૂર્વે નહિ જોયેલા ધર્મરૂપી રંગને ઉત્પન્ન કરતા હતા, તેથી તેઓ અલૌકિક રજક સમાન હતા.

તે ધર્મહંસ ગુરૂનું મસ્તક ૧, ભાળ ( કપાળ ) ૨, મુખ ૩, કર્ણ ૪, વાણી ૫, હાથ ૬, ઉરઃસ્થળ ( છાતી ) ૭ અને પાદ (પગ) ૮. આ આઠે અંગો સ્તુતિ કરવા લાયક હતાં, તેથી તે દરેક અંગનું આઠ આઠ અનુષ્ટુપ્ શ્લોકોવડે વર્ણન કરવામાં આવે છે.—

૧ તે ગુરૂનું મસ્તક અત્યંત બાળભાવનો નાશ થવાથી કાવ્યની લક્ષ્મી સહિત છે, તેથી કવીંદ્રની જેવું શોભે છે. રાજાઓના મુગટની શ્રેણિઓ તે ગુરૂને અત્યંત હર્ષથી નમે છે, અને તેનું મસ્તક કોઇને નમતું નથી, તેથી તેનું જ ઉત્તમાંગ નામ સાર્થક છે, અથવા તો આ કારણથી જ તે વિદ્વાનો નામમાળા ( કોષ ) માં મસ્તકનું ઉત્તમાંગ એવું નામ લખીને સત્યવાદી ઠર્યા છે. સર્વ વિદ્વાનોમાં આ ગુરૂ જ જેમ ઉત્તમ પ્રતિષ્ઠાને પામી અગ્રેસર તરીકે ગવાય છે, તે જ પ્રમાણે સર્વ અંગોમાં તેનું મસ્તક અગ્રેસર ગવાય છે. તે ગુરૂનું ઉત્તમાંગ ( મસ્તક ) કેમ વંદન કરવા લાયક ન હોય ? કારણ કે વિદ્વાનો પણ તેના ચરણકમળને પ્રણામ કરવા ઇચ્છે છે. 'હે પ્રિય ! ગુરૂના મસ્તકને તું જો.' 'ત્યાં પ્રગટ રીતે મુગટ ક્યાં છે ?' કં એવું મુખનું નામ છે તે ક્યાં છે ? પણ તું જાણતો નથી ? કે તે [1] કં તો ગુરૂનું મસ્તક છે. સર્વે અંગો પોતપોતાને સ્થાને રહ્યાં શોભે છે, તે સર્વની ઉપર એક મસ્તક વિશેષ શોભે છે, તે જ પ્રમાણે ગુરૂને આશ્રયે રહેલા સર્વ પોતપોતાને સ્થાને શોભે

---

૧ કં એટલે મસ્તક પણ કહેવાય છે.

છે, ગુરૂથી ઉચ્ચ સ્થાનને ભોગવનાર તો કોઇક જ થાય છે. ગુરૂનું દેદીપ્યમાન મસ્તક શું મૂર્તિમાન પુણ્યનો પિંડ છે ? કે શું પાપરૂપી પર્વતને છેદવા માટે વજ્ર પ્રગટ થયું છે ?

ઇતિ ઉત્તમાંગાષ્ટકમ્. ૧.

૨ કેશોની શ્રેણિરૂપી અંધકારના સમૂહથી વીંટાયેલું ગુરૂનું ભાલસ્થળ ( કપાળ ) પૃથ્વી પર અષ્ટમીના ચંદ્રની આકૃતિવાળું શોભે છે. તે ગુરૂનું લલાટ તેજના સમૂહથી યુક્ત છે, તેથી જાણે કે પિંડરૂપે કરેલા તેવા સ્વરૂપવાળા શુભ કર્મના પુદ્ગળો હોય તેવું તે શોભે છે. તેના ભાલસ્થળથી ઉત્પન્ન થયેલા તેજમાંથી વિભાગ પાડીને જાણે ગ્રહણ કરેલ હોય તેમ ( તેના કરતાં અલ્પ તેજથી ) અગ્નિ અને સૂર્ય વિગેરે અત્યંત પ્રકાશ કરે છે. સ્ફુરાયમાન તેજવાળી અને અત્યંત લાંબી ગુરૂની ભાલસ્થળી તેના મસ્તકરૂપી લોકાગ્રમાં રહેલી જાણે સિદ્ધિશિલા હોય તેવી શોભે છે. જીતી ન શકાય તેવા કળિરૂપી શત્રુને જીતવા માટે ધર્મરૂપી રાજાએ ગુરૂના ભાલસ્થળના મિષથી પ્રત્યંચા સહિત [1]અમોઘ ધનુષ્ય ધારણ કર્યું જણાય છે.[2] જય મેળવનારૂં, શત્રુનો પરાજય કરનારૂં અને ઘણી કાંતિવાળું ગુરૂનું ભાલસ્થળ વાણીથી કહી ન શકાય તેવી શોભાને ધારણ કરી રહ્યું છે. ગુરૂના ભાલરૂપી પાટીયું ( સુપડું ) પામીને પાપરૂપી ધૂળને ચાળનારા પ્રાણીઓ ( મિથ્યાત્વરૂપી ધૂળ કાઢી નાખી ) સમકિતરૂપી રત્ન મેળવીને શું સુખી થતા નથી ? તેમનું લલાટ સરસ્વતી દેવીને ભણાવવા માટે લખેલા અક્ષરોની શ્રેણિવાળી પાટી જાણે ગુરૂએ તૈયાર કરી હોય તેવું શોભે છે.

ઇતિ લલાટાષ્ટકમ્ ૨

---

૧ ખાલી ન જાય તેવું–સફળ. ૨ અથવા ભાલસ્થળના મિષથી નાક રૂપી બાણ જેના પર ચડાવ્યું છે એવું ધનુષ્ય વક્ર કર્યું છે–વાળ્યું છે.

૩ તે ગુરૂનું મુખ તેના ચિત્તમાં નિવાસ કરવાનું જેણે ચિંતવન કર્યું છે એવી ચૌદ વિદ્યાઓને તેમાં પ્રવેશ કરવા માટે દ્વારરૂપ છે, તે મનુષ્યોને આનંદ આપે છે. હૃદયરૂપી સમુદ્રની સમતારૂપ ભરતી આવવાથી તેના બન્ને કાંઠામાં જાણે બે પરવાળા પડ્યાં હોય તેમ તેમના મુખના બે ઓષ્ઠપુટ શોભે છે. તેમના મુખરૂપી ઉદ્યાનને શોભાવનારી જિન્હારૂપી લતામાંથી જાણે મનોહર અને નવા બે પત્રો ( પાંદડા ) જ નીકળેલાં હોય તેમ તેમના રાતા બે ઓષ્ઠ શોભે છે. તેમનું શરીર તળાવ જેવું છે, તેમાં કમળની જેવું તેમનુ મુખ છે, તેના પર જાણે બે ભમરા ભમતા હોય તેમ બે નેત્રો ક્રીડા કરે છે. તેમના મુખરૂપી દ્રહમાં દાંતરૂપી હંસો ક્રીડા કરે છે, અને દાઢી મૂછના વાળની શ્રેણિના મિષથી પાણીના તરંગોવડે તે મનોહર દેખાય છે. જે તળાવ સરસ્વતીરૂપી જળવડે ભરપૂર છે અને જેનો ઉદય દાનલક્ષ્મીથી વૃદ્ધિ પામ્યો છે એવા સમુદ્ર તુલ્ય તેમના મુખને જોઇને મનુષ્યોની તૃષ્ણા નાશ પામે છે. ચંદ્ર જેવું તે ગુરૂનું મુખ જોઇને વિદ્વાનોનાં નેત્રોરૂપી પોયણાંઓ તત્કાળ અત્યંત હર્ષ પામે છે-વિકસ્વર થાય છે. તેમનું અપૂર્વ શોભાવાળું મુખ જોઇને કોને હાસ્ય આવતું નથી? કવિની વાણી પણ તેની પ્રશંસા કરતાં થાકી જાય તેમ છે.

## ઇતિ મુખાષ્ટકમ્ ૩.

૪ વિદ્વાનો તે ગુરૂના બે કર્ણનું અસદ્દશપણું[1] વર્ણવે છે, તો પણ તે [2]બહુશ્રુતિવાળા છે, એમ સંભળાય છે એ આશ્ચર્ય છે. હું ધારૂં છું કે—શ્રીમાન્ ધર્મરાજાના **શ્રમણ** અને **શ્રાદ્ધ** નામના બે કુમારો ભવરૂપી સૂર્યવડે તાપ પામીને તે તાપનો નાશ કરવા માટે ગુરૂના શરીરરૂપી કલ્પવૃક્ષની પાસે આવ્યા,

૧ બીજા કોઇના કાન તેની જેવા નથી ૨ ઘણા કાનવાળા, ઘણા શ્રુત-શાસ્ત્રવાળા.

તેમને વિશ્રાંતિ આપવા માટે ગુરૂએ (કલ્પવૃક્ષે) કરૂણારસથી ભરેલાં કર્ણરૂપી સુવર્ણનાં બે કચોળાં (વાટકા) તેમને અર્પણ કર્યાં છે. તે ગુરૂના હૃદયરૂપી મહેલમાં નિવાસ કરનારી જ્ઞાનલક્ષ્મી અને ચારિત્રલક્ષ્મીને ક્રીડા કરવા માટે વિધાતાએ ગુરૂના મસ્તકરૂપી પર્વતના તટની નીચે બે કર્ણરૂપી અત્યંત વિશાળ બે હીંચકા બાંધ્યા હોય તેમ જણાય છે. તેના કર્ણરૂપી નહેરોના માર્ગે કરીને જાણે એકઠા થયા હોય એવા શ્રુતરૂપ જળના સમૂહે તેનું ચિત્તરૂપી સરોવર ભરી દીધું છે. તે ગુરૂની સેવા કરવાથી અનેક ભવ્ય જીવો કુટિલતા, મળ અને છિદ્ર રહિત થયા છે, તેથી અમને પણ તેવા કરો, એમ જણાવવા માટે તે બંને કર્ણો ગુરૂની પાસે રહ્યા છે. પહેલા જગતમાં જે એક કર્ણ (રાજા) પણ સુવર્ણનુ દાન કરવામાં પ્રસિદ્ધ થઇ ગયો છે, તો બે કર્ણના ભૂષણવાળા આ ગુરૂ સત્પુરૂષોને શું નહીં આપે?

## ઇતિ કર્ણાષ્ટકમ્. ૪.

૫ 'સુવર્ણવડે જેમનું શરીર અલંકૃત કરાયેલું છે એવી તે ગુરૂની વાણીરૂપી [2]રત્નાંગી અમારા ચિત્તને પ્રસન્ન કરો. તેણીની આ દંતશ્રેણિ મુક્તાફળના જેવી શોભે છે. ગુરૂની વાણીરૂપી કોદાળીવડે ખોદતાં સત્પુરૂષોને પોતાના ...રૂપી રત્નગિરિમાંથી વાંછિત વસ્તુને આપનાર બોધિ ...મકિત)રૂપી ચિંતામણિ પ્રાપ્ત થયેલ છે. ભવ્ય જનોના ...લાસરૂપી તરંગની લક્ષ્મીવડે જગતના મનના મળનો ...શ કરનારી ગુરૂની વાણી ગંગાનદી જેવી ગવાય છે. પરંતુ ...મ ગંગા જડતા[3] સહિત છે તેમ ગુરૂની વાણી તેવી નથી, તે જડતા રહિત છે. શબ્દરૂપી થોડા ચોખાથી અને અર્થરૂપી

૧ વાણીના પક્ષમાં સારા અક્ષરો. ૨ મનોહર અંગવાળી સ્ત્રી. ... જળપણા સહિત અથવા શીતળતા સહિત.

ઘણા દૂધથી બનાવેલી, મનોહર અને આત્માને સુખ આપનારી ગુરૂની વાણીરૂપી ખીર કોણ ન પીએ ? તેની ગો-વાણી ક્ષમાધરના (સાધુના) પક્ષનો વિનાશ કરતી નથી, કોઇને ભય ઉત્પન્ન કરતી નથી, અને અન્યનો વધ કરીને લક્ષ્મી પામતી નથી, તો પણ તે વાણી ગો[1] કહેવાય છે. અહો ! ગુરૂનાં વચનરૂપી આકર્ષણ મંત્રનું માહાત્મ્ય કેવું છે, કે જે ભવ્ય પ્રાણીઓને સંસારમાંથી ખેંચીને મોક્ષસ્થાનમા લઇ જાય છે. અત્યંત સુખલક્ષ્મીને આપનારી,સિદ્ધાંતમાં સ્થિતિ કરનારી (રહેનારી) અને ઉદાર [2]અક્ષર લક્ષ્મીને ધારણ કરનારી ગુરૂની વાણી મુક્તિની જેમ જય પામે છે. (ગુરૂની) વાણી અને વીણાની મધુરતા સરખી જ છે, તથા તે બન્ને શબ્દોમાં વ્યંજન (વર્ણ) પણ સરખા જ છે. તો પણ તે બન્નેમાં મોટો તફાવત છે, તે એ કે-તેની વાણી એક જ પ્રકારની છે, અને વીણા ત્રણ પ્રકારની હોય છે.

## ઇતિ વાણી અષ્ટકમ્ ૫

૬ નખની કાંતિએ કરીને દેદીપ્યમાન ગુરૂના હાથની આંગળીઓ રૂપી દીવીઓ દશ દિશામાં જનારા પ્રાણીઓને મોક્ષમાર્ગ દેખાડે છે. પાંચ પાંચ આંગળીઓરૂપી પાંચ પાંચ શાખાવાળા તે ગુરૂના બે હાથરૂપી વૃક્ષો ઉપર નખની રેખારૂપી [3]પલ્લવોની શ્રેણિ શોભે છે. ગુરૂના શરીરરૂપી મેરૂ પર્વત ઉપર નખરૂપી પાંદડાંવાળાં તેમના બે હાથ કલ્પવૃક્ષની જેવા શોભે છે, તે સર્વ પ્રાણીઓના વાંછિતને આપનારા છે. ક્ષાંતિ વિગેરે દશ પ્રકારના યતિધર્મરૂપી રાજાઓનાં મસ્તકોને શણગારવા

---

૧ ગો એટલે વજ. તે ક્ષમાધર (પર્વત) ના પક્ષ ( પાંખો ) નો વિનાશ કરનાર છે. ગો એટલે જ્યગશિનો સૂર્ય,તે વૈશાખ માસમાં હોય છે, તેથી પોતાના તાપવડે મનુષ્યને ભયકારક થાયછે. ગો એટલે બાણ તે અન્યનો-શત્રુનો વધ કરીનેજ લક્ષ્મી પામે છે. ૨ નાશ ન પામે તેવી. ૩ નવાં પાંદડાં.

'માટે ગુરૂના હાથના દશ નખો મુગટની જેમ શોભે છે. મિથ્યાત્વરૂપી સર્પથી ડસાયેલા પ્રાણીઓનુ વિષ ઉતારવા માટે મંત્રવાદી ગુરૂએ પોતાના હાથના નખરૂપી મણિઓની શ્રેણિ પ્રગટ કરી છે. માત્ર બે કરને (હાથને) જ ધારણ કરતાં છતાં પણ [1]મહાતપની સ્થિતિવાળા ગુરૂ જેવા શોભે છે તેવો હજાર કરો (કિરણો)-ને ધારણ કરનાર સૂર્યે પણ શોભતો નથી. મિથ્યાદુષ્કૃતરૂપી સૂત્રના અદ્વિતીય મંત્રનો ઉચ્ચાર કરવામાં તત્પર અને [2]કુશલસલ્લક્ષ્મી એવા આ મહર્ષિ ( ગુરૂ )રૂપી શ્રેષ્ઠ બ્રાહ્મણ પ્રતિક્રમણને સમયે પોતાના બે હાથ હલાવવાના મિષથી પાપરૂપી પૂર્વજોને જળાંજળિ આપતા હોય તેવા શોભે છે.

## ઇતિ કરાષ્ટકમ્ ૬

૭ એકનું ( ગુરૂનુ ) હૃદયાળુપણું અને બીજાનું ( મનનું ) દયાળુપણું હોવાથી તે ગુરૂ કરતાં તેમના મનની એક અક્ષરવડે રહિત એવીજ ઉપમા છે. અહો ! માન ( અહંકાર ) ની સત્તાનો નાશ થવાથી તે ગુરૂનું માનસ ( મન ) ગુણોરૂપી હંસોને વિલાસ કરવા માટે માનસ સરોવરની જેવુ શોભે છે. ગુરૂના હૃદયરૂપી આકાશમા જ્ઞાનરૂપી સૂર્ય પ્રકાશે છે, તેથી વાદીરૂપી ઘુવડના સમૂહની દૃષ્ટિ અંધ થઈ ગઈ છે, અને જગતના ભવ્યજનોરૂપી કમળો વિકસ્વર થયાં છે. જ્ઞાનરૂપી નિર્મળ જળના સંયોગથી અંદરના મેલના નાશવડે ગુરૂના ચિત્તરૂપી વસ્ત્રની ઉજ્વળતા અત્યંત વૃદ્ધિ પામી છે. ઘટી ન શકે એવા અર્થ ( પદાર્થ ) ને પણ પ્રકાશ કરવાથી ( સમજાવવાથી ) તે ગુરૂનું હૃદય કોઇ પણ વિષયમાં મુંઝાતું નથી. તેથી તે [3]સહૃદય એવા નામે પ્રસિદ્ધ છે, અથવા તેનાથી ( સહૃદય મનુષ્યોથી )

૧ ગુરૂ મોટી તપસ્યાને વિષે રહેલા છે, સૂર્ય મોટા આતપ (તડકા) ને વિષે રહેલો છે. ૨ કુશ-દર્ભવડે જેની લક્ષ્મી શોભતી છે એવો બ્રાહ્મણ, કુશળ છે સારી લક્ષ્મી જેની એવા ગુરૂ. ૩ સારા હૃદયવાળા.

પણ અધિક છે. પંડિતો તેના મનનું 'સ્વાંત' એવું સાર્થક નામ કહે છે. કારણ કે તેમનું હૃદય નિઃસ્પૃહ હોવાથી તેમણે સ્વાંત (સ્વ-ધનનો અંત-નાશ) નો સ્વીકાર કર્યો છે. તે ગુરૂની વાણી, શરીર અને મન એ દરેક અધિક અધિક શુદ્ધ હોવાથી તથા શુભ પ્રવૃત્તિવાળા હોવાથી પરસ્પર મિત્રાઇને પામેલા છે. તે ગુરૂનું ચિત્ત ચક્રરત્નપણાને પામેલુ છે, કારણકે તેને બાર પ્રકારના તપરૂપી બાર આરાઓ છે, તે નિર્માય (નિષ્કપટ)રૂપ સ્થિતિને ધારણ કરે છે, અને બોધિરૂપી તુંબવડે તે ચુંબન કરાયેલું છે—સહિત છે.

૭ ઇતિ હૃદયા ક્રમ્

૮ તે મુનીશ્વર પોતાના ચરણન્યાસવડે જે જે દેશને પવિત્ર કરતા હતા તે તે દેશમાં જાણે બંધાઈ ગઇ હોય તેમ લક્ષ્મી સ્થિર થતી હતી. ગુણરૂપી સ્ફટિક મણિની પ્રતિમાએ કરીને યુક્ત એવા ગુરૂના શરીરરૂપી ઉંચા ચૈત્યમાં જાણે સુવર્ણમય મૂળ સ્તભ હોય તેવા તેમના બે ચરણકમળ શોભે છે. પાપનો નાશ કરનાર તેમના પાદશૌચના જળનું સેવન સ્વર્ગાદિક શુભ ભૂમિના વિભાગને માટે અને ભાગ્યને પ્રગટ કરવા માટે થતું હતું. મનુષ્યો તેમના ચરણની રજના સમૂહવડે પોતાના મસ્તકને તિલકવાળું કરતા હતા, તેથી જાણે ભાગ્યલક્ષ્મીના આળોટવાથી ઉડેલી ધૂળવડે તે વ્યાપ્ત થયું હોય તેવું શોભતું હતું. જગતને આનંદ પમાડનાર તેમના ચરણકમળના પ્રક્ષાલનનું જળ પીવાથી મનુષ્યોનાં ચિત્ત પવિત્ર થતાં હતાં. કારણકે અમુક વસ્તુનો ગુણ બહુ વિશેષ હોય છે. ગુરૂ પોતાના ચરણની રેણુના પરમાણુએ કરીને જે ગામનો સીમાડો શોભાવતા હતા, તે ગામના મનુષ્યોનો [1]વાસ સુખનું કારણ થતો. હતો, કારણ કે તે વાસ લક્ષ્મીનો વિસ્તાર કરનાર અને ભયને ત્રાસ પમાડનાર થતો હતો.

---

૧ વસવું-રહેવું તે.

અન્ય પ્રાણીના પગનો સ્પર્શ ક્રોધને પુષ્ટ કરનાર થાય છે, પરંતુ આ ગુરૂના પગનો સ્પર્શ તો હર્ષને માટે થાય છે. અહો ! કર્મનું અંતર કેટલું બધું છે ? વાદીઓનાં મુખકમળને બંધ કરનાર શ્રી ગુરૂરૂપી ચદ્રમા જય પામો, કે જેનો [1]પાદપ્રસર નિરંતર [2]કુવલયને આનંદ પમાડે છે-વિકસ્વર કરે છે. અગણ્ય ગુણોરૂપી દેવતાઓના સમૂહની ક્રીડાથી શોભતા તેમના અંગરૂપી મેરૂ પર્વતને પાસે રહેલા [3]પાદો શોભાવે છે.

## ઇતિ ચરણાષ્ટકમ્. ૮

પહેલાં કૃતયુગે અનેક જનોને કળાવાન્ કર્યા હતા, તેમાં કાંઇ આશ્ચર્ય નથી, પરંતુ આવા કળિયુગમાં પણ જનો કળાવાન્ થાય તે આશ્ચર્ય છે. આ ગુરૂને જોવાથી શું આ નાગેંદ્ર છે ? ઉપેંદ્ર છે ? રૂદ્ર છે ? ચંદ્ર છે ? હેમચંદ્ર છે ? હરિશ્ચંદ્ર છે ? ઇંદ્ર છે ? ગુરૂને વિષે ચંદ્ર સમાન સુધર્મા સ્વામી છે ? ગૌતમ સ્વામી છે ? જંબૂસ્વામી છે ? શય્યંભવ છે ? કે પ્રભવ સ્વામી છે ? એ રીતે સર્વ આચાર્યો સ્મરણમાં આવે છે. આ ગુરૂ **નંદિષેણ** મુનિની જેમ ઉત્તમ દેશના આપવામાં શક્તિમાન છે, જાણે બીજા **સ્થુલિભદ્ર** હોય તેમ નિષ્કપટ બ્રહ્મચર્યની લક્ષ્મીવાળા છે, પાપનો નાશ કરનાર **ભદ્રબાહુ** સ્વામીની જેમ શ્રીસંઘના વિઘ્નનો નાશ કરનાર છે, **યશોભદ્રની** જેમ સર્વ ઉત્તમ અતિશયોને ધારણ કરનાર છે, વાદી **શ્રીદેવસૂરિ**ની જેમ શૈવ વિગેરે મોટા વાદીઓનો પરાજય કરનાર છે, **સિદ્ધસેનની** જેમ પૂર્વમાં રહેલા શ્રુતને જાણનારા છે, આર્ય **સુહસ્તી**ની જેમ રાજાઓને પણ પ્રતિબોધ પમાડનાર છે, **ક્ષમાઋષિની** જેમ તેમણે અભિગ્રહ સહિત ઘણા તપો કર્યા છે. જાણે બીજા **હેમચંદ્ર** આચાર્ય હોય તેમ તે ગ્રંથો રચવામાં સમર્થ છે. **કાલીદાસ** કવિની જેમ મનોહર નવાં કાવ્યો કર-

---

૧ ગમન, કિરણ. ૨ પૃથ્વીવલય, પોયણાં. ૩ પગો, નાની ટેકરીઓ.

વાની કળામાં નિપુણ છે. **વસુદેવની** જેમ અખંડ અને ઉજ્વળ સૌભાગ્યવડે દેદીપ્યમાન છે, મંત્રીશ્વર **અભયકુમારની** જેમ ચાર પ્રકારની બુદ્ધિના નિધાન છે, તથા હરિભદ્ર ગણિની જેમ સૌગત (બૌદ્ધ) ની સ્થિતિને નાશ કરનારા છે. આવા શ્રી જૈનધર્મરૂપી આકાશને શણગારવામાં સૂર્ય જેવા શ્રીગુરૂ મહારાજ ચિરકાળ સુધી જયવંતા વર્તો. આવા લોકોત્તર ગુણોના સમુદ્રરૂપ શ્રીગુરૂ મહારાજને વિધાતાએ પૂર્વના મુનિઓ અને કવિઓના અંશે કરીને -સારવડે કરીને જ જાણે બનાવ્યા હોય તેમ લાગે છે. તપસ્યા કરવામાં તત્પર રહેવાથી તે ગુરૂનો આત્મા કર્મોનો તિરસ્કાર કરી અગ્નિવડે મળ રહિત થયેલા સુવર્ણની જેમ અત્યંત દેદીપ્યમાન થયા છે. કવિઓ ઘણા શ્લોકોએ કરીને પણ માત્ર શાસ્ત્રને જ પૂર્ણ કરે છે, પરંતુ આ ગુરૂના એક [1]શ્લોકે કરીને પણ ત્રણ લોક વ્યાપ્ત થયા છે એ આશ્ચર્ય છે. વૃદ્ધિ પામતા મોટા ગુણોના ઉત્કર્ષને ધારણ કરનાર આ ગુરૂએ કરીને શ્રીમાન્ **ચંદ્રગચ્છ** પૃથ્વી પર નાથવાળો થઇને શોભે છે. મોક્ષમાર્ગને દેખાડનારા ગુરૂનો આ અમૃત જેવો ઉપદેશ મનુષ્યને સંસારથી ઉદ્વેગ—વૈરાગ્ય પમાડે છે, કારણ કે રંગ સારી વસ્તુથી જ ઉત્પન્ન થાય છે. ગુરૂએ મુખરૂપી ધનુષ્યમાંથી છોડેલા ઉપદેશરૂપી બાણો શ્રોતાવર્ગના હૃદયમાં પેસવાથી તેઓ ઉલટા શલ્ય રહિત થઇને વિચરવા લાગે છે એ આશ્ચર્ય છે.

તે ગુરૂના સંઘાડા (ગચ્છ)રૂપી મોટા મહેલના મૂળ સ્તંભ જેવા ચાર સાધુઓ ચતુરાઇવડે મનોહર હતા—તેમાં ત્રણ ગુપ્તિ અને પાંચ સમિતિરૂપી આઠ ઇંદ્રાણીઓને આલિંગન કરવામાં ઇંદ્ર સમાન તથા જ્ઞાન અને વિજ્ઞાનવડે શોભતા **શિવશીળ** નામના ગુણવાન્ ગણી પ્રથમ હતા, બીજા સાધુના

1 કીર્તિ-યશ.

ગુણોએ કરીને સર્વત્ર પ્રસિદ્ધિને પામેલા, સૂત્રોના જ્ઞાનવાળા અને મેરૂ પર્વતની જેવા ઉજ્વળ અંગવાળા **શ્રુતહેમ** નામે હતા. ત્રીજા પૂર્ણિમાના ચંદ્રની જેમ શ્રી ગુરૂના અંતઃકરણરૂપી પોયણાને પ્રસન્ન (વિકસ્વર) કરનાર અને ઇંદ્રીઓના મોટા બળને પણ પરાજય કરનાર **અજિતસેન** નામના હતા, તથા ચોથા ઉત્તમ શીળને ધારણ કરનાર, અભ્યંતર શત્રુસમૂહને જીતનાર, ધર્મનાં કાર્યોનુ આચરણ કરનાર, પ્રમાદ રહિત અને સમતાના ઘરરૂપ **સુશીળ** નામે હતા.

તે ગચ્છમાં નિર્મળ મહા વિદ્યાઓરૂપી નદીઓને આલિંગન કરવામાં સમુદ્ર જેવા અને બુદ્ધિના નિધાન સમાન બીજા પણ ચાર સાધુઓ હતા.—તેમાં પહેલા **ભાવરત્ન** નામના યતિ હતા, તે ભાવથી ગ્રહણ કરેલા વ્રતને પાળવામાં તત્પર અને સદ્ગુણે કરીને સહિત હતા. બીજા **ઇંદ્રહંસ** નામના યતીંદ્ર હતા, તે ગુરૂના ચરણકમળમાં હંસ સમાન હતા, અને મેઘ નામના મંત્રીશ્વરે તેને મહોત્સવપૂર્વક વાચક પદ અપાવ્યું હતું. ત્રીજા મહા ઉદયવાળા **ઇંદ્રોદય** નામના શિષ્ય હતા, તેને વરજાંગ નામના મહેભ્યે મહોત્સવપૂર્વક પંડિતપદ અપાવ્યું હતું. તથા ચોથા **ભુવનમંદિર** નામના હતા, તેના યશે ત્રણ ભુવનને વ્યાપ્ત કર્યા હતા, તે સર્વ મુખ્ય શિષ્યોમા પણ પ્રખ્યાત હતા અને નિર્મળ વિદ્વત્તાના સ્થાનરૂપ હતા.

તે ગચ્છમાં બીજા પણ પૃથ્વીમાં વિદ્યાના નિધિરૂપ અને જગતમાં ઉલ્લાસ પામતા સમગ્ર ગુણોના સમુદ્રરૂપ ત્રણ મુનિઓ હતા. તેમાં પહેલા **ચારિત્રનય** નામના મુનિ હતા, તે નિરતિચાર ચારિત્ર પાળવામાં કુશળ, કર્મરૂપી વૃક્ષને ઉખેડી નાખવામાં હસ્તી સમાન અને વિનયવડે યુક્ત હતા. છએ દર્શનોના ચલાવનારાઓએ ધર્મથી જ જય થવાનું કહ્યું છે, માટે ધર્મ કરવો તેજ શ્રેયસ્કર છે એમ કહેનારા

બીજા **ધર્મજય** નામના મુનિ હતા. ત્રીજા કળારૂપી કમલિનીમાં હંસ સમાન **વિનયહંસ** મુનિ હતા. તેમને પંડિત પદ આપતી વખતે જાઠાક નામના તેના ભાઇએ મહોત્સવ કર્યો હતો. આ સિવાય બીજા પણ ગુણવડે મોટા, યતિઓને વિષે શ્રેષ્ઠ અને સારી પ્રતિષ્ઠાવાળા મુનિઓ જેમ દેવો ઇંદ્રને સેવે અને તારાઓ ચંદ્રને સેવે તેમ તે ગુરૂને નિરંતર સેવતા હતા. તેમ જ મેઘમંત્રીએ તથા તેની બહેન મટીએ મહોત્સવ પૂર્વક જેમને પ્રવર્તિની પદે સ્થાપિત કરાવી હતી તે ચારિત્ર ધર્મ પાળવામાં ઉદ્યમવાળી, શ્રેષ્ઠ સાધ્વીઓમાં પણ ઉત્તમ, વિદ્યાવડે સરસ્વતીને પણ જીતનારી, શીળવડે ચંદનબાળાની જેવી શોભતી અને ભક્તિયુક્ત ચિત્તવાળી **અભયશ્રી, સુમતિશ્રી** તથા **સંયમશ્રી** વિગેરે સાધ્વીઓ શ્રી ગુરૂની સેવામાં હાજર હતી. આ પ્રમાણે ગુરૂમહારાજ ઉત્તમ પરિવારે કરીને સહિત હતા. નિઃસ્પૃહતાથી દરેક ગામ, દરેક નગર અને દરેક દેશમાં વિચરતા હતા, ત્યાંના શ્રાવકોને પ્રતિબોધ પમાડી શ્રાદ્ધધર્મ અંગીકાર કરાવતા હતા, અને સાત ક્ષેત્રમાં ધનનો વ્યય કરાવતા હતા. વળી સકળ સંઘને આનંદરૂપ સંપત્તિના આપનારા હતા.

ગરિમા ( મોટાઇ ) ના સમુદ્ર, ઉજ્વળ યશના રાશિવાળા અને આશ્રિત પ્રાણીઓના વત્સલ એવા શ્રીધર્મહંસ ગુરૂ મહારાજની મેં આ પ્રમાણે સ્તુતિ કરી છે, તેઓ મારા ઉપર પ્રસન્ન થાઓ.

ગુરૂના ગુણના લેશને કહેવારૂપી મંત્રના પ્રભાવને પ્રગટ કરનારા અને બાળક પણ ભણી શકે તેવા આ મનોહર કાવ્યનો વચનની શુદ્ધિને માટે નિરંતર અભ્યાસ કરો. આ પ્રમાણે વિદ્યારૂપી સમુદ્રના પારને પામેલા શ્રી ધર્મહંસ નામના શ્રેષ્ઠ ગુરૂની

મેં ભાવથી સ્તુતિ કરી છે અને અંતઃકરણપૂર્વક તેમની સેવા કરી છે. એ જ રીતે શ્રેષ્ઠ શ્રાવકો પણ આ કળિયુગમાં સુખકારક એવા જિનધર્મને પામીને ગુરૂની આરાધના કરો. કેમકે ગુરૂસ્તુતિથી જ ધર્મ વૃદ્ધિ પામે છે

આ પ્રમાણે શ્રીમાન્ તપગચ્છરૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસ ગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રીઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રીઉપદેશકલ્પવલ્લી નામની ટીકાને વિષે ત્રીજી શાખામાં સદ્ગુરૂની સ્તુતિના વિષય ઉપર શ્રીધર્મહંસ ગુરૂના વર્ણન નામનો એકવીશમો પલ્લવ સમાપ્ત થયો.



## પલ્લવ ૨૨ મો.

યદુવંશમાં ઇંદ્રધ્વજ સમાન, ભવ્ય પ્રાણીઓરૂપી કમળના વનને વિકસ્વર કરવામાં સૂર્ય સમાન અને ઇંદ્રનીલ મણિના જેવી કાંતિવડે દેદીપ્યમાન **શ્રીનેમિનાથ** જિનેશ્વર જગતના પ્રાણીઓનું રક્ષણ કરો.

હવે ગુરૂસ્તુતિનું સ્વરૂપ કહ્યા પછી સાધર્મિક વાત્સલ્ય નામનું બાવીશમું દ્વાર કહે છે.—

### " साहम्मियाणवच्छल्लं "

સાધર્મિક એટલે અણુવ્રતવાળા અને મૂળ તથા ઉત્તર ગુણને ધારણ કરનારા શ્રાવકોનું વાત્સલ્ય એટલે ગૌરવ (ભક્તિ) કરવું તે શ્રાવકોનું પુણ્યકારક કાર્ય છે. આ શબ્દાર્થ કહ્યો, હવે તેનો વિસ્તારથી અર્થ કહે છે.—

કેટલાક શ્રાવકો પાંચ અણુવ્રતવાળા હોય છે, કેટલાક સામાયિક વ્રતમાં ઉદ્યમવંત હોય છે, કેટલાક જિનપૂજા કરનારા હોય

છે, કેટલાક પ્રતિક્રમણ કરનારા હોય છે, કેટલાક બ્રહ્મચર્યને પાળનારા હોય છે, કેટલાક સચિત્તના ત્યાગી હોય છે, કેટલાક દરરોજ એકાસણું કરનારા હોય છે, કેટલાક પર્વતિથિએ પૌષધ વ્રતને ધારણ કરનારા હોય છે, કેટલાક સમકિતવડે હૃદયને શોભાવનારા હોય છે, કેટલાક વિવેકી હોય છે, કેટલાક આરંભનો ત્યાગ કરનારા હોય છે, અને કેટલાક તીર્થયાત્રા કરનારા હોય છે. આવી રીતે પૃથ્વીપર અનેક પ્રકારના પુણ્યકાર્યોને કરનારા જે શ્રાવકો હોય તેમનું વાત્સલ્ય વિવેકી જનોએ કરવું ઉચિત છે. સજ્જનોએ સન્માનપૂર્વક શ્રાદ્ધજનોને સાકર, ખારેક, ધરાખ, ટોપરાં વિગેરે તથા અનેક પ્રકારનાં પક્વાન્નો, ઘણાં ઘીવાળાં અન્નો, સુગંધીક તાંબૂળ અને કસ્તુરી વિગેરે ઉત્તમ વસ્તુઓ આપવાવડે તેમની ભક્તિ કરવી. તેમજ જળ, દુધ વિગેરેનું પાન કરાવીને અને વિચિત્ર પ્રકારના અનેક દેશમાં ઉત્પન્ન થતાં વસ્ત્રો તથા મુદ્રા, તિલક વિગેરે અલંકારો આપીને તેમનું વાત્સલ્ય કરવું. " ઘરના આંગણામાં આવેલા સાધર્મિકને જોઇ જેના હૃદયમાં હર્ષ થતો નથી, તે પુરૂષ સમકિતવંત છે કે નહીં તેનો જ સંદેહ છે. " એમ જિન શાસનમાં કહ્યું છે. સાધર્મિકનું વાત્સલ્ય થતું જોઈને મિથ્યાદષ્ટિ પણ જિનધર્મની પ્રશંસા કરે છે, અને તેથી તે સુલભબોધિ થાય છે. મોક્ષફળની ઇચ્છાવાળા સજ્જનોએ પોતાના દ્રવ્યને અનુસારે શ્રાવકોને દરેક માસે અથવા દરેક વર્ષે કાંઇક પણ આપવું જોઇએ. જેઓ હર્ષથી સાધર્મિક જનોનું વાત્સલ્ય કરે છે, તેઓની લક્ષ્મી સફળ છે, અને તેઓનું કુળ ઉજ્વળ છે. આ હકીકત ઉપર છ આવશ્યકના કરનારા અને ઉત્તમ શ્રાવકોમાં મુગટ સમાન **પંચાયણ** નામનાં શ્રેષ્ઠીનું દષ્ટાંત છે, તે નીચે પ્રમાણે—

## પંચાયણ શ્રેષ્ઠીની કથા

પૃથ્વીરૂપી સ્ત્રીના મસ્તક પર મુગટ સમાન **અમદાવાદ** નામનું ઉત્તમ નગર છે. તેમાં **કુતુબુદ્દીન** નામનો સુલતાન સમગ્ર ગુજરાત દેશનું એક છત્રવાળું રાજ્ય કરતો હતો. ( તેની રાજધાની હતી. ) તેના નામથી કુતુબ્ણી નામનું નાણું ચાલતું હતું, તેનું મુખ ચંદ્રની જેવું મનોહર હતું અને તેનો પ્રતાપ સૂર્યની જેવો ઉગ્ર હતો. તે નગરમાં પ્રાગ્વાટ વંશમાં મુગટ સમાન **અહિરાજ** નામે શ્રેષ્ઠી રહેતો હતો. તે વારંવાર શ્રી શત્રુંજય વિગેરે તીર્થોની યાત્રા કરતો હતો, તે સંઘનો અધિપતિ થઇને પુણ્યશાળી થયો હતો, તેણે અતુલ લક્ષ્મીનું દાન કરી ઉજ્વળ યશ મેળવ્યો હતો, તે પોતાની લક્ષ્મીને સફળ કરવા માટે દર વર્ષે સાત આઠ હજાર સાધર્મિકોને ભોજન કરાવતો હતો, તે નિરંતર સાત ક્ષેત્રમાં પોતાના ધનરૂપી બીજનો સમૂહ વાવતો હતો, તથા તેનું હૃદય જિનાગમના વચનરૂપી બાણથી ભેદાયેલું હતું. તે શ્રેષ્ઠીને **રામી** નામની ભાર્યા હતી. તેની બુદ્ધિ ધર્મથી વાસિત હતી, તેનો હસ્તરૂપી કલ્પવૃક્ષ લોકોના વાંછિતને પૂર્ણ કરતો હતો, તથા મેઘમાળાની જેમ તેણીએ ધૃતરૂપી જળની વૃષ્ટિથી સિંચન કરેલા મુનિરૂપી વૃક્ષો કે જે તપવડે સુકાઇ ગયા હતા તેમને નવપલ્લવિત કર્યા હતા. શુક્તિમાં જેમ મોતી ઉત્પન્ન થાય તેમ તેણીને **જાગાક, સૂર** અને **પંચાયણ** નામના ત્રણ પુત્રો થયા હતા. તે ત્રણે પુત્રો પોતાના વંશમાં ધ્વજ સમાન, ગુણના ભાજન અને કળારૂપી કમળવનમાં ક્રીડા કરનાર હંસની જેવા હતા. તેઓ વણિક કુળમાં ઉત્પન્ન થયેલી અને શીળરૂપી અલંકારથી શોભતી **નાથી, રાજુ** અને **ચંપા** નામની પ્રિયાઓને પરણ્યા હતા. તે ત્રણે પુત્રોમાં જૈનધર્મરૂપી કમળમાં ક્રીડા કરનાર ભ્રમર જેવો પંચાયણજ ગુણના

ગૌરવપણાથી વખાણવા લાયક હતો. આવા કઠીન કળિયુગમાં તેના ભાગ્યથીજ શ્રાવકના આચારરૂપી માણિક્યને આપનાર નિધાનની જેવા શાસ્ત્રો ટકી રહ્યાં હતાં. બુદ્ધિમાન એવા **કાળીદાસ** નામના વિદ્વાને તેની પાસે આ પ્રમાણે શાસ્ત્રપ્રશંસા કરી હતી—

**શ્રી નાભિરાજાના** ઉત્તમ વંશરૂપી કમળને વિકસ્વર કરવામાં સૂર્ય સમાન, નિરંજન[1] જ્ઞાનમય, ધર્મક્રિયા તથા વ્યવહાર ક્રિયાનો ઉપદેશ આપનાર અને સર્વ પ્રાણીઓનું રક્ષણ કરનાર **શ્રીઋષભસ્વામીને** નમસ્કાર થાઓ. શ્રીજિનેશ્વરના મુખકમળથી સાંભળેલા પદાર્થસમૂહને જાણનારા **શ્રીભરત** મહારાજાએ શ્રાવક જનોને ઉપયોગી તથા શ્રાદ્ધવર્ગને ઉચિત આચરણના નિધિ સમાન ચાર વેદો રચ્યા છે. તેમાં ઉત્તમ રહસ્યવાળા છત્રીશ અદ્‌ભુત ઉપનિષદોનો સમૂહ છે, તેમનાં નામ આપવા પૂર્વક હું તેનું કીર્તન કરૂં છું.—

આદર્શની જેમ દર્શનોના ભેદને દેખાડનાર તથા ભાવનાઓનો ભેદ કરનાર **શ્રીઉત્તરારણ્યક** નામના ઉપનિષદ્‌ને અતિ આનંદના તરંગોથી જેનું અંગ ઉછળે છે એવો હું વંદના કરૂં છું. ૧. ગુરૂ વિગેરેના તત્ત્વરૂપી કલ્પવૃક્ષોને ઉત્પન્ન કરનારા જાણે પાંચ મેરૂ હોય તેમ જેમાં પાંચ મોટા અધ્યાયો રહેલા છે, તેવા **પંચાધ્યાય** નામના ઉપનિષદ્‌નું કોણ ધ્યાન ન કરે? ૨. શ્રી કેવળજ્ઞાનીઓનું ચરિત્ર કહેવાથી શ્રોતાજનોની સભાને પવિત્ર કરનાર તથા શ્રી આબુ અને શ્રી શત્રુંજય તીર્થના ગૌરવનો વિસ્તાર કરનાર **અહુમ્કચ** નામના ઉપનિષદ્‌ની અમે ઉપાસના કરીએ છીએ. ૩. **વિજ્ઞાનઘનાર્ણવ** નામ-

---

૧ આવરણ રહિત અર્થાત્ કેવળ.

નું ઉપનિષદ્ કે જે સિદ્ધોનું માહાત્મ્ય વર્ણન કરવામાં મોટા સમુદ્રરૂપ છે, મંત્રના રહસ્યના મોટા વિધિને પ્રગટ કરવામાં નિધાનરૂપ છે અને શ્રાવકાદિકને વિષે મોટાપણા અને નાનાપણારૂપ તત્ત્વનો બોધ કરનાર છે, તે તમારા જ્ઞાનને માટે થાઓ. ૪. કેવળજ્ઞાને કરીને સૂર્ય સમાન જે, ઉપનિષદ્ અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરી શ્રી તીર્થંકરના વચન (આગમ) ને પ્રકાશિત કરે છે, તથા જે શ્રેષ્ઠ દ્રવ્યસ્તવનું અત્યંત પોષણ કરે છે, તે શ્રી **વિજ્ઞાનેશ્વરતરણિ** નામનું ઉપનિષદ્ ભવ્ય પ્રાણીઓને ચિરકાળ સુખ આપો. ૫. મથન કરેલા આમ્નાયરૂપી ક્ષીરસાગરના અમૃત રસ જેવું **શ્રી વિજ્ઞાન ગુણાર્ણવ** નામનું ઉપનિષદ્ સત્પુરૂષોને જ્ઞાનરૂપી ગુણ આપનાર થાઓ. ૬. નવતત્ત્વરૂપી મણિઓના નિધાન રૂપ **નવતત્ત્વ નિદાન નિર્ણય** નામનું ઉપનિષદ્ તેનો અભ્યાસ કરનાર જનોને સ્વર્ગના સુખનો લાભ આપનાર થાઓ. ૭. તળાવના જળમાં નક્ષત્રોના સમૂહની જેમ જે હમેશાં પોતામાં નાના પ્રકારની વસ્તુઓના સમગ્ર સ્વરૂપને સાક્ષાત્ પ્રતિબિંબ રૂપે ધારણ કરે છે, તે **શ્રી તત્ત્વાર્થનિધિરત્નાકર** નામનું ઉપનિષદ્ તેનો નિરંતર અભ્યાસ કરનાર ભવ્ય જનોને તત્ત્વજ્ઞાન આપનાર થાઓ. ૮. **વિશુદ્ધાર્થાત્મગુણગભીર** નામનું નવમું ઉપનિષદ્ છે. તેનો આદર કરનારાના આત્માની વિશુદ્ધિ થાય છે તથા તેને ગભીર ગુણો પણ પ્રાપ્ત થાય છે. ૯. શ્રી જિનેશ્વરના ધર્મરૂપી ઉત્તમ સુવર્ણના ગુણોનો નિર્ણય કરવામાં અદ્વિતીય કસોટી સમાન **શ્રી અર્હદ્ધર્માગમનિર્ણય** નામનું ઉપનિષદ્ જય પામો. ૧૦ અનેકાંત વચન (સ્યાદ્વાદ)ને પ્રતિપાદન કરનાર **ઉત્સર્ગાપવાદોદય** નામનું ઉપનિષદ્ સત્પુરૂષોને નેત્રની જેમ ઉત્સર્ગ અને અપવાદવડે સત્ય માર્ગ દેખાડનાર થાઓ. ૧૧. **અસ્તિનાસ્તિવિવેક નિગમનિર્ણય** નામનું ઉપનિષદ્ વસ્તુતત્ત્વના વિવેકવાળો

નિર્ણય બતાવનાર થાઓ. ૧૨. જેમાં વેદાંત વિગેરે મતોના સ્વરૂપનો નિર્ણય કરેલો છે, એવું **દર્શનિજનમનોનયનાહ્લાદ** નામનું ઉપનિષદ્ ભવ્યજનો ઉપર પ્રસન્ન થાઓ. ૧૩. જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્નોના કારણભૂત **શ્રી રત્નત્રયનિદાનનિર્ણય** નામના ઉપનિષદ્‌ને જેઓ પોતાના ચિત્તમાં સ્થાપન કરે છે, તેઓ પોતાના આત્માને મુક્તિમાં સ્થાપન કરે છે. ૧૪. અનેક આગમોના સંકેતરૂપી રાજાઓને ક્રીડા કરવાના સ્થાનરૂપ **શ્રી સિદ્ધાગમસંકેતસૂચક** નામનું ઉપનિષદ્ અત્યંત શોભી રહ્યું છે. ૧૫. હે સન્માર્ગનિષ્ઠ ભવ્યો! ભવ્ય જનના ભયનો નાશ કરનાર અને દુઃખસમૂહની વ્યથાનું ખંડન કરનાર આ **અખંડશોક્ષ** નામના સોળમા ઉપનિષદ્‌ની તમે સેવા કરો. ૧૬. **શ્રી રાગીજનનિર્વેદજનક** નામનું ઉપનિષદ્ લોકોને હિતકારક હોવાથી જનક (પિતા) ની તુલ્ય છે, તથા તેનો સંગ ગૃહસ્થાશ્રમીઓના રાગને હરણ કરનાર છે. ૧૭. જેમાં સ્ત્રીઓની મુક્તિને સિદ્ધ કરનારી શુક્તિમાં મૌક્તિકની જેવી ઉજ્વળ યુક્તિઓ દેખાડવામાં આવી છે, તે **સ્ત્રીમુક્તિનિદાનનિર્ણય** નામનું ઉપનિષદ્ જય પામે છે. ૧૮. કવિઓએ પુણ્યથી પામી શકાય તેવું **કવિજનકલ્પદ્રુમ** નામનું ઉપનિષદ્ કવિજનોના વાંછિતને આપનારૂં છે, અને તેમાં કલ્પવૃક્ષોની હકીકત આપેલી છે. ૧૯. સમગ્ર પ્રપંચ માર્ગના પ્રથમ કારણરૂપ **પ્રપંચગતમાર્ગસમૂહ** નામનું ઉપનિષદ્ દિવસના પ્રારંભમાં સૂર્યની જેમ પ્રસરતા અંધકારથી (અજ્ઞાનથી) જેનાં નેત્રો અવરાયાં હોય તેવા મનુષ્યોને અલક્ષ્ય (ન જોઇ-શકાય તેવું) છે. ૨૦. જેનાવડે શુદ્ધ બુદ્ધિવાળા જનોના ઇષ્ટ કાર્યની સિદ્ધિ થાય છે તેવું **શ્રી શ્રાદ્ધધર્મસાધ્યાપવર્ગ** નામનું ઉપનિષદ્ અતિ શ્રેષ્ઠ છે. ૨૧. સાત નયરૂપી સાત જ્વાળા-

વડે દેદીપ્યમાન **સપ્તનયનિદાન** નામનું ઉપનિષદ્ અગ્નિની જેમ અતુલ અંધકારના સમૂહનો નાશ કરે છે. ૨૨. આત્મારૂપી સુવર્ણ અને કર્મરૂપી મૃત્તિકાનો વિશ્લેષ કરનાર **બંધમોક્ષક્ષમાપગમ** નામનું ઉપનિષદ્ છે. ૨૩. જેમ રસકૂપીના રસથી મનુષ્યોને સાક્ષાત સુવર્ણસિદ્ધિ પ્રાપ્ત થાય છે, તેમ **ઈષ્ટકમનીયસિદ્ધિ** નામના ઉપનિષદ્થી શુદ્ધ બુદ્ધિવાળા પ્રાણીઓની સિદ્ધિ (મુક્તિ) સિદ્ધ થાય છે. ૨૪. હે સકર્ણ જનો (પંડિતો) ! પરભવના સુખરૂપી કરિયાણાનું સાટું કરનાર અને વિકાર રહિત **શ્રી બ્રહ્મકમનીયસિદ્ધિ** નામનું ઉપનિષદ્ તમે કર્ણમાં સ્થાપન કરો. ૨૫. સમગ્ર અશુભ કર્મના માર્ગનો નિષેધ કરનાર અને દુર્વાદીરૂપી દાવાનળને જળની જેમ શમન કરનાર **શ્રી નૈષ્કર્મ્યકમનીય** નામનું ઉપનિષદ્ મનુષ્યોએ હૃદયમાં સ્થાપન કરવા યોગ્ય છે. ૨૬. **ચતુર્વર્ગચિંતામણિ** નામનું ઉપનિષદ્ મનુષ્યોને ચિંતિત પદાર્થ આપવાથી ચિંતામણિ રત્ન જેવું છે, તથા પોતાનું ધ્યાન કરનાર મનુષ્યોના પાપનો નાશ કરી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર વર્ગ સિદ્ધ કરે છે. ૨૭. વૃક્ષની જેમ ઇષ્ટ ફળને આપનાર **ઇષ્ટફલદ** નામનું ઉપનિષદ્ મતિજ્ઞાનાદિક પાંચ જ્ઞાનના સ્વરૂપના રહસ્યને જણાવનાર છે, તથા તેને વિષે અનેક પ્રકારનો પ્રકાશ કરનાર અને અંધકારનો નાશ કરનાર [1] પાંચ પ્રકારના જ્યોતિષીનો ઉદય થાય છે, એટલે કે તેમની હકીકત તેમાં આપેલી છે. ૨૮. મિથ્યા દર્શનરૂપી રાક્ષસોનો નાશ કરવામાં સુદર્શન ચક્રની જેવું **સુદર્શન** નામનું ઓગણત્રીશમું ઉપનિષદ્ કોના જાણવામાં નથી ? ૨૯. જેમાં શાસ્ત્રકારે પાંચ પ્રકારના આચાર વર્ણવ્યા છે, અને જેમાં કષાયોના સમૂહનો તિરસ્કાર દેખાડયો છે, તે ત્રીશમું

---

૧ સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારા.

નિગમવેદાંતનામનું ઉપનિષદ્ જય પામે છે. ૩૦. નિગમ અને આગમના વાક્યોનું વિવરણ કરનાર અને સુંદર વિચારને બતાવનાર વાક્યવૃંદ નામના ઉપનિષદ્‌ને હું શરણરૂપ કરું છું. ૩૧. વ્યવહારસાધ્યાપવર્ગ નામનું ઉપાનષદ્ લોકોના દુઃખને હરણ કરે તેવું છે કે જેના વ્યવહારરૂપી દીપકને ગ્રહણ કરીને જૈનો ધર્મરૂપી મહેલમાં પ્રકાશ કરે છે. ૩૨. પોતામાં મોક્ષનો સાક્ષાત્કાર કરનાર અદ્વિતીય નિશ્ચય રહેલો છે, એમ જાણે કહેતું હોય એવું શ્રીનિશ્ચયૈકસાધ્યાપવર્ગ નામનું ઉપનિષદ્ જય પામે છે. ૩૩. તપવિશેષરૂપી જળવડે જીવરૂપી વસ્ત્રને હું ધોઉં છું-શુદ્ધ કરું છું એમ જાણે કહેતું હોય એવું પ્રાયશ્ચિત્તૈકસાધ્યાપવર્ગ નામનું ઉપનિષદ્ જય પામે છે. ૩૪. ભવ્ય પ્રાણીઓને ધર્મના બીજરૂપ સમકિતવડે મોક્ષને દેખાડનાર શ્રીદર્શનૈકસાધ્યાપવર્ગ નામના ઉપનિષદ્‌ને મારો નમસ્કાર હો. ૩૫. જેનાથી અમે સ્વર્ગ અને અપવર્ગ (મોક્ષ) રૂપી અતુલ ફળો મેળવીએ છીએ તે શ્રીવિરતાવિરતસમાનદેવતરૂ નામના ઉપનિષદ્‌ની અમે સ્તુતિ કરીએ છીએ*૩૬.

પંચાયણે આદરપૂર્વક બાર વ્રતો તથા ઘણા નિયમો ગ્રહણ કર્યા હતા; કારણકે જેને એકપણ નિયમ હોય તે પુરૂષ ધન્ય કહેવાય છે. શ્રેષ્ઠ બુદ્ધિવાળો તે હમેશાં શ્રાવકના શુદ્ધ આચાર સંબંધી નવું શાસ્ત્ર અથવા અરિહંતનું નવું સ્તોત્ર ભણતો હતો. તે વિષે કહ્યું છે કે-"એક શ્લોક, અર્ધ શ્લોક અથવા પા શ્લોક પણ હમેશાં નવો ભણવો; કારણ કે મનુષ્યે દાન, અભ્યાસ અને ક્રિયા કરવાથી પ્રત્યેક દિવસને સફળ કરવો જોઇએ." તે હમેશાં સાવદ્ય કર્મનો ત્યાગ કરી બે વાર પ્રતિક્રમણ કરતો હતો, તેનું ઘર

* આ ૩૬ ઉપનિષદોની હકીકત માત્ર ધ્યાનમાં રહેવા વાસ્તે લખી છે, પરંતુ તે પ્રતીતિ લાયક જણાતી નથી.

વારંવાર પુંજવાથી રજ રહિત થતું હતું. તે પ્રમાદનો ત્યાગ કરી અષ્ટમી અને ચતુર્દશીને દિવસે ચતુર્વિધ આહારનું પ્રત્યાખ્યાન કરી પૌષધ વ્રત ગ્રહણ કરતો હતો. તે જાણે કે પોતાની પૂજાને ઇચ્છતો હોય તેમ હમેશાં અહંકાર રહિત થઇને પુષ્પના સમૂહવડે અને કર્પૂર ( બરાસ ) વિગેરે ઉપકરણોવડે જિનબિંબની પૂજા કરતો હતો. શ્રાવકના સમૂહમાં મુગટ સમાન તે પંચાયણ શુદ્ધ વ્યાપારવડે ધન ઉપાર્જન કરી તેને સાત ક્ષેત્રમાં વાવી ધર્મને મેળવતો હતો. સ્વદારા સંતોષ વ્રતને પાળવામાં તત્પર એવો તે હમેશાં પ્રાતઃકાળે ઉઠીને બે શ્લોકવડે બોધિબીજની યાચના કરતો હતો. તે બે શ્લોકનો અર્થ આ પ્રમાણે છે-" હે વીતરાગ ! મહિરાજ શ્રેષ્ઠીનો પુત્ર હું પંચાયણ એટલુંજ ઇચ્છુંછું કે આ ભવમાં નિરંતર હું જ્ઞાન, દર્શન અને ચારિત્રનું આરાધન કરવામાં આસક્ત થાઉં. હે સ્વામિન્ ! જગતના જનોની આશાને પૂર્ણ કરનારા તમે જો સેવકને વાંચ્છિત અર્થ આપતા હો તો હું વારંવાર માગુંછું કે મને પરભવમાં જ્ઞાનાદિ ત્રણ રત્નની સેવાજ આપજો."

તે પંચાયણે શ્રી શત્રુંજય ગિરિરાજ વિગેરેની યાત્રા કરીને તેના પિતાએ મેળવેલું સંઘપતિનું સ્થાન ઉજ્વળ કર્યું હતું. આબુજીના ચૈત્યને વિષે તેણે અનેક નાની ધ્વજાઓ તથા તોરણ સહિત એક મોટો ધ્વજ સ્થાપન કર્યો હતો. સાધર્મિક જનોના અત્યંત ગુણવાનપણાને લીધે તે તેમનું કુટુંબથી પણ વધારે વાત્સલ્ય કરતો હતો. નિરંતર ધર્મક્રિયા કરવામાં સજ્જ થયેલા સજ્જનોનો તે હમેશાં ભોજનાદિકની ઉત્તમ સામગ્રીવડે સત્કાર કરતો હતો. તેમાં ભિન્ન ભિન્ન દેશોમાં ઉત્પન્ન થયેલા દ્રાક્ષાપાક, ઇક્ષુપાક, કુષ્માંડપાક, ટોપરાપાક, રસવાળી સુખડી, સમગ્ર જાતિનાં, છએ ઋતુમાં ઉત્પન્ન થયેલાં, સ્વાદિષ્ટ અને કોમળ કેળાં, કેરીઓ, એલાયચી અને કર્પૂરથી સુવાસિત કરેલા અને લોકોને આનંદ

આપનારા અનેક પ્રકારના સિંહકેસરીયા વિગેરે મોદકો, સારી રીતે સંસ્કાર કરેલાં પક્વાન્નો, બીજાં પણ વિવિધ પ્રકારનાં અન્નો, નાકથી પીવાય તેવું સુગંધી ઘી, વિવિધ પ્રકારનાં મસાલા વિગેરેથી વઘારેલાં શાકો, નવા ભાત અને દહીંથી બનાવેલા, કપૂરથી વાસિત કરેલા અને તાપના સમૂહનો નાશ કરનારા મનોહર અનેક જાતના કરંબાઓ, એલાયચી અને કર્પૂરવડે સુગંધી કરેલા અનેક પ્રકારનાં શીતળ જળો, સોપારીનાં ચૂર્ણો અને સુગંધી પાનનાં બીડાંઓ વિગેરે સમગ્ર સામગ્રીવડે તે સજ્જનોનો સત્કાર કરતો હતો. આ રીતે તેઓને ભક્તિથી ભોજન કરાવી પછી પોતાની શક્તિ પ્રમાણે વિવિધ દેશોમાં ઉત્પન્ન થયેલાં અને ચંદ્રના કિરણો જેવાં ઉજ્વળ વસ્ત્રોવડે તેમને પહેરામણી પહેરાવતો હતો. પોતાને ઘેર આવેલા પરદેશી શ્રેષ્ઠ શ્રાવકોની પણ પરીક્ષા કરીને તેમને ભોજનાદિકના સત્કાર પૂર્વક પહેરામણી પહેરાવતો હતો. તેનું અતુલ સાધર્મિકવાત્સલ્ય જોઇને કયો બુદ્ધિમાન માણસ કર્મના ક્ષયોપશમને લીધે સમકિતને પ્રાપ્ત કરતો નહોતો ?

તે પંચાયણને ગુણરત્નના સમુદ્રરૂપ **દેવચંદ્ર, વસ્તુપાળ** અને **સહજપાળ** નામે ત્રણ પુત્રો હતા. ધર્મક્રિયામાં કુશળ **શ્રીચંદ્ર** નામે ભત્રીજો હતો, અને ધર્મિષ્ટ એવો **વિજયસિંહ** નામનો પૌત્ર હતો. આ સર્વ પોતાના કુટુંબને તે પંચાયણ તેમના અત્યંત હિતેચ્છુપણાથી હમેશાં શ્રેષ્ઠ ધર્મકાર્યમા પ્રવર્તાવતો હતો. તે જિનેશ્વરની આજ્ઞાનું અત્યંત પાલન કરતો હતો, તેનું શીળ નિર્મળ હતું, અને તેનું હૃદય આગમના વચનોથી સુવાસિત હતું. સાધર્મિક જનોની ભક્તિ કરવામાં રસિક આત્માવાળા તેણે ન્યાયપૂર્વક વ્યાપારમાં ઉપાર્જન કરેલું ધન સફળ કર્યું હતું. લોકમાં મોક્ષ પ્રાપ્ત કરાવે તેવા વ્રતને ધારણ કરનારાઓમાં તે અદ્વિ-

તીય પુરુષ હતો, તે પોતાના દ્રવ્યને સફળ કરતો હતો તેથી મહાત્માઓને પણ તે પ્રશંસા કરવા લાયક હતો.

ઉપરની હકીકત જાણીને હે ઉત્તમ શ્રાવકો ! ઉત્કૃષ્ટ સંપત્તિ-રૂપી ક્ષીરસાગરનો ઉલ્લાસ કરવામાં ચંદ્ર જેવા સ્વામીવાત્સલ્ય કરવામાં તમે પ્રવર્તો. શ્રેષ્ઠીઓમાં મુગટરૂપ અને સૌભાગ્યની સંપત્તિના નિધાનરૂપ પંચાયણે દેશવિરત વ્રતનું પાલન કરવા પૂર્વક સ્વામીવાત્સલ્યમાં તન્મય થઇને જેવો યત્ન કર્યો હતો તેવો યત્ન તમે પણ કરો.

ઇતિ શ્રીતપગચ્છરૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસ ગણિના શિષ્ય વાચકેંદ્ર શ્રીઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રીઉપદેશ કલ્પવલ્લી નામની ટીકામાં ત્રીજી શાખાને વિષે સાધર્મિક વાત્સલ્યના વિષય ઉપર દેશવતીઓમાં મુગટ સમાન શ્રીપંચાયણના વર્ણનવાળો બાવીશમો પલ્લવ સમાપ્ત થયો.

———:*:———

## પલ્લવ ૨૩ મો.

‘ હે દયાના સાગર સ્વામી! તમે નિરંતર સમગ્ર વિશ્વનું રક્ષણ કરો છો, તો હે નાથ! તમે મારૂં રક્ષણ કેમ કરતા નથી? હે ભગવાન! હું પણ આપનો સેવક રક્ષણ કરવા લાયક છું” એમ જાણે કહેતો હોય એવો સર્પ જે ભગવાનના પાદપીઠને ભજે છે, તે પાર્શ્વ નામના યક્ષે આશ્રય કરેલા શ્રી પાર્શ્વનાથ સ્વામી તમને મોક્ષને આપનારા થાઓ.

સાધર્મિક વાત્સલ્યનું સ્વરૂપ કહ્યા પછી હવે ત્રેવીશમું વ્યવહારશુદ્ધિ નામનું દ્વાર કહે છે.

## "ववहारस्स य सुद्धी त्ति"

વળી વ્યવહારની શુદ્ધિ એટલે પોતે દ્રવ્ય અથવા કરિયાણું આપવાનો જે કાળ કહ્યો હોય તે કાળ ઉલ્લંઘન કર્યા વિના તે દ્રવ્યાદિક તેને આપવું, તે શ્રાવકનુ મુખ્ય કૃત્ય છે. આનો વિસ્તારથી અર્થ આ પ્રમાણે છે --

હે શ્રાવકો ! તમે વ્યવહારની શુદ્ધિથી ધન ઉપાર્જન કરો. ઘી, ગોળ વિગેરે પદાર્થોની શુદ્ધિથી મોદકની જેમ વ્યવહાર શુદ્ધિથી ધન શુદ્ધ થાય છે, ધનની શુદ્ધિથી ધર્મ પણ શુદ્ધ થાય છે. શુદ્ધ વ્યવહારરૂપી બખ્તરથી વીંટાયેલા શ્રાવકને વિરૂદ્ધ વચનોના સમૂહરૂપી બાણોનો વિસ્તાર શું કરી શકે ? કાંઇ જ નહિ. કહ્યું છે કે-"વ્યવહારની શુદ્ધિ જ ધર્મનું મૂળ છે એમ સર્વજ્ઞે કહ્યું છે, કારણ કે વ્યવહારની શુદ્ધિથી ધનની શુદ્ધિ થાય છે, ધનની શુદ્ધિથી આહાર શુદ્ધિ થાય છે, આહારની શુદ્ધિથી શરીર શુદ્ધિ થાય છે, અને શરીર શુદ્ધ થવાથી તે ધર્મને યોગ્ય થાય છે. તેથી તે જે જે કાર્ય કરે છે તે તે કાર્ય તેનાં સિદ્ધ થાય છે, અન્યથા જે કાર્ય તે કરે છે તે નિષ્ફળ થાય છે. કારણ કે વ્યવહારની શુદ્ધિ વિના તે ધર્મની નિંદા કરાવનાર થાય છે. ધર્મની હીલના કરાવવાથી પોતાને અને પરને બીલકુલ બોધિ પ્રાપ્ત થતી નથી એમ આગમમા કહ્યું છે." હે શ્રાવકો ! જો તમે જૈનધર્મી હો તો જેનાથી ધનની વૃદ્ધિ થાય છે અને જેનાથી જગતમાં યશ પ્રસરે છે તેવા શુદ્ધ વ્યવહારનું રક્ષણ કરો. આ વ્યવહાર પાળવામાં શુભાચત્તવાળા મુગલનું દષ્ટાંત છે તે આ પ્રમાણે—

### મુગલની કથા.

ખુરાસાણુ નામના મોટા દેશમાં મ્લેચ્છના તુચ્છ કુળમા ઉત્પન્ન થયેલો મુગલ નામનો મુસલમાન રહેતો હતો.તે દીનાદિકને દાન આપતો હતો, તેથી તે ધનેશ્વરની ખ્યાતિને પામ્યો હતો,

અનમેળ ધનરૂપી જળંતરગોનો તે સાગર હતો, તેનો યશ ચંદ્રની જેવો ઉજ્વળ હતો, તે દાનગુણવડે નગરજનોનું રંજન કરતો હતો, તે બુદ્ધિમાન શુદ્ધ વ્યવહારવડે અનેક પ્રકારના કરીયાણાનો ક્રયવિક્રય કરતો હતો, તેથી તેનું ધન ચોતરફથી વૃદ્ધિ પામતું હતું. “ કૃષ્ણચિત્રકની લતા જેવી વ્યવહારશુદ્ધિ કયા કુશળ પુરૂષની સંપત્તિને ન વધારે ? ”

એકદા દૂર દેશનો રહેવાશી કોઇ વેપારી અગણિત કરીયણાઓ લઇને ત્યાં આવ્યો, તે પોતાના દેશ તરફ પાછો જવાની ઉતાવળવાળો હતો. તેની પાસે કમલિનીના પાંદડા ઉપર રહેલા જળબિંદુની જેવા ઉજ્વળ લાખો મોતીઓ હતા, તે તેણે વેચવા માટે સુગલને આપ્યા. પછી તે પરદેશી વેપારી તરતજ પોતાના દેશ તરફ જવાની ઉતાવળ હોવાથી સુગલને ઘેર ગયો, સુગલે તેની કહેલી કિંમત પ્રમાણે તેનું મૂલ્ય તરતજ આપી દીધું. પછી સુગલે જ્યારે પોતાનો હીસાબ તૈયાર કર્યો, ત્યારે પોતાની પાસે તેના ત્રણ મોતી વધારે રહી ગયાનું જાણ્યું તેથી તેણે વિચાર કર્યો કે-“આ ત્રણ મોતી મેં તેની પાસેથી જેટલા મોતી ખરીદ્યા તેની ગણતરીમાં આવ્યાં નથી. મારે ઘેર લાખોગમે દ્રવ્ય છે, પરંતુ તેમાં વ્યવહાર માર્ગનો લોપ કરે એવું કોઇનું કિંચિત્ પણ દ્રવ્ય મેં નાંખ્યું નથી, તેથી મારે આ ત્રણ મોતી રાખવાં યોગ્ય નથી. ” એમ વિચારી તે બુદ્ધિમાને તે પરદેશીની શોધ કરી, પરંતુ તે તો ત્યાંથી નીકળી ગયો હતો તેથી તેણે તે મોતી એક લૂગડાની ગ્રંથીએ બાંધી રાખ્યા. તેણે વિચાર્યું કે-“ આ મોતી મારી માલેકીની બહારનાં છે, તેથી મારા ધનની અંદર તે નાખવા યોગ્ય નથી. કારણકે કુવ્યવહારથી પ્રાપ્ત થયેલું દ્રવ્ય વિષમિશ્રિત ક્ષીરાન્નની જેમ શુધ્ધ સમૃધ્ધિનો પણ નાશ કરે છે. માટે જો આને મારા દ્રવ્યમાં ભેળવું તો આના સંબંધથી મારૂં

મૂળ ધન પણ નાશ પામે." એમ વિચારીને તેણે તે ગ્રંથી ઘરના ઉપરના ભાગમાં જુદી રાખી મૂકી. આ પ્રમાણેના શુધ્ધ વ્યવહારને લીધે તે દેવની જેવા પાંચ ઇંદ્રિયોના વિષયભોગને ભોગવતો નિરંતર આનંદસમુદ્રમાં મગ્ન રહેતો હતો.

એકદા તે મુગલના ઘરમાં બખતરવાળા અને ભાલા તથા ખડ્ગાદિક શસ્ત્રોને ધારણ કરનારા ચોરોની ધાડ પડી, અને જેમ અધર્મ કાર્મણબંધનવડે જીવને બાંધે તેમ ઉગ્ર સ્વભાવવાળા તે ધાડના સુભટોએ તે મુગલને પાશવડે બાંધી લીધો. પછી કેટલાકે તેના અશ્વો, ગાયો અને ભેંશો ગ્રહણ કરી, કેટલાકે રેશમી વિગેરે કિંમતી વસ્ત્રોનો સમૂહ લીધો અને કેટલાકે કુહારવડે વચલા ઓરડાના કમાડ ભાંગી નાંખી તેમાંથી સુવર્ણ અને રત્નો વિગેરે ઘરનું સારદ્રવ્ય લીધું. તે વખતે કોઈ ઉગ્ર સુભટ પોતાના ભાલાને ઉછાળતો હતો, તેમાં પેલી લુગડાથી બાંધેલી મોતીની ગ્રંથી ભરાણી ને છેદાણી, એટલે તેમાંથી ત્રણ મોતી નીકળીને નીચે પડયાં, તે ચોકના પથરની સાંધમાં ભરાઇ ગયાં, તેને તે સુભટ ભાલાની અણીથી કાઢવા લાગ્યો, પરંતુ તે નીકળ્યાં નહીં, અને વધારે વધારે નીચે પેસવા લાગ્યાં. તે મોતીઓ નીચે જવાના મિષથી જાણે પૃથ્વીમાં દાટેલા રત્નાદિકના નિધાનને દેખાડવા માટે અગ્રેસર થતા હોય એમ દેખાતું હતું. તે જોઇ દૃઢ બંધનથી બાંધેલો છતાં પણ મુગલ હસવા લાગ્યો. તેને હસતો જોઇ સુભટોએ તેને હસવાનું કારણ પૂછયું અને કહ્યું કે-" લુંટારાઓ તારૂં ધન લુંટે છે, અને તને દૃઢ બંધનથી બાંધ્યો છે, છતાં હે ધીર ! તું કેમ રોતો નથી અને ઉલટો હસે છે ? અમને તો આથી મોટું આશ્ચર્ય લાગે છે." ત્યારે તે મુગલ બોલ્યો કે-"હે સુભટો ! મારા હસવાનું કારણ સાંભળો. મેં મારી માલેકી વિનાના આ ત્રણ મોતી માત્ર મારા ઘરમાં રાખ્યાં, તેથી મારૂં સર્વ બાહ્ય ધન તો ગયું, અને અંદર રહેલું ધન પણ આ દેખાડે છે, તેથી

હું હસું છું, કે જેઓ નિરંતર અન્યાયથી ઉપાર્જન કરેલું ધન ભોગવતા હશે તેઓને તેનું કેવું ફળ મળશે ?"

આ પ્રમાણે સાંભળીને ધાડના મુખ્ય સુભટે બીજા સર્વ સુભટોને બોલાવી તેનું સર્વ ધન પાછું આપ્યું અને તેને બંધનથી મુક્ત કર્યો. પછી "અહો ! આ મુગલની વ્યવહારશુદ્ધિ અસાધારણ છે." એપ્રમાણે તેની પ્રશંસા કરતા અને તેના વ્યવહારની શુદ્ધિ જોઈને રંજીત થયેલા તે સુભટો હર્ષથી પોતાની નિંદા કરતા કરતા પોતાને સ્થાને ગયા. વ્યવહારની શુદ્ધિને લીધે લુટારાએ પણ તેને લુંટયો નહીં.' એમ સાંભળી પરદેશી લોકો ખુરાસાણના રહેવાશી સમગ્ર જનોની શ્લાઘા કરવા લાગ્યા. મ્લેચ્છ છતાં અને નીચ કુળમાં ઉત્પન્ન થયા છતાં તે મુગલ વ્યવહારની વિશુધ્ધિરૂપી ચંદ્રપ્રભાવડે વિકસ્વર થયો.

હે શ્રાવકો ! આ પ્રમાણે ધનક્ષયના દુઃખને નહીં પામેલા આ મુગલની વ્યવહાર શુધ્ધિ સાંભળીને તમે પણ સમૃધ્ધિને વૃદ્ધિ પમાડનારી વ્યવહારશુધ્ધિનો આદર કરો.

ઇતિ શ્રી તપગચ્છ રૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસગણિના શિષ્ય વાચકેંદ્ર શ્રીઇંદ્રહંસગણિએ રચેલી શ્રીઉપદેશ કલ્પવલ્લી નામની ટીકાને વિષે ત્રીજી શાખામાં વ્યવહારશુદ્ધિના વિષય ઉપર ખુરાસાણવાસી મુગલના વર્ણન નામનો ત્રેવીશમો પલ્લવ સમાપ્ત થયો.

---:o:---

## પલ્લવ ૨૪ મો.

નિરંતર ઉદય પામેલા અને સમગ્ર અંધકારના સમૂહ રહિત એવા શ્રીમહાવીર રૂપી સૂર્યને જોવાથી તત્કાળ મિથ્યાત્વીઓ દૃષ્ટિના પ્રકાશ રહિત ઘુવડ જેવા થઈ જાય છે, અને ભવ્ય પ્રાણીઓ શીઘ્રપણે દૃષ્ટિના વિકસ્વરપણાને પામે છે.

વ્યવહારશુધ્ધિનું સ્વરૂપ કહ્યા પછી, હવે **રથયાત્રા** નામનું ચોવીશમું દ્વાર કહે છે.

## 'रहजत्ते' त्ति

રથયાત્રા એટલે જિનેંદ્રની પ્રતિમાને રથમાં સ્થાપન કરી વાજિત્રાદિક પૂર્વક તે રથ શ્રાવકના ઘરે ઘરે ફેરવવો તે શ્રાવકોનું કૃત્ય છે.

વિસ્તરાર્થ–શ્રેષ્ઠ શ્રાવકોએ હર્ષથી આ રથયાત્રા કરવા યોગ્ય છે, કારણ કે તેને જોઈ અનેક ભવ્ય પ્રાણીઓ તેની પ્રશંસા કરે છે, અને પુણ્યના ભાજન થાય છે, શ્રાવકોએ શ્રદ્ધાથી જે ધન રથયાત્રામાં વાપર્યું હોય તે ધન તેમના પુણ્યનું પોષણ અને પાપનું શોષણ કરનાર થાય છે. જ્યાં શ્રાવકોવડે વારંવાર રથયાત્રા કરવામાં આવે છે, તે દેશ, તે ગામ, તે નગર અને તે સમય દર્શન કરવા લાયક (મનોહર) છે. ઉજ્જયિની નગરીના સંઘની જેમ ઉત્તમ શ્રાવકોએ ન્યાયથી ઉપાર્જન કરેલાં વિત્તવડે વારંવાર રથયાત્રા કરવી જોઇએ.

### ઉજ્જયિનીના સંઘની રથયાત્રાની કથા.

લક્ષ્મીને નિવાસ કરવાના સ્થાન રૂપ અને દુર્ભિક્ષ રૂપી રાક્ષસને ત્રાસ પમાડવામાં વાસુદેવ સમાન માલવ નામનો દેશ છે. તેમાં સર્વ નગરીને વિષે શ્રેષ્ઠ એવી ઉજ્જયિની નામે નગરી છે. તે આકાશ સુધી પહોંચેલા મહેલોમાં નિવાસ કરતા ઇંદ્રની જેવા ઇભ્યજનોએ કરીને મનોહર છે, તેમાં રહેલા શ્રાવકો હમેશાં દાન, શીલ, તપ અને ભાવ એ ચાર પ્રકારના મોક્ષદાયક ધર્મના આરાધનમાં યત્ન કરે છે. ત્યાં અગણિત દ્રવ્યથી ભરપૂર અને ગુણના સમૂહથી જેનાં મન ભરાઈ ગયેલાં હતાં એવા શ્રેષ્ઠ શ્રાવકોએ પુણ્ય ઉપાર્જન કરવા માટે એક રથ કરાવ્યો હતો, તે રથ તોરણવડે સુશોભિત અને મનોહર ફરકતી ધ્વજાઓ વડે શોભતો હતો. તે રથને સુવર્ણની ખોળીવડે શોભતાં શીંગડાંઓથી સુંદર, શબ્દ કરતા ઘુઘરમાળથી શણગારેલા

કંઠવાળા અને ચંદ્રની જેવા ઉજ્વળવર્ણવાળા બે વૃષભો જોડેલાં હતા, તે રથ પર્વતની જેવો ઉંચો દેખાતો હતો. સુવર્ણનાં આભરણોની શ્રેણિવડે જેમનાં શરીર ભૂષિત હતાં એવી સ્ત્રીઓ જિનેંદ્રના ગુણો ગાતી ગાતી તે રથની પાછળ ચાલતી હતી, તેની ચોતરફ શ્રાવક વર્ગ ચાલતો હતો, તેની પાછળ ચાલતા ગાયકજનો અરિહંતના ગુણો ગાતા હતા, **આર્યમહાગિરિ** મહારાજ જિનકલ્પની તુલના કરતા હોવાથી દશ પૂર્વધર **આર્યસુહસ્તિ** નામના આચાર્ય તે રથની સાથે હતા, તે રથની અંદર ઉત્તમ ચંદનના કાષ્ઠનું ત્રણ માળવાળું દેવાલય પધરાવેલું હતું, તે દેવાલય ચોતરફ સુગંધી પંચવર્ણનાં પુષ્પોની માળાથી વીંટેલું હતું, અને તેમાં મનોહર પુતળીઓ સ્થાને સ્થાને મૂકેલી હતી, તથા તે દેવાલયની અંદર સુવર્ણની જિનપ્રતિમા સ્થાપન કરી હતી, તે રથમાં બન્ને બાજુએ બેઠેલી કુમારિકાઓ ચામર વીંઝતી હતી, તે રથની આગળ વાજિત્રોનો અદ્વૈત નાદ થતો હતો, તથા તેની આગળ નર્ટનું પેઠક નૃત્ય કરતું હતું. આ રીતે તે મનોહર મહોત્સવ દેવતાઓને પણ ચમત્કાર કરે તેવો થઈ રહ્યો હતો. આ પ્રમાણેના મહોત્સવ પૂર્વક તે રથ અનુક્રમે ચાલતો ચાલતો જેના ઘર પાસે જતો હતો, તે ઘરનો સ્વામી ( શ્રાવક ) સ્નાત્ર મહોત્સવપૂર્વક શ્રીસંઘને ભોજન કરાવતો હતો. બીજે દિવસે પાછો ત્યાંથી રથ ચલાવવામાં આવતો હતો, તે વખતે માર્ગમાં રહેતો બીજો શ્રાવક ભક્તિથી ઉત્સવપૂર્વક પૂર્વ દિવસની જેમ રાખતો હતો. આ રીતે દરરોજ તે રથ નગરમાં ફરતો હતો, અને નવા નવા સ્નાત્ર ઉત્સવો તથા શ્રાવકોની ભોજનાદિક ભક્તિના ઉત્સવો થતા હતા.

એકદા રથયાત્રાના મહોત્સવમાં આર્ય સુહસ્તિ મહારાજને જોઇ **સંપ્રતિ** રાજાને જાતિસ્મરણ જ્ઞાન થયું, તેથી તેણે પોતાનો પૂર્વભવ જાણ્યો. એટલે તેણે વિમાનની જેવા પોતાના મહેલમાંથી

નીચે ઉતરી ગુરૂમહારાજને નમસ્કાર કર્યો, પછી પૂછયું કે-"હે મહારાજ! આપ મને ઓળખો છો ?" ત્યારે ગુરૂ બોલ્યા કે "હે રાજન્! સૂર્યની જેમ જગતને પ્રત્યક્ષ થયેલા તમને (રાજાને) કોણ ન ઓળખે?" રાજાએ કહ્યું કે-"હે શ્રુતજ્ઞાની! આ ચાલતી ઓળખાણને હું પૂછતો નથી, પરંતુ હું બીજું કાંઈક પૂછું છું તે કહો." તે સાંભળી મુનીશ્વરે ઉપયોગ આપીને કહ્યું કે-"હે રાજન્! પૂર્વ ભવમાં તમે એક રંક ભિક્ષુક હતા, તે વખતે તમે એક જ દિવસ અવ્યક્ત સામાયિક પાળ્યું હતું, તેના પ્રભાવથી આ રાજ્યસંપત્તિને પામ્યા છો." તે સાંભળીને આશ્ચર્ય પામેલા કૃતજ્ઞ રાજાએ કહ્યું કે-"હે ભગવાન્! આ રાજ્ય આપ ગ્રહણ કરો, હું આપની સેવા કરીશ-આપનો સેવક થઇને રહીશ." ગુરૂ બોલ્યા કે-"હે રાજા! રાજ્ય અસાર અને નીરસ હોવાથી અમે તેને ઇચ્છતા નથી. પરંતુ જો તમે ઋણ રહિત થવા ઇચ્છતા હો તો પુણ્યકાર્ય કરો." તે સાંભળી રાજાએ ગુરૂનું વચન પ્રમાણ કર્યું.

પછી ગુરૂમહારાજ હંમેશાં તેને જિનાજ્ઞામૂળ સદ્ધર્મનો ઉપદેશ આપવા લાગ્યા, તેનાથી તે રાજા તત્ત્વજ્ઞાની થયો. પ્રમાદ રહિત એવા તે રાજાએ સમગ્ર પૃથ્વીને જિનબિંબોવડે સુશોભિત કરી. 'હમેશાં એક ચૈત્ય પૂર્ણ થયાના ખબર સાંભળ્યા પછી જ હું 'દંતધાવન[1] કરીશ' એવો તેણે નિશ્ચય કર્યો હતો, તેથી તેણે હર્ષથી એકી વખતે ઘણાં ચૈત્યોનો આરંભ કરાવ્યો હતો. તે તેજસ્વી રાજાએ એક દિવસમાં એક, બે, ત્રણ નવાં ચૈત્યો પૂર્ણ થયાની વધામણી સાંભળ્યા પછી દંતધાવન કરીને પોતાનો નિયમ પૂર્ણ કર્યો હતો. આ પ્રમાણે તેણે પચીશ હજાર નવાં ચૈત્યો કરાવ્યાં હતાં અને છત્રીશ હજાર જીર્ણોધાર કરાવ્યાં હતાં. તે કુણાલ રાજાના પુત્ર સંપ્રતિ રાજાએ ધાતુનાં

૧ દાતણ.

અને આરસનાં સવા સવા કરોડ જિનબિંબો નવાં ભરાવ્યાં હતાં. તે વિષે કહ્યું છે કે-" સંપ્રતિ રાજાએ પચીશ હજાર નવા શ્રેષ્ઠ પ્રાસાદો અને છત્રીશ હજાર જીર્ણોદ્ધારો કરાવ્યા હતા. તેમજ સવા કરોડ શિલામય અને સવા કરોડ પીતળમય જિનેંદ્રોની પ્રતિમાઓ ભરાવી હતી. એ રીતે કુલ અઢી કરોડ પ્રતિમાઓને હું ભક્તિથી નમસ્કાર કરૂં છું."

બુદ્ધિમાન એવા તે સંપ્રતિ રાજાએ અનાર્ય દેશોમાં સાધુ અને શ્રાવકના આચાર શીખવવા માટે પોતાના સેવક જનોને સાધુને વેષે મોકલ્યા હતા. તેઓ તે પ્રમાણે કરીને પાછા આવ્યા ત્યારે તે બુદ્ધિમાન રાજાએ પુણ્યના લાભને માટે સત્ય સાધુઓને તે દેશોમાં મોકલ્યા. " જેમ હું યતિનો વેષ ધારણ કરવાથી આવી ઉત્કૃષ્ટ લક્ષ્મીને પામ્યો છુ, તેમ બીજા મનુષ્યો પણ ધર્મનો સ્વીકાર કરી ઉત્કૃષ્ટ લક્ષ્મી પામો. " એવી ભાવના તે નિરંતર ભાવતો હતો. તે રાજાએ પોતાના દેશમાં સાતસો દાનશાળાઓ ઉઘાડી હતી, તેમાં ચારે દિશામાંથી આવેલા સર્વ કોઇ જનોને મિષ્ટાન્ન ભોજન મળતું હતું. તે રાજા વખતો વખત પોતાની નગરીમાં વિશ્વને આશ્ચર્ય પમાડનારી રથયાત્રાઓ મોટા વિસ્તારપૂર્વક કરાવતો હતો. રથયાત્રામાં તત્પર રહેતા સંપ્રતિ રાજાને જોઈ શ્રીસંઘ પણ રથયાત્રાના ઉત્સવમાં વિશેષ પ્રવર્તતો હતો.

હે ભવ્ય જનો ! જેમ ઉજ્જાયનીનો શ્રીસંઘ આનંદ સહિત રથયાત્રા કરતો હતો તેમ તમે પણ તે કાર્યમાં ઉદ્યમવંત થાઓ.

ઇતિ શ્રીતપગચ્છ રૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસગણિના શિષ્ય વાચકેંદ્ર શ્રીઇંદ્રહંસગણિએ રચેલી શ્રીઉપદેશ કલ્પવલ્લી નામની ટીકાને વિષે ત્રીજી શાખામાં રથયાત્રાના વિષય ઉપર ઉજ્જયિનીના શ્રીસંઘના વર્ણન નામનો ચોવીશમો પલ્લવ સમાપ્ત થયો.

## પલ્લવ ૨૫ મો.

ભરતક્ષેત્રના સ્વામી ભરત ચક્રવર્તીએ છત્રીશ ઉપનિષદોમાં જેમની કથા વિસ્તારથી કહેલી છે, એવા અતીત કાળના ચોવીશ તીર્થંકરોને તમે ભજો-સેવો.

રથયાત્રાનું દ્વાર કહ્યા પછી હવે તીર્થયાત્રા નામનું પચીશમું દ્વાર કહે છે.—

### ' तित्थजत्ता य ' त्ति

વળી શ્રીશત્રુંજય, શ્રીઅર્બુદાચળ વિગેરે તીર્થોની યાત્રા કરવી તે પણ શ્રાવકોનું કૃત્ય છે.

પૃથ્વી પર મોટા પુણ્યને ઉપાર્જન કરવાની ખાણરૂપ જે તીર્થો છે તેની વિવેકી જનોએ દર વર્ષે યાત્રા કરવી જોઇએ. શ્રીશત્રુંજય ગિરિરાજ, ગિરનાર ગિરીશ્વર, સંમેતશિખર, આબુજી, આરાસણ[1]ગિરિ, તારંગાજી, જીરાપલ્લી પાર્શ્વનાથ તથા બરટક ગિરિ-આ અને એવાંજ બીજાં પણ અનેક તીર્થો શ્રાવકોએ હર્ષથી વંદન કરવા યોગ્ય છે. તેમજ ચોવીશે તીર્થંકરોની જન્મભૂમિ, દીક્ષાભૂમિ, કેવળજ્ઞાનની ભૂમિ અને નિર્વાણની ભૂમિઓ પણ સજ્જનોને તીર્થપણે માનવા યોગ્ય છે. શાસ્ત્રોમાં કહેલાં જેટલાં તીર્થો પૃથ્વીપર છે તે સર્વે બુદ્ધિમાનોએ ધ્યાન કરવા યોગ્ય છે.

કહ્યું છે કે—" સર્વ તીર્થોમાં ઉત્તમ તીર્થ, સર્વ પર્વતોમાં ઉત્તમ પર્વત અને સર્વ ક્ષેત્રોમાં ઉત્તમ ક્ષેત્ર શ્રીસદ્ધક્ષેત્ર છે, તે તમોને પવિત્ર કરો. નમસ્કાર મંત્ર, શત્રુંજય તીર્થ અને ગજેંદ્રપદનું જળ આ ત્રણે ત્રૈલોક્યમાં અદ્વિતીય છે. શત્રુંજય ગિરિ ઉપર જિનેશ્વરનાં દર્શન કરવાથી મનુષ્યની તિર્યંચ અને નરક એ બે ગતિનો નાશ થાયછે અને ત્યાં જિનેશ્વરની પૂજા તથા સ્નાત્ર

---

[1] ઘણું કરીને કુંભારીઆજીના દેરાસરોવાળો અબાજીનો પહાડ તેજ આરાસણ કહેવાય છે.

કરવાથી હજાર સાગરોપમનાં પાપોનો નાશ થાય છે.” વળી કહ્યું છે કે—“જિનેશ્વરની દીક્ષા, જ્ઞાન, નિર્વાણ અને જન્મની ભૂમિઓ વાંદવા યોગ્ય છે.”

“વિમલગિરિ ૧, મુક્તિનિલય ૨, શત્રુંજય ૩, સિદ્ધક્ષેત્ર ૪, પુંડરીકગિરિ ૫, સિદ્ધશેખર ૬, સિદ્ધપર્વત ૭, સિદ્ધરાજ ૮, બાહુબલિ ૯, મરૂદેવ ૧૦, ભગીરથ ૧૧, સહસ્રપત્ર ૧૨, શતપત્ર ૧૩, અષ્ટોત્તરશતકૂટ ૧૪, નગાધિરાજ ૧૫, સહસ્રકમળ ૧૬, ઢંક ૧૭, કોટિનિવાસ ૧૮, લોહિત્ય ૧૯, તાલધ્વજ ૨૦, અને કદંબ ૨૧, આ રીતે જેનાં નામો દેવ, મનુષ્ય અને મુનિઓએ પાડેલાં છે તે શ્રીવિમળગિરિ તીર્થ જય પામો.” આ વિમળાચળનાં એકવીશ નામોનું જે ભક્તિમાન પુરૂષ દરરોજ પ્રાતઃકાળે ધ્યાન કરે છે તે તીર્થયાત્રાનું ફળ પામે છે. શત્રુંજયાદિક તીર્થોને વિષે જેણે આ અવસર્પિણીમાં પ્રથમ ઉદ્ધાર કરાવ્યો છે તે ભરતચક્રીને મારો નમસ્કાર થાઓ. **સૂર્યયશા ૧, મહાયશા ૨, અતિબલ ૩, બલભદ્ર ૪, બલવીર્ય ૫, કીર્તિવીર્ય ૬, જલવીર્ય ૭, અને દંડવીર્ય ૮,** એ આઠ પાટ કે જેઓ ત્રણખંડ ભરતના સ્વામીઓ થયા હતા, જેમનો આત્મા તીર્થયાત્રા કરવાથી નિર્મળ થયો હતો અને જેઓ અરિસાભવનમાં પોતાના શરીરને જોઇ શુભ ભાવના ભાવતાં વૈરાગ્ય પામી કેવળજ્ઞાનવડે અલંકૃત થઇ મોક્ષને પામ્યા હતા, તેમનાં ચરણકમળને અમે નમસ્કાર કરીએ છીએ. આ શત્રુંજય પર્વત પ્રાયે શાશ્વતો છે, અને અતીત, વર્તમાન તથા ભાવી ચોવીશીમાં પણ તે તીર્થભૂમિ તરિકે વિખ્યાત છે. જ્યાં ભરતાદિકે અસંખ્ય ઉદ્ધારો કરાવ્યા છે, તે ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળે ઉત્તમ તીર્થ છે. જગતમાં વર્તતા સર્વે તીર્થોને નમવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તેથી અનંતગણું ફળ શ્રીશત્રુંજય તીર્થને નમવાથી પ્રાપ્ત થાય છે. જૈનતીર્થ સદા સેવવા લાયક છે,

અને વિશેષે કરીને પૂજવા લાયક છે. જેઓ ભાવથી તીર્થને નમસ્કાર કરે છે તેઓ સદ્દગતિને પામે છે. સુકૃતના કાર્યમાં કોટિ ધનનો વ્યય કરનાર અને ચૌદ રાજલોકમાં જેની કીર્તિ પ્રસરી હતી તેવા **'દેસલ'** નામના મંત્રીએ શત્રુંજયાદિક સાત તીર્થોની મોટા ઉત્સવપૂર્વક ચૌદ વાર યાત્રાઓ કરી હતી. જે તીર્થે યુગાદીશ જિન તીર્થના પ્રભાવની વૃદ્ધિ કરવા માટે નવાણું પૂર્વ વાર સમવસર્યા હતા તે શ્રીવિમલાચળ પર્વત અમારૂં રક્ષણ કરો. આ ચોવીશીમાં શ્રીનેમિનાથ વિના બીજા ત્રેવીશ તીર્થંકરો જ્યાં સમવસર્યા હતા તે શ્રી સિદ્ધક્ષેત્ર ભવ્યજીવોને પવિત્ર કરો. શત્રુંજયાદિક તીર્થની યાત્રા કરીને શ્રાવકોએ **વસ્તુપાળ** મંત્રીની જેમ મનુષ્ય જન્મ રૂપી વૃક્ષનું ફળ ગ્રહણ કરવું જોઇએ. તે વસ્તુપાળ મંત્રીની કથા આ પ્રમાણે—

### વસ્તુપાળની કથા.

**વિરાટ** દેશના મુગટની જેવું **ધવલક** (ધોળકા) નામનું નગર છે. તેમાં ચતુરંગ સૈન્યવાળો **વીરધવલ** નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરમાં **આસધર** નામે શ્રેષ્ઠી રહેતો હતો. એકદા ગુરૂના મુખથી અમુક સ્ત્રીના સંબંધમાં તેણે સાંભળ્યું કે—"અમૃત જેવા નેત્રવાળી આ કન્યાની કુક્ષિમાં બે રત્નયુગલ દેખાય છે." તે સાંભળી શ્રેષ્ઠી તે **પદ્મમાવતી** નામની કન્યાને પરણ્યો. તેને વિષે **લૂણિગ** અને **માલદેવ** નામના પ્રથમ પુત્રો થયા, અને ત્યારપછી **વસ્તુપાળ** તથા **તેજપાળ** નામના પુત્રો થયા. તેમનાથી તેમની માતા યથાર્થ રત્નકુક્ષિવાળી થઇ. અનુક્રમે તે બન્ને પુત્રો વૃદ્ધિ પામી યુવાવસ્થાને પામ્યા. અગણિત ગુણના નિધાન અને જગતને આનંદ આપનાર તે બન્ને અનુક્રમે વિશાળ કુળમાં ઉત્પન્ન થયેલી **અનુપમાદેવી** અને **લલિતાદેવીને** પરણ્યા.

એકદા પોતાના ભાઈ લૂણિગને તેના અંત સમયે વસ્તુપાળે નવકાર મંત્ર વિગેરે સંભળાવીને પૂછયું કે-"હે ભાઇ! તમારી જે ઇચ્છા હોય તે કહો." તેણે કહ્યું-"હે ભાઈ! મારે એક જિનચૈત્ય કરાવવાનો મનોરથ હતો, પરંતુ ધનના રહિતપણાને લીધે તે મનોરથ સિદ્ધ થયો નથી." ત્યારે વસ્તુપાળે કહ્યું કે-"હે બંધુ! તમે તે વિષે ખેદ કરશો નહીં. તમારો મનોરથ હું પૂર્ણ કરીશ." આ પ્રમાણે સાંભળી તે લૂણિગ સમાધિમરણ પામી સ્વર્ગે ગયો. ત્યારપછી વસ્તુપાળ અને તેજપાળ વેપાર કરી સુખે કાળ નિર્ગમન કરવા લાગ્યા.

એકદા વીરધવળ રાજાને રાત્રિને વિષે સ્વપ્નમાં આવીને લક્ષ્મીદેવીએ કહ્યું કે—"આ વસ્તુપાળ નામના વણિકપુત્રથી તારું રાજ્ય અત્યંત વૃદ્ધિ પામશે." ત્યારપછી પ્રાતઃકાળ થતાં રાજાએ પોતાના સેવકો મોકલીને વસ્તુપાળને બોલાવી કહ્યું કે—"મારી રાજ્યમુદ્રાને તું ગ્રહણ કર." ત્યારે તે બોલ્યો કે—"હે દેવ! પ્રસન્ન મુખકમળવાળા સ્વામી આ પ્રમાણે જેની સાથે વાત કરે છે, તે સેવક પુણ્યવાન્ અને ગુણવાન્ પુરૂષોમાં અગ્રેસર ગણાય છે. પ્રસન્ન મુખવાળા રાજાની દૃષ્ટિ જેના ઉપર પડે છે, તે પુરૂષ પવિત્રતા, કુલીનતા, દક્ષતા અને સુભગતાને પામે છે. વૃક્ષોને મેઘની વૃષ્ટિથી ધીમે ધીમે ફળનો ઉદય થાય છે, પરંતુ રાજાઓની સંતુષ્ટિથી મનુષ્યોને તત્કાળ ફળનો ઉદય થાય છે. આ જગતમાં રાજા જેવું બીજું કોઈ શ્રેષ્ઠ તીર્થ નથી. કેમકે રાજાના મુખકમળને જોવાથીજ સજ્જનોના કષ્ટ રૂપ પાપનો નાશ થાય છે અને વાંછિત સંપત્તિ પ્રાપ્ત થાય છે." આ પ્રમાણે બોલતા તે શ્રેષ્ઠ વણિકને રાજાએ મંત્રીપણાની પહેરામણી આપી. ત્યારપછી રાજાની કૃપાથી તે મંત્રી પ્રતિષ્ઠા પામ્યો. તેના તેજની સ્પર્ધાએ કરીને તેનું ધન પણ વૃદ્ધિ પામવા લાગ્યું. પુરૂષનો ભાગ્યસમુદ્ર કોણ માપી શકે છે? છપન

સ્થાનકોમાં તેનું છપન કરોડ દ્રવ્ય છે એવું જણાવવા માટેજ હોય તેમ હમેશાં પ્રાતઃકાળે તેને ઘરે ભુંગળ નામનું વાજિત્ર વાગતું હતું.

એકદા 'વસ્તુપાળના ભાલસ્થળની છાયા જે સ્થાને પડે છે તે સ્થાને નિધિ નીકળે છે' એવી લોકવાર્તા સાંભળીને રાજાએ તેની પરીક્ષા માટે મંત્રીને પર્વતના શિખર પર ચડાવી તેના ભાલસ્થળની છાયાવાળી પૃથ્વી ખોદાવી, તો તેમાંથી સર્પ નીકળ્યો. તે જોઇ રાજાએ મંત્રીની હાંસી કરી. ત્યારે મંત્રીએ પોતાના હાથવડે તેને ગ્રહણ કર્યો એટલે તે મોતીનો હાર થઇ ગયો. તે જોઇ રાજાએ તેના ભાગ્યની સ્તુતિ કરી. આ મંત્રી રાજા અને પ્રજા બન્નેના સ્વાર્થને સાધનાર હતો, તેના જેવો બીજો કોઈ મંત્રી થયો નથી.

એકદા આચાર્ય મહારાજે મુંજાલને કહ્યું કે—"તારે ભોજન કરી રહ્યા પછી મંત્રીરાજને પૂછવું કે—આજે તમે જે રસોઈ જમ્યાં છો તે થંડી હતી કે ઉની હતી ?" આ પ્રમાણે તેના પૂછવાથી મંત્રીએ તેને કાંઈ પણ ઉત્તર આપ્યો નહીં. બીજે દિવસે પણ તેણે તેજ પ્રશ્ન પૂછયો. ત્યારે મંત્રીએ કોપથી કહ્યું કે—" શું તું મૂર્ખ છે કે જેથી આવો પ્રશ્ન પૂછે છે ? કારણ કે આપણે સાથેજ ભોજન કરીએ છીએ અને તું આવો પ્રશ્ન કેમ પૂછે છે ?" ત્યારે તે બોલ્યો કે—" હું એમ માનું છું કે તમે હમેશાં ટાઢી રસોઈ જમો છો." તે સાંભળી મંત્રી આશ્ચર્ય પામીને બોલ્યો કે–"તારા વચનનું તાત્પર્ય શું છે ?" ત્યારે તે બોલ્યો કે–"મને જે પ્રમાણે ગુરૂએ કહ્યું તે પ્રમાણે મેં તમને કહ્યું છે." તે સાંભળી મંત્રીએ મુનીશ્વર પાસે જઇ તેમને નમસ્કાર કરી તે વચનનો અર્થ પૂછયો. ત્યારે ગુરૂએ કહ્યું કે–"હે મંત્રીપતિ! સાંભળો. આ ભવમાં જે પૂર્વના પુણ્યથી પ્રાપ્ત થયેલા ભોગ ભોગવાય અને નવું પુણ્ય ઉપાર્જન ન કરાય તે

ટાઢી રસોઈ જમ્યા બરાબર છે." આ પ્રમાણે ગુરૂરૂપી સૂર્યના વચનરૂપી કિરણોવડે મંત્રીનું હૃદયકમળ વિકસ્વર થયું, અને તેણે મોક્ષસુખની સંપત્તિને માટે શ્રાદ્ધધર્મ અંગીકાર કર્યો.

તે મંત્રીશ્વરે જાણે હિમાલય પર્વતનાં શિખરો બનાવ્યાં હોય તેવાં વિવિધ પ્રકારનાં તેરસો નવાં ચૈત્યો કરાવ્યાં, પોતાના આત્માને ભવસાગરમાંથી ઉધ્ધર્યો હોય તેમ તેણે ત્રેવીશ સો જીર્ણ ચૈત્યોનો ઉદ્ધાર કરાવ્યો તથા સુવર્ણ, રૂપ્ય, શિલા અને પીતળની એક હજાર ને પચવીશ પ્રતિમાઓ ભરાવી અને અત્યંત ઉત્સાહથી સંઘ કાઢીને મહોત્સવપૂર્વક શત્રુંજય તીર્થની સાડાબાર યાત્રાઓ કરી. એકદા યાત્રામાં તેને વિચાર થયો કે 'કેસરનાં તિલકો પ્રતિમાના ભાલસ્થળમાં ચિરકાળ સ્થિર રહેતાં નથી, તેથી તેને નિશ્ચળ કરવાં.' એમ વિચારી તે વિવેકી વસ્તુપાળે રત્નજડિત સુવર્ણનાં છત્રીશ હજાર તિલકો કરાવી તે વડે જિનબિંબોના ભાલસ્થળને[1] ભૂષિત કર્યાં. શ્રીઆબુજી ઉપર પોતાના ભાઇ લૂણિગના નામનું ચૈત્ય કરાવીને બાણીથી બંધાયેલા પોતાના આત્માને તેણે મુક્ત કર્યો. (તે ચૈત્યનું નામ લૂણિગવસહી રાખ્યું.) અનુપમા દેવીએ બત્રીશ લાખ દ્રવ્યનો વ્યય કરી શ્રી ગિરનાર પર્વત ઉપર શ્રી નેમિનાથની અનુપમ પૂજા કરી. શ્રી વિમલાચળ પર્વત ઉપર બે ભાઇઓની પત્નીઓએ યાત્રાળુ જનોની ભક્તિને માટે પોતાના નામનાં બે સરોવર કરાવ્યાં. શત્રુંજય પર્વત ઉપર તથા ગિરનારગિરિ ઉપર વસ્તુપાળ મંત્રીએ ત્રણ લાખ દ્રવ્યનો વ્યય કરી ત્રણ[2] તોરણો કરાવ્યાં. શત્રુંજયથી ગિરનાર સુધી લાંબી એક ધ્વજા બાંધ્યાનો અન્યત્ર ઉલ્લેખ છે.

---

૧ આ તિલકો શ્રાવકોને કરાવ્યાનું છાપેલ પ્રતિમાં લખેલ છે પણ ભૂલ જણાય છે. ૨ પ્રતિમાં પાઠભેદ હોવાથી ત્રણ લાખ 'તોરણ' લખ્યા છે પણ તે ભૂલ જણાય છે.

એકદા મંત્રીશ્વરની પાસે કોઈ કવીશ્વર આવ્યો. તેને મંત્રીએ બેસવાનુ કહ્યું, ત્યારે તે બોલ્યો કે-"હે મંત્રી ! મારે બેસવાનું ક્યાંઇ પણ સ્થાન નથી. કારણ કે—વસ્તુપાળ મંત્રીએ અન્નદાન, જળપાન અને ધર્મસ્થાનવડે આખી પૃથ્વી રોકી છે અને યશવડે સમગ્ર આકાશ રોક્યું છે." અન્યદા કોઇ બીજા કવીશ્વરે આવી વસ્તુપાળને આશીર્વાદ આપ્યો. તેને મંત્રીએ પૂછ્યું કે—"તમે ક્યાંથી આવો છો ?" કવિએ જવાબ આપ્યો કે-- "હું સ્વર્ગમાંથી આવું છું." મંત્રીએ પૂછ્યું—" ત્યાં હાલમાં દેવો શું કામ કરે છે ?" કવિ બોલ્યો કે-" ત્યાં હાલમાં બ્રહ્માની આજ્ઞાથી દેવો દરરોજ ત્રણ ત્રણ કોડ દરિદ્ર જનોને ઉત્પન્ન કરે છે. તેથી સ્વર્ગમાં દેવો હાલ તે કાર્યમાં વ્યગ્ર છે." એમ કહી તે કવિએ મંત્રીની પાસે બીજો એક શ્લોક કહ્યો. તેનો ભાવાર્થ આ પ્રમાણે હતો કે—"હે મંત્રી ! દરિદ્ર જનોને સરજતા બ્રહ્મા અને જગતને કૃતાર્થ કરતા તમે આ બન્નેમાંથી કોનો હાથ પહેલો થાકશે તે જાણી શકાતું નથી." અર્થાત્ તમે થાકશો એમ લાગતું નથી.

તે મંત્રી દરેક ચાતુર્માસે સર્વ શ્રાવકોનું વાત્સલ્ય કરતો હતો અને સાધુઓને વસ્ત્ર તથા ઘીનું દાન દેતો હતો. પંડિતો ગ્રંથોમાં સ્પષ્ટ રીતે તેના ગુણોની સ્તુતિ કરતા હતા, તથા ગાયકો નવા નવા છંદોવડે તેનાં ગીત ગાતા હતા. તેઓ કહેતા કે-"પુણ્યના પરમાણુથી બનેલા વસ્તુપાળ નામના નરરત્નને જેણે જોયા છે તે મનુષ્યો પૃથ્વી પર ધન્ય છે. હે વસ્તુપાળ ! તમારૂં ચાતુર્ય અલૌકિક છે, કેમકે તેં એકજ [1]શંખ ભાંગીને આખું જગત શ્વેત કર્યું છે."

એકદા મંત્રીશ્વરના માથાના કેશ સાફ કરનાર સેવકે એક પળી (શ્વેત વાળ) કાઢીને તેના હાથમાં મૂકયો. તે જોઈ મંત્રીએ

1 બીજા પક્ષમાં શંખ નામનો રાજા જેને વસ્તુપાળે જીત્યો હતો.

શ્લોક બોલ્યા. તેનો અર્થ આ પ્રમાણે હતો-"કોઇ પણ કળાનો અભ્યાસ કર્યો નહીં, કાંઇ તપસ્યા પણ કરી નહીં, સુપાત્રે દાન પણ દીધું નહીં અને મનોહર વય તો જતું રહ્યું. આયુષ્ય, વિત્ત અને યૌવન જતા રહ્યા પછી મનુષ્યને જે મતિ પ્રાપ્ત થાય છે તે જો પહેલાંજ થઇ હોય તો તેને મોક્ષપદ દૂર નથી." પોતે પારાવાર પુણ્યકાર્ય કર્યા છતાં તેને અલ્પ માનીને સ્વચ્છ મનવાળા મંત્રીએ પોતાના આત્માને માટે શોક કર્યો. અહો ! જગતમાં તેની પુણ્ય કરવાની ઇચ્છા કેટલી બધી છે ? જાણે કે તેના આત્માથી જૂદી થયેલી અભ્યંતર કર્મની રજ હોય તેમ યાત્રાને વિષે યાત્રાળુજનની ઉડેલી રજવડે તેનું શરીર વ્યાપ્ત થયું હતું. આપત્તિનો નાશ કરનાર તે મંત્રીએ શત્રુંજયાદિક મહાતીર્થોમાં બારવાર યાત્રા કરીને પોતાના આત્માને પવિત્ર કર્યો હતો. તેરમી યાત્રાને માટે સંઘ સહિત મંત્રીશ્વર ચાલ્યા. અનુક્રમે શત્રુંજયગિરિ દૃષ્ટિએ પડયો. તેવામાં તેના શરીરે એકદમ અપટુતા થઇ ગઈ. તેથી તેણે તેજ ઠેકાણે પડાવ નાંખી પર્વતનો વર્ધાપન ઉત્સવ અને સંઘવાત્સલ્ય વિગેરે કરી યાત્રાનો પ્રસંગ પૂર્ણ કર્યો. કેટલેક દિવસે શુભધ્યાનમાં તત્પર રહેલા મંત્રીનું ત્યાંજ આયુષ્ય પૂર્ણ થયું. (શત્રુંજય પહોંચ્યા નહીં તેથી તે યાત્રા અરધી કહેવાણી. ) તે સ્થાને જે ગામ વસ્યું તે પૃથ્વીપર અંકેવાલિક (અંકેવાળીયું) એવે નામે પ્રસિદ્ધ થયું. સંવત ૧૨૯૭ ના વર્ષમાં મંત્રી સ્વર્ગે ગયા. તે સમાચાર સાંભળી વૈરાગ્યથી તેમના ગુરૂ આચાર્ય મહારાજે આંબેલનો તપ શરૂ કર્યો. પ્રમાદ રહિત એવા તે વર્ધમાનસૂરિએ વર્ધમાન તપના આંબેલ શરૂ કરતી વખતે આ પ્રમાણે અભિગ્રહ કર્યો કે—"મારે તપ પૂર્ણ કરીને વાંછિતને પૂર્ણ કરનાર શ્રીશંખેશ્વર પાર્શ્વનાથને નમસ્કાર કર્યા પછી પારણું કરવું.". પછી તપ પૂર્ણ થયો[1] ત્યારે તે સૂરિ

[1] આ તપ સતત કરનારને પણ ૧૪ વર્ષ ઉપરાંત વખત વ્યતીત થાય છે.

આદરથી જિનેશ્વરને વાંદવા ચાલ્યા. માર્ગમાં શ્રમ અને તૃષા લાગવાથી તે એક વૃક્ષની નીચે બેઠા. ત્યાંથી આગળ ચાલી શકયા નહીં તેથી શ્રીશંખેશ્વર દેવના ધ્યાનમાંજ તત્પર થયેલા તે સૂરિએ ત્યાંજ અનશન કર્યું. પ્રાંતે કાળધર્મ પામીને શંખેશ્વર જિનાધીશનાજ અધિષ્ઠાયક દેવ થયા. પછી તે દેવે મંત્રીની ગતિ જાણવા માટે ઉપયોગ દીધો, પરંતુ તેનું અવધિજ્ઞાન અલ્પ હોવાથી તે જાણી શકયો નહીં. તેથી તે દેવે મહાવિદેહ ક્ષેત્રમાં જઇ શ્રીસીમંધર સ્વામીને નમી તેમને મંત્રીની ગતિ પૂછી, ત્યારે દેવોથી જેમના ચરણકમળ સેવાઇ રહ્યા છે એવા તે ભગવાન બોલ્યા કે—"મહાવિદેહ ક્ષેત્રના માણિક્ય સમાન પુષ્કલાવતી નામે વિજય છે. તેમાં લક્ષ્મીના નિવાસસ્થાનરૂપ શ્રીપુંડરીકિણી નામની નગરી છે. તે નગરીમાં પુણ્યસમૂહના નિધાનરૂપ વસ્તુપાળનો જીવ કુરૂચંદ્ર નામનો રાજા થયો છે. તે શત્રુંજયાદિક તીર્થોની યાત્રાના મહોત્સવો હાલ પણ કર્યા કરે છે, તે અહીંથી દેવ થઇ ત્રીજે ભવે મોક્ષ પદ પામશે. અનુપમા દેવીનો જીવ તેજ નગરીમાં શ્રેષ્ઠીની પુત્રીપણે ઉત્પન્ન થયો છે. તે પુત્રી આઠ વર્ષની થઇ ત્યારે તેણે મારી પાસે દીક્ષા ગ્રહણ કરી છે. તે કાંઇક ઓછા પૂર્વકોટિના આયુષ્યવાળી છે અને આજ ભવમાં મોક્ષ પામનાર છે." એમ કહીને ભગવાને તે દેવને તે સાધ્વી દેખાડી. દેવે પણ તેને વંદના કરી. ત્યારપછી તે દેવે આ ભરતક્ષેત્રમાં આવી તીર્થયાત્રાના ઉત્સવ કરનારા તે બન્નેની ગતિ લોકો પાસે કહી બતાવી. તે સાંભળી ઘણા વિવેકી ધનવંતો શત્રુંજયાદિકની યાત્રા કરવા લાગ્યા.

સત્તીર્થની યાત્રા કરવાથી ઉત્પન્ન થયેલા ઉજ્વળ યશવડે જેણે સ્વર્ગ પણ શુભ્ર કર્યું હતું એવા આ કૃપાળુ વસ્તુપાળ મોક્ષની યોગ્યતાવાળા થયા. તેજ પ્રમાણે વિકસ્વર આનંદરૂપી કંદવાળા હે વિદ્વાનો! તમે પણ શત્રુંજયાદિક શ્રેષ્ઠ ગિરિપર

રહેલા.સમગ્ર તીર્થોની યાત્રા કરી તમારા આત્માને પવિત્ર કરો.

ઇતિ શ્રીતપગચ્છ રૂપી આકાશને વિષે સૂર્યસમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસગણિના શિષ્ય વાચકેંદ્ર શ્રીઇંદ્રહંસગણિએ રચેલી શ્રીઉપદેશકલ્પવલ્લી નામની ટીકાને વિષે ત્રીજી શાખામાં તીર્થયાત્રાના પુણ્યને પ્રગટ કરનાર વસ્તુપાળના વર્ણન નામનો પચીશમો પલ્લવ સમાપ્ત થયો.



## પલ્લવ ૨૬ મો.

ચોથા આરારૂપી જિનચૈત્યને વિષે સુવર્ણના કળશની ઉપમાવાળા વર્તમાન ચોવીશીના જિનેશ્વરો તમારા મંગળને માટે થાઓ.

તીર્થયાત્રાનું સ્વરૂપ કહ્યા પછી હવે " उवसमविवेगसंवर " એ ગાથા રૂપ ચોથી શાખાને વિષે ઉપશમ નામનું છવીશમું દ્વાર કહે છે.—

## 'उवसमेति'

ઉપશમ એટલે 'સંસાર રૂપ બીજના અંકુરાને ઉત્પન્ન કરનાર કષાયોની શાંતિ' એવો અર્થ થાય છે.

વિસ્તરાર્થ—કષાયો ભવરૂપી ચૌટામાં નટની જેમ પોતાનાં વિચિત્ર રૂપો દેખાડીને મનુષ્યોનું રંજન કરે છે અને તેમના ધર્મરૂપી ધનનો મિથ્યા વ્યય કરાવે છે. તે કષાયો ક્રોધ, માન, માયા અને લોભ એમ ચાર પ્રકારના જાણવા, તે મોક્ષ માર્ગનો નાશ કરનારા છે. કહ્યું છે કે-" નિગ્રહ નહીં કરેલા ક્રોધ અને માન તથા પ્રસાર પામતી માયા અને લોભ એ ચારે કષાયો પુનર્જન્મનાં મૂળને સિંચે છે. તે દરેકના વિદ્વાનોએ ચાર ચાર ભેદો કહેલા છે. તેમનાં નામ, સ્વરૂપ અને ફળ આ પ્રમાણે છે. હે

બુદ્ધિમાન જનો ! તમે સાંભળો.—પહેલાનું નામ સંજ્વલન છે, બીજાનું નામ પ્રત્યાખ્યાનાવરણ છે; ત્રીજાનું નામ અપ્રત્યાખ્યાનાવરણ છે અને ચોથાનું નામ અનંતાનુબંધી છે. તેમાં પહેલા કષાયોની સ્થિતિ એક પખવાડીયાની છે, બીજાની ચાર માસની છે, ત્રીજાની એક વર્ષની છે અને ચોથા અનંતાનુબંધી જન્મ પર્યંત રહે છે. પહેલા કષાયો યથાખ્યાત ચારિત્રને રોકે છે, બીજા સર્વવિરતિને રૂંધે છે, ત્રીજા દેશવિરતિનો રોધ કરે છે અને ચોથા સમ્યકત્વને જ પ્રાપ્ત થવા દેતા નથી. પહેલા કષાયમાં વર્તતો જીવ દેવગતિને પામે છે, બીજા કષાય મનુષ્ય ભવ આપે છે, ત્રીજા તિર્યંચપણું આપે છે, અને ચોથા નરકગતિના દેનારા છે. આ ચારે કષાયો જો ઉત્કૃષ્ટપણાને પામેલા હોય તો તે ભયંકર અગ્નિની જેમ ધર્મનું સર્વસ્વ બાળી નાંખે છે. કષાયો વિષે કર્મગ્રંથમાં કહ્યું છે કે–"જળ, રેણુ, પૃથ્વી અને પર્વતની રેખા સમાન અનુક્રમે ચાર પ્રકારનો ક્રોધ છે, તિનિશની લતા ( નેતર ), કાષ્ઠનો સ્તંભ, અસ્થિનો સ્તંભ અને પથ્થરનો સ્તંભ એ ચારની જેવા અનુક્રમે ચાર પ્રકારના માન છે. અવલેહીકા[1], ગોમૂત્ર, મેંઢાનું શીંગડું અને કઠિન વાંસનું મૂળ એ ચારના જેવી ચાર પ્રકારની માયા છે. તથા હળદર, ખંજન (ગાડાની-મળી ), કર્દમ અને કૃમિના રંગ જેવો ચાર પ્રકારનો લોભ છે. કષાયરૂપી વૃક્ષના પુષ્પ અને ફળ કડવાં હોવાથી તે બન્ને વિરસ છે. તેમાં પુષ્પવડે તે ઉત્પન્ન થાય છે અને ફળવડે પાપનું આચરણ થાય છે. " જે પુરૂષો નિરંતર દેદિપ્યમાન પ્રશમરૂપી અસ્ત્રને પોતાના હસ્તમાં ( હૃદયમાં ) ધારણ કરે છે, તેઓથી કષાયરૂપી શત્રુઓ ત્રાસ પામે છે. ધર્મરૂપી રાજાનો પ્રશમરૂપી કોશ જ નિરંતર સેવો કે જેથી તમને કૂરગડુ-**મુનિની** જેમ કેવળજ્ઞાનરૂપી લક્ષ્મી પોતાની મેળે જ. વરે. તે કથા આ પ્રમાણે—

1 વાંસ વિગેરે ઉપરથી ઉતારેલી છાલ.

## કૂરગડુ સાધુની કથા.

કોઈ ઉપાશ્રયમાં ચાર સાધુઓ રહેલા હતા, તેઓ માસખમણનો તપ કરતા હતા. ત્યાં એક ક્ષુલ્લક સાધુ ક્ષુધાને નહીં સહન કરવાથી નવકારશીનું પ્રત્યાખ્યાન કરીને પ્રાત:કાળે જ આહાર લેતો હતો. તપસ્યા કરવામાં તત્પર એવા દરેક સાધુઓની પાસે જઈ તેમની વૈયાવચ્ચ કરીને પછી તે ભોજન કરતો હતો, તો પણ તેને મુનિભક્તિમાં કદાપિ તૃપ્તિ થતી નહીં. તે હમેશાં ગડ્ડુક પ્રમાણ કૂર (ભાત) ખાતો હતો તેથી લોકમાં તેનું કૂરગડુ એવું નામ પ્રસિદ્ધ થયું હતું.

એકદા શુભ મનવાળા તેણે કૂર વોરી લાવીને તેનું પાત્ર માસખમણવાળા ચારે સાધુઓને બતાવ્યું, ત્યારે તેઓએ ઇર્ષ્યાથી તે પાત્રમાં થૂ થૂ કરીને થુંક નાંખ્યું. તે જોઇ તેણે વિચાર્યું કે—“ આ તપસ્વીઓને મેં થુંકવાની કુંડી આપી નથી તેથી તેને આમાં થુંકવું પડ્યું માટે મારોજ દોષ છે, તેમનો કાંઈ પણ દોષ નથી. કેમકે થયેલી બાધાને રોકવી મુશ્કેલ છે.” એમ વિચારી થુંકવાળો કૂર દૂર કર્યા શિવાય મત્સર રહિત તેણે શુભ ભાવથી તે અન્ન જુગુપ્સા કર્યા વિના ખાધું. પછી તે ક્ષુલ્લક મુનિ શુભ અધ્યવસાયની વૃદ્ધિ થવાથી મોક્ષરૂપી મહેલની નીસરણી સમાન ક્ષપકશ્રેણિ પર આરૂઢ થયા, તેવા ઉત્કટ પ્રશમના પ્રભાવથી તેના ઘનઘાતિ કર્મો સડેલી દોરીની જેમ તત્કાળ ત્રુટી ગયા અને સર્વને આશ્ચર્ય કરનારૂં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. આકાશમાં દેવદુંદુભિનો નાદ થયો અને શાસનદેવી આવીને તેના કેવળજ્ઞાનનો મહોત્સવ કરવા લાગી. તે જોઇને ચારે તપસ્વીઓ બોલ્યા કે—“ હે દેવી ! અમને તપસ્વીઓને મૂકીને તમે આ ક્ષુધાતુર સાધુને કેમ નમો છો? ” ત્યારે દેવીએ કહ્યું કે—“ હે મુનિઓ ! તમે આ કેવળીની આશાતના ન કરો.” એમ કહીને દેવીએ તત્કાળ સુવર્ણનું કમળ વિકુર્વ્યું.

તેના પર બેઝીને કેવળી દેશના આપવા લાગ્યા કે—" હે બુદ્ધિમાન જનો ! જો તમારે સુખની ઇચ્છા હોય તો કષાયરૂપી શત્રુઓનો જય કરો. વિચક્ષણ પુરૂષોએ પોતાનું ધર્મરૂપી ધન યત્નથી રક્ષણ કરવા યોગ્ય છે, કારણ કે કષાયરૂપી ચોરો ચોતરફ ફર્યા કરે છે. આ બાબતમાં હું મારૂં પોતાનુંજ દૃષ્ટાંત તમને કહું છું, તે સાંભળીને તમારે કષાયનો ત્યાગ કરવો.

આ ભવથી ચોથા ભવમાં કોઈ માસઉપવાસી મુનિ પારણાને દિવસે આહાર લેવા માટે નગરમાં ગયા. કારણકે શરીરની સંભાળ તો લેવી જ જોઇએ. તે વખતે માર્ગમાં અત્યંત સૂક્ષ્મ ઘણી દેડકીઓ ઉત્પન્ન થઇ હતી, પણ પૃથ્વી જળવડે વ્યાપ્ત હોવાથી તે જોઇ શકાતી નહોતી. તે વખતે ત્વરાથી ચાલતાં તે મુનિના પગ તળે દબાવાથી એક દેડકી મરણ પામી. તે તેની સાથેના એક ક્ષુલ્લક સાધુએ જોઇને તેને દેખાડી. તેથી કોપ પામી ઓષ્ઠપુટને કંપાવી લોચનને રક્ત કરી તપસ્વી મુનિએ તેને કહ્યું કે–" તું મને ખોટો દોષ કેમ દે છે ? આ માર્ગમાં તો ઘણી દેડકીઓ મરેલી પડી છે તે સર્વ શું મેં મારી નાખી છે ?" તે સાંભળી ક્ષુલ્લકે તેનો જવાબ ન આપતાં ઉપેક્ષા કરી. પછી તપસ્વી મુનિએ આહાર વહોરી લાવી પારણું કર્યું. ત્યારપછી સાંજે પ્રતિક્રમણ કરતી વખતે તે યતિએ તે પાપની આલોચના કરી નહીં, ત્યારે ક્ષુલ્લકે તેને તે પાપ સંભારી આપ્યું. તે સાંભળી કોપના આવેશમાં આવેલા તે મુનિ એક પાટીયું ઉપાડી તેને મારવા દોડ્યા, પણ વચ્ચે સ્તંભ આવવાથી તેની સાથે અથડાઇને તે પૃથ્વીપર પડ્યા, અને તેનું મસ્તક ફાટી જવાથી તે તત્કાળ મરણ પામ્યા. ' જેની પાછળ મહાશત્રુ જેવો ક્રોધરૂપી યોદ્ધો ફરે છે તેનું કષ્ટ શી રીતે નાશ પામે ? ' કહ્યું છે કે–" એક દિવસનો જ્વર શરીરનું છ માસનું તેજ નષ્ટ કરે છે, અને ક્રોધ તો એક ક્ષણમાં જ પૂર્વકોટિનું ઉપાર્જન કરેલું સુકૃત નષ્ટ કરે છે. "

હવે તે ક્રોધી સાધુ મરણ પામીને કૌશિક નામનો તાપસ થયો. તેણે પોતાની વાડીમાં આમ્ર વિગેરે અનેક વૃક્ષો વાવ્યા હતા, તે વૃક્ષો અમૃત સમાન ફળોવડે યુક્ત થવાથી બહુ શોભતા હતા, અને તેના ઉત્તમ રસનું આસ્વાદન કરીને તાપસો સ્વર્ગનું સુખ માનતા હતા. તે વનમાં [1] અશોક વૃક્ષોની શ્રેણીઓ શોભી રહી હતી, તેના પાંદડાંના મિષથી જાણે વનલક્ષ્મી મૂર્તિમાન રાગને દેખાડતી હોય તેવી શોભતી હતી. તે વનમાં કોઈ ઠેકાણે ચંપકના વૃક્ષો હતા,તેના પુષ્પો જાણે કે વનલક્ષ્મીરૂપી સ્ત્રીના સુવર્ણના અલંકારો હોય તેવા દેખાતા હતા. તેના પુષ્પોના સુગંધમાં લુબ્ધ થયેલી ભ્રમરની શ્રેણિ ક્રીડા કરે છે એમ સમજવું નહીં પરંતુ વનલક્ષ્મી રૂપી સ્ત્રીના મસ્તક પર રહેલો વેણીદંડ શોભે છે એમ સમજવું. એ વિશાળ વન જાણે ઇંદ્રનીલ મણિનો મોટો થાળ હોય તેવું શોભતું હતું. અને તેની અંદર રહેલા વૃક્ષોપર રહેલા ફળો તાપસરૂપી રાજાને ભોજન કરવા માટે મોદકની જેવા શોભતા હતા. આવા પ્રકારની વાટિકાનું પૃથ્વીનુ રક્ષણ રાજા કરે તેમ તે તાપસ રક્ષણ કરતો હતો. તેમાં કોઇથી પ્રવેશ પણ કરી શકાતો નહોતો. વળી તે વનમાં પેસીને કોઇ પણ માણસ વૃક્ષ અને લતાઓનાં પાંદડાં પણ તોડી શકતું નહીં તથા તેની શાખાને મર્દન કરી શકતું નહીં.

એકદા તે તાપસ વાડીના રક્ષણને માટે કાંટા લેવા ક્યાંઇક દૂર ગયો, તેવામાં ક્રીડા કરતા રાજપુત્રો ત્યાં આવ્યા. તાપસ રહિત તે વાડીને જોઇને તેઓએ તેમાં પ્રવેશ કર્યો. ‘ સ્વામી વિના અંદર આવવાનો નિષેધ કોણ કરે ? ’ પછી જાણે વૈરથી જ આવ્યા હોય તેમ તેઓએ ક્રીડા કરતાં રાજા વિનાની નગરીની જેમ તે વાટિકાનો બહુ વિનાશ કરી નાખ્યો. તેઓ વૃક્ષો અને લતાઓનાં પાંદડાં તોડવા લાગ્યા, પુષ્પો ચુંટવા

---

૧ વાડીનેજ વન સમજવાનું છે.

લાગ્યા, લતાઓને છેદવા લાગ્યા, સ્વાદિષ્ટ ફળોને ખાવા લાગ્યા, ચોતરફથી સમગ્ર શાખાઓનું મર્દન કરવા લાગ્યા, અને છેવટે શ્રમિત થઈને વૃક્ષોની ગાઢ છાયામાં વિશ્રાંતિ લેવા તેઓ બેઠા. તેટલામાં પરશુને ધારણ કરનાર તે તાપસ માથે કાંટાનો ભારો લઈને આવ્યો, તેને રસ્તામાંજ કોઈએ વાટિકા ભાંગ્યાના ખબર આપ્યા. તે સાંભળી માથાપરથી ભારો નાંખી દઈ પ્રચંડ કોપાનળથી તાપ પામતો તે તાપસ કુહાડી લઈને એકદમ રાજપુત્રોને મારવા દોડયો, પરંતુ ઉંચી દ્રષ્ટિ રાખીને દોડતાં તે તાપસ એક ખાડામાં પડી ગયો અને પડતાં જ તેના હાથમાં રહેલી કુહાડીથી તેનું હૃદય ચીરાઈ જવાને લીધે તે તરતજ મરણ પામ્યો. અર્થાત્ તેનાથી જાણે ભય પામ્યા હોય તેમ તેના પ્રાણોએ તેનો ત્યાગ કર્યો. આ રીતે તે તાપસ મરીને તેજ વનમાં અત્યંત ક્રૂરતાને ધારણ કરતો ચંડકૌશિક નામે દ્રષ્ટિવિષ સર્પ થયો.

કહ્યું છે કે-"જે મૂઢ પ્રાણી આ દુર્લભ મનુષ્ય ભવ પામીને યત્નપૂર્વક ધર્મને કરતો નથી, તે પ્રાણી મહા કષ્ટથી પ્રાપ્ત થયેલા ચિંતામણિ રત્નને પ્રમાદવડે સમુદ્રમાં નાંખી દે છે. વળી આળસ મોહ, અવજ્ઞા, માન, ક્રોધ, પ્રમાદ, કૃપણતા, ભય, શોક, અજ્ઞાન, વ્યાક્ષિપ્તતા, કુતુહલ વિગેરેને વશ થયેલા ચૌદ પૂર્વી, આહારક શરીરની લબ્ધિવાળા, મનપર્યવજ્ઞાનવાળા અને વીતરાગ દશાને પામેલા એવા મુનિ પણ તરતજ ચાર ગતિમાં ભ્રમણ કરનારા થાય છે."

તે સર્પ જે દિશામાં જાય છે તે દિશા વિનાશ પામે છે. એટલે કે તેમાં રહેલા મૃગો, અશ્વો, ગાયો, બકરા, હસ્તીઓ, સિંહો, ભેંશો, પાડાઓ, મનુષ્યો, ઉંદરો અને ગધેડા વિગેરે જે કોઈ જીવો તે સર્પની દષ્ટિએ પડે છે તે સર્વે ભસ્મસાત્ થઈ જાય છે. તેનું વિષ વાણીથી વર્ણવી શકાય તેવું નહોતું. તેના

વિષથી તે વનમાં રહેલા વૃક્ષો, લતાઓ અને ફળ ફુલ વિગેરે સર્વ સૂકાઇ ગયાં હતાં. આ પ્રમાણે થવાથી તે માર્ગેજ ભયથી દૂર રહેવા ઇચ્છતા પથિકોએ તજી દીધો હતો. કારણ કે 'જીવવાના હેતુથી શું સુવર્ણાદિકનો પણ ત્યાગ નથી કરાતો? કરાય છે.'

એકદા પ્રતાપના સ્થાનભૂત અને દયાના સાગર શ્રી મહાવીરસ્વામી છદ્મસ્થપણે વિહાર કરતા ત્યાં આવ્યા. ભયંકર ઉપસર્ગોને સહન કરનારા અને તે મૂઢ સર્પને બોધ કરવાની તીવ્ર ઇચ્છાવાળા તે ભગવાનને લોકોએ કહ્યું કે—" હે દેવાર્ય ! આ માર્ગે તમે જશો નહીં, કારણ કે ત્યાં મહાભયંકર દૃષ્ટિવિષ સર્પ રહેલો છે. " આ પ્રમાણે કહ્યા છતાં ભગવાન તે માર્ગેજ ચાલ્યા. કારણકે કૃપાળુ મનુષ્ય પોતાનું દુઃખ જાણતાં છતાં પણ શું પરોપકાર કરવામાં પાછા હઠે ? નજ હઠે. તો પછી તીર્થંકરને માટે તો કહેવુંજ શું ? કહ્યું છે કે— "જેનું ચિત્ત સર્વ પ્રાણીઓના ઉપર કૃપા કરવાના વિચારથી ભીંજાયેલું હોય છે, તેનેજ કેવળ જ્ઞાન અને મોક્ષ પ્રાપ્ત થાય છે; કાંઈ જટા, ભસ્મ કે ચીવર ધારણ કરવાથી મોક્ષ પ્રાપ્ત થતું નથી." પછી જગત્પ્રભુ તે સર્પના બિલ પાસે જઈ પ્રતિમાને ધારણ કરી ઉભા રહ્યા. તેવામાં સર્પે બહાર નીકળી પ્રભુને જોઈ વિચાર્યું કે—"આ કોણ ધૃષ્ટ પુરૂષ અહીં આવીને ઉભો છે ? " એમ વિચારી પોતાની ક્રૂર દૃષ્ટિ વડે તેણે પ્રભુની સન્મુખ જોયું, પણ ભગવાનને કાંઈપણ વિકાર થયો નહીં, તેથી ક્રોધ પામીને તે સર્પ સૂર્યની સન્મુખ વારંવાર જોઈ જોઇને અત્યંત વિષ ભરેલી દૃષ્ટિને સ્વામી ઉપર નાંખવા લાગ્યો. પરંતુ પ્રભુ તો મેરૂ પર્વતની જેમ નિશ્ચળજ રહ્યા. ત્યારે અત્યંત કોપ પામેલા તેણે પ્રભુની પાસે આવીને પ્રભુના શરીર ઉપર પોતાની સમગ્ર દાઢાવડે ઉગ્ર દંશો દીધા, તો પણ અતિ સાહસવાળા સ્વામી નિશ્ચળજ રહ્યા. કહ્યું છે કે—"વૈભવવાળો પુરૂષ કૃપણતા

તો હમેશાં પ્રિય જ બોલવું, અને જે કાર્ય હોય તે હૃદયમાં જ રાખવું. જુઓ! મોર મુખથી મધુર શબ્દ બોલે છે તો તે વિષવાળા સર્પને પણ ખાઇ જઈ શકે છે. વળી અત્યંત ગાઢ તૃષ્ણા, મૂર્છા, ભય તથા તેવા પ્રકારની નિરંતરની ભાવના આ પ્રાણીને જન્મ જરા મરણરૂપ જળથી ભરેલા મહા ઘોર સમુદ્રમા ડુબાડી દે છે. આ જીવે પોતાના આત્મામાં જ કષાયરૂપી કડવા વૃક્ષો રોપેલા છે, તેથી તેના ફળરૂપે મનુષ્ય, તિર્યંચ, નરક અને સ્વર્ગના ભવો તેને વારવાર પ્રાપ્ત થાય છે. હે સર્પ! તેં પૂર્વે કોપનું જે માઠું ફળ ભોગવ્યુ છે, તે તેં અત્યારે જાતિસ્મરણથી જાણ્યું છે, માટે હવે તુ કોપથી નિવૃત્તિ પામ." આ પ્રમાણેના શ્રી જિનેશ્વરના અમોઘ ઉપદેશરૂપી જળવડે તેનો કષાયરૂપી અગ્નિ શાંત થઇ ગયો, તેથી તે સર્પે સર્વજ્ઞની સમીપે અનશન ગ્રહણ કર્યું. પછી "મારી દૃષ્ટિથી કોઇનો વિનાશ ન થાઓ" એમ ધારી વૈરાગ્ય પામેલો તે સર્પ શુભધ્યાનમા તલ્લીન થઇ બીલમાં મુખ રાખીને રહ્યો, અને અતુલ મહિમાના સ્થાનરૂપ જિનેશ્વરે પૃથ્વી ઉપર અન્યત્ર વિહાર કર્યો.

તે સર્પને તેવી રીતે રહેલો જોઇ ભય રહિત થયેલા જતા આવતા આભીરોએ હર્ષ પામી ઘી અને દહીં વિગેરેથી તેના શરીરની પૂજા કરી, કારણકે તે નાગ તો બિલમાં મુખ રાખીને શાંત થયેલો હતો. પરંતુ તે પૂજા તેને આકરી પડી ગઈ. કેમકે તેના ગંધથી આવેલી વજ્ર જેવા તીક્ષ્ણ મુખવાળી કીડીઓએ તેનું આખું શરીર ફોલી ખાધું, તેની તીવ્ર વેદનાને સમ્યક્ ભાવે સહન કરી તે સર્પ કાળધર્મ પામ્યો. તે નાગ મરીને હું કૂરગડુ થયો છુ[1] અને ઉપશમના પ્રભાવથી કેવળજ્ઞાનને પામ્યો છું. માટે હે મહર્ષિઓ! અનંત ભવ સુધી દુઃખને આપનારા કષાયોનો તમે ત્યાગ કરો."

આ પ્રમાણે કેવળીના મુખથી ઉપદેશ સાંભળીને તે ચારે તપસ્વી સાધુઓ પોતાનો દોષ વિચારી તે કેવળીના પગમાં પડ્યા, અને તેમનો આત્મા ઉપશમથી ભૂષિત થયો. એટલે તેઓ પણ તત્કાળ કેવળજ્ઞાનને

[1] આ ચંડકૌશિકનો અધિકાર છે, મરણ પામીને આઠમે દેવલોકે ગયાનો અન્યત્ર કહે છે. વઢ઼ ફેરફાર ગચ્છ.

રાખે તેમાં શેક શે કરવા ? અને અલ્પ વૈભવવાળો પુરૂષ ઉદારતા રાખે તો તેની પ્રશંસા શી કરવી ? તેમજ સમર્થ મનુષ્યમાં રહેલા ક્ષમાગુણની પણ પ્રશંસા શી કરવી ? ”

पन्नगे च सुरेंद्रे च, कौशिके पादसंस्पृशि ।
निर्विशेषमनस्काय, श्रीवीरस्वामीने नमः ॥ १॥

“પાદને સ્પર્શ કરનારા ચંડકૌશિક સર્પને વિષે અને દેવેંદ્રને વિષે જેમનું મન એક સરખુજ છે એવા શ્રીવીરસ્વામીને નમસ્કાર થાઓ. ”

પછી તેના દંશવડે પ્રભુના પાદમાંથી નીકળેલું ગાયના દુધ જેવું શ્વેત રૂધિર જોઇને તે સર્પે હૃદયમાં વિચાર કર્યો કે—“અહો ! આ શું આશ્ચર્ય? આજસુધી મેં શ્વેત રૂધિર તો કોઈનું જોયું નથી, પણ કાંઇક તેવું સાંભળ્યું છે ખરૂં. ” આમ વિચારતાં તે સર્પને જાતિસ્મરણ જ્ઞાન થયું, અને ‘આ ચોત્રીશ અતિશયવાળા જિનેશ્વર છે’ એમ તેણે પૂર્વજન્મમાં જૈનશાસ્ત્રનો અભ્યાસ કરેલો હોવાથી નિશ્ચય કર્યો. એટલે તે શાંત થઈ ગયો. તેને એ પ્રમાણે શાંત થયેલો જાણ્યો એટલે પ્રભુએ કષાયનો ત્યાગ કરવા માટે તેને ઉપદેશ આપ્યો કે—“ હે નાગરાજ ! ચારિત્રરૂપી ધનને ચોરવામાં ઉદ્યમવાળા, ચોરોની જેવા કષાયોએ તારૂં સર્વસ્વ લુંટી લીધું છે; પરંતુ ખળ પુરૂષોના સ્નેહની જેમ સત્પુરૂષોને પ્રથમ તો ક્રોધ ઉત્પન્ન થતો જ નથી, કદાચ ઉત્પન્ન થાય તો તે ચિરકાળ સુધી ટકતો નથી, અને કદાચ ચિરકાળ સુધી ટકે તો તેના માઠાં ફળ આપતો નથી. લવણ જેવો કોઈ રસ નથી, જ્ઞાન જેવો કોઇ બંધુ નથી, ધર્મ જેવો કોઇ નિધિ નથી, અને કોપ જેવો કોઇ વૈરી નથી. સર્વ પ્રકારના ધનનું મૂળ ધાન્ય છે, સમગ્ર સુખનું મૂળ ભાર્યા છે, સર્વ ગુણોનું મૂળ વિનય છે અને સર્વ પ્રકારના વિનાશનું મૂળ કારણ ગર્વ-ક્રોધ છે. વળી વચન

તો હમેશાં પ્રિય જ બોલવું, અને જે કાર્ય હોય તે હૃદયમાં જ રાખવું. જુઓ! મોર મુખથી મધુર શબ્દ બોલે છે તો તે વિષવાળા સર્પને પણ ખાઇ જઈ શકે છે. વળી અત્યંત ગાઢ તૃષ્ણા, મૂર્ચ્છા, ભય તથા તેવા પ્રકારની નિરંતરની ભાવના આ પ્રાણીને જન્મ જરા મરણરૂપ જળથી ભરેલા મહા ઘોર સમુદ્રમા ડુબાડી દે છે. આ જીવે પોતાના આત્મામાં જ કષાયરૂપી કડવા વૃક્ષો રોપેલા છે, તેથી તેનાં ફળરૂપે મનુષ્ય, તિર્યંચ, નરક અને સ્વર્ગના ભવો તેને વારંવાર પ્રાપ્ત થાય છે. હે સર્પ! તેં પૂર્વે કોપનું જે માઠુ ફળ ભોગવ્યું છે, તે તેં અત્યારે જાતિસ્મરણથી જાણ્યું છે, માટે હવે તુ કોપથી નિવૃત્તિ પામ." આ પ્રમાણેના શ્રી જિનેશ્વરના અમોઘ ઉપદેશરૂપી જળવડે તેનો કષાયરૂપી અગ્નિ શાંત થઇ ગયો, તેથી તે સર્પે સર્વજ્ઞની સમીપે અનશન ગ્રહણ કર્યું. પછી "મારી દૃષ્ટિથી કોઇનો વિનાશ ન થાઓ" એમ ધારી વૈરાગ્ય પામેલો તે સર્પ શુભધ્યાનમાં તલ્લીન થઇ બીલમાં મુખ રાખીને રહ્યો, અને અતુલ મહિમાના સ્થાનરૂપ જિનેશ્વરે પૃથ્વી ઉપર અન્યત્ર વિહાર કર્યો.

તે સર્પને તેવી રીતે રહેલો જોઇ ભય રહિત થયેલા જતા આવતા આભીરીઓએ હર્ષ પામી ઘી અને દહીં વિગેરેથી તેના શરીરની પૂજા કરી, કારણકે તે નાગ તો બિલમા મુખ રાખીને શાંત થયેલો હતો. પરંતુ તે પૂજા તેને આકરી પડી ગઈ. કેમકે તેના ગંધથી આવેલી વજ્ર જેવા તીક્ષ્ણ મુખવાળી કીડીઓએ તેનુ આખુ શરીર કોલી ખાધું, તેની તીવ્ર વેદનાને સમ્યક્ ભાવે સહન કરી તે સર્પ કાળધર્મ પામ્યો. તે નાગ મરીને હું કૂરગડુ થયો છું[1] અને ઉપશમના પ્રભાવથી કેવળજ્ઞાનને પામ્યો છું. માટે હે મહર્ષિઓ! અનંત ભવ સુધી દુઃખને આપનારા કષાયોનો તમે ત્યાગ કરો."

આ પ્રમાણે કેવળીના મુખથી ઉપદેશ સાંભળીને તે ચારે તપસ્વી સાધુઓ પોતાનો દોષ વિચારી તે કેવળીના પગમાં પડ્યા, અને તેમનો આત્મા ઉપશમથી ભરપૂર થયો. એટલે તેઓ પણ તત્કાળ કેવળજ્ઞાનને

---

૧ આ ચંડકૌશિક સર્પ મરણ પામીને આઠમે દેવલોકે ગયાનો અન્યત્ર અધિકાર છે, અહીંઆ આમ કહે છે. તત્ત્વ કેવળીગમ્ય

પામ્યા. 'હે ભવ્યો ! તમે તપસ્યાવડે શરીરને ભલે ક્લેશ ન પમાડો, પરંતુ પ્રશમરૂપી સુવર્ણના અલંકારથી અલંકૃત આત્માવાળા તો જરૂર થાઓ.'

ઇતિ શ્રીતપગચ્છરૂપી આકાશમાં સૂર્યસમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસગણિના શિષ્ય વાચકેંદ્ર શ્રીઇંદ્રહંસગણિએ રચેલી શ્રીઉપદેશકલ્પવલ્લી નામની ટીકાને વિષે ચોથી શાખામા ઉપશમ રસના વિષય ઉપર કુરગડુ નામના ક્ષુલ્લક સાધુના વર્ણન નામનો છવીશમો પલ્લવ સમાપ્ત થયો.

---

## પલ્લવ ૨૭ મો.

જેઓને આ ભરતક્ષેત્રમાં જિનેશ્વરની અતુલ સમૃદ્ધિ પ્રાપ્ત થવાની છે, તે **શ્રીપદ્મનાભ** વિગેરે ભાવી તીર્થંકરો અમારા મોટા કલ્યાણને માટે થાઓ.

ઉપશમનું વર્ણન કર્યા પછી હવે વિવેક નામનું સતાવીશમું દ્વાર કહે છે.

## 'विवेग' इति.

તત્ત્વાતત્ત્વનું અને શુભાશુભનું જે જ્ઞાન તે વિવેક કહેવાય છે.

વિસ્તરાર્થ—જેમ મસ્તકનો મુગટ પુરૂષના બીજા સર્વ અલંકારોને શોભાવે છે તેમ એક વિવેક જ સમગ્ર ગુણોને શોભાવે છે. કહ્યું છે કે–" સંપત્તિ સહિત વિવેક, વિદ્યાની સાથે વિનય અને ક્ષમાની સાથે સ્વામીપણું એ મહાત્મા પુરૂષનું ચિન્હ છે. સ્વાભાવિક વિવેક એ એક નિર્મળ નેત્ર છે, અને વિવેકીની સાથે સંગ કરવો એ બીજું નેત્ર છે. આ બે નેત્રો જેને પૃથ્વી પર ન હોય તેજ પુરૂષ તત્ત્વથી અંધ છે, આવો અંધ પુરૂષ ઉન્માર્ગે ચાલે તો તેમાં તેનો શો દોષ?" તેથી કરીને આ જગતમાં શ્રેષ્ઠ અને સર્વ ગુણોનો અગ્રેસર એક વિવેકજ ધારણ કરવા યોગ્ય છે. આ વિષય ઉપર હે વિદ્વાનો ! ભર્તૃહરિ રાજાની લૌકિક કથા છે. તે તમે સાંભળો.

## ભર્તૃહરિની કથા.

સર્વ સુખના નિધાન રૂપ માલવ નામનો દેશ છે. તેમાં કુબેરની નગરી જેવી ઉજ્જયિની નામની પુરી છે. તેમાં સોમ નામે રાજા રાજ્ય કરતો હતો. તે સર્વ પ્રજાઓનું પાલન કરવામાં પિતાની જેવો વત્સલ હતો. તેને ભર્તૃહરિ નામે પુત્ર થયો. તે રાજપુત્ર ગુણોની સાથે વૃદ્ધિ પામવા લાગ્યો. "કલિયુગનો વા આ પુત્રને પીડા ન કરે" એમ ધારી રાજાએ તેને ભોંયરામા રાખી ભણાવવાની ગોઠવણ કરી. પંડિત તેને વ્યાકરણ વિગેરે શાસ્ત્રો ભણાવવા લાગ્યો તેથી તેની બુદ્ધિ હિમના બિંદુ જેવી અતિ નિર્મળ થઈ. ભણતાં ભણતાં તેના ગુણો વધારે વખાણવા લાયક થયા. "મણિને સંસ્કાર કરવાથી શું તે અધિક તેજ ન પામે ?" રાજાએ એવો વિચાર રાખ્યો હતો કે-"જ્યારે કુમારને વિવેક ગુણ ઉત્પન્ન થશે ત્યારે તેને ભોંયરામાંથી બહાર કાઢીશ." એકદા ધર્મશાસ્ત્ર સંબંધી વિવાદમાં રાજપુત્રની પાસે પ્રગટ અર્થવાળી આ એક આર્યા (શ્લોક) કોઇક બોલ્યું.

दानं भोगो नाश-स्तिस्रो गतयो भवन्ति वित्तस्य ।
यो न ददाति न भुंक्ते, तस्य तृतीया गतिर्भवति ॥१॥

"દાન, ભોગ અને નાશ એ ત્રણ ગતિ દ્રવ્યની છે. તેમાં જે પુરૂષ દાન દેતો નથી તથા ભોગવતો નથી તેના ધનની ત્રીજી (નાશ રૂપ) ગતિ થાય છે."

"સમુદ્રની પુત્રી લક્ષ્મીની ગાત્ર, પાત્ર અને ક્ષાત્ર એ ત્રણ ગતિ છે. એમ શાસ્ત્રવેત્તા કહે છે. વળી કહ્યું છે કે-મૂઢ પુરૂષ ગાત્રમાં (શરીરમાં) ધનની યોજના કરે છે, પંડિત પુરૂષ પાત્રને વિષે ધનની યોજના કરે છે, ગાત્રને વિષે ભોગવ્યું ન હોય અને પાત્રને વિષે આપ્યું ન હોય તો તે મનુષ્યનું ધન ક્ષાત્ર-ખાતરવડે નાશ પામે છે." આ પ્રમાણે સાંભળતાં ભોંયરામાં રાજપુત્રને સંદેહ ઉત્પન્ન થયો, તેથી હાથમાં આપેલી દોરી તેણે ચલાવી, ત્યારે બહાર રહેલા પંડિતે એ ત્રણ વાર તે ગાથાની વ્યાખ્યા કરી, તોપણ કુમારે દોરી ચલાવી, ત્યારે

પંડિતને તેના પર ક્રોપ આવ્યો, અને તે બોલ્યો કે-"અરે રાજપુત્ર! આ સુગમ અર્થવાળી ગાંથાને તું કેમ સમજતો નથી?" તે સાંભળી ભોંયરામાં રહેલો રાજપુત્ર બોલ્યો કે-"સેંકડો પ્રયત્નથી મેળવેલા અને પ્રાણથી પણ વધારે પ્રિય એવા ધનનું જે દાન કરવું તેજ એક ગતિ છે; તે સિવાય બીજી સર્વ વિપત્તિ જ છે, દાન અને ભોગ એ બન્ને વચ્ચે મોટો તફાવત છે, કેમકે દાન કરવાથી કલ્યાણની પ્રાપ્તિ થાય છે, અને ભોગથી તો તે વિષ્ટા રૂપજ થાય છે."

આ હકીકત સાંભળી પોતાના પુત્રને વિવેક ઉત્પન્ન થયો જાણી રાજાએ તેને ભૂમિગૃહમાંથી બહાર કાઢયો. પછી સોમ રાજાએ પોતાને જીર્ણ સ્તંભ તુલ્ય જોઇ પોતાના રાજ્યસ્થાન ઉપર નવા સ્તંભની જેમ તેને સ્થાપન કર્યો. ત્યારે નિર્દોષ અને સમગ્ર નીતિના સ્થાન રૂપ તે ભર્તૃહરિ રાજા મોટા મહિમાનું સ્થાન અને વિવેકી જનનો શિરોમણિ થયો.

એકદા કોઇ એક બ્રાહ્મણે દ્રવ્યને માટે કોઈ દેવીની આરાધના કરી, ત્યારે તે દેવીએ તેને કહ્યું કે-"આ બીજોરૂં તું ગ્રહણ કર. આ ફળનો મહિમા જે ખાય તે અજરામર થાય એવો છે." તે ફળ લઈ બ્રાહ્મણ પોતને ઘેર આવ્યો. હાથ પગ ધોઈ ભોજનને માટે એક થાળમાં તે ફળ મૂક્યું. તરત જ તેના હૃદયમાં તર્ક થયો કે-" આવા માહાત્મ્યવાળા આ ફળનો આસ્વાદ કરવાથી મને શું ફળ છે? હું તો પ્રથમથી જ દરિદ્રી છું, તેથી મારા જીવિતનું શું પ્રયોજન છે? આ ફળ જો કદાચ રાજા ભક્ષણ કરે તો જગતને લાભ થાય અને જગતની કુક્ષિને ભરનાર તે રાજા મને પણ લક્ષ્મી આપશે." એમ વિચારીને તેણે રાજાપાસે જઇ તે ફળનુ માહાત્મ્ય કહી રાજાને તે ફળ ભેટ કર્યું. રાજાએ તેને ઘણું ધન આપી હર્ષિત કર્યો. પછી રાજાએ વિચાર કરી તે ફળ પોતાની રાણીને આપ્યુ, અને રાણીનું મન મહાવત ઉપર આસક્ત હતુ તેથી તેણે તે ફળ તેને આપ્યું. મહાવતે તે ફળ તેની રાખેલી વેશ્યાને આપ્યું. અને વેશ્યાએ તે રાજાનેજ આપ્યું. "તરંગોએ ઉછાળેલું રત્ન ફરીફરીને સમુદ્રમાંજ આવે છે." કહ્યું છે

કે-"જો કે સમુદ્રની ભરતીના મોટા તરંગોએ ઉછાળેલું રત્ન કદાચ ગિરિનદીમાં જાય છે, તોપણ ફરીથી પ્રવાહમાર્ગે થઇને તે સમુદ્રમાંજ પાછું આવે છે." રાજાએ તે ફળ ઓળખી ગુણિકા વિગેરેને પૂછવાથી તે ફળનું આગમન કારણ જાણ્યું. પછી તે હકીકતથી વૈરાગ્ય પામી તે એક કાવ્ય બોલ્યો કે—"જે રાણીનું હું નિરંતર ચિંતવન કરૂં છું, તે મારા પર વિરાગી છે, તે રાણી અન્ય જનને ઇચ્છે છે, તે જન પણ અન્ય સ્ત્રી (વેશ્યા) ને વિષે આસક્ત છે, અને તે વેશ્યા મારા પર આસક્ત છે. તો તે રાણીને, તે મહાવતને, તે કામદેવને, તે વેશ્યાને અને મને પણ ધિક્કાર છે." આ પ્રમાણે વિચારતાં રાજાને વિવેક ઉત્પન્ન થયો. તેથી તેણે શૃંગાર શતક, નીતિ શતક અને વૈરાગ્ય શતક એ પ્રમાણે સો સો શ્લોકના ત્રણ શતકો બનાવ્યા. પછી તેણે રાજ્યનો ત્યાગ કરી તાપસ વ્રત ગ્રહણ કર્યું.

## ઇતિ ભર્તૃહરિ કથા.

આ દૃષ્ટાંતથી લૌકિક વિવેક દેખાડયો. લોકોત્તર વિવેક જિનેશ્વરની આજ્ઞા રૂપ છે, અને તે શ્રમણોપાસક (શ્રાવક) ને વાણીના વિષયવાળો હોય છે. તથા સિદ્ધાંતમાં જે પ્રમાણે સૂત્રપાઠ હોય તે જ પ્રમાણે તેનો ઉચ્ચાર કરવો અથવા તેનું શ્રવણ કરવું તે ભવરૂપી સમુદ્રને તારનાર જ્ઞાન સંબંધી વિવેક કહેવાય છે. આ વિવેક ગૌતમાદિક ગણધરોને સમ્યક્ અર્થવાળી દ્વાદશાંગીનો પ્રકાશ કરવાથી સંપૂર્ણ રીતે હતો, એમ જાણવું. આ રીતે વાણીરૂપી લક્ષ્મીના વિષયવાળો વિવેક ગુણ ધારણ કરવા યોગ્ય છે, કારણ કે તેનાથી જ અનેક મનુષ્યો ભવસાગર તરીને મોક્ષ પદ પામ્યા છે.

ઇતિ શ્રીતપગચ્છરૂપી આકાશમા સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસ ગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રીઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રીઉપદેશકલ્પવલ્લી નામની ટીકાને વિષે ચોથી શાખામાં વિવેક ગુણ ઉપર ભર્તૃહરિ રાજાના વર્ણનરૂપ સતાવીશમો પલ્લવ સમાપ્ત.

---

## પલ્લવ ૨૮ મો.

ભાવશત્રુના સમૂહથી નહીં જીતાયેલા અને ભવ્યપ્રાણીઓના પાપનો નાશ કરનારા મહાવિદેહમાં વિચરતા જિનેશ્વરો મનને આનંદ આપનાર થાઓ.

ઉપર વિવેક ગુણ કહ્યો. હવે સંવર નામનું અઠ્ઠાવીશમું દ્વાર કહેછે.—

### ' संवर ' इति

બાહ્ય અને અભ્યંતર સર્વ પરિગ્રહનો જે ત્યાગ તે સંવર કહેવાય છે. તેને વિષે મોક્ષપદને ઇચ્છનાર પંડિતોએ નિરંતર યત્ન કરવો. એ સંવરનો અક્ષરાર્થ કહ્યો. હવે વિસ્તરાર્થ કહે છે—

વિસ્તરાર્થ—સર્વ મિથ્યા દર્શન એ પહેલું આશ્રવદ્વાર છે, અને કષાયાદિક સર્વે બીજાં દ્વારો છે. એ સર્વ આશ્રવદ્વારોનો જે નિરોધ કરવો તે સંવર કહેવાય છે. તે સંવર પુણ્યના પોષણવડે અને પાપના શોષણવડે વારંવાર ભાવવા લાયક છે. ત્રણ કરોડ ગ્રંથના રચનાર શ્રીહેમચંદ્ર આચાર્યે યોગશાસ્ત્રને વિષે સંવરનું સ્વરૂપ આ પ્રમાણે કહ્યું છે.—

"મન, વચન અને કાયાની ક્રિયા એ યોગ કહેવાય છે.તે યોગો પ્રાણીઓને શુભાશુભ કર્મ આ—ચોતરફથી, સવે છે—ઝરે છે—ઉત્પન્ન કરે છે, તેથી તે આશ્રવો કહેવાય છે. તેમાં મૈત્રી વિગેરે ચાર ભાવનાથી વાસિત થયેલું ચિત્ત શુભ કર્મને ઉત્પન્ન કરે છે, અને તેજ ચિત્ત જો કષાય અને વિષયાદિકથી વ્યાપ્ત થયું હોય તો તે અશુભ કર્મને વિસ્તારે છે. સમ્યક્ શ્રુતજ્ઞાનનો આશ્રય લઇને બોલેલું વચન શુભકર્મને ઉપાર્જન કરે છે, અને તેથી વિપરીત એટલે મિથ્યાજ્ઞાનના આશ્રયવાળું વચન અશુભ કર્મના અર્જન માટે થાય છે. તથા સારી રીતે ગોપવી રાખેલા-નિયમિત રાખેલા શરીરવડે પ્રાણી શુભકર્મનો સંચય કરે છે, અને નિરંતર જંતુનો ઘાત કરનારા આરંભાદિવડે અશુભ કર્મ બાંધે છે. કષાય, વિષય, યોગ, પ્રમાદ, અવિરતિ, મિથ્યાત્વ, આર્તધ્યાન અને રૌદ્રધ્યાન આ સર્વે અશુભ કર્મ ઉપાર્જન કરવાના હેતુ છે. આ સર્વ આશ્રવોનો જે નિરોધ કરવો તે સંવર કહેવાય છે.

તેના બે ભેદ છે-દ્રવ્યસંવર અને ભાવસંવર. તેમાં કર્મનાં પુદ્દગળોની પ્રાપ્તિ જે અટકાવવી તે દ્રવ્યસંવર અને સંસારના કારણરૂપ ક્રિયાઓનો જે ત્યાગ કરવો તે ભાવસંવર કહેવાય છે. જે જે ઉપાયવડે જે જે આશ્રવનો રોધ થાય તે તે આશ્રવને રૂંધવામાટે પંડિતોએ તે તે ઉપાય કરવો યોગ્ય છે.

તેમાં ક્ષમાવડે ક્રોધને, માર્દવવડે માનને, સરલતાવડે માયાને અને સંતોષવડે લોભને રૂંધવો જોઇએ. બુદ્ધિમાન પુરૂષે અસંયમથી વૃદ્ધિ પામેલા વિષતુલ્ય વિષયોને અખંડ સંયમવડે દૂર કરવા યોગ્ય છે. ત્રણ ગુપ્તિવડે ત્રણ યોગોને, અપ્રમાદત્વડે પ્રમાદને અને સાવદ્ય વ્યાપારના ત્યાગવડે અવિરતિને રોકવી જોઇએ સંવરને માટે ઉદ્યમ કરનાર પુરૂષે સદ્દર્શનવડે મિથ્યાત્વનો અને ચિત્તના શુભ ધ્યાનવડે આર્તરૌદ્ર ધ્યાનનો વિજય કરવો જોઇએ."

પૂર્વનાં શાસ્ત્રોમાં પૂર્વાચાર્યોએ સંવરનો જે અર્થ વિસ્તારથી કહ્યો છે, તે પંડિતોએ ત્યાંથી જ જાણી લેવો. નવતત્ત્વવિચારમાં પણ સંવરનો વિસ્તાર સત્તાવન ભેદે કહેલો છે, તે વિદ્વાનોના મનને હરણ કરે તેવો છે. તે આ પ્રમાણે.—

પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, બાવીશ પરિષહ, દશ પ્રકારે યતિધર્મ, બાર ભાવના અને પાંચ ચારિત્ર-એ સત્તાવન પ્રકારે સંવર છે. સંક્ષેપ રૂચિવાળા પ્રાણીઓને બોધ થવામાટે આ સંવરની સંગ્રહગાથાનો કાંઇક અર્થ બતાવે છે.—ગાડાની ધુંસરી જેટલી લાંબી દૃષ્ટિ રાખી પગ મૂકવાને ઠેકાણે પણ જોઇને ચાલતાં જંતુની રક્ષા થવાથી પહેલી ઇર્યાસમિતિ કહેવાય છે. ૧. ધર્મનું પોષણ કરનાર, નિર્દોષ અને પાપ રહિત વચન બોલનાર પુરૂષને બીજી ભાષાસમિતિ હોય છે. ૨. સુડતાળીશ દોષ રહિત ભિક્ષાનું ભોજન કરતા સાધુને ત્રીજી એષણાસમિતિ હોય છે. ૩. આસન વિગેરે વસ્તુઓ પ્રતિલેખના પૂર્વક લેવી અને મૂકવી એ ચોથી આદાનનિક્ષેપ સમિતિ કહેવાય છે. ૪. જંતુરહિત સ્થાનમાં મળ, મૂત્ર, શ્લેષ્મ વિગેરેનો ત્યાગ કરનારા સાધુને પંડિતોએ પાંચમી ઉત્સર્ગ ( પારિષ્ઠાપનિકા ) સમિતિવાળા કહ્યા છે. ૫. જે મહાત્માનું મન માધ્યસ્થ્ય રૂપી વનમાં વિશ્રાંતિ પામેલું

હોય અને નિરંતર કલ્પનાજાળથી રહિત હોય, તેવા મનવાળાને પહેલી મનોગુપ્તિ કહી છે. ૬. હસ્ત વિગેરેની સંજ્ઞાનો ત્યાગ કરી મુનિ જે મૌનનો આશ્રય કરે છે તે બીજી વચન ગુપ્તિ છે કે જે સંસાર સાગર તરવામાં વહાણુ સમાન છે. ૭. કાયોત્સર્ગ વગેરે મુનિનુ શરીર રૂપી વૃક્ષ ઉપસર્ગ રૂપી પવનથી હણાયા છતાં કંપે નહીં તે ત્રીજી કાયગુપ્તિ કહી છે. ૮. આગમમાં આ આઠ પ્રવચનમાતાઓ કહી છે. ત્રિપદીના વિસ્તારની ખાણુ રૂપ આ પ્રવચનોની આરાધના કરવાથી તે દુર્ગતિનો નાશ કરે છે. આ આઠ પ્રવચનોના મૂળ સ્તંભની આરાધના કરવામાં તત્પર થયેલા મનુષ્યો એક ક્ષણમાં આગમોક્ત ફળને પામે છે.

હવે બાવીશ પરિસહો બતાવે છે—

ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણ, દંશ, અચેલ, રતિ, સ્ત્રી, ચર્યા, નિષેધિકા, શય્યા, આક્રોશ, વધ, યાચના, અલાભ, રોગ, તૃણ, સ્પર્શ, મળ, સત્કાર, બુદ્ધિ, અજ્ઞાન અને દર્શન એ બાવીશ પરિસહો છે. આ પરિસહોનું સ્વરૂપ વિસ્તારથી ઉત્તરાધ્યયનસૂત્રને વિષે કહેલું છે. ત્યાંથી પંડિતોએ જાણી લેવું (૩૦) તથા ક્ષમા, માર્દવ, આર્જવ, નિર્લોભતા, તપ, સંયમ ( હિંસાત્યાગ ), સત્ય, શૌચ ( અદત્તત્યાગ ), બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ દશ પ્રકારનો યતિધર્મ વિધિ પ્રમાણે સેવવાથી દશ પ્રકારના કલ્પવૃક્ષની જેમ પ્રાણીઓના વાંછિત પૂર્ણ થાય છે. (૪૦) અનિત્ય, અશરણ, સંસાર, એકત્વ, અન્યત્વ, અશૌચ, આશ્રવ, સંવર, નિર્જરા, ધર્મસ્વાખ્યાતતા, લોકસ્વરૂપ અને બોધિદુર્લભતા એ બાર ભાવનાઓ પંડિતોએ જાણવા અને ભાવવા લાયક છે. (૫૨) સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત-આ પાંચ પ્રકારે ચારિત્ર કહેલું છે. આ પાંચમાં ઉત્તરોત્તર ચારિત્ર પરિણામવડે અધિક અધિક વિશુદ્ધ છે. (૫૭) આ સત્તાવન પ્રકારના સંવરો સિદ્ધિ (મોક્ષ)ને આપનારા છે,કારણ કે આ સંવરનું સેવન કરીને અનેક જીવો સિદ્ધ થયા છે. આ સંવર સંસારસમુદ્રને તારવામાં કર્ણધાર[1] સમાન છે.તેથી પંડિતોએ બૃહદ્રથ રાજાની જેમ તેનો સ્વીકાર કરવો.

---

૧ વહાણનો કપ્તાન

## બૃહદ્રથ રાજાની કથા.

આ ભરત ક્ષેત્રમાં મગધ નામે દેશ છે. તે સર્વ ગુણોનું સ્થાન છે. તેમાં બૃહદ્રથ નામે રાજા રાજ્ય કરતો હતો. એકદા તે શત્રુઓથી પરાભવ પામી પોતાની રાણી સહિત નાશીને કોઇક વનમાં ગયો. ત્યાં તેણે મુનીશ્વરો જોયા. તેને જોવામાત્રથી રાજાના ચિત્તમાં કાંઇક વૈરાગ્ય આવવાને લીધે તેણે વિચાર કર્યો કે—" વનમાં રહેનારા પ્રાણી સુખી હોય છે, તે પ્રમાણે ગામમાં રહેનારાઓ સુખી હોતા નથી. ગૃહસ્થીઓને માટે ચાર આશ્રમો છે—બ્રહ્મચર્ય, ગૃહસ્થ, દેશવિરતિ અને વાનપ્રસ્થ." આ પ્રમાણે વિચાર કરીને રાજાએ સ્ત્રી સહિત વાનપ્રસ્થ આશ્રમના આચારનો સ્વીકાર કર્યો, અને ગુરૂની સેવામાં તત્પર રહી તે ધર્મક્રિયામાં ઉદ્યમી થયો એટલે કે ચારિત્રની તુલના કરવામાં ઉદ્યમી થયો. કારણ કે ચારિત્રની તુલના કરનાર દેશવિરતિ શ્રાવકો જ ચારિત્રનો સ્વીકાર કરવાને યોગ્ય થાય છે. પરંતુ તુલના રહિતને જો ચારિત્ર આપવામાં આવે તો તે ચારિત્ર ગુરૂના સંયમની પણ હાનિ કરવાના હેતુભૂત થાય છે. તથા નરકગતિનું પણ ઉપાર્જન કરે છે. પરંતુ આ નિયમ દુષમા કાળમાં ત્યાગ કરવાનો છે. દુષમા કાળમાં તો બુદ્ધિમાન આચાર્યે તુલના રહિત મનુષ્યોને પણ ચારિત્ર આપી તેમનો અનુગ્રહ કરવો યોગ્ય છે. દુષમા કાળમાં કેવળ ધર્મની રક્ષા કરવી એ જ જરૂરનું છે, તેથી બાળક પણ જો ધર્મમાં તત્પર હોય તો તેને પણ દીક્ષા આપવી. તે વિષે આગમમાં કહ્યું છે કે—

" યતિઓ શ્રુતજ્ઞાનનું રક્ષણ કરે છે તેથી તેમના ચારિત્ર આરાધનનું ફળ દુષમા કાળમાં પણ અન્ય ( સુષમ દુષમ ) કાળની તુલ્ય થાય છે. આગમ અને નિગમની વાણીનું રક્ષણ કરવાથી સમગ્ર આચાર ફળીભૂત થાય છે, તેથી દુષમા કાળના યતિઓનો પક્ષપાત કરવો યોગ્ય છે. તેવો પક્ષપાત કરવાથી પ્રાણીઓ સમકિતને પ્રાપ્ત કરે છે, તેથી પક્ષપાત કરનાર પ્રાણીઓ દુષમા કાળમાં યતિ તુલ્ય છે."

અહીં બૃહદ્રથ રાજા અને તેની રાણી એ બન્ને તુલના કરતા હતા, તેથી તેમનો વાનપ્રસ્થ ધર્મ અત્યંત શોભવા લાગ્યો. શરાણ ઉપર ઘસવાથી જેમ મણિનું તેજ શુદ્ધ થાય છે, તેમ ગુરૂની સેવા કરવાથી તે બન્નેનું સમકિત શુદ્ધ-નિર્મળ થયું. શુદ્ધ સમકિતવંત છતાં પણ ભોગ્યકર્મ ભોગવવું જ પડે છે. કારણ કે આ રાજાએ અને રાણીએ પૂર્વ ભવમાં એવુ કર્મ બાંધ્યું હતું કે જેથી દાઢવાળા પ્રાણીથી તેમનું મરણ થાય. તે હકીકત આ પ્રમાણે—

પૂર્વ ભવમાં તેઓ ધનિક દંપતી હતા. તેઓએ બાર વ્રત અંગીકાર કરી શ્રી અરિહંત દેવની આજ્ઞા પાળવાનો નિશ્ચય કર્યો હતો. પરંતુ બાર અંગના વચન ઉપર તર્ક વિતર્ક કરવાથી તેમનું મન અસ્થિર થયેલું હતું. એકદા તે દંપતી પોતાના ઘરના ઉપલા માળની બારીમાં બેઠા બેઠા આગમના વાક્યનો વિવાદ કરતા હતા. નીચે ઘરમાં શુદ્ર જાતિનો સૂચીમુખ નામનો ચાકર બેઠો હતો. તે અવસરે કોઇ બે સાધુ ગોચરીને માટે ત્યાં આવ્યા. તે બન્ને મુનિને જોઇ બારીમાં બેઠેલા તે દંપતીએ વિચાર કર્યો કે—" આપણે ઘેર આ યતિઓ કેમ આવ્યા ? પ્રમાદ રૂપી સર્પથી ડસાયેલા યતિઓને આપણે અન્નપાન આપવું યોગ્ય નથી. કેમકે આગમમાં કહ્યું છે કે—" દેશવિરતિવાળા શ્રાવકોએ અયતિઓને યતિની બુદ્ધિથી (આ યતિ છે એમ ધારીને) કદિ પણ અન્ન આપવું નહીં." આ પ્રમાણે વિચાર કરી તેમણે ચાકરને બોલાવીને કહ્યું કે—" હે કિંકર ! આ બન્ને આગમના ઉત્સર્ગ માર્ગે પ્રમાણે વર્તતા નથી તેથી તેમને દાન આપ્યા વિના રજા આપ." આ પ્રમાણેની તેમની આજ્ઞા થવાથી તે કિંકર નીચે આવ્યો, અને છ[1] ગુણને ધારણ કરનારા તે યતિઓને જોઇ તે ચિંતવવા લાગ્યો કે—" અહો ! મારા આ પરાધીન જીવતરને ધિક્કાર છે કે જેથી આવા શ્રેષ્ઠ સાધુઓની ભક્તિ કરવાની પણ મારી શક્તિ નથી. જિનેશ્વરના લિંગને ધારણ કરનારા આ સાધુઓ ધર્મસાધન કરે છે, તેથી

૧ આ ૭ ગુણ કયા તે સમજાતું નથી.

જિનેશ્વરની આજ્ઞાને માનનારા દેશવિરત એવા દાતારોએ તેમનું પોષણ કરવું જોઈએ. આ સાધુઓ રાગ દ્વેષ રહિત છે, શીત આતપ વિગેરે પરિસહોને સહન કરે છે, ધર્મરૂપી કુવામાંથી બહાર નીકળેલા સિદ્ધાંતનું રક્ષણ કરવામાં તત્પર રહે છે, પૃથ્વીપીઠ પર શયન કરે છે, પગમાં મોજડી પણ પહેરતા નથી, ભિક્ષા માગી ઉદરનિર્વાહ કરે છે, નિરંતર ધર્મનો ઉપદેશ આપે છે, અમુક અંશે પણ છત્રીશ ગુણના સ્થાન રૂપ છે,અને જિનેશ્વરની આજ્ઞાનું રક્ષણ કરવામાં કારણરૂપ છે; તેથી આ મુનિવરો દેશવિરતિવાળાઓએ માનવા યોગ્ય છે." આ પ્રમાણે તે કિંકરને તેના ભાગ્ય યોગે વિવેક ઉત્પન્ન થયો. તેથી પોતાને નિમિત્તે તૈયાર કરેલું અન્ન તેણે તે મુનિઓને વહોરાવ્યું. તે વખતે તે કર્મકરે શુભ ભાવથી સંપૂર્ણ દાન સંબંધી પુણ્ય ઉપાર્જન કર્યું. પેલા મુનિઓએ પણ તે આહાર નિર્દોષ હોવાથી ગ્રહણ કર્યો, અને તે દંપતી ઉપર લેશ પણ ક્રોધ કર્યો નહીં. અનુક્રમે તે દંપતીએ ગુરૂની સેવા કરી તથા નવા ચૈત્યો પણ કરાવ્યાં. પરંતુ ગુરૂની નિંદાથી ઉત્પન્ન થયેલા પાપની તેણે આલોચના કરી નહીં, તેથી તિર્યંચની દાઢા તથા નખોથી મૃત્યુ થાય એવું દૃઢ પાપ કર્મ તેમણે બાંધ્યું કે જે કર્મ ક્ષાયિક સમકિતવાળાને પણ ભોગવવું પડે. પેલા કર્મકરે દાનના પુણ્યથી ચક્રવર્તીપણાનું કર્મ ઉપાર્જન કર્યું. કારણ કે કર્મબંધના હેતુઓની કર્મની ગતિ વિચિત્ર પ્રકારની હોય છે.

હવે તે રાજા અને રાણી બાર અણુવ્રતને ધારણ કરી વાનપ્રસ્થ ધર્મનું પાલન કરવામાં તત્પર રહી માંડવ્યગર્ભ સૂરિની સેવા કરતા સતા વનમાં રહ્યા હતા. તેવામાં રાણીનો પ્રસૂતિ સમય સમીપે આવ્યો જાણી ગુરૂના સમીપનો ત્યાગ કરી તે રાજા દૂર વનમાં ઝુંપડી કરીને રહ્યો. ' જે વનમાં ગુરૂ રહેલા હતા, તે વનમાં રહેતા વાનપ્રસ્થીઓને મુનીશ્વરના પ્રભાવને લીધે હિંસક પ્રાણીઓનો ઉપદ્રવ થતો નહોતો. ' દૂર વનમાં રહેલી રાણીએ સમય પૂર્ણ થયો ત્યારે પૂર્ણચંદ્રની જેવા મુખવાળી અને રાજાના કુળની દીપિકા જેવી

કન્યા સુખે કરીને પ્રસવી. તે ક્ષણને જાણે ખીજો યમરાજ હોય એવો વિકરાળ એક કેશરીસિંહ ભક્ષ્ય નહીં મળવાથી દુર્બળ થયેલો ત્યાં આવ્યો. તેને જોઈ રાજાએ મૃગના જેવાં નેત્રવાળી પોતાની રાણી વિશાલાક્ષીને કહ્યું કે—"હે દેવી ! તું ભય પામીશ નહીં. તારા મનમાં ધીરજ રાખજે. આપણા શરીરનો વિયોગ કરવા માટે આવેલો આ સિંહ આપણા કર્મના ક્લેશને હરણ કરનાર છે તેથી મિત્રભાવથી આપણે તેને જોવો યોગ્ય છે. હું ધારૂં છું કે આ સિંહના મીષથી આપણો પૂર્વનો કર્મસમૂહ પ્રગટ થયો છે." આ પ્રમાણે શુભ ભાવથી તે બન્નેએ દુઃખે કરીને વારી શકાય એવા મહા વૈરી સમાન કષાયાદિકનો સંવર એવી રીતે કર્યો કે જેથી તેમને શુક્લ લેશ્યા ઉત્પન્ન થઈ. તે સિંહે તત્કાળ તેમના શરીરનો વિયોગ કર્યો એટલે તેઓ મહાવિદેહ ક્ષેત્રમાં મનુષ્યપણે ઉત્પન્ન થયાં. ત્યાં સોળ નવ વર્ષના થયા ત્યારે તેમને કેવળ જ્ઞાન પ્રાપ્ત થયું.

અહીં વનમાં તે રાણીએ જે કન્યા પ્રસવી હતી, તે સિંહે ભક્ષણ કરી નહીં, કારણ કે 'અધિક આયુષ્યને અલ્પ કરવામાં ઈંદ્ર પણ સમર્થ નથી.' એવા અવસરમાં તે કન્યાના ભાગ્યરૂપી પવનથી પ્રેરાયેલા માંડવ્યવર્મસૂરિ સ્વેચ્છાએ તેજ વનમાં આવ્યા. તે કન્યાને જોઈ પોતે સ્પૃહા રહિત હતા તો પણ તેના પર દયા આવવાથી તે સુરિ મનમાં વિચારવા લાગ્યા કે —" પૃથુદ્રથ રાજા શ્રાવકોમાં ઉત્તમોત્તમ હતો અને અમારો અનન્ય ભક્ત હતો, તેની આ મનોહર આકૃતિવાળી કન્યા છે. વળી અમે રાગદ્વેષ રહિત છીએ તોપણ દયારૂપી કમલિનીને વિકસ્વર કરવામાં સૂર્ય સમાન છીએ, તેથી અમારે આ કન્યાનું રક્ષણ કરવું યોગ્ય છે." આ પ્રમાણે વિચાર કરીને તે મુનીશ્વરે તે કન્યા મતિકલાપ નામના શ્રાદ્ધદેવને પુત્રીપણે સોંપી. ત્યાં તે કન્યા દિનપ્રતિદિન વૃદ્ધિ પામવા લાગી. અનુક્રમે તે કન્યા રૂપની સંપત્તિવડે કામદેવની સ્ત્રી રતીની જેવી મનોહર રૂપવાળી થઈ. એકદા શ્રાદ્ધદેવે મુનીશ્વરને પૂછ્યું કે—"આ કન્યાનો વર કોણ થશે ?" ત્યારે ગુરૂ બોલ્યા કે—"હે મહા બુદ્ધિમાન ! તું કેટલોક સમય રાહ જો. આ

'કન્યાને શકુંતો (પક્ષીઓ) સેવે છે. તેથી વનચરોએ તેનું શકુંતલા એવું સાર્થક નામ પાડ્યું છે. નિમિત્તિઆઓ પણ તેને ચક્રવર્તીની માતા કહે છે. તેથી ગુણની રેખા સમાન આ કન્યા કોઇ રાજાની રાણી થશે.

તે સાંભળીને મતિકલાપ અને તેની સ્ત્રી ચંદ્રલેખાનું ચિત ચિંતાતુર થયું કે 'આ કન્યાનો વર ક્યારે મળશે?' તેવામાં અશ્વક્રીડા કરવા નીકળેલો દુષ્યંત નામનો રાજા ભમતો ભમતો તે મંડવ પર્વત ઉપર આવ્યો. ગુણસમૂહના સ્થાન રૂપ તે મિથિલા નગરીનો રાજા માર્ગના થાકને લીધે આમ્રવૃક્ષના વનમાં એક ક્ષણવાર પૃથ્વી પર સુતો ત્યાં રહેલા તે રાજાને ચંદ્રલેખાએ જોઇ વિચાર કર્યો કે—"આ કોઇ પુરૂષ અમારી કન્યાને યોગ્ય વર હોય તેવો જણાય છે.કન્યાના કર્મોદયે આ ઉત્તમ પુરૂષને 'અહીં' આણ્યો છે, તે અપૂર્વ નિધિરૂપ મારા મનોરથને પૂર્ણ કરનાર જણાય છે." આ પ્રમાણે વિચારી તે રાજપુત્રને આદરથી બોલાવી તેને સાથે લઇને તે પોતાના આશ્રમમાં ગઇ. રાજપુત્ર પણ ત્યાં રહેલી સ્ત્રીઓનાં ગીતવડે હર્ષ પામી તન્મય ચિત્તવડે તે કન્યાને ચિરકાળ સુધી જોઇ રહ્યો. તે વિચારવા લાગ્યો કે—"અહો! આ બાળિકાનું નિરૂપમ રૂપ છે. અહો! એનું લાવણ્ય ઉત્કૃષ્ટ છે. અહો! એના અંગની સુંદરતા ત્રણ જગતમાં પણ ઉત્તમ છે, મનોહર રૂપવાળી આ કોની કન્યા હશે? મારા મનને હરણ કરનારી આ વનેશ્વરી આ પર્વત ઉપર કેમ રહી હશે? અથવા તો શું આ કોઇ રાજકુળમાં ઉત્પન્ન થયેલી રાજકન્યા હશે?" એમ વિચારી દુષ્યંત રાજાએ તેનું વૃત્તાંત ચંદ્રલેખાને પૂછ્યું, ત્યારે તેણે શ્રાદ્ધદેવના રક્ષણ સુધીનો સર્વ વૃત્તાંત તેને એકાંતમાં કહ્યો.

પછી એકાંતમાં પરસ્પર ઘણા પ્રકારની વચન યુક્તિ પૂર્વક તે કુમારીએ તે રાજાને વરપણે અંગીકાર કર્યો. ત્યારપછી ઐરાવણ હસ્તીના જેવી ગતિવાળી તે રાજકન્યાએ પોતાની સખીદ્વારા પોતાનો અભિપ્રાય માતપિતાને જણાવ્યો. ત્યારે શ્રાદ્ધદેવે માંડવ્યવર્મ નામના ઉત્તમ ગુરૂને પૂછ્યું કે—"હે પ્રભુ! આ કન્યા હું મગધ દેશના રાજાને

આપું કે નહીં ?" ગુરૂ બોલ્યા કે—"હે શ્રાવક ! આવા કાર્યમાં તારે અમને પૂછવું ન જોઇએ. કારણ કે મુનિઓ નિમિત્તશાસ્ત્ર કહેતા નથી. આ જગતમાં નિમિત્તશાસ્ત્રનું જે કહેવું તે મનોહર ચારિત્રવાળાના પણ ચારિત્ર રૂપી ચંદ્રની નિર્મળતાનો નાશ કરે છે, તથાપિ કોઇક કાળે મુનીશ્વરો પણ સમ્યક્દર્શનની દીપ્તિને માટે નિમિત્તશાસ્ત્રને કહે છે. કારણ કે તેઓ કાળને જાણનારા હોય છે એટલે પરિણામે લાભદાયક હોય તેવી વાત કહે છે. તેથી હું આ પ્રસંગમાં કહું છું કે આ વિવાહ જિનેશ્વરની આજ્ઞાથી વિરૂદ્ધ ચાલનારાનો નિષેધ કરનાર છે, અર્થાત્ લાભકારક છે માટે તું તારી ઇચ્છા પ્રમાણે કર." એમ કહી મુનીશ્વર મૌન રહ્યા.

ત્યારપછી તેઓએ તે કન્યા દુષ્યંત રાજાને વિધિપૂર્વક પરણાવી. નવી સ્ત્રીને પરણેલો તે રાજા તીર્થસેવા કરવાની ઇચ્છાથી પાર્શ્વનાથના તીર્થની ભૂમિવાળા તે મોટા પર્વત પર કેટલાક દિવસ રહ્યો. શ્રીપાર્શ્વનાથનો પર્વત (સંમેતશિખર) શત્રુંજય પર્વતની જેમ સર્વ તીર્થમય છે. મનુષ્યોને મધ્યદેશમાં એના વિના કોઈ તીર્થસ્થાન વસવા યોગ્ય નથી. આ મધ્યદેશમાં ઉત્તમ આચારવાળા અને અધમ આચારને સેવનારા ઘણા મનુષ્યો રહે છે. પણ મધ્યમ આચારવાળા લોકો બહુ રહેતા નથી. શત્રુંજય નામનું તીર્થ વીશ સ્થાનકને સેવનારાઓને તીર્થંકર નામ ગોત્ર કર્મને ઉત્પન્ન કરનાર છે. સંમેતશિખર પર્વત પર રહીને જે વીશ સ્થાનકને સેવે છે, તે કેવળજ્ઞાનને આપનારૂં કર્મ ઉપાર્જન કરે છે. અર્બુદાચળ નામના તીર્થમાં રહીને જે વીશ સ્થાનકની આરાધના કરે છે, તે ગણધર નામ ગોત્ર કર્મ ઉપાર્જન કરે છે. તથા મંડપાદ્રિ તીર્થપર રહીને જે વીશ સ્થાનકની સેવા કરે છે તે ચક્રવર્તી નામ ગોત્ર કર્મ બાંધે છે. પછી દુષ્યંત રાજાએ આ તીર્થની કેટલોક કાળ સેવા કરી, તેટલામાં તેની રાણી શકુંતલાએ ચૌદ મહા સ્વપ્નોએ સૂચિત ગર્ભ ધારણ કર્યો. ત્યારપછી રાજા રાણીને શ્રાદ્ધદેવ પાસે રાખી ગુરૂને વંદના કરી મિથિલા નગરીમાં ગયો, અને પૃથ્વીનું પાલન કરવા લાગ્યો.

અહીં શકુંતલા રાણીએ સર્વ ગ્રહો ઉચ્ચ સ્થાનોમાં રહ્યા હતા તેવા શુભ અવસરે સરોવરી જેમ કમળને પ્રસવે તેમ પુત્રરત્ન પ્રસવ્યો તે વખતે શ્રાદ્ધદેવોએ તેનો જન્મોત્સવ કર્યો. નિમિત્તિઆઓ બોલ્યા કે–" આ બાળક વેદના અર્થને પ્રગટ કરશે." પછી સુકોમળ અંગવાળો તે કુમાર શુક્લ પક્ષના ચંદ્રની જેમ પ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યો. કેટલેક કાળે શ્રાદ્ધદેવો તે રાણીને પુત્ર સહિત દુષ્યંત રાજા પાસે લઇ ગયા, અને બોલ્યા કે–" હે રાજા ! પુત્રવાળી આ કુળકન્યાને ગ્રહણ કરો." તે સાંભળી લોકાચારના ભયથી રાજાએ કહ્યું કે—" આ મારી સ્ત્રી નથી, માટે હું નહીં ગ્રહણ કરૂં." ત્યારે શ્રાદ્ધદેવો બોલ્યા કે—" હે રાજા ! આ તમારૂં વચન યુક્તિ યુક્ત નથી. જેઓ ભરણ પોષણ કરવા લાયક સ્ત્રી પુત્રાદિકનું પોષણ કરતા નથી તેઓ પરલોકમાં સદ્ગતિને પામતા નથી." આ અવસરે ચક્રેશ્વરી દેવી આકાશમાં રહીને બોલી કે–" હે રાજા ! આ તારો પુત્ર છે અને તે ચક્રવર્તી થવાનો છે પુત્ર સહિત આ મગધેશ્વરની પુત્રી શકુંતલાની તું અવજ્ઞા ન કર."

આ પ્રમાણે દેવીનું વચન સાંભળી રાજાએ રાણીને અંગીકાર કરી. તેનો ગુણગણની ખાણરૂપ પુત્ર ભરત નામથી પ્રસિદ્ધ થયો. એ પુત્ર યુવાવસ્થાને પામ્યો ત્યારે બુદ્ધિમાન દુષ્યંત રાજાએ તેને પોતાના રાજ્યપર સ્થાપન કર્યો અને પોતે વાનપ્રસ્થાશ્રમનો આશ્રય કર્યો. " ગૃહસ્થીઓને પણ યથાર્થ ગુરૂની સેવા કરવા માટે અરણ્યમાં વસવું યોગ્ય છે." ભરત રાજા ગઈ ચોવીશીમાં આ ભરતખંડને વિષે પહેલો ચક્રવર્તી થયો હતો. આ ચક્રવર્તીને નવ નિધિઓ, ચૌદ રત્નો, છન્નુ કોટિ પત્તિઓ અને છન્નુ કોટિ ગામો હતાં.

એકદા ચોસઠ હજાર ૬૪૦૦૦ રાણીઓ સાથે ભોગ ભોગવનાર તે ચક્રીએ પોતાની પાસે રહેલા પ્રધાનોને પૂછ્યું કે–" આ લોકસમૂહમાં ભિન્ન પ્રકારનો ધર્મમાર્ગ જોવામાં આવતા નથી તેનું શું કારણ ?" ત્યાર તેઓ બોલ્યા કે–" હે ગુણના સાગરરૂપ રાજા ! હાલ આ લોકમાં ધર્મતત્વને કહેનારૂં શાસ્ત્ર જ દેખાતું નથી, તેથી સર્વ લોક

દ્રવ્યસ્તવમાં પ્રમાદી થયા છે.” તે સાંભળી રાજાએ ગંગા અને સિંધુ નદીની વચ્ચે રહેલા માણુવક નામના સ્તંભમાંથી નિગમનું પુસ્તક પ્રગટ કર્યું. મોક્ષને સાધનાર ભાવસ્તવજ છે, પણ તે સર્વ ભાવસ્તવ દ્રવ્યસ્તવ પૂર્વક જ અરિહંતોએ પ્રમાણભૂત કરેલ છે. પછી દરેક દેશમાં અને દરેક સ્થાનમાં ધનનાર વિગેરેથી પૂજા અને ઉપહારની અનેક વસ્તુએ કરીને દ્રવ્યસ્તવની નવી પ્રવૃત્તિ શરૂ થઈ. ‘સત્ય અર્થને જણાવનાર શાસ્ત્રને જોઈ કયો સમ્યક્દર્શની મનુષ્ય નિરંતર શુદ્ધ આચરણની ક્રિયામાં ન પ્રવર્તે ? ’ નિગમને પ્રગટ કરવાના પુણ્યથી ભરત રાજાએ પોતાનો ચરમ ભવ કેવળજ્ઞાનના પ્રકાશમય કર્યો. નિગમ અને આગમના સત્ય સંકેતને જાણનાર મનુષ્યોને મિથ્યા આશ્રવનો નિરોધ કરનાર સંવર તત્ત્વ પ્રાપ્ત થાય છે. વિશાળ હૃદયવાળા બૃહદ્રથ રાજા અને વિશાલાક્ષી રાણી સંવરના પ્રભાવથી જ મોક્ષપદ પામ્યા છે. મનુષ્યો જિનશાસ્ત્રની નિપુણતાને સરલતાથી પામી શકે છે કારણ કે એક ભાવ જ સારી રીતે આરાધ્યો હોય તો તે સિદ્ધિને આપનાર થાય છે.

જેમ બૃહદ્રથ રાજા અને વિશાલાક્ષી રાણીના શમજળ વડે આર્દ્ર થયેલા હૃદયમાં આર્હિતેય નામના વૃક્ષની જેમ સંવરને લીધે ફળના ઉદયની સ્ફુર્તિ થઇ તેમ તમારા મનમાં પણ સંવરની સ્ફુર્તિ થાઓ. આ પ્રમાણે સંવર તત્ત્વ સર્વ તત્ત્વમાં શ્રેષ્ઠ છે. કેમકે તેનાથી પ્રગટ થયેલો ધર્મ ચિંતામણિ તુલ્ય થાય છે.

**( આ કથા અને તેમાંની હકીકત બધી જૈનશાસનના ચાલુ ગ્રંથોથી તદન જુદાજ પ્રકારની છે. )**

ઈતિ શ્રીતપગચ્છરૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રીઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રીઉપદેશ કલ્પવલ્લી નામની ટીકાને વિષે ચોથી શાખામાં સંવરના સ્વરૂપ ઉપર બૃહદ્રથ અને વિશાલાક્ષીના વર્ણન નામનો અઠ્ઠાવીસમો પલ્લવ સમાપ્ત થયો.

—(૦)—

## પલ્લવ ૨૯ મો.

દેવાધિદેવ શ્રીઋષભ, વર્ધમાન, ચંદ્રાનન અને વારિષેણ જિનેશ્વરો નિરંતર ત્રિલોકના પ્રાણીઓને ત્રણ રત્નની પ્રાપ્તિ માટે થાઓ.

સંવર તત્ત્વ કહ્યા પછી હવે ભાષા સમિતિ નામનું ઓગણત્રીશમું દ્વાર કહે છે–

## "भासासमिइअ" त्ति

અહીં પૂર્વના પદો ઉપશમ, વિવેક અને સંવર સહિત ભાષાસમિતિ એ ચારેનો દ્વંદ્વ સમાસ થયો છે. તેથી ભાષા સમિતિ શબ્દને છેડે બહુવચન છે. अ એટલે च શબ્દનો અર્થ પુનઃ થાય છે. તેમાં ઉપશમ, વિવેક અને સંવરનું સ્વરૂપ કહી ગયા છે. હવે ભાષાસમિતિનું સ્વરૂપ કહે છે— તત્ત્વજ્ઞ પુરૂષો સાવદ્યનો ત્યાગ કરી જે નિર્દોષ વચન બોલે છે તે જિનાજ્ઞામાં વર્તનારા પુરૂષોએ ભાષાસમિતિ જાણવી. કહ્યું છે કે-"સાવદ્યરહિત, પ્રાણીને હિતકારક, પરિમિત-થોડા શબ્દોવાળી શાસ્ત્રને અનુસરતી અને પ્રિય એવી જે વાણી બોલાય તે ભાષાસમિતિ કહેવાય છે" તે વિષે ઉપદેશમાળામાં કહ્યું છે કે—" વિગ્રહ (કજીઓ) અને વિમુક્તિ (      ) થી રહિત એવો યતિ કાર્ય વખતે નિરવદ્ય ભાષા બોલે અને કારણ વિના કાંઇપણ ન બોલે તો તે યતિ ભાષાસમિતિવાળો કહેવાય છે." સાવદ્યરહિત, સર્વ પ્રાણીને હિતકારક, પરિમિત અને પ્રિય વચન બોલવું તે મુનિઓની ભાષાસમિતિ કહેવાય છે, વિવેક જાણનારા સાધુઓ અને શ્રાવકોએ આ ભાષાસમિતિ પુણ્યરેખાને વધારનારી છે એમ જાણવું. અન્ય સ્થળે પણ કહ્યું છે કે— " જે પ્રિય, હિત અને સત્ય એવું વચન બોલવું તે સુનૃતવ્રત કહેવાય છે. જે અપ્રિય અને અહિતકારક હોય તે સત્ય હોય તોપણ સત્ય નથી "

આ ભાષા ચાર પ્રકારની છે—સત્યા ૧, મૃષા ૨, સત્યમૃષા ૩, અને અસત્યઅમૃષા ૪. તેમાં જંતુઓને હિતકારક અને વિશ્વને પ્રિય લાગે એવી જે ભાષા તે પહેલી સત્યભાષા કહેવાય છે. ૬

તેનાથી જે વિપરીત તે બીજી અસત્ય ભાષા કહેવાય છે. ૨ જે સાચી અને જુઠી મિશ્રભાષા બોલાય તે ત્રીજી સત્યામૃષા કહેવાય છે.૩ વ્યવહારને લગતી એટલે સત્ય પણ નહી અને અસત્ય પણ નહી તે ચોથી અસત્યઅમૃષા કહેવાય છે. કહ્યું છે કે—પહેલી સત્યભાષા ૧,બીજી મૃષા(અસત્ય)ભાષા ૨, ત્રીજી સત્યમૃષા ૩,અને ચોથી અસત્યઅમૃષા ૪." આમાંની પહેલી ત્રણ ભાષાઓ દશ દશ પ્રકારની છે અને ચોથીના બાર ભેદ છે. તે આ પ્રમાણે—

જનપદ (દેશ) સત્ય ૧,સમ્મત સત્ય ૨, સ્થાપના સત્ય ૩, નામ સત્ય ૪, રૂપ સત્ય ૫, પ્રતીત્ય સત્ય ૬, વ્યવહાર સત્ય ૭,ભાવ સત્ય ૮, યોગ સત્ય ૯ તથા ઉપમા સત્ય ૧૦.આ દશ પ્રકારે સત્ય ભાષા કહેવાય છે. ક્રોધ ૧, માન ૨, માયા ૩, લોભ ૪, પ્રેમ ૫, દ્વેષ ૬, હાસ્ય ૭, ભય ૮, આખ્યાન ૯. અને ઉપઘાત ૧૦. આ દશ કારણે અસત્ય બોલાય છે, તેથી આ દશ પ્રકારે અસત્ય ભાષા જાણવી. ૨.

ઉત્પન્નમિશ્ર ૧,વિગતમિશ્ર ૨,મિશ્રકમિશ્ર ૩,જીવમિશ્ર ૪,અજીવમિશ્ર ૫ જીવાજીવમિશ્ર ૬, અનંતકાયમિશ્ર ૭, પ્રત્યેકમિશ્ર. ૮, અદ્ધામિશ્ર ૯, અને અદ્ધાદ્ધામિશ્ર ૧૦.આ દશ પ્રકારે ત્રીજી સત્યામૃષા ભાષા જાણવી. આમંત્રણી ૧, આજ્ઞાપની ૨, યાચની ૩, પૃચ્છની ૪, પ્રજ્ઞાપની ૫, પ્રત્યાખ્યાની ૬, ઇચ્છાનુલોમા ૭,અનભિગૃહિતા ૮, અભિગૃહિતા ૯,સંશયકરણી ૧૦, વ્યાકૃતા ૧૧,અને અવ્યાકૃતા. ૧૨. આ બાર પ્રકારે અસત્યઅમૃષા નામની ચોથી ભાષા જાણવી.

### આ ચારે ભાષાની વ્યાખ્યા નીચે પ્રમાણે—

દેશને આશ્રીને ભિન્ન ભિન્ન શબ્દાર્થને કહેનારી જે ભાષા તે જનપદસત્ય કહેવાય છે. જેમકે કોંકણ દેશમાં દૂધને પિચ્ચ કહે છે તથા જળને નીર કહે છે. ૧. સર્વ લોકને જે સંમત હોય તે સંમત સત્ય કહેવાય છે. જેમકે પંકજ શબ્દનો અર્થ અરવિંદ કમળ જ સર્વમાન્ય છે, પરંતુ પોયણા વિગેરે અર્થ સંમત નથી. ૨. આંકડા, વિગેરેના, વિષયવાળી ભાષા સ્થાપનાસત્ય કહેવાય છે. જેમકે એકડા ઉપર બે મીંડા મૂકવાથી સો કહેવાય છે, અને ત્રણ

મોંડા મૂકવાથી હજાર કહેવાય છે, તેમજ પ્રતિમાદિકમાં જિનની બુદ્ધિ છે, તે સર્વ સ્થાપનાસત્ય છે. ૩. મનુષ્યનો મરણધર્મ છે તોપણ નું નામ અમર હોય તથા કોઈ દરિદ્રી માણસનું નામ ધનપાળ હો નામસંત્ય કહેવાય છે. ૪. મુનિના વેષને ધારણ કરનાર માણસ કહેવાય તે રૂપસત્ય છે. ૫. એકબીજી વસ્તુને આશ્રીને નાનાપ મોટાપણું કહેવું તે પ્રતીત્ય સત્ય છે, જેમકે અનામિકા આંગળી 'કે' આંગળીની અપેક્ષાએ મોટી કહેવાય છે અને મધ્ય આંગળીની અપેક્ષ નાની કહેવાય છે. ૬. કુશોદરવાળી કન્યાને માટે આ કન્યા અનુદર એમ જે વ્યવહારથી કહેવાય છે, તથા ઘાસ વિગેરે બળતાં છતાં પ બળે છે એમ જે કહેવાય છે તે વ્યવહારસત્ય છે. ૭. બગલી પાંચે વર્ણ હોય છે, પણ તેમાં શ્વેતવર્ણ વધારે હોવાથી તેને ધોળી બગલી કહે તે ભાવસત્ય છે. ૮. દંડ(લાકડીનાં) યોગથી એટલે સંબંધથી કોઈનાર પાસે દંડ ન હોય તો પણ તે માણસ દંડી કહેવાય છે તે યોગસત્ય છે. આ પુરૂષનું હૃદય સમુદ્રજેવું વિશાળ છે એમ જે કહેવું તે ઉપમાસત્ય છે.૧

પિતા પુત્રને ક્રોધથી કહે કે 'તું મારો પુત્ર નથી' એ ક્રોધથી અસ કહેવાય છે. ૧. માનને લીધે 'હું મહાત્મા છું' એમ જે કહેવું માનથી અસત્ય છે. ૨. ક્રયવિક્રયના વિષયમાં વણિકની જેમ માયા અસત્ય બોલવું તે માયાથી અસત્ય છે. ૩. અને લોભથી અસત્ય બો વું તે લોભ અસત્ય કહેવાય છે. ૪. પ્રેમને લીધે પ્રિયાને કહેવું કે ' તારો દાસ છું' એ પ્રેમથી અસત્ય છે. ૫. દ્વેષને લીધે ગુણીને પણ નિ ર્ગુણી કહેવો તે દ્વેષથી અસત્ય છે.૬. કોઈની વસ્તુ લઈને હાસ્યથી ' તે વસ્તુ જોઈજ નથી' એમ જે કહેવું તે હાસ્યથી અસત્ય છે. ૭. જ પ્રમાણે ભયને લીધે વસ્તુ લીધા છતાં 'મેં જોઈજ નથી' એમ કહેવું તે ભયથી અસત્ય છે. ૮. આખ્યાયિકા (કથા)માં જે અસંભવિ વાત કહેવી તે આખ્યાનઅસત્ય છે. ૯. 'તું ચોર છે' એમ જે ઉપઘ તને લીધે બોલવું તે ઉપઘાત અસત્ય છે. ૧૦.

૧ વ્યવહારથી સત્ય હોય અને વાસ્તવિક રીતે અસત્ય હો

તે સત્યામૃષા એટલે મિશ્ર ભાષા કહેવાય છે. તેમાં કોઇ ગામમાં ઓછા કે વધારે બાળકોનો જન્મ થયા છતાં 'આ ગામમા આજે દશ બાળકો જન્મ્યા છે' એમ જે કહેવુ તે ઉત્પન્નમિશ્ર કહેવાય છે. ૧. એજ પ્રમાણે ન્યૂન કે અધિક મરણ પામ્યા છતાં 'આ ગામમાં આજે દશ વૃદ્ધો મરણ પામ્યા છે' એમ જે કહેવું તે વિગતમિશ્ર છે.૨. આ બન્ને બાબત એકી વખતે કહેવી કે 'આજે આ ગામમા દશ જન્મ્યા છે અને દશ મર્યા છે' એ મિશ્રકમિશ્ર ભાષા જાણવી. ૩. ઘણા જીવોનો એક રાશિ તેમાં ઘણા જીવો જીવતા હોય અને થોડા મરેલા હોય તે છતાં 'આ મોટો જીવનો રાશિ છે' એમ જે કહેવું તે જીવમિશ્ર ભાષા જાણવી.૪. એજ પ્રમાણે તે રાશિમાં ઘણા મરેલા અને થોડા જીવતા દેખી 'આ રાશિ મરેલો છે' એમ જે બોલવું તે તત્વજ્ઞોએ અજીવમિશ્ર ભાષા જાણવી.૫. તથા તેજ જીવરાશિમાં નિશ્ચય કર્યા વિના આ રાશિમાં 'આટલા જીવતા છે અને આટલા મરેલા છે' એમ જે વિસંવાદવાળી ભાષા બોલવી તે જીવાજીવમિશ્ર કહેવાય છે.૬. કોઇ અનંતકાય વનસ્પતિ પત્ર સહિત હોય અથવા પ્રત્યેક વનસ્પતિથી મિશ્ર હોય છતાં 'સર્વથા આ અનંતકાય છે' એમ જે કહેવું તે અનંતકાયમિશ્ર ભાષા કહેવાય છે. ૭. એજ પ્રમાણે બન્ને પ્રકારની વનસ્પતિ છતા 'આ પ્રત્યેક વનસ્પતિ છે' એમ જે કહેવું તે પ્રત્યેકમિશ્ર ભાષા કહેવાય છે ૮. કાંઇ ઉતાવળને લીધે રાત્રિ છતાં 'દિવસ ઉગ્યો' અથવા દિવસ છતા 'રાત્રિ થઇ ગઇ' એમ જે કહેવુ તે અદ્ધામિશ્ર ભાષા કહેવાય છે. ૯ તથા અદ્ધાના એક દેશથી મિશ્રિત વાક્ય બોલવું, જેમકે સવારનો સમય છતાં મધ્યાન્હ થઇ ગયો, એમ જે બોલવુ તે અદ્ધાદ્ધામિશ્રભાષા કહેવાય છે. ૧૦.

'હે માતા ! આવ' આવી જે ભાષા તે આમંત્રણી કહેવાય, છે. આ ભાષા પૂર્વે કહેલી ત્રણે ભાષાથી વિલક્ષણ છે માટે અસત્યાઅમૃષા કહેવાય છે એ પ્રમાણે સર્વત્ર જાણવુ. ૧. 'અમુક કામ કર' એ પ્રમાણે જે આજ્ઞા આપવી તે આજ્ઞાપની ભાષા છે. ૨. 'અમુક વસ્તુ મને આપ' એમ જે કહેવું તે યાચની ભાષા છે.

'આ શું છે?' ઇત્યાદિક જે પૂછવું તે પૃચ્છની ભાષા છે. ૪. શિષ્યાદિકને ઉપદેશ આપવો તે પ્રજ્ઞાપની ભાષા છે. ૫. યાચના કરનારને જે નિષેધ કરવો—ના કહેવી તે પ્રત્યાખ્યાની ભાષા છે. ૬. 'આ કાર્ય મને પણ ઇષ્ટ છે તેથી તું પણ તારી ઇચ્છા પ્રમાણે કર' આ પ્રમાણે જે બોલવું તે ઇચ્છાનુલોમિ ભાષા છે. ૭. 'હું શું કરૂં?' એમ કોઇના પૂછવાથી 'તારી ઇચ્છામાં આવે તે કર' એમ અનિશ્ચયવાળી જે વાણી બોલવી તે અનભિગૃહિતા ભાષા કહેવાય છે. ૮. તેનાથી વિપરીત એટલે 'અમુક કાર્યજ કર' એમ જે કહેવું તે અભિગૃહિતા ભાષા કહેવાય છે. ૯. 'તુ સૈંધવ લાવ' એવી સંશયવાળી જે ભાષા બોલવી તે સંશયકરણી ભાષા કહેવાય છે, કારણ કે સૈંધવ શબ્દ બોલવાથી મીઠું કે અશ્વ લાવવાનું કહ્યું એમ સંશય થાય છે. ૧૦. જેનો અર્થ પ્રગટ હોય તે વ્યાકૃતાભાષા કહેવાય છે. ૧૧. જેનો અર્થ ગુંચવાયેલો ગૂઢ હોય તે અવ્યાકૃતાભાષા કહેવાય છે. ૧૨.

આ પ્રમાણે સિદ્ધાંતનાં વચનવડે વિકસ્વર થયેલા મુનિના મુખકમળથી ચાર પ્રકારની ભાષાનું સ્વરૂપ જાણવું. સત્યભાષા બોલવાથી લોકમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય છે, લક્ષ્મી વૃદ્ધિ પામે છે અને આત્માનો શુદ્ધ ભાવ થાય છે. કહ્યું છે કે—"જો એકજ વાર અસત્ય બોલવામાં આવે તો તે બીજાં ઘણા સત્ય વચનોનો નાશ કરે છે. વસુ રાજા એક જ અસત્ય વચન બોલવાથી નરકે ગયો. વસુરાજાનું સિંહાસન આકાશમાં અધર રહેતું હતું, તે એકવાર અસત્ય બોલવાથી પૃથ્વી પર પડી ગયું. અસત્યનું ફળ એવુંજ છે." અહીં, જિનાગમને જાણનારા મુનીશ્વરોએ વસુરાજાની કથા વિસ્તારથી કહેવી. આ કારણથી તત્વજ્ઞાનીએ સાવદ્ય ભાષા બોલવી નહીં. પરંતુ ધર્મની મલિનતાનો નાશ કરનારી નિરવદ્ય ભાષાજ બોલવી. ભાષાસમિતિનો આશ્રય કરીને **સંગત** નામના સાધુએ ચારિત્રધર્મનું રક્ષણ કર્યું હતું. તેજ પ્રમાણે યતનાથી ભાષા બોલવી.

### સંગત મુનિની કથા.

કોઇ એક નગરને તેના શસ્ત્રધારી શત્રુઓએ આવીને ચોતરફથી રૂંધ્યું. તે વખતે તે નગરમાં સર્વ સંગથી રહિત **સંગત** નામના

એક મુનિ પણ હતા. તેણે વિચાર કર્યો કે-"નગરના સર્વ માણસો અહીં જ રહેવાના, કારણકે તેઓ ધન, ધાન્ય, પશુ, સ્ત્રી, પુત્ર વિગેરેના સ્નેહબંધથી બંધાયેલા છે. આઠ કર્મના બંધનને લીધે સર્વ જીવો આ અપાર સંસારમાં વસેલા છે. પરંતુ હું તો એકલો છું, વાયુની જેમ મારી ગતિ અપ્રતિબદ્ધ છે, તેથી મારે આ ક્લેશકારક રોધમાં રહેવું યુક્ત નથી." એમ વિચારી અવસર પામી ભવરૂપી કારાગૃહની જેવા જે નગરમાંથી શીઘ્રપણે તે મુનિ એકલાજ બહાર નીકળી ગયા. તે વખતે શત્રુરાજાના ભયંકર વીરોએ મુનિને ચોતરફથી ઘેરી લીધા, અને તેઓ તેને પોતાના રાજા પાસે લઈ ગયા. રાજાએ તેને પૂછ્યું કે—"હે યોગીંદ્ર! આ નગરમાં સૈન્ય કેટલું છે ?" તે સાંભળી ભાષાસમિતિમાં નિપુણતાવાળા મુનિએ વિચાર્યું કે—"આ કિલ્લામાં ઘણું સૈન્ય નથી એમ જો હું કહું તો આ લોકો સજ્જ થઈને મોટું યુદ્ધ કરશે, અને તેથી કરીને ક્ષણવારમાં હજારો મનુષ્યોનો સંહાર થશે. અને જો કદાચ આ કિલ્લામાં સૈન્ય ઘણું છે એમ કહું તો આ સૈન્ય અહીંથી ચાલ્યું જાય, અને તેથી કરીને આ સેના જ્યાં જ્યાં જશે ત્યાં ત્યાં પૃથ્વીકાય, અપ્કાય, અગ્નિકાય વિગેરે ષટ્કાય જીવનો વિનાશ કરવામાં દાવાનળ રૂપ થશે." આ પ્રમાણે વિચારીને તે મુનીશ્વરે જીવહિંસાનાં કારણરૂપ બન્નેમાંથી એકે વચન કહ્યું નહીં. કહ્યું છે કે-"હાસ્યથી, ક્રોધથી કે લોભ વિગેરેથી અસત્ય વચન બોલવું નહીં, પરંતુ જે જીવને હિતકારક હોય તેવું સત્ય બોલવું." પછી યાદ્વાદ રૂપી સૂર્યવડે જેનું હૃદય પ્રકાશમય હતું એવા તે વિચાર-ચતુર મુનીશ્વર એક ગાથા બોલ્યા. તેનો અર્થ આ પ્રમાણે છે—"સાધુ પોતાના કાન વડે બધું સાંભળે છે અને નેત્ર વડે ઘણું જુએ છે, પરંતુ તે સર્વ કહેવાને યોગ્ય હોતું નથી." તે મુનિને અનેક લોકોએ વારંવાર પૂછ્યું તો પણ મુનિ તો તેજ ગાથા બોલતા હતા. "અહો ! તેની ચતુરાઇ !" તે સાંભળી લોકો બોલ્યા કે—"આ સાધુ પાકરૂપી ગ્રહથી ઘેલો થયેલો જણાય છે." એમ ધારી તે રાજપુરૂષોએ તે મુનિને મૂકી દીધા. આ પ્રમાણે ભાષાસમિતિવાળા

मुनिએ ધર્મની આરાધના કરી. તેને ભાષાસમિતિ પાળવામાં અત્યંત કૌતુક હતું.

જિનેશ્વરની આજ્ઞાને જાણનારા અને ચારિત્રનું સેવન કરનારા મુનીશ્વરોએ તથા પૌષધધારી શ્રાવકોએ નિરંતર ભાષાસમિતિ સેવવા યોગ્ય છે. આ પ્રમાણે સંગત મુનિની જેમ ભાષાસમિતિ પાળવામાં નિરંતર મન રાખવું, કે જેથી શુદ્ધ આચારનું પાલન થાય અને તેથી કરીને અનુક્રમે મોક્ષપ્રાપ્તિ થાય.

ઇતિ શ્રી તપાગચ્છરૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રી ધર્મહંસ ગણિના શિષ્ય વાચકેંદ્ર શ્રી ઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રી ઉપદેશ કલ્પવલ્લી નામથી ટીકાને વિષે ચોથી શાખામાં ભાષા સમિતિના વિષય ઉપર સંગત નામના મહામુનિના વર્ણન નામનો ઓગણત્રીશમો પલ્લવ સમાપ્ત થયો.

## પલ્લવ ૩૦ મો.

જેમના કેવળજ્ઞાન રૂપી સૂર્યના પ્રકાશથી આ લોકમાં સર્વ પદાર્થો પ્રકાશિત થયા છે તે પદ્મનાભ વિગેરે જિનેશ્વરો તમારા અજ્ઞાનનો નાશ કરો.

ભાષાનું સ્વરૂપ કહ્યા પછી હવે જીવકરૂણા નામનું ત્રીશમું દ્વાર કહે છે—

## 'जीवकरूणा य' त्ति

એકેંદ્રિયાદિક સર્વ જીવો પર કરૂણા કરવી. य શબ્દનો પુનઃ અર્થ છે. શ્રી જિનેશ્વરની આજ્ઞાના આરાધક ઉત્તમ શ્રાવકોએ જીવદયા પાળવી.

વિસ્તરાર્થ—જિનાજ્ઞામાં નિપુણતાને લીધે એકેંદ્રિયાદિ પાંચ પ્રકારના જીવો છે એમ જાણવું. પંડિતોએ તેમાં પાંચ પ્રકારના એકેંદ્રિય જાણવા. તે આ પ્રમાણે–પૃથ્વીકાય, અપ્કાય, અગ્નિકાય, વાયુકાય અને વનસ્પતિકાય. તે દરેકના સૂક્ષ્મ અને બાદર એવા બન્ને

ભેદો છે. વિકલેંદ્રિય એટલે દ્વીંદ્રિય, ત્રીંદ્રિય અને ચતુરીંદ્રિય પણ પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બબે ભેદવાળા છે. મનુષ્ય, દેવ, તિર્યંચ અને નારકી એ પંચેંદ્રિય છે. આ રીતે ચારે ગતિમાં રહેલા જીવો તત્ત્વજ્ઞાનીઓએ હણવા યોગ્ય નથી. શ્રાવકોએ સર્વદા સર્વ જીવો ઉપર મિત્રભાવ રાખવો જોઇએ. કારણ કે તે વિના કરેલો સર્વ ધર્મ નિષ્ફળજ છે.

મિથ્યાદ્રષ્ટિઓએ હિંસાદિકથી મલિન થયેલો ધર્મ કહ્યો છે, તે ભવભ્રમણનું કારણ હોવાથી ધર્મ જ નથી એમ જાણવું. 'જો દેવ પણ રાગદ્વેષથી યુક્ત હોય, ગુરૂ પણ બ્રહ્મચર્ય રહિત હોય અને ધર્મ પણ દયાહીન હોય તો ખેદની વાત છે કે આ જગત નષ્ટ થયું.' સુવર્ણ, ગાય અને ભૂમિ વિગેરેના દાતાર તો પૃથ્વીપર સુલભ છે, પરંતુ પ્રાણીને અભયદાન આપનાર પુરૂષ આ જગતમાં દુર્લભ છે. તેથી કરીને આર્યજનોએ પ્રયત્નથી છકાયની રક્ષામાં જ યત્ન કરવો. એક જ નિયમરૂપી વૃક્ષ આજ્ઞા પ્રમાણે પાળ્યો હોય તો તે અત્યંત ફળીભૂત થાય છે. કલ્પવલ્લીના જેવી કરૂણા પ્રાણીઓને તત્કાળ વનપાળની જેમ સામ્રાજ્યની સંપત્તિ આપે છે. તેની કથા આ પ્રમાણે-

## વનપાળની કથા.

કોઇ એક ગામમાં એક વનપાલ (માળી) રહેતો હતો, તેણે પોતે જ ઉદ્યાનમાં લતા, કુંદ અને પુષ્પાદિકના વૃક્ષો વાવ્યા હતા, તેથી તે હમેશાં ઉદ્યમવંત થઇને તે વાડીને પાણી પાતો હતો, અને તેથી તે વાડી યોગ્ય કાળે અનેક પુષ્પ ફળાદિકથી ફળતી હતી, તેના પુષ્પ ફળાદિક વેચીને તે ઘણું ધન પામતો હતો. આ ઉપરથી તે વનપાલ વિશેષ સુખી થયો.

એકદા વાડીને પાણી પાઇ તે વનપાલ વાડીમાં જ ફરવા લાગ્યો. તેવામાં તેણે અલ્પ જળવાળી નીકમાં નાનાં નાનાં પાંચ માછલાંઓ જોયાં, તે જોઇ તેણે વિચાર કર્યો કે-" આટલું જળ સુકાઇ જવાથી તત્કાળ આ જીવો મરી જશે" એમ વિચારી દયા આવવાથી તેણે તે

જણાવ્યું કે—"હે રાજન્ ! ઉઠો, ક્રીડાનું કૌતુક છોડી દ્યો, શત્રુનું સૈન્ય નગરને વીંટીને પડયું છે, આખું નગર ભયભીત થયું છે, માટે હે નરેંદ્ર ! રાજ્યની રક્ષા કરો." આ પ્રમાણે તેમના કહ્યા છતાં ભયરહિત થયેલો રાજા ક્રીડામાં જ મગ્ન રહ્યો. ત્યારે તેની રાણીએ તેને કહ્યું કે—" હે સ્વામી ! આ રાજ્ય હમણાં જતું રહેશે. માટે ઉદ્યમ કરો, આળસનો ત્યાગ કરો, નહીંતો આપણને હાનિ થશે અને લોકોમાં હાસ્ય થશે." આ પ્રમાણે તેના કહ્યા છતાં પણ રાજાના મનમાં જરા પણ ભય લાગ્યો નહી તેમજ કાંઇ યત્ન પણ કર્યો નહિ. ઉલટું તે બોલ્યો કે—"તે વટવૃક્ષ પર રહેલા પાંચ યક્ષો આપે છે અને હરણ કરે છે. હે પ્રિયા ! પાસા નાંખ. જે થવાનું હશે તે થશે." આ પ્રમાણે રાજા બોલ્યો કે તરતજ ચિત્રશાળામાં ચિત્રેલા હાથીઓ, ઘોડાઓ અને સૈનિકો શસ્ત્રસહિત ઉભા થયા, અને તેઓ દેવના પ્રભાવથી શત્રુઓ સાથે ચોતરફ યુદ્ધ કરવા લાગ્યા, તેથી ત્રાસ પામીને શત્રુઓ નાશી ગયા. તે જોઈ લોકો આશ્ચર્ય પામી ભયરહિત થયા. પછી તે યક્ષોએ પોતાનું સ્વરૂપ પ્રગટ કરી રાજાને કહ્યું કે—" હે મહારાજ ! મનમાં નિશ્ચિંત થઇને તું ભોગ ભોગવ. અમે તારા રાજ્યમાં ઉત્પન્ન થતાં દુઃખનું નિવારણ કરવા તૈયારજ છીએ. પૂર્વ ભવમાં અમે મત્સ્ય હતા, તે વખતે તેં અમને જીવિતદાન આપ્યું હતું, તેથી અમે સર્વદા તારા દાસ છીએ. જો કદાચ તારા પર કોઇ પણ વક્ર દ્રષ્ટિ કરશે, તો તેના અમે સો કકડા કરી નાંખશું." આ પ્રમાણે કહીને જેઓએ પોતાનું પરાક્રમ સાક્ષાત્‌પણે દેખાડયું છે એવા તે યક્ષો અદ્રશ્ય થયા. તે જોઇ તેના સેવકો અને લોકો સર્વે ચમત્કાર પામ્યા, અને બોલ્યા કે—" અહો ! પાંચજ જીવની રક્ષાનું કેટલું મોટું પુણ્ય ! કે જેને લીધે દેવતાઓ પણ સાંનિધ્ય કરે છે !" એમ બોલતા અનેક લોકો પ્રત્યક્ષ ફળ જોવાથી જીવદયા પાળવામાં આદરવાળા થયા. પછી તે રાજા ભોગસુખના સાગર જેવા દિવસો નિર્ગમન કરવા લાગ્યો.

"પ્રાણીની રક્ષાથી દયા પુરૂષો ભવસાગર નથી તર્યા ?" હે ભવ્ય જીવો!

આ પ્રમાણે જીવદયા પાળવામાં નિરંતર યત્ન કરવો. દયા પાળવાથી આરામિકની જેમ મનુષ્યોને રાજ્યની પ્રાપ્તિ થાય છે.

ઇતી શ્રી તપગચ્છરૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રી ધર્મહંસ ગણિના શિષ્ય વાચકેંદ્ર શ્રીઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રી-ઉપદેશ કલ્પવલ્લી નામની ટીકાને વિષે ચોથી શાખામાં જીવદયા નામના શ્રાવકના કૃત્ય ઉપર આરામિકના વર્ણન નામનો ત્રીશમો પલ્લવ સમાપ્ત થયો.



## પલ્લવ ૩૧ મો.

છન્નુ પ્રાસાદોમાં બિરાજમાન મૂળનાયક જિનેશ્વરો કે જે શાશ્વતા વિહરમાન છે તેમને મારો નમસ્કાર છે

જીવદયાની પ્રરૂપણ કર્યા પછી હવે સાધર્મિક જનના સંગ નામનું એકત્રીશમું દ્વાર કહે છે.–

## 'धम्मियजणसंसग्गो' त्ति

ધાર્મિક જનોનો સંસગ-સંગ ધર્મને ઇચ્છનારા પુરૂષરત્નોએ સદા કરવા લાયક છે.

વિસ્તારાર્થ—જેઓ ધર્મ ક્રિયા કરતા હોય, જિનેશ્વરનો કહેલો ધર્મ જાણતા હોય, શુદ્ધ ધર્મનો ઉપદેશ કરતા હોય અને પરોપકાર કરવામાં તત્પર હોય તેઓ ધાર્મિક કહેવાય છે. ભવ્ય જનોએ તેમનો નિરંતર સંગ કરવો, તેમની સંગતિને લીધે ધર્મરંગ પ્રાપ્ત થવો દુર્લભ નથી. જેને જેવો સંગ હોય તેને તેવાજ ગુણ અને દોષની પ્રાપ્તિ થાય છે, મેઘનુ જળ સમુદ્રના સંગથી ખારૂં થાય છે, અને શેરડીના સંગથી મધુર થાય છે. થોડો પણ કુસંગ સર્વને દોષનું કારણ થાય છે, જેમકે ઉજ્જવળ વસ્ત્ર ઉપર મેષનો એક પણ બિંદુ દોષને ઉત્પન્ન કરે છે. ભવ્ય જીવોને કુસંગતિ દોષને માટે અને સુસંગતિ ગુણને માટે થાય છે, તે ઉપર હાથીનું દૃષ્ટાંત છે.

## હાથીની કથા.

આ ભરતક્ષેત્રમાં ક્ષિતિપ્રતિષ્ઠિત નામે નગર છે. તેમાં જિતશત્રુ નામે શ્રેષ્ઠ રાજા રાજ્ય કરતો હતો. એકદા શરદ્ઋતુ આવી, આકાશ વાદળારહિત થયું અને માર્ગ કાદવરહિત થયા. ત્યારે રાજા દિગ્વિજય કરવા નીકળ્યો. બળવાન ચતુરંગ સૈન્યથી સેવાતો તે રાજા પટ્ટહસ્તી પર આરૂઢ થઈ શીઘ્રપણે શત્રુના નગરે પહોંચ્યો. તે જોઈ શત્રુ રાજા નગર બંધ કરીને અંદર રહ્યો, અને કિલ્લો દુર્ગમ હોવાથી લોકો સુખે ક્રીડા કરવા લાગ્યા. રાજાએ કિલ્લો ભાંગવાની ઇચ્છાથી પટ્ટહસ્તીને આગળ કર્યો, પરંતુ તે હસ્તી કંઈપણ ઉત્સાહ કરતો ન હોતો. "હસ્તી પ્રેર્યા છતાં પણ દુર્ગને ભાંગતો નથી, તેથી તે આવો કેમ થયો ?" એમ રાજાએ મંત્રીને પૂછ્યું, ત્યારે બુદ્ધિના સાગર સમાન મંત્રીશ્વરે હસ્તીની સંભાળ રાખનાર મહાવતને પૂછ્યું કે—"આ હાથી ક્યાં બંધાય છે ?" તે બોલ્યો કે—"હે મંત્રીશ્વર ! આ હાથી સાધુના ઉપાશ્રયની નજીક બાંધવામાં આવે છે." તે સાંભળી બુદ્ધિમાન મંત્રીએ વિચાર કર્યો કે—"ઉપાશ્રયમાં સાધુઓ નિરંતર નિઃસીમ ઉપશમરસના સાગર જેવા સર્વજ્ઞનાં કહેલાં શાસ્ત્રોનો અભ્યાસ કરે છે, મુનીશ્વરો ધર્માર્થી મનુષ્યોને દેશવિરતિ અને સર્વવિરતિ નામનો ઉત્તમ ધર્મોપદેશ સંભળાવે છે, ભાવસ્તવપૂર્વક દ્રવ્યસ્તવનું આરાધન કરવું એમ શ્રાવકોની પાસે યથાર્થ વર્ણન કરે છે, મુનિઓ પ્રતિક્રમણાદિક ક્રિયાઓ કરે છે, અને સ્વર્ગ તથા મોક્ષને આપનાર કાયોત્સર્ગને પણ કરે છે. તેમને જોઈને બીજા પ્રાણીઓ પણ શાંત અને દાંત થાય છે, તેથી આ હાથી પણ તેવી અવસ્થા પામ્યો છે." આ પ્રમાણે વિચાર કરી મંત્રીએ રાજાને નિવેદન કરી સૈન્ય પાછું વાળ્યું. કારણ કે મંત્રીઓ અવસરને જાણનારા હોય છે." ત્યાર પછી મંત્રીશ્વરના કહેવાથી મહાવત તે હાથીને કસાઇખાના પાસે બાંધવા લાગ્યો. ત્યાં નિરંતર નિર્દય કસાઇઓ અનેક પશુઓનો વધ

ફરતા હતા, તેમના કાપેલા શરીરમાંથી લોહીના પ્રવાહો વહેતા હતા. પશુઓના છેદવાથી ઉત્પન્ન થતા ભયંકર શબ્દો પ્રસરવાથી સર્વ દિશાઓ આક્રંદમય થતી હતી. મહા રૌદ્ર કર્મવાળું તે સ્થાન જોઇ હાથીનો શાંતરસ નષ્ટ થયો, અને તે આર્ત રૌદ્રધ્યાનથી ભરપૂર થયો. તેથી તેનામાં ગુણને સ્થાને દોષનો પ્રવેશ થયો; કારણ કે મહાત્માઓ દૂર થાય ત્યારે દુર્જનો તો સહેજે પ્રવેશ કરે છે અને તેમનો વિલાસ વૃદ્ધિ પામે છે.

કેટલાક દિવસ ગયા પછી મંત્રીએ હાથીને મદોન્મત્ત થયેલો જોઇ મનમાં વિચાર્યું કે-" હાથીના શરીરમાંથી શાંતરસ નષ્ટ થયો છે." એમ વિચારી મંત્રીએ રાજાને જણાવ્યું કે-"હે રાજન્! હવે હાથી સજ્જ થયેલ છે." તે સાંભળી રાજા ચમત્કાર પામ્યો; અને બોલ્યો કે-"અહો! મંત્રીની કેવી બુદ્ધિ છે કે જેણે નાશ પામેલા હાથીના ક્રૂર પરિણામ પાછા આણ્યા?" પછી રાજાએ બુદ્ધિના નિધાનરૂપ મંત્રીનો વિશેષ પ્રકારની પહેરામણી વડે સત્કાર કર્યો. " જેને બુદ્ધિનું બળ છે તેને લક્ષ્મીનું અને સર્વ પ્રકારનું બળ છે."

પછી મંત્રી સહિત રાજાએ તે હાથીને અગ્રેસર કરી ચતુરંગ સેનાવડે જઇ શત્રુનો કિલ્લો ઘેરી લીધો. તે જોઇ વિષમ દુર્ગમાં પેસીને શત્રુઓ વિચાર કરવા લાગ્યા કે—" પ્રથમની જેમ આ વખત પણ રાજા ભગ્નબળ થઇને પોતાની મેળેજ પાછો જશે." અહીં રાજાએ હાથીને કિલ્લો તોડવાની પ્રેરણા કરી, એટલે ગંડસ્થળમાંથી મદને ઝરતા તે હાથીએ કિલ્લાના લોઢામય દરવાજાનાં બારણાં ભાંગી નાંખ્યા અને દુર્ગના સેંકડો કકડા કરી નાંખ્યા; એટલે કેટલાક શત્રુઓ મરણ પામ્યા અને કેટલાક નાશી ગયા. રાજાએ શત્રુઓના હાથી, ઘોડા અને ખજાનો વિગેરે સર્વ ગ્રહણ કર્યું, અને શત્રુઓના કુળથી ઉત્પન્ન થયેલી વિજયલક્ષ્મી અંગીકાર કરી. તે રાજાની કીર્તિ કસ્તુરીના સુગંધની જેમ સર્વત્ર પ્રસરી. પછી તે રાજા પોતાના નગરમાં આવી રાજ્યનું પાલન કરવા લાગ્યો.

આ હાથીને પ્રથમ ગુણવંત સાધુઓના સ્થાનનો સંગ થવાથી ઉત્કટ શાંતરસ પ્રાપ્ત થયો હતો, અને પછીથી કસાઇખાના પાસે બાંધવાથી તેને અશુભ પરિણામ પ્રાપ્ત થયો. આ પ્રકારે કુસંગનું અને સત્સંગનું ફળ લેઇને વિચક્ષણ પુરૂષો કુસંગનો ત્યાગ કરી સુસંગને જ સેવે છે. હે બુદ્ધિમાન ભવ્યો! આ કથા સાંભળીને તમે પણ સાત વ્યસનને સેવનારા, ધર્મનો લોપ કરવામાં તત્પર અને પ્રમાદી એવા અધર્મી જનોની સંગતિનો ત્યાગ કરો, કેમકે તેવી સંગતિથી અંતઃકરણમાં રહેલા ધર્મનો નાશ થાય છે. " કાદવવાળા જળવડે સ્નાન કરવાથી શરીરની પવિત્રતા શી રીતે થાય ? " શ્રાવકોએ શ્રી જિનાજ્ઞારૂપી લતાને વિકસ્વર કરવામાં વર્ષાઋતુના મેઘ સમાન મુનિઓની જ સંગતિ કરવી. સુવર્ણથી મિશ્રિત કરેલા નિર્મળ જળવડે સ્નાન કરવાથી અપવિત્ર એવા કયા મનુષ્યો પવિત્ર થતા નથી ? ગુણની ઇચ્છા રાખનાર મનુષ્યોને ધાર્મિક જનની સંગતિ પવિત્રતાને આપનારી કેમ ન થાય ? આ પ્રમાણે હાથીનું દ્રષ્ટાંત જાણીને બુદ્ધિમાન્ જનોએ ધાર્મિક મનુષ્યોનો સંગ કરવામાંજ પોતાની બુદ્ધિ રાખવી. તેમ કરવાથી ધર્મ અને અનુક્રમે મોક્ષ પણ પ્રાપ્ત થાય છે.

ઇતિ શ્રી તપગચ્છરૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસ ગણિના શિષ્ય વાચકેંદ્ર શ્રી ઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રી ઉપદેશ કલ્પવલ્લી નામની ટીકાને વિષે ચોથી શાખામાં ધાર્મિક જનના સંગની વિધિને જણાવનાર હાથીના ઉદાહરણવાળો એકત્રીશમો પલ્લવ સમાપ્ત થયો.

## પલ્લવ ૩૨ મો.

જેઓના પાંચે કલ્યાણકો લોકોત્તર મહોત્સવમય હોય છે, તેવા કષાયનો નાશ કરનારા જિનેશ્વરો ભવ્ય પ્રાણીઓએ નિરંતર ધ્યાન કરવા યોગ્ય છે.

શ્રાવકોનું ધાર્મિક જનના સંસર્ગરૂપ કાર્ય કહીને હવે કરણદમન નામનું બત્રીશમું દ્વાર કહે છે—

## करणदमो ' त्ति

કરણ એટલે પાચ ઇંદ્રિયો તેમનો દમ એટલે જય કરવો તે શ્રાવકોનું કૃત્ય છે.

વિસ્તરાર્થ—પાંચ ઇંદ્રિયો નિરંતર અશ્વની જેવી ચપળ છે અને પંડિતોને પણ ઉત્સુકતા કરનાર હોવાથી દમન કરવી મુશ્કેલ છે. તેથી કરીને પંડિતોએ અયોગ્ય સ્થાને પ્રવર્ત્તતી પોતાની પાંચે ઇંદ્રિયોનો નિરોધ કરવો યોગ્ય છે. હે જીવ ! જો તારે આત્મહિતની ઇચ્છા હોય તો રાગ ઉત્પન્ન કરે તેવાં ગીતો સાંભળવામાં અને પોતાના ગુણનું કીર્તન સાંભળવામાં તું તારા કાન પ્રવર્તાવીશ નહીં. હે આત્મા ! સ્ત્રી વિગેરેનું રૂપ જોવામાં તું તારા નેત્રોને પ્રવર્તાવીશ નહીં; કેમકે તેના સંગથી તું નિર્મળ છતાં તારામાં મલિનતા ઉત્પન્ન થશે. હે જીવ્હા ! જો તું સરસ આહારના લંપટપણાનો ત્યાગ કરવામાં કુશળ થાય તો સર્વ ઇંદ્રિયોનો વિજય થઇ શકે તેમ છે. જેની નાસિકા દુર્ગંધના ત્યાગથી અને સુગંધના ગ્રહણથી તુષ્‍માન ન થતી હોય તે પુરૂષ પણ ગુણી છે. જેની સ્પર્શેંદ્રિય અતિ કોમળ વસ્તુના સ્પર્શની ઇચ્છાવાળી ન થતી હોય તે પુરૂષરત્ન પ્રશંસા કરવા લાયક છે. આ પાંચે ઇંદ્રિયો વિષયોથી નિવૃત્ત થઇ હોય તો તે મનુષ્યોને ઉત્તમ ફળ આપનારી થાય છે; તેથી કરીને જેમ તેઓ મહાફળ આપનારી થાય તેમ તેઓની પ્રવૃત્તિ કરવી. આગમ અને નિગમનાં શાસ્ત્રો જેના કર્ણગોચર થયાં હોય તે શ્રદ્ધાળુ અને ઉત્તમ બુદ્ધિમાન પુરૂષ લોકોત્તરપણાને પામે છે. જેઓએ અરિહંતની મૂર્તિ, સાધુઓ અને શ્રાવકોને જોયા છે તે નેત્રોજ પવિત્ર છે. મધ્યાસ્થપણે આગમ અને નિગમના વચનનો રસ નિવેદન કરવાથી કોઇક પુરૂષનીજ જીવ્હા સફળ થાય છે. જેની પ્રવૃત્તિના બળથી જ પોતાના આત્માને ધન્ય માનતા શ્રાવકો અરિહંતની મૂર્તિ ઉપર પુષ્પાદિક અને સુગંધી દ્રવ્યો સ્થાપન કરે છે. સ્પર્શેંદ્રિયને જેનો સ્પર્શ સુખકારક લાગતો હોય એવા વસ્ત્રાદિકવડે બુદ્ધિમાન પુરૂષે આગમ અને નિગમના ગ્રંથોની પૂજા કરે છે. સંસાર

ઉપાર્જન કરવાના જેટલા હેતુઓ છે, તેટલાજ હેતુઓ પરિમાણના વિશેષથી મોક્ષપ્રાપ્તિના પણ છે. આ પ્રમાણે વિચારીને વિદ્વાનોએ ઇંદ્રિયોનો જય કરવો, કે જેથી **સુંદરીની** જેમ મોક્ષ સુલભ થાય.

## સુંદરીની કથા.

આ અવસર્પિણીને વિષે સાત કુલકર પુરૂષો થયા હતા. તેમાં છેલ્લા **નાભી** નામના કુલકર રાજા થયા છે, તેને **મરૂદેવા** નામની પત્ની હતી. તેની કુક્ષિમા અનંત પરાક્રમવાળા **ઋષભ** નામના પહેલા જિનેશ્વર ઉતર્યા હતા. તે **સુમંગલા** અને **સુનંદાને** પરણ્યા હતા. તે વખતે ઇંદ્ર અને ઇંદ્રાણીઓએ પ્રીતિથી દેવદેવીઓ મહિત મોટો ઉત્સવ કર્યો હતો. તે ઋષભદેવને સો પુત્રો થયા હતા. "હે પુત્ર ! તું સો શાખાએ કરીને વિસ્તારવાળો થા." એ પ્રમાણે દુનિયામાં માતાઓ પુત્રને જે આશીર્વાદ આપે છે. તે આ ઋષભદેવને ફળીભૂત થયો હતો. સુમંગળાએ બ્રાહ્મી અને ભરતરૂપ યુગલને જન્મ આપ્યો. તથા સુનંદાએ **સુંદરી** અને બાહુબળી નામના યુગળને જન્મ આપ્યો. કહ્યું છે કે-"સુમંગળા દેવીથી ભરત અને બ્રાહ્મી નામનું યુગલ થયું, તથા સુનંદા દેવીથી બાહુબળી અને સુંદરી ઉત્પન્ન થયા. તેમજ સુમંગળાએ બીજા ઓગણપચાસ પુત્રોના યુગલ પ્રસવ્યા." ત્રાશી લાખ પૂર્વ સુધી પરોપકારી જિનેશ્વરે રાજ્ય ભોગવી લોકમાં સો પ્રકારનાં શિલ્પ પ્રગટ કર્યાં. ઇક્ષ્વાકુ કુળની ઉત્પત્તિ કરનાર તે ઋષભદેવ સ્વામી આ ભારતક્ષેત્રમા પહેલા પૃથ્વીપતિ, પહેલા તીર્થંકર અને પહેલા ભિક્ષુક થયા. તેમણે જમણા હાથવડે બ્રાહ્મીને લીપી શીખવી અને ડાબા હાથવડે સુંદરીને ગણિતકળા શીખવી. પછી સાંવત્સરિક દાનરૂપી જળવડે પૃથ્વીરૂપી વનને તૃપ્ત કરી સમતારૂપ મંડપ અને સર્વ પ્રાણીઓના ગુરૂ એવા તેમણે ચારિત્ર ગ્રહણ કર્યું. અનુક્રમે પરીષહોરૂપી સૈન્યને જીતી તથા કર્મરૂપી શત્રુઓને હણી તેમણે કેવળજ્ઞાન લક્ષ્મી ઉપાર્જન કરી.

એક તરફથી સ્વામીના કેવળજ્ઞાનના સમાચાર તથા બીજી તરફથી આયુધશાળામાં ચક્રરત્નની ઉત્પત્તિના સમાચાર સાંભળી ભરતે

વિચાર્યું કે-"હું ચક્રરત્નનો મહોત્સવ કરૂં." એમ વિચારતાં જ ક્ષણવારમાં કાંઈક સ્મરણ કરી ચક્રના મહોત્સવનો ત્યાગ કરી ભરતરાજાએ કેવળજ્ઞાનનો ઉત્સવ કરવા આનંદયુક્ત મન કર્યું. ભરત રાજાને પુંડરીક વિગેરે સવા કરોડ પુત્રો હતા, અને બાહુબળીને સવાલાખ પુત્રો હતા. ઇંદ્ર, ઉપેંદ્ર વિગેરે દેવોથી સેવાતા જિનેશ્વરનું સમવસરણ થયેલું સાંભળી ભરત રાજા કુટુંબ અને મરૂદેવામાતા સહિત પ્રભુને નમસ્કાર કરવા ગયો. અમોઘ વચનમાવા સ્વામીએ સમવસરણની ભૂમિમાં મેઘની જેમ ઉપદેશરૂપી અમૃતની વૃષ્ટિ કરી. ભવ્ય પ્રાણીઓના હૃદયનો મળ દૂર કર્યો. તે વખતે પુંડરીક વિગેરે ચોરાશી ગણધરો થયા, તેમણે જિનેશ્વર પાસેથી ત્રિપદી પામીને ક્ષણવારમાં દ્વાદશાંગી રચી. ભગવાનની પહેલી દેશનામાં ભરતના પાંચસો પુત્રોએ તથા સાતસો પૌત્રોએ ભગવાન પાસે દીક્ષા લીધી. બ્રાહ્મીએ પણ ચારિત્ર ગ્રહણ કર્યું. અને સુંદરી પણ વ્રત ગ્રહણ કરવા ઇચ્છતી હતી, પરંતુ "આ સ્ત્રીરત્ન થશે" એમ ધારીને ભરતે તેને વ્રતનો નિષેધ કર્યો. પછી જિનાધીશને નમસ્કાર કરી ભરત રાજા વિનીતા નગરીમાં આવ્યા, અને ચક્રરત્નનો ઉત્સવ કરી તેને આગળ કરીને દિગ્વિજય કરવા ચાલ્યા.

અહીં અભંગ વૈરાગ્ય રંગથી સુંદરીનું મન રંગાયેલું હતું અને તત્ત્વનાજ્ઞાનથી તેના મનના શુભ પરિમાણ દઢ હતા, તેથી તેણે વિચાર્યું કે-"આ વિષયના ભોગો વિનશ્વર છે, સંસારસમુદ્ર દુસ્તર છે અને જે સ્ત્રીરત્ન થાય તે અવશ્ય છઠ્ઠી નરકમાંજ જાય છે." આ પ્રમાણે વિચારી તે મૃગલોચના, તત્ત્વને જાણનારી અને સર્વજ્ઞની આજ્ઞાને પાળનારી સુંદરી આંબેલ નામનું ઉતમ તપ નિરંતર કરવા લાગી. વિરક્ત થયેલી તેણે સાઠ હજાર વર્ષ સુધી વિરસ અન્ન ખાઈને સર્વ લોકને વિસ્મય કરનાર ઉગ્ર તપ કર્યું. સ્પૃહા રહિત થયેલી સુંદરીની આવી તપશ્ચર્યા સાંભળી કયો માણસ મનમાં આશ્ચર્ય ન પામે?

છખંડ ભરતક્ષેત્રની વિજયલક્ષ્મીને ધારણ કરી ભુવનરૂપી વૃક્ષથી ઉત્પન્ન થયેલા ગુણોરૂપી પુષ્પોથી શોભતા ભરતચક્રી પોતાની વિનીતા

નગરીમાં આવ્યા. આ અવસર્પિણીમાં ભરત પ્રથમ ચક્રવર્તી થયા. તેણે પ્રથમ નિગમની ઉત્પત્તિ કરી એમ શાસ્ત્રમાં સંભળાય છે. તે નિગમ પાંચમા આરાના અંત સુધી આ પૃથ્વીપર રહેશે.

વિનીતા નગરીમાં આવીને ચક્રીએ સુંદરીને તેવા પ્રકારના તપથી શુષ્ક શરીરવાળી જોઇ ક્રોધથી પોતાના સેવકોને કહ્યું કે-"આ સુંદરીનું શરીર આટલું બધું શુષ્ક કેમ થયું છે? શું મારા કોશમાં ધન નથી? કે કોઠારમાં ધાન્ય નથી? કે રસોઈ કરનાર માણસો કોઇ નહોતા? કે તેની સેવા કરનાર તેવા સેવકો નથી? કે જેથી આનુ શરીર અતિ કૃશ થયેલું દેખાય છે? અથવા કૃશ થવાનો બીજો કોઇ હેતુ છે? હે માણસો! સત્ય બોલો." તે સાંભળી માણસો બોલ્યા કે "હે સ્વામી! અહીં આપના ઘરમાં મોઢે માગ્યું ભોજન મળે છે અને શરીરને ગમે તેવાં વસ્ત્રો પણ છે. આપ સ્વામીના રાજ્યમાં સર્વ વસ્તુ સુલભ જ છે. અમે તો માનીએ છીએ કે આ તો મનુષ્યોને ફળદાયક કલ્પવૃક્ષ જ પ્રાપ્ત થયેલો છે. સ્વામીના સામ્રાજ્યરૂપી વૃક્ષની છાયાનો આશ્રય કરનાર બીજા પુરૂષો અને સ્ત્રીઓ પણ અપાર ભોજનાદિકનું સુખ પામે છે. પરંતુ હે સ્વામી! સુંદરી બહેન ઉત્તમ ભોગો છતાં પણ તેને વિષે નિઃસ્પૃહ થઇ તપશ્ચર્યા કરીને આવા કૃશ થયેલ છે." તે સાંભળી રાજાએ સુંદરીને કહ્યું કે-"હે સૌભાગ્યની લતા! તું ભોગો ભોગવ; તેં શામાટે તપથી શરીરનું શોષણ કર્યું?" સુંદરી બોલી કે-"હે મહારાજ! મારૂં મન ભોગમાં પ્રવર્તતું નથી; કારણ કે વિરક્તોને રસનો સ્વાદ જરા પણ પસંદ પડતો નથી." તે સાંભળી રાજાનું મન તેના ઉપરથી વિરક્ત થયું, તેથી તરતજ ચક્રીએ તેને વ્રતને માટે આજ્ઞા આપી. 'પ્રાયે કરીને ઉત્તમ પુરૂષો બીજાને ધર્મ કરવામાં અંતરાય કરતા નથી. કારણ કે તેઓ તો ધર્મ સાધનના હેતુ થવા ઇચ્છે છે.' પછી દૃઢ પ્રતિજ્ઞાવાળી સુંદરી આનંદથી વ્રતને ગ્રહણ કરી કેવળજ્ઞાન પામી મોક્ષે ગઇ.

આત્મસુખને ઇચ્છનાર પુરૂષે સ્પર્શન, રસન, ઘ્રાણ, નેત્ર અને શ્રોત્ર એ પાંચે ઇંદ્રિયોનો વિજય કરવો યોગ્ય છે. કહ્યું છે કે-"નહીં

જીતેલા ઇંદ્રિયો પ્રાણીઓના કુળઘાતને માટે, બંધને માટે અને વધને માટે થાય છે." સુંદરીએ પોતાની ઇંદ્રિયોનો એવો વિજય કર્યો કે જેથી તેણે પોતાનો આત્મા મોક્ષમા સ્થાપન કર્યો. લાવણ્યરૂપી જળના તરંગ જેવી અને દઢ ધૈર્યવાળી સુંદરીની જેમ પંડિતોએ પાંચે ઇંદ્રિયોને જીતવા માટે પ્રયત્ન કરવો.

ઇતિ શ્રીતપગચ્છરૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રી ધર્મહંસ ગણિના શિષ્યવાચકેંદ્ર શ્રીઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રીઉપદેશ કલ્પવલ્લી નામની ટીકાને વિષે ચોથી શાખામાં ઇંદ્રિયદમન નામના શ્રાવકના કૃત્ય ઉપર સુંદરીના વર્ણનવાળો બત્રીશમો પલ્લવ સમાપ્ત થયો.

---

## પલ્લવ ૩૩ મો.

અઢીદ્વીપની પૃથ્વીના ભૂષણરૂપ પાંચ ભરત, પાંચ ઐરાવત અને પાંચ મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થતા જિનેશ્વરો કે જેમનો અવતાર ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાળમાં પરમ પ્રકાશને કરનારો છે તેમને હું ત્રણે સંધ્યાએ નમસ્કાર કરું છું

કરણ દમન નામનું દ્વાર કહ્યા પછી હવે ચરણ પરિણામ નામનું તેત્રીશમું દ્વાર કહે છે.

## 'चरणपरिणामो' त्ति

બુદ્ધિમાન જનોએ ચરણ એટલે ચારિત્રને વિષે પરિણામ એટલે મનનો શુભ અધ્યવસાય કરવો.

વિસ્તરાર્થ:—અહીં ચરણ એટલે ચારિત્ર છે, અને તેને વિષે રહેલા જે પરિણામ તે મનોરથ કહેવાય છે. તે મનોરથમાં સર્વદા સત્પુરૂષોએ મન રાખવું. જાણવાની ઇચ્છા અને વાંછા એ બને અર્થમાં જિજ્ઞાસા શબ્દ વપરાય છે. તેનો છાંદસ પ્રયોગ હોવાથી તેના શબ્દાર્થનો નિર્ણય તે ઉપરથી જાણવો. તે જિજ્ઞાસા આગમ અને નિગમને

તત્ત્વમાર્ગ પંડિતોએ ત્રણ પ્રકારની કહેલી છે. પહેલી ધર્મજિજ્ઞાસા, બીજી બ્રહ્મજિજ્ઞાસા અને ત્રીજી તત્ત્વજિજ્ઞાસા.તેમાં ધર્મના એક દેશમાં રહેલી જે વાંછા તે ધર્મજિજ્ઞાસા કહેવાય છે,સર્વથા ધર્મની જે વાંછા તે બ્રહ્મજિજ્ઞાસા કહેવાય છે, અને જ્ઞાનતત્ત્વ સંબંધી જે વાછા તે તત્ત્વજિજ્ઞાસા કહેવાય છે. આ ત્રણે પ્રકારની જિજ્ઞાસાનો વારંવાર અભ્યાસ કરવો જોઈએ. પરંતુ જ્યાંસુધી ભવભ્રમણ વિશેષ હોય છે ત્યાંસુધી દર્શનની જિજ્ઞાસા કદાપિ ઉત્પન્ન થતી નથી તથા મુક્તિપદ સંબંધી જિજ્ઞાસા પણ થતી જ નથી, તેથી પ્રાણીઓને વાંછવા યોગ્ય દર્શન કદાપિ પ્રાપ્ત થતું નથી અને અભીષ્ટ એવો મોક્ષ પણ કદાપિ થતો નથી. તે વિષે કહ્યું છે કે—"જિનેશ્વરે કહેલા તત્ત્વને વિષે જે રૂચિ થાય તે શ્રદ્ધા કહેવાય છે, તે શ્રદ્ધા કેટલાક પ્રાણીઓને સ્વભાવથી જ થાય છે અને કેટલાકને ગુરૂના ઉપદેશથી થાય છે. વ્યાકરણથી શબ્દની સિદ્ધિ થાય છે, શબ્દ સિદ્ધ થવાથી અર્થનો નિર્ણય થાય છે, નિશ્ચિત અર્થ થવાથી તત્ત્વનું જ્ઞાન થાય છે અને તત્ત્વજ્ઞાનથી મોક્ષ પ્રાપ્ત થાય છે." જેને સમ્યગ્દર્શનરૂપી રત્ન પ્રાપ્ત થયું હોય અને જે નિગમાગમને જાણનાર હોય તેવા પ્રાણીએ યથાસ્થિત શ્રાવકનો આચાર અંગીકાર કરવો. મુનિઓનો સર્વ આચાર અગ્યાર અંગમાં કહેલો છે અને શ્રાવકનો સંપૂર્ણ આચાર નિગમમાં કહેલો છે. સાધુ, શ્રાદ્ધદેવ અને શ્રાવકે પોતપોતાના અધિકાર પ્રમાણે ગુરૂના મુખથી આગમ અને નિગમનાં વચનો સાંભળવા. પ્રથમ નિગમ અને આગમમાં કહેલો શ્રાવકનો આચાર સંપૂર્ણ રીતે જાણી પછી તત્ત્વજ્ઞાનીએ શ્રદ્ધાપૂર્વક ગુરૂની સાક્ષીએ તે અંગીકાર કરવો, દ્રવ્યસ્તવ અને ભાવસ્તવનો સંપૂર્ણ નિર્ણય કરવાની ઈચ્છાવાળા નિપુણ પુરૂષોએ નિગમ અને આગમના શાસ્ત્રો જોવા જોઈએ. વિશુદ્ધ શ્રાવકનો આચાર પાળતો ઉત્તમ શ્રાવક ચારિત્રના મનોરથવડે પુંડરીકની જેમ પોતાના આત્માને પવિત્ર કરે છે. શ્રીઆવશ્યક ચૂર્ણિમા ચારિત્રનો મનોરથ કરવાથી શું ફળ થાય તે ઉપર પુંડરીક રાજાની કથા કહેલી છે. તે આ પ્રમાણે—

## પુંડરીકની કથા,

મહાવિદેહની પૃથ્વીરૂપી સ્ત્રીના મસ્તકમાં મુગટરૂપ અને સર્વ સંપત્તિના સ્થાનરૂપ **પુષ્કલાવતી** નામે વિજય છે. માનસ સરોવરની જેવા તે વિજયમાં **પુંડરીકિણી** નામની પુરી છે, તેનો મધ્ય ભાગ પુણ્યરૂપી રજના પુંજથી અત્યંત વાસિત છે. તે પુરીની ચોતરફ વૃક્ષોની શ્રેણીથી શોભતું દેવના ઉદ્યાન જેવું **નલીનીગુલ્મ** નામનું ઉદ્યાન છે. તે પુરીમાં **મહાપદ્મ** નામનો રાજા પ્રજાજનોનું રંજન કરતો હતો. જિનેશ્વરની આજ્ઞારૂપી કમલિનીને વિકસ્વર કરવામાં સૂર્ય સમાન હતો. તે રાજાને જાણે ચાલતી પદ્માવતી ( લક્ષ્મીદેવી ) હોય એવી **પદ્માવતી** નામની પ્રિયા હતી. તે ગુણોના ખજાનારૂપ અને અગણ્ય લાવણ્યરૂપી જળની વાપીકા સમાન હતી. તેને **પુંડરીક** અને **કંડરીક** નામના બે પુત્રો થયા હતા. તેમના બાહુદંડ અતિ બળવાન હતા અને તેઓ રાજહંસની જેમ નિરંતર ક્રીડા કરતા હતા.

એકદા તે પુરીના ઉદ્યાનમાં આકાશમાં સૂર્યની જેમ ભાનું નામના મુનીશ્વર પધાર્યા. તેમને નમસ્કાર કરવા માટે મહાપદ્મ રાજા હર્ષથી પરિવાર સહિત ગયો. ગુરૂને નમસ્કાર કરી તેમની દેશના સાંભળી રાજાએ પ્રતિબોધ પામવાથી પુંડરીકને રાજ્યપર સ્થાપન કરી પોતે દીક્ષા લીધી. " લઘુકર્મી જીવો દુઃખમિશ્રિત સુખને ઇચ્છતા નથી. " અનુક્રમે તે રાજર્ષિ તપ કરી કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા.

ફરીથી તે જ ( ભાનુ ) મુનીશ્વર એકદા ત્યાં આવ્યા. ત્યારે પુંડરીક રાજાએ ગુરૂના મુખથી ઉપદેશ સાંભળી પ્રતિબોધ પામી શ્રાવકધર્મ અંગીકાર કર્યો. તેનો નાનો ભાઈ યુવરાજ વિષયોથી યુક્ત હતો તોપણ મુનિની વાણીરૂપી અમૃતના સિંચનથી તેનું મન યતિધર્મ પાળવામાં તત્પર થયું. તેથી તેણે ગુરૂને કહ્યું કે—" હું મારા ભાઈની રજા લઇને ચારિત્ર ગ્રહણ કરીશ. " એમ કહી તે કંડરીક કુમાર નગરમાં ગયો. તેણે રાજાને પોતાનો મનોરથ જણાવ્યો, ત્યારે રાજાએ કહ્યું કે—

" હું જ વૈરાગ્ય પામ્યો છું, માટે તું જ રાજ્ય ધારણ કર. હે લઘુબંધુ ! હું જ વ્રત લેવા ઈચ્છું છું; માટે તું ભોગ ભોગવ." આ પ્રમાણે રાજાએ બે ત્રણ વાર કહ્યા છતાં તેણે વિષય પર જરા પણ મન કર્યું નહીં. ફરીથી રાજાએ કહ્યું કે—" વ્રત ગ્રહણ કરવું તે ગંગામાં સામે પુરે તરવા જેવું છે, અને ખડ્ગની ધાર ઉપર ચાલવા જેવું છે. તારૂં શરીર કોમળ છે. કહ્યું છે કે—' જે વ્રતનું આચરણ કરી ઉપસર્ગો સહેવા તે ગંગાના સામે પ્રવાહે તરવા જેવું છે, મેરૂ પર્વત ત્રાજવામાં તોળવા જેવું છે, ભયંકર અને મોટું શત્રુનું સૈન્ય જીતવાનું છે, રાધાવેધમાં બનાવેલા ચક્ર ઉપર રહેલ લક્ષ્યરૂપ પુત્રીનું ડાબું નેત્ર વીંધવાનું છે. તું બાળક અને સુકુમાળ છે, વ્રત તો બળીષ્ઠ માણસે ગ્રહણ કરવા લાયક છે, તેમાં ભાવશત્રુઓને જીતવાના છે, અને દુઃસહ પરિષહો સહન કરવાના છે."આ પ્રમાણે રાજાએ કહ્યું તોપણ સંસારનું નિઃસારપણું જાણનારા કંડરીકે કહ્યું કે–" હે જ્યેષ્ઠ બંધુ ! વ્રત કાયર પુરૂષને જ ભય આપનારૂં છે. જે લોકો વ્રતમાં કાયર હોય છે તેઓ જ આ લોકના વિષયોને ઇચ્છે છે, પરંતુ ધીર પુરૂષો અસાર ભોગોથી નિરંતર વૈરાગ્ય જ પામે છે." તે સાંભળી રાજાએ તેને વ્રતની અનુજ્ઞા આપી, અને તેનો દીક્ષામહોત્સવ કર્યો. પછી કંડરીક ચારિત્રને અંગીકાર કરી ઉપવાસાદિક તપમાં તત્પર થઇ સ્થવિર મુનિની પાસે એકાદશાંગી ભણી સાધુના આચારમાં નિપુણ થયો. અન્યદા તે કંડરીક મુનિને રૂક્ષ આહારના યોગથી શેલક આચાર્યની જેમ દાહજ્વર લાગુ પડયો. " કર્મની ગતિ વિષમ છે."

એકદા ગુરૂ તે રાજર્ષિ વિગેરે સાધુઓ સહિત પુંડરીકિણી નગરીએ પધાર્યા અને વિવિધ વૃક્ષોથી શોભિત ઉદ્યાનમાં રહ્યા. તે જાણી રાજાએ તે મુનિઓને પોતાની યાનશાળામાં લાવીને રાખ્યા, અને વૈદ્યો પાસે પોતાના ભાઇની ચિકિત્સા કરાવી. પ્રાસુક ઔષધ અને આહારના યોગથી તેનો વ્યાધિ નાશ પામ્યો, અને રસવાળો આહાર લેવાથી તત્કાળ તેનુ શરીર બળિષ્ઠ થયું. તે રાજર્ષિના શરીરને સારૂં થયું

એટલે તેની સાથે રહેલા સ્થવિર સાધુઓએ તેને લઇને અન્યત્ર વિહાર કર્યો.

એકદા કંડરીક રાજર્ષિ વ્રતના પરિણામથી ભગ્ન થઇ એકલા પુંડરીકિણી આવ્યા. તે સાંભળી રાજા તેની પાસે આવ્યો. બીજા સાધુ રહિત અને ભગ્ન વ્રતના મનવાળા તમને જોઇ રાજાએ નમસ્કાર કર્યો, અને હર્ષથી તે રાજર્ષિના ગુણોની પ્રશંસા કરવા લાગ્યો કે—"હે મુનિ! અંતઃપુર સહિત આવા મોટા રાજ્યમાં પણ તમે સ્પૃહા રહિત છો, તેથી તમને ધન્ય છે." તે સાંભળી તે મુનિ કાંઇપણ બોલ્યા નહીં, ત્યારે રાજાએ તેને પૂછ્યું કે—"શું ભોગને માટે તમને ઇચ્છા થઇ છે?" ત્યારે મુનિએ હા કહી તે સાંભળી વિરક્ત બુદ્ધિવાળા રાજાએ પોતાના મંત્રીઓને બોલાવી કંડરીકનો આનંદથી રાજ્યાભિષેક કર્યો અને ધર્મના કોશની જેમ તેનો મુનિવેશ હર્ષથી પોતે ગ્રહણ કર્યો. 'આશ્ચર્ય છે કે તે બન્નેને ધર્મ અને અધર્મનો ભ્રંશ કેવો થયો?' તે બન્નેની વ્રત અને રાજ્યની પરાવૃત્તિ[1] સંસારને તથા ત્યાગને વધારનારી અને પત્થર તથા મણિના સ્વીકાર જેવી થઈ. એકે પોતાના મસ્તક પર રહેલા [2]કલેશો દૂર કર્યા અને બીજાએ તેનો જ [3]બન્ને પ્રકારે સ્વીકાર કર્યો. એકે રાજ્યના ચિન્હો ગ્રહણ કરી હર્ષથી પુરમાં પ્રવેશ કર્યો અને બીજાએ ચારિત્રની ઉપાધિ ગ્રહણ કરી વનમાં પ્રવેશ કર્યો. એકે નિર્વિવેકપણાથી ભોગ ભોગવવામાં મનની લોલુપતા ધારણ કરી, અને બીજાએ મનોહર ચારિત્ર પાળવામાં મન સ્થિર કર્યું. એકે પોતાના ચિત્તમાં રહેલી વિરતિનો દૂરથી (અત્યંત) ત્યાગ કર્યો, અને બીજાએ વ્રતગ્રહણ કરવાનો ઉત્તમ અભિલાષ પૂર્ણ કર્યો. એકે ઇચ્છા પ્રમાણે સરસ ભોજનનો આહાર કર્યો, અને બીજાએ ગુરૂ પાસે જઇ દીક્ષા ગ્રહણ કરીને પારણું કર્યું. એકનો આહાર દુર્બળ શરીર હોવાથી વિકારને પામ્યો અને બીજાનો આહાર નીરસ, ઠંડો અને તુચ્છ હોવાથી વિકારને પામ્યો. ભોગમાં લુબ્ધ થયેલો એક દુરંત વેદનાથી વ્યાપ્ત થયો અને બીજા પાપોનું પ્રતિક્રમણ કરી ધર્મમાં ઉદ્યમવંત થયા. એક સંસારસમુદ્રમાં ડુબાવનાર આર્તધ્યાનથી પીડિત થયો અને બીજા મહામુનિ શુભ

---

૧ વિપર્યાસ. ૨ કેશો. ૩ કેશ અને કલેશ.

ધ્યાનથી આત્માને ભાવિત કરવા લાગ્યા. એકને ચિરકાળનો યતિ-ધર્મ પણ નિષ્ફળ થયો અને બીજાને જન્મથી સેવેલો ગૃહીધર્મ સફળ થયો. એકની ઉન્માર્ગે જવાને લીધે અપ્રતિષ્ઠાન નામના નરકમાં ઉત્પત્તિ થઇ અને બીજાની સન્માર્ગે ચાલવાથી સર્વાર્થસિદ્ધમાં ઉત્પત્તિ થઇ. એક અપાર સંસારસમુદ્રમાં અટન કરશે અને બીજા મહાવિદેહમાં ઉત્પન્ન થઇ સિદ્ધિપદ પામશે. અહો! કંડરીક મુનિ તીવ્ર ચારિત્રનું પાલન કર્યા છતાં તેનું મન સંવરમાં નહિ હોવાથી ચારિત્રનું કાંઇપણ ફળ પામ્યા નહીં, અને પુંડરીક રાજા ગૃહીધર્મનું સમ્યક્ પાલન કરી સંસારના સુખભોગથી જરા પણ લેપાયા નહીં. જેનું હૃદય કેવળ ચારિત્રના પરિણામથી જ વાસિત હતું તે પુંડરીકે રાજ્ય ભોગવ્યું, તોપણ તેને આત્મગુણના સમૂહને પ્રાપ્ત કરવાનું કારણ થયું. રાજ્યના અર્થી પોતાના ભાઇ કંડરીકને રાજ્ય સોંપી પુંડરીક મહામુનિએ પોતાનું કાર્ય સાધ્યું. પુંડરીક રાજાની જેમ શ્રાવકોએ સુખની સંપત્તિને માટે ચારિત્રના પરિણામમાં જ પોતાનું ચિત્ત ધારણ કરવું.

ઇતિ શ્રીતપાગચ્છરૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રી ધર્મહંસ ગણિના શિષ્ય વાચકેંદ્ર શ્રી ઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રી ઉપદેશ કલ્પવલ્લી નામની ટીકાને વિષે ચોથી શાખામાં ચારિત્ર-પરિણામ નામના શ્રાવકના કૃત્ય ઉપર પુંડરીક રાજાના વર્ણન નામનો તેત્રીશમો પલ્લવ સમાપ્ત થયો.



## પલ્લવ ૩૪ મો.

શ્રીશત્રુંજય, સંમેતશિખર, આબુ પર્વત અને માંડવગઢ એ ચાર તીર્થો લોકોત્તર મહિમાવાળા આ જગતમાં જયવંતા વર્તે છે.

ચરણ પરિણામનું સ્વરૂપ કહ્યા પછી હવે સંઘ ઉપરના બહુમાન નામનું પાંચમી શાખાને વિષે ચોત્રીશમું દ્વાર પ્રગટ કરે છે.—

# " संघोवरि वहुमाणो " त्ति.

સાધુ, સાધ્વી, શ્રાદ્ધદેવ, શ્રાદ્ધદેવી, શ્રાવક અને શ્રાવિકા એ છ પ્રકારનો સંઘ છે. તેના પર ગુણીજનોએ બહુમાન કરવું-ભક્તિ કરવી યોગ્ય છે. ( સંઘના ૪ પ્રકારને આમાં ૬ કહ્યા છે. )

વિસ્તરાર્થ-જિનેશ્વરની આજ્ઞાને મસ્તક પર ધારણ કરનાર શ્રીસંઘ છ પ્રકારે છે, એમ નિગમ અને આગમને જાણનારા કહે છે. તે આ પ્રમાણે-સાધુ, સાધ્વી, શ્રાદ્ધદેવ, શ્રાદ્ધદેવી, શ્રાદ્ધ અને શ્રાદ્ધી-એ છ પ્રકારનો સંઘ છે. પંડિતોએ સિદ્ધાંતમાં સામાન્ય રીતે સુશ્રાદ્ધ અને શ્રાદ્ધ એમ બે પ્રકારે શ્રમણોપાસક ( શ્રાવક ) કહ્યા છે. તત્ત્વના જિજ્ઞાસુઓએ સુશ્રાદ્ધ અને શ્રાદ્ધની ક્રિયાનો વિષય જાણવો જોઇએ. તે વિશેષ રીતે નિગમના ઉપનિષદ્ શાસ્ત્રોમાં જુદો પાડીને બતાવેલો છે. સબીજ યોગને-સમ્કિતને પામેલો અને દોષ રહિત સંઘ અતિ દુર્લભ છે કે જે સંઘ નિગમમાં કહેલી ક્રિયાને પ્રમાણભૂત માને છે. સમૃદ્ધિવાળા વિવેકી જનોએ આ સંઘ સદા પૂજવા યોગ્ય છે. આ સંઘને જ સમવસરણમાં પ્રવેશ કરતાં તીર્થંકર નમસ્કાર કરે છે. કહ્યું છે કે-"નગર, રથ, ચક્ર, કમળ, ચંદ્ર, સૂર્ય, સમુદ્ર અને મેરૂ-આટલા પદાર્થોની જે સંઘને ઉપમા આપેલી છે, તે ગુણના સાગરરૂપ સંઘને હું નમું છું. સંઘ હર્ષપૂર્વક જેના ઘરનો સ્પર્શ કરે છે, તેના આંગણામાં મનોહર સુવર્ણની વૃષ્ટિ થઈ છે, તેના ઘરમાં શ્રેષ્ઠ મણિનું નિધાન પ્રાપ્ત થયું છે અને તેને ઘેર કલ્પલતાની ઉત્પત્તિ થઇ છે એમ જાણવું. તીર્થંકરો, ચક્રવર્તિઓ અને વાસુદેવ વિગેરેની જન્મભૂમિરૂપ તથા પાપનો નાશ કરનાર આ સંઘ સદા આદરપૂર્વક પોતાના અધિકાર પ્રમાણે પૂજવા યોગ્ય છે." તે ઉપર ભરત ચક્રીની કથા નીચે પ્રમાણે છે.

શક્રઇંદ્રે ભરતક્ષેત્રની ભૂમિરૂપી સ્રીના ભૂષણરૂપ **વિનીતા** નામની નગરી સ્થાપન કરી હતી ( વસાવી હતી ). તેનો નાયક **ભરત** ચક્રવર્તી હતો. તે ભરતે છ ખંડ ભરતક્ષેત્રનો વિજય કરી યશ મેળવ્યો હતો; તેથી કરીને જ જાણે તેના નામથી ભરતક્ષેત્ર કહેવાતું

હોય એમ ભાસે છે.એકદા ભરત રાજાએ પોતાના અઠ્ઠાણું નાના ભાઈઓને દૂતના મુખે કહેવરાવ્યું કે-"જો તમે રાજ્યના અર્થી હો તો મ ો આશ્રય કરો (મારી આજ્ઞા માનો)."આ પ્રમાણે સાંભળી તેઓએ વિચાર કર્યો કે- "આપણે પ્રથમથી જ આદિનાથની સેવા કરી છે અને તેણેજ આપેલું રાજ્ય ભોગવીએ છીએ તોફભરતની સેવા શામાટે કરવી જોઈએ ?" એમ વિચારી તે રાજાઓએ રાજ્યનો ત્યાગ કરી જિનેશ્વર પાસે આવી તેમના હસ્તથી જ દીક્ષા ગ્રહણ કરી અને તેમની સાથે વિહાર કરવા લાગ્યા. ત્યારપછી નમસ્કાર કરતા પ્રાણીઓના દુ:ખનો નાશ કરનાર ત્રણ જગતના સ્વામી પ્રથમ જિનેશ્વર વિનીતાનગરીના ઉદ્યાનમાં સમવસર્યા. તે વખતે "પિતા અને વળી અરિહંત એ તો સુવર્ણ અને સુગંધ જેવું છે." એમ વિચારી ભરતરાજા ભક્તિથી ત્યાં આવી જિનેશ્વરને નમ્યા. ત્યારપછી નિપુણ એવા ચક્રવર્તીએ પોતાના ભાઈઓને નમન કરી રાજ્ય ભોગવવાની વિનંતિ કરી; પરંતુ તે મુનિઓએ વમન કરેલા રાજ્યને ભોગવવાની ઇચ્છા કરી નહીં ત્યારે રાજાએ વિચાર્યું કે—"મારે આ ભરતક્ષેત્રનું મોટું રાજ્ય છે, અને આ અખુટ ભોગો છે, તેથી આ મારા બંધુ મુનિઓ જો મારી કાંઈ પણ વસ્તુ ગ્રહણ કરે તો સારૂં." એમ વિચારી અનેક પ્રકારના પકવાન્નોનાં ગાડાં ભરી લાવી ભરતરાજાએ સમવસરણમાં આવી પ્રભુને નમસ્કાર કરીને કહ્યું કે—"હે સ્વામિન્ ! મારા પર કૃપા કરો, અને કહો કે આ મુનિઓ આ મારી પ્રાસુક વસ્તુ ગ્રહણ કરે, જેથી મારો જન્મ સફળ થાય." તે સાંભળી ભગવાન્ બોલ્યા કે—"હે ભરત ! સાધુઓને એવો આધાકર્મી આહાર કલ્પે નહીં." ત્યારે ભરતે કહ્યું- "મારે ત્યાં આવીને આહાર ગ્રહણ કરો." પ્રભુ બોલ્યા—"રાજપિંડ પણ સાધુઓને કલ્પે નહીં." તે સાંભળી ભરતચક્રી ખેદ યુક્ત થયા. તે જાણી પાસે બેઠેલા ઇંદ્રે ભગવાનને પૂછ્યું કે—"હે સ્વામી ! અવગ્રહ કેટલા છે ?" પ્રભુ બોલ્યા કે—"ઇંદ્રનો, ચક્રવર્તીનો, ગામના રાજાનો, ગૃહસ્થનો અને સાધુનો એમ પાંચ પ્રકારનો અવગ્રહ છે." તે સાંભળી સાધુઓની ક્રિયાનું અનુમોદન કરતા ઇંદ્રે

ભરતક્ષેત્રમાં સાધુઓના નિવાસની અનુજ્ઞા આપી. તે વખતે ભરત ચક્રી બોલ્યા કે—" જો આ પ્રમાણે માત્ર મન અને વચનથી જ પુણ્ય થઇ શકે છે તો તે સુખે સાધી શકાય તેવું છે, તેથી કરીને હું પણ ભરતક્ષેત્રમાં સાધુઓને નિવાસ કરવાની અનુજ્ઞા આપું છું." પછી ભરતે હર્ષિત ચિત્તે જિનેશ્વરને વંદના કરી, અને ઇંદ્ર તથા ચક્રી બન્ને સમવસરણની ભૂમિમાંથી સાથે બહાર નીકળ્યા. તે વખતે ભરતે ઇંદ્રને પૂછ્યું કે—" હવે આ ભોજનની શી વ્યવસ્થા કરવી ?" ઇંદ્રે કહ્યું કે—" જેઓ તમારાથી ગુણાધિક હોય તેમનો આ ભોજનવડે સત્કાર કરવો." તે સાંભળી રાજાએ વિચાર્યું કે—" ભોગ ઉપભોગની સર્વ સામગ્રીવડે તો મારાથી અધિક કોઇપણ નથી; પરંતુ આ શ્રાવકો ગુણે કરીને મારા કરતાં મોટા છે, તેથી આ શ્રમણોપાસકો નિરંતર ભકિત કરવા યોગ્ય છે." આમ વિચારીને ચક્રીએ ગાડામાં ભરેલી રસવતી ( પકવાન્ન ) શ્રાવકોને જમાડીને તેની સાર્થકતા કરી.

એકદા ચક્રીએ ઇંદ્રને પૂછ્યું કે—"હે દેવેંદ્ર ! તમે સ્વર્ગમાં કેવા સ્વરૂપે રહોછો ?" ઇંદ્રે જવાબ આપ્યો કે—" તે રૂપ મનુષ્યો જોઈ ન શકે તેવું હોય છે. તોપણ તમે મનુષ્યમાં સર્વોત્તમ છો તેથી તમને હું એક અવયવ દેખાડું છું, કેમકે દેવનું દર્શન કદાપિ નિષ્ફળ થતું નથી એમ કહેવાય છે." આ પ્રમાણે કહી ઇંદ્રે સર્વ અલંકારોથી સુશોભિત પોતાની એક આંગળી તેને દેખાડી. તે જોઈ પરિવાર સહિત ચક્રી આશ્ચર્ય પામ્યો, અને આઠ દિવસ સુધી તેનો મહોત્સવ કર્યો. ત્યારથી આરંભીને દર વરસે ઇંદ્ર મહોત્સવ લોકમાં પ્રવર્ત્યો. ' મહાપુરૂષને અનુસરીને જ સર્વ વ્યવહારો પ્રવર્તે છે, એક બીજાની પાછળ ચાલનારા લોકો તત્ત્વાર્થનો વિચાર કરતા નથી.' સાધુઓએ અને શ્રાવકોએ તો શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે જ ધર્મકાર્ય કરવું યુક્ત છે. વિચક્ષણ પુરૂષોએ નિગમ અને આગમનાં શાસ્ત્રો જોઈ નિશ્ચય અને વ્યવહાર નયને આધારે ધર્મમાં પ્રવર્તવું જોઇએ. પછી ચક્રીએ ઇંદ્રને કહ્યું કે—"તમે દેવોના ઇંદ્ર છો અને હું મનુષ્યોનો ઇંદ્ર છું, માટે હે ઇંદ્ર !

આપણી અકૃત્રિમ મિત્રાઇ હો." ત્યાર પછી શ્રેષ્ઠ બુદ્ધિવાળા ચક્રીએ શ્રાવકોને બોલાવીને કહ્યું કે-" તમારે આજથી ખેતી વિગેરેનું કાર્ય બીલકુલ કરવું નહીં. હું તમારી આજીવિકા પૂર્ણ કરીશ. તમારે હમેશાં મારે ઘેર ભોજન કરવું, સાધુજનની સેવા કરવી અને મને હમેશાં આ વચન સંભળાવવું કે-" હે ચક્રી! તું જીતાયો છે, ભય વૃદ્ધિ પામે છે માટે 'મા હન, મા હન' "ન હણો, ન હણો." આ પ્રમાણે કહીને ચક્રી તેમનો હમેશા ભોજનાદિકવડે સત્કાર કરવા લાગ્યા, અને તેમના વચનથી પ્રતિબોધ પામી પોતે નિરંતર સદાચારમાં તત્પર રહેવા લાગ્યા.

અન્યદા ચક્રીએ તે શ્રાવકોને કાકિણી રત્નથી જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી ત્રણ રત્નના ચિન્હવાળા કર્યા અને તેમના સ્વાધ્યાયને માટે વેદો રચ્યા. તે વિષે ચૂર્ણિમાં કહ્યું છે કે-" ભરતે દાન આપ્યું ત્યારે લોકો માંહે દાન દેવામાં પ્રવર્ત્યા, ભરતે શ્રાવકોને સ્વાધ્યાય ધ્યાન કરવા માટે આર્ય વેદો કર્યા. તે વેદોમાં તીર્થંકરોની સ્તુતિ, સર્વવિરતિ, દેશવિરતિ અને શાંતિકર્મ વિગેરેનું વર્ણન આપેલું છે, ત્યાર પછી સુલસા અને યાજ્ઞવલ્ક્ય વિગેરેએ અનાર્ય વેદો રચ્યા છે." ભરતરાજા પરીક્ષા કરીને ઉત્તમ શ્રાવકોને હંમેશાં ભોજન કરાવતા હતા, તેથી શ્રાદ્ધદેવો શ્રાવકોને સત્પાત્ર તરિકે થયા, અને સાધુઓ તો પ્રથમથી જ સત્પાત્રપણે પ્રસિદ્ધ હતા. આ પ્રમાણે પંડિતોએ શ્રાદ્ધદેવોને બીજી પંક્તિના પાત્ર તરીકે જાણવા. શ્રાદ્ધદેવો હમેશાં દ્રવ્ય સ્તવના અધિકારી છે એમ નિગમ અને આગમમાં કહ્યું છે. તેઓ પણ શ્રાવકોને ફળ આપનારા થાય છે. જિનપૂજા વિગેરેના મહોત્સવ પ્રસંગે મુનિઓને પ્રાસુક ભાતપાણી આપવું અને શ્રાદ્ધદેવોને સુવર્ણ વિગેરેનું દાન આપવું. તે શ્રાદ્ધદેવોના જે પુત્રો થયા તે પણ સદાચારી ઉત્તમ શ્રાવકો થવાથી તેમને પણ ચક્રીએ કાકિણી રત્નથી અંકિત કર્યા. તે શ્રાદ્ધદેવો પછી સુવર્ણની જનોઇવાળા થયા. પછી અનુક્રમે રૂપાની, પટ્ટસૂત્રની અને છેવટ સૂર્યયશાના વંશમાં એકલા સૂત્રની યજ્ઞોપવીતને ધારણ કરનારા થયા.

સૂર્યયશા પછી મહાયશા, પછી અતિબળભદ્ર, પછી બળભદ્ર, પછી બલવીર્ય, પછી કીર્તિવીર્ય, પછી જળવીર્ય, અને પછી દંડવીર્ય એમ અનુક્રમે આઠ રાજાઓ અર્ધ ભરતખંડના સ્વામી થયા.[1] આ આઠ રાજાઓએ પોતાના મસ્તક ઉપર ઋષભસ્વામીના રાજ્યનો મુગટ ધારણ કર્યો. ત્યારપછીના રાજાઓ તે મુગટ મોટો હોવાથી ધારણ કરી શકયા નહિ.

છ છ માસે નવા શ્રાવકોની પરીક્ષા કરી ભરતરાજા ઉત્તમ શ્રાવકોને ત્રણ રેખાથી અંકિત કરતા હતા અને તેઓને સુવર્ણાદિકનું દાન આપતા હતા, તે જોઇ પૃથ્વી પર લોકો પણ મહાફળવાળા બ્રાહ્મણદાનમા પ્રવર્ત્યા. હજુસુધી પણ તે બ્રાહ્મણો કોઇ કોઇ ઠેકાણે તત્ત્વને જાણનારા તથા શુદ્ધ રીતે સમકિતને ધારણ કરનારા જોવામાં આવે છે...

શ્રાવક ધર્મને પાળનાર રાજાએ સાધુઓનો, શ્રાદ્ધદેવોનો અને શ્રાવકોનો અધિકાર પ્રમાણે ભક્તિપૂર્વક આદર કરવો અને જિન ધર્મને જાણનાર સત્પુરૂષોએ આ છ પ્રકારના સંઘનું ભરતરાજાની જેમ બહુમાન કરવું કે જેથી મુક્તિરૂપી દેવાંગના પોતાને વશ થાય.

ઇતિ શ્રીતપગચ્છરૂપી આકાશમાં સૂર્યસમાન મહોપાધ્યાય શ્રી ધર્મહંસ ગણિના શિષ્ય વાચકેંદ્ર શ્રીઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રીઉપદેશકલ્પવલ્લી નામની ટીકામાં પાંચમી શાખાને વિષે શ્રીસંઘભક્તિ કરવાના વિષય ઉપર ભરતચક્રીના વર્ણન નામનો ચોત્રીશમો પલ્લવ સમાપ્ત થયો.

—(÷)—

## પલ્લવ ૩૫ મો.

જેઓએ જિનધર્મની દીપિકારૂપ દ્વાદશાંગીનો પ્રકાશ કર્યો છે તે ૪૪૧૦ ગણધરોને[2] હું નમસ્કાર કરૂં છું.

---

[1] પણ તે વાસુદેવ કહેવાય નહીં.

[2] આ સંખ્યા કયા હિસાબે કરી છે.તે સમજાયું નથી. વાસ્તવિક રીતે તો ૧૪૫૨ ગણધરો કહેવાયછે તે યોગ્ય છે.

સંઘના બહુમાનનો વિધિ કહ્યા પછી હવે પુસ્તકલેખન નામનું પાંત્રીશમું દ્વાર કહે છે.—

## 'पुत्थयलिहणं' त्ति.

શ્રાવકોએ આગમ અને નિગમનાં પુસ્તકો લખાવવાં એ શ્રાવકોનું કર્તવ્ય છે.

વિસ્તરાર્થ—આ જગતમાં લૌકિક અને લોકોત્તર આચાર અને વિચારને કહેનારાં નિગમ અને આગમનાં શાસ્ત્રો જ છે, તે પંડિતોએ જાણવા યોગ્ય છે. દરેક પ્રભુના ગણધરો સમગ્ર આચાર્યની પેટી સમાન નિર્મળ મહાવિદ્યારૂપ નવી દ્વાદશાંગી રચે છે, અને દરેક ચોવીશીમાં જે પહેલો ચક્રવર્તી થાય તે સર્વ વર્ણોના ધર્મને બતાવનાર નિગમની રચના કરે છે. સાધુઓને અને સાધુની સેવામાં તત્પર રહેતા જૈન બ્રાહ્મણોને નિગમ અને આગમના શાસ્ત્રો શીખવા લાયક છે, તથા તત્ત્વજ્ઞાની શ્રાવકોએ પોતપોતાના અધિકાર પ્રમાણે તે શાસ્ત્રો શ્રવણ કરવાના છે અને તેમાં ક્રિયાઓ જે પોતાને યોગ્ય હોય તે કરવાની છે. ન્યાયથી ઉપાર્જન કરેલા ધનવડે શ્રાવકો જો નિગમ અને આગમના પુસ્તકો લખાવે તો તેનું તે ધન વખાણવા લાયક છે. ભરત ચક્રીનાં અને અરિહંતનાં શાસ્ત્રો લખાવવાથી જીર્ણ ચૈત્યનો ઉદ્ધાર કરવા જેટલું પુણ્ય થાય છે આ પૃથ્વી પર નિગમ અને આગમ નામનું જૈનશાસ્ત્ર સમગ્ર આચારના વિજ્ઞાનને પ્રકાશ કરવામાં દીપક સમાન છે. સત્પુરૂષોએ સમક્તિનો પ્રકાશ કરવા માટે નિરંતર પોતાના હૃદયમાં દ્વાદશાંગી તથા ચાર ( જૈન ) વેદ રૂપી દીપિકા ધારણ કરવા યોગ્ય છે. આવા દુષમ કાળમાં પણ સમ્યક્ શાસ્ત્રના પ્રભાવથી કલ્યાણ કારક ધર્મની શુદ્ધ પ્રગટ થાય છે. પવિત્ર કરનારી તે ધર્મશુદ્ધિ પાંચમા આરાના અંત સુધી સ્થિર રહેશે. જેનાથી નિગમની ઉત્પત્તિ થઇ છે તે પુરૂષને ધન્ય છે. શ્રાવકોએ પોતે નિરંતર નિગમ અને આગમના પુસ્તકો લખવાં અને પોતે ઉપાર્જન કરેલા ધનવડે લખાવવાં. પેથડ નામના મંત્રીશ્વરની જેમ તથા વસ્તુ-**નિકેતની** જેમ શ્રાવકોએ નિગમ અને આગમના ગ્રંથો લખાવવા,

પેથડ નામનો મંત્રી કોણ હતો ? અને વસ્તુનિક્ત કોણ હતો ? તે વિષે બીજા શાસ્ત્રમાં કહેલી તેમની કથા અહીં સંક્ષેપથી લખીએ છીએ.

## પેથડ મંત્રીની કથા.

નમિઆડ નામના મોટા દેશના ભૂષણરૂપ નાદરીપુર નામનું નગર છે. તેમાં દેદાક નામે એક ધનિક રહેતો હતો. તેને સુવર્ણનો મેઘ એવું બિરૂદ મળ્યું હતું. તેને પેથડ નામે પુત્ર હતો. તે કેટલેક કાળે નિર્ધન થયો "ધનિકના પુત્રો થયા છતાં પણ પ્રાણીઓને પોતાનું કર્મ ભોગવવુંજ પડે છે." પેથડ નિર્ધન થવાથી ધન ઉપાર્જન કરવા માટે માલવ દેશમાં ગયો. 'તે દેશ ભાંગેલા મનુષ્યોને પિતૃગૃહ સમાન છે.' ત્યાં રહીને પેથડ ત્યાંના રાજાનો માનીતો થયો અને અનુક્રમે કોટી સુવર્ણનો સ્વામી થયો. "મનુષ્યોના ભાગ્યને કોણ જાણી શકે છે ?"

પેથડે ત્યાં ગુરૂ આવ્યા ત્યારે તેના પ્રવેશ મહોત્સવમાં બહોંતેર હજાર દ્રવ્યનો ખર્ચ કર્યો. એકદા ગુરૂ મહારાજ મધુર સ્વરે વિવાહપ્રજ્ઞપ્તિ, ગણતા હતા, તે વખતે પેથડ મંત્રી ગુરૂને વાંદવા આવ્યો. મુનીશ્વરને વંદના કરી તે મંત્રીશ્વર ગુરૂની પાસે બેઠા, અને "કયું શાસ્ત્ર ગણો છો ?" એમ તેણે પૂછ્યું; ત્યારે ગુરૂએ કહ્યું કે—"ભગવતી સૂત્ર ગણું છું." તે સાંભળી મંત્રીએ કહ્યું કે—"તે સાંભળવાની મારી ઇચ્છા છે તેથી તે સૂત્ર પ્રથમથી ગણો તો સારૂં." ત્યારે ગુરૂ મહારાજ તેને પ્રથમથી વિવાહપ્રજ્ઞપ્તિ શ્રવણ કરાવવા લાગ્યા. તેમાં સ્થાને સ્થાને ગૌતમસ્વામીનું નામ સાંભળી તે અત્યંત આનંદ પામ્યો; તેથી જ્યાં જ્યાં શ્રીગૌતમસ્વામીનું નામ આવ્યું ત્યાં ત્યાં એક એક સોનામહોર મૂકીને તેણે શુભ માર્ગને દેખાડનાર આખું ભગવતી અંગ સાંભળ્યું. તે પાંચમા અંગમા શ્રીમહાવીર સ્વામીના પહેલા ગણધર શ્રીગૌતમસ્વામીનું છત્રીશ હજાર વખત નામ આવ્યું. તેથી જિનેશ્વરના શાસ્ત્રપરની ભક્તિને લીધે તે મંત્રીશ્વરે છત્રીશ હજાર સોનામહોરોવડે તે પાંચમા અંગની પૂજા કરી. પછી તે ધનવડે મંત્રીએ જિનેશ્વરના પીસ્તાલીશ આગમોની બબે પ્રતો લખાવી. તેમાં

એક એક પ્રત સોનેરી શાહીથી અને બીજી પ્રત મેષની શાહીથી લખાવી. આ પ્રમાણે આગમના ગ્રંથો લખાવી જ્ઞાનના ભંડારો કરી તેણે મોટું પુણ્ય ઉપાર્જન કર્યું. તેનો વિસ્તાર પામેલો યશ હજી સુધી તે વાતની સાક્ષી પૂરે છે.

## વસ્તુનિકેતની કથા

જેણે પોતે હર્ષથી નિગમના શાસ્ત્રો લખ્યાં તે વસ્તુનિકેતની સંક્ષિપ્ત કથા કહીએ છીએ—

ધર્મતત્વ રૂપી અંકુરાને ઉલ્લાસ કરવાની ભૂમિ રૂપ **માહિષ્મતી** નામની નગરી છે. ત નગરીની પાસે બીજી સર્વ નગરીઓ જાણે તેની દાસીઓ હોય તેવી લાગે છે. તે નગરીમાં **સુદર્શન** નામે એક વેપારી હતો, તે સમૃદ્ધિવાળો, જૈન ધર્મી અને કુટુંબરૂપી વનને વિકસ્વર કરવામાં મેઘ સમાન હતો. પંડિતોની સભામા તેનો દાનગુણ અલૌકિક ( અદ્ભુત ) સંભળાતો હતો. તે સાંભળવાથી જ જાણે કર્ણ અને બળી રાજા અદૃશ્ય થઇ ગયા હોય એવું અનુમાન થતું હતું. "અમારા કુળનો શિષ્ટાચાર અસત્ય ન થાઓ" એમ જાણીને તે હંમેશા સર્વ પ્રકારનાં દ્રવ્યસ્તવ કરતો હતો. જેમ રાજ્યનું મૂળ રાજા છે અને અંકુરનું મૂળ બીજ છે તેમ શ્રાવકધર્મનું મૂળ દ્રવ્યસ્તવ છે એમ તે માનતો હતો, તેથી તેના અંતઃકરણમાં રહેલું દ્રવ્યસ્તવરૂપી વૃક્ષનું મૂળ દેવગુરૂના દ્વેષીઓના વચનોરૂપી પ્રચંડ વાયુથી જરા પણ ચળાયમાન થતું નહોતું પણ બીજા દુર્બળ મનવાળા સર્વ મનુષ્યો કંપાયમાન થઇ જતા હતા. "શું અસ્થિર વૃક્ષો વાયુને વશ નથી હોતા ?" અંગ અને ઉપાંગમાં સર્વ ઠેકાણે અધિકારને આશ્રીને દ્રવ્યસ્તવનું વિધાન કરેલું છે. પરંતુ કોઇ પણ ઠેકાણે તેનો નિષેધ જણાવ્યો નથી. આ પ્રમાણે પોતાની બુદ્ધિથી વિચાર કરી સમકિતમાં નિશ્ચળ થયેલ સુદર્શન શ્રેષ્ઠીએ પોતાના નિત્યકર્મ રૂપ જિનપૂજનનો કદાપિ ત્યાગ કર્યો નહોતો.

તે સુદર્શન શેઠને માર્ગાનુસારી બુદ્ધિવાળો વસ્તુનિકેત નામે એક ભૃત્ય હતો. સ્વામીને સારો સેવક મળે તે પણ પૂર્વના પુણ્યનું જ

ફળ છે. એકદા નીતિવાળો તે વસ્તુનિકેત દેશાંતરની વસ્તુઓ લાવવા માટે સમૃદ્ધિના સ્થાનરૂપ કાંતિ નામની પુરીમાં ગયો. પંડિતો કહે છે કે "આ કાંતિ નગરી નિગમનો ભંડાર છે. અને અત્યંત શુદ્ધ ધર્મને પ્રકાશ કરવાની દીપિકા છે. હજુ સુધી તે નગરીના બ્રાહ્મણો નિગમવિદ્યામાં નિપુણ છે અને દેશવિરતિનું સામ્રાજ્ય તેમના અંગને શોભાવે છે." વિશાળ બુદ્ધિવાળો, પવિત્ર મનવાળો અને સદાચારના મોટામંદિર રૂપ તે વણિકપુત્ર વસ્તુનીકેત બ્રાહ્મણોની શાળામાં ઉતર્યો. બ્રાહ્મણોના મુખથી શાસ્ત્રની શ્રેષ્ઠ વાણીનું એટલે કે માણિક્યરૂપ નિગમનું વચન તેણે સાંભળ્યું, અને તેના અંતઃકરણમાં કરૂણા સાગર ઉછળવા લાગ્યો. આનો અર્થ સત્ય છે અને જિનેશ્વરની આજ્ઞાને અનુસરતો છે, માટે શ્રાવકધર્મને પ્રકાશ કરનારૂં આ શાસ્ત્ર આશ્ચર્યકારક છે. એમ જાણી તે પોતાના ચિત્તમાં ચમત્કાર પામ્યો અને તેની બુદ્ધિ જરા પણ વક્ર થઇ નહિ. "ભાગ્યવંત પ્રાણીઓ પોતાની શ્રદ્ધાથીજ તેને અંગીકાર કરે છે." તે તત્ત્વજ્ઞાની બ્રાહ્મણોથી પ્રતિબોધ પામેલા વસ્તુનિકેતે સત્યધર્મના લોચનરૂપ તે નિગમ શાસ્ત્ર લખી લીધું. ત્યારપછી નિષ્કપટ હૃદયના સાગરરૂપ તેણે સમગ્ર ગૃહકાર્યનો ત્યાગ કર્યો અને જ્ઞાન લખવાના વ્યસનમાં જ તલ્લીન થયો. સાત વ્યસનો આ સંસારમાં પ્રાણીઓને પાડનારા થાય છે, પરંતુ આ જ્ઞાનવ્યસન તો તેને સંસાર તારનારૂં થયું. પૃથ્વીતળ ઉપર ધનનો સંગ્રહ કરનાર ઘણા જનો હોય છે, પરંતુ આણે તો હર્ષથી શુદ્ધ આચારવાળા શાસ્ત્રનોજ સંગ્રહ કર્યો. બીજા વણિકપુત્રો વિવિધ વસ્તુઓ ઉપાર્જન કરી પોતાના નગરમા આવી સુદર્શન શેઠને કહેવા લાગ્યા કે—"હે શ્રેષ્ઠી! આ તમારા વણિકપુત્રે (વાણોતરે) જે વેપાર કર્યો છે તે અમારાથી જીહ્વાવડે કહી શકાય તેવો નથી." આ રીતે વણિકપુત્રોએ તેના દોષ પ્રગટ કર્યા, પરંતુ શ્રેષ્ઠીઓમા મુખ્ય એવો સુદર્શન શેઠ તેમના વચનરૂપી વાયુવડે જરાપણ ચળાયમાન થયો નહીં.

ત્યારપછી વસ્તુનિકેત પોતાની નગરીમાં આવ્યો, તે વખતે તેણે કલ્પવૃક્ષરૂપી વૃક્ષને સિંચન કરનારૂં તે પુસ્તક શેઠની પાસે

મૂક્યું. તે પુસ્તક જોઇ શ્રેષ્ઠીને જે પરમ આનંદ થયો, તે બીજા વ-ણિકપુત્રોના કોટિ ધનના અર્પણથી પણ થયો નહીં. હર્ષ પામેલા શ્રેષ્ઠીએ વસ્તુનિકેતને પહેરામણી આપી અને ઘણું દ્રવ્ય આપીને તેનું સન્માન કર્યું. પછી સર્વ જન સમક્ષ શ્રેષ્ઠીએ કહ્યું કે—"આ-જથી આ વસ્તુનિકેતને અમે સ્વામીપણે ગણશું, કારણકે નિગમનું જ્ઞાન આપવાથી તે અમને પિતાથી પણ અધિક પૂજ્ય થયો છે. આ પૃથ્વી પર વસ્ત્ર અને અલંકારના દાતારો સુલભ છે, તેમનાથી દુકાળમાં અન્નદાન કરનારા અધિક છે અને ભાગ્યરૂપી પર્વતના શિખરરૂપ તેમનાથી પણ જે નિગમશાસ્ત્રનું દાન કરે તે અધિક છે."

ત્યારપછી નિગમનો સંકેત દ્રવ્યપૂજાને ઉચિત છે એમ જાણી શ્રેષ્ઠીએ ઉપાધ્યાય સહિત સૂરિ મહારાજને બોલાવ્યા. તેના બોલાવ-વાથી સૂરિ મહારાજ પણ માહિષ્મતી નગરીમાં આવ્યા. કારણ કે મુનીશ્વરો દયાને લીધે પરોપકારી જ હોય છે. વળી આગમના સારને જાણનાર આ સુદર્શન શેઠ આ કાળમાં મુખ્ય શ્રાવક તરીકે પ્રસિદ્ધ થયેલો હતો. જિનાગમના રહસ્યને જાણનાર સૂરિમહારાજ ત્યાં આવ્યા, ત્યારે તેણે તે નિગમ શાસ્ત્ર તેમને અર્પણ કર્યું. નવીન અને મનોહર ભેટરૂપ નિગમ નામનું પુસ્તક જોઇ બુદ્ધિમાન આચાર્ય મહારાજ અત્યંત હર્ષિત થયા, અને બોલ્યા કે—"અમારૂં ભાગ્ય આ યુગના મનુષ્યો કરતાં અધિક છે કે જેથી કરીને રત્નના નિધા-નની જેવું અદ્ભુત નિગમ શાસ્ત્ર અમને પ્રાપ્ત થયું". ત્યારપછી સૂરિ મહારાજે શ્રાવકો, શ્રાદ્ધદેવો, સાધુઓ અને સાધ્વીઓને નિગમ તથા આગમમાં કહેલી સ્પષ્ટ આજ્ઞા ધારણ કરાવી. સુદર્શન શ્રેષ્ઠી, તેની રોહિણી નામની ગુણવતી ભાર્યા, સદાચારથી પવિત્ર થયેલો તેમનો રોહિણેય નામનો પુત્ર, કપટરહિત વસ્તુનિકેત નામનો તેનો વણિક-પુત્ર (વાણોતર) તથા શ્રેષ્ઠીના કુળનો મહામણિ નામનો પુરોહિત

ત્સવો કર્યા. સાધુઓ પણ નૈગમનું જ્ઞાન થવાથી ગુરૂની સેવા કરવામાં વિશેષ તત્પર થયા, અને ક્રિયાની કુશળતાના પાત્ર થયા. ગુરૂમહારાજનો નિગમ સંબંધી ઉપદેશ સાંભળી અનેક ભવ્યજનો આપત્તિ રહિત થઈ શુદ્ધ ધર્મ પામ્યા.

દ્રવ્યસ્તવનો વિસ્તાર કરનારા સુદર્શન વિગેરે સર્વેએ મહોત્સવો કરીને ધનની જેમ ધર્મ ઉપાર્જન કર્યો.

ત્યારપછી આયુષ્ય પૂર્ણ થયે સુદર્શન શેઠ મરીને વિજયસેન નામે જગદ્દગુરૂ થયો. તેની સ્ત્રી રોહિણિ મરીને ગુણની ભૂમિરૂપ શૃંગારસેના નામે તેની જ પત્ની થઈ. તેનો પુત્ર રોહિણેય સર્વાર્થસિદ્ધિની સમૃદ્ધિ પામ્યો. ત્યાંથી ચ્યવીને તે ગઈ ચોવીશીમાં દત્ત નામે જિનેશ્વર થયો. પુરોહિતનો જીવ વિશ્વાવસુ નામે પ્રખ્યાત પુરૂષ થયો. અને વસ્તુનિકેતનો જીવ દત્ત તીર્થંકરનો વૈજયંત નામે પુત્ર થયો અને છ ખંડ ભરતક્ષેત્રનો સ્વામી થયો. આ બધુ સમકિત ને ધર્મરૂપી વૃક્ષનું ફળ છે.

સાધુ તથા શ્રાવકના વિશેષને દેખાડનારૂં અને સર્વ પ્રકારના આચારના મંદિર રૂપ આ શ્રી નિગમ નામનું શાસ્ત્ર ચિરકાળ સુધી જય પામો. આ શાસ્ત્રનું શ્રવણ કરવાથી, શ્રવણ કરાવવાથી, અનુમોદન કરવાથી, લખવાથી મનુષ્યો સિદ્ધિગતિને પામે છે.

વૈજયંત ચક્રવર્તીએ શ્રી શત્રુંજય પર્વત ઉપર હર્ષપૂર્વક મોટો યાત્રા મહોત્સવ કર્યો. પછી મનમાં હર્ષ પામેલા ચક્રીએ સ્વસ્થાને અન્ય વિવાદ કરનારાઓનો ઉત્તરપક્ષ કર્યો. એટલે કે તે ચક્રીએ નિગમ અને આગમમાં નિર્ણય કરેલા વિધિ પ્રમાણે ચૌદ ગુણસ્થાનોનું સ્વરૂપ પ્રગટ કર્યું. પ્રાંતે ચક્રીને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું, અને આયુષ્યને છેડે તે મોક્ષપદ પામ્યા.

સમ્યક્ પ્રકારે ધર્મની પ્રરૂપણા કરનારૂં આ નિગમ અને આગમનું જ્ઞાન વિદ્વાનોને આનંદ પમાડે તેવું છે, તેથી બુદ્ધિમાનોએ તે શ્રવણ કરવું તથા પેથડમંત્રી અને વસ્તુનિકેતની જેમ નિગમ તથા આ-

મૂકયું. તે પુસ્તક જોઇ શ્રેષ્ઠીને જે પરમ આનંદ થયો, તે બીજા વણિકપુત્રોના કોટિ ધનના અર્પણથી પણ થયો નહીં. હર્ષ પામેલા શ્રેષ્ઠીએ વસ્તુનિકેતને પહેરામણી આપી અને ઘણું દ્રવ્ય આપીને તેનું સન્માન કર્યું. પછી સર્વ જન સમક્ષ શ્રેષ્ઠીએ કહ્યું કે—"આજથી આ વસ્તુનિકેતને અમે સ્વામીપણે ગણશું, કારણકે નિગમનું જ્ઞાન આપવાથી તે અમને પિતાથી પણ અધિક પૂજ્ય થયો છે. આ પૃથ્વી પર વસ્ત્ર અને અલંકારના દાતારો સુલભ છે, તેમનાથી દુકાળમાં અન્નદાન કરનારા અધિક છે અને ભાગ્યરૂપી પર્વતના શિખરરૂપ તેમનાથી પણ જે નિગમશાસ્ત્રનું દાન કરે તે અધિક છે."

ત્યારપછી નિગમનો સંકેત દ્રવ્યપૂજાને ઉચિત છે એમ જાણી શ્રેષ્ઠીએ ઉપાધ્યાય સહિત સૂરિ મહારાજને બોલાવ્યા. તેના બોલાવવાથી સૂરિ મહારાજ પણ માહિષ્મતી નગરીમાં આવ્યા. કારણ કે સૂરીશ્વરો દયાને લીધે પરોપકારી જ હોય છે. વળી આગમના સારને જાણનાર આ સુદર્શન શેઠ આ કાળમાં મુખ્ય શ્રાવક તરીકે પ્રસિદ્ધ થયેલો હતો. જિનાગમના રહસ્યને જાણનાર સૂરિમહારાજ ત્યાં આવ્યા, ત્યારે તેણે તે નિગમ શાસ્ત્ર તેમને અર્પણ કર્યું. નવીન અને મનોહર ભેટરૂપ નિગમ નામનું પુસ્તક જોઇ બુદ્ધિમાન આચાર્ય મહારાજ અત્યંત હર્ષિત થયા, અને બોલ્યા કે—"અમારૂં ભાગ્ય આ સુગત મનુષ્યો કરતાં અધિક છે કે જેથી કરીને રત્નના નિધાનની જેવું અદ્ભુત નિગમ શાસ્ત્ર અમને પ્રાપ્ત થયું". ત્યારપછી સૂરિ મહારાજે શ્રાવકો, શ્રાદ્ધદેવો, સાધુઓ અને સાધ્વીઓને નિગમ તથા આગમમાં કહેલી સ્પષ્ટ આજ્ઞા ધારણ કરાવી. સુદર્શન શ્રેષ્ઠી, તેની રોહિણી નામની ગુણવતી ભાર્યા, સદાચારથી પવિત્ર થયેલો તેમનો રોહિણેય નામનો પુત્ર, કપટરહિત વસ્તુનિકેત નામનો તેનો વણિકપુત્ર (વાણોતર) તથા શ્રેષ્ઠીના કુળનો મહામણિ નામનો પુરોહિત એ સર્વે નિગમ અને આગમના સંકેતનો નિર્ણય સાંભળવામાં તત્પર થયા અને તે સર્વે બોધિબીજ (સમકિત) ને પામ્યા. તેઓએ તત્ત્વ જાણવાથી ગુરૂની સાક્ષીએ આદરપૂર્વક મહાદાન સહિત અનેક મહો-

ત્સવો કર્યા. સાધુઓ પણ નૈગમનું જ્ઞાન થવાથી ગુરૂની સેવા કરવામાં વિશેષ તત્પર થયા, અને ક્રિયાની કુશળતાના પાત્ર થયા. ગુરૂમહારાજનો નિગમ સંબંધી ઉપદેશ સાંભળી અનેક ભવ્યજનો આપત્તિ રહિત થઈ શુદ્ધ ધર્મ પામ્યા.

દ્રવ્યસ્તવનો વિસ્તાર કરનારા સુદર્શન વિગેરે સર્વેએ મહોત્સવો કરીને ધનની જેમ ધર્મ ઉપાર્જન કર્યો.

ત્યારપછી આયુષ્ય પૂર્ણ થયે સુદર્શન શેઠ મરીને **વિજયસેન** નામે જગદ્દગુરૂ થયો. તેની સ્ત્રી રોહિણિ મરીને ગુણની ભૂમિરૂપ **શૃંગારસેના** નામે તેની જ પત્ની થઈ. તેનો પુત્ર રૌહિણેય સર્વાર્થસિદ્ધિની સમૃદ્ધિ પામ્યો. ત્યાંથી ચ્યવીને તે ગઈ ચોવીશીમાં **દત્ત** નામે જિનેશ્વર થયો. પુરોહિતનો જીવ **વિશ્વાવસુ** નામે પ્રખ્યાત પુરૂષ થયો. અને વસ્તુનિક્તનો જીવ દત્ત તીર્થંકરનો **વૈજયંત** નામે પુત્ર થયો અને છ ખંડ ભરતક્ષેત્રનો સ્વામી થયો. આ બધુ સમકિત ને ધર્મરૂપી વૃક્ષનું ફળ છે.

સાધુ તથા શ્રાવકના વિશેષને દેખાડનારૂં અને સર્વ પ્રકારના આચારના મંદિર રૂપ આ શ્રી નિગમ નામનું શાસ્ત્ર ચિરકાળ સુધી જય પામો. આ શાસ્ત્રનું શ્રવણ કરવાથી, શ્રવણ કરાવવાથી, અનુમોદન કરવાથી, લખવાથી મનુષ્યો સિદ્ધિગતિને પામે છે.

વૈજયંત ચક્રવર્તીએ શ્રી શત્રુંજય પર્વત ઉપર હર્ષપૂર્વક મોટો યાત્રા મહોત્સવ કર્યો. પછી મનમા હર્ષ પામેલા ચક્રીએ સ્વસ્થાને અન્ય વિવાદ કરનારાઓનો ઉત્તરપક્ષ કર્યો. એટલે કે તે ચક્રીએ નિગમ અને આગમમાં નિર્ણય કરેલા વિધિ પ્રમાણે ચૌદ ગુણસ્થાનોનું સ્વરૂપ પ્રગટ કર્યું. પ્રાંતે ચક્રીને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું, અને આયુષ્યને છેડે તે મોક્ષપદ પામ્યા.

સમ્યક્ પ્રકારે ધર્મની પ્રરૂપણા કરનારૂં આ નિગમ અને આગમનું જ્ઞાન વિદ્વાનોને આનંદ પમાડે તેવું છે, તેથી બુદ્ધિમાનોએ તે શ્રવણ કરવું તથા પેથડ મંત્રી અને વસ્તુનિક્તની જેમ નિગમ તથા આ-

મર્મનાં પુસ્તકો લખાવવાં અને જાતે લખવાં. નિગમ અને આગમના વચનસમૂહનો નિર્ણય કરવામાં સમતાને સેવનારા જે મનુષ્યોની બુદ્ધિ પ્રગટ થાય છે, તેઓ પૂર્વજન્મના પુણ્યશાળી છે એમ જાણવું.

આ પ્રમાણે પુણ્યવંત પ્રાણીઓએ નિરંતર નિગમ અને આગમનાં શાસ્ત્રો લખવાં તથા લખાવવામાં યત્ન કરવો કે જેથી સદ્ગતિ પ્રાપ્ત થાય.

ઇતિ શ્રી તપગચ્છરૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રી ધર્મહંસગણિના શિષ્ય વાચકેંદ્ર શ્રીઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રી ઉપદેશ કલ્પવલ્લી નામની ટીકામાં પાંચમી શાખાને વિષે પુસ્તક લખવાના વિષય ઉપર પાંત્રીશમો પલ્લવ સમાપ્ત થયો.

પલ્લવ ૩૬ મો.

શ્રેષ્ઠ કાળચક્રમાં એટલે અતીત વર્તમાન અને ભાવી કાળમાં થયેલા અને થવાના ચોવીશ ચોવીશ તીર્થંકરો મળીને કુલ બહોંતેર તીર્થંકરો કે જે પાંચ વર્ણના શરીરવાળા અને મુક્તિરૂપી સ્ત્રીના મસ્તકના મુગટ સમાન છે તથા જે ધર્મી ભવ્ય પ્રાણીઓના દુઃખનો નાશ કરનાર છે તે સર્વે જિનેશ્વરો જયવંત વર્તો.

પુસ્તકલેખન નામનું દ્વાર કહ્યા પછી હવે તીર્થ પ્રભાવના નામનું છત્રીશમું દ્વાર વર્ણવે છે:—

## ' पभावणा तित्थे ' त्ति

વિવેકી પુરૂષોએ શત્રુંજયાદિક તીર્થને વિષે પ્રભાવના કરવી.

વિસ્તરાર્થ—શત્રુંજય, સમેતશિખર, અર્બુદાચળ ( આબુજી ), માંડવગઢ અને ગીરનાર તેમજ જિનેશ્વરના જન્માદિક કલ્યાણકોની ભૂમિઓ એ સર્વે તીર્થ કહેવાય છે. તે તીર્થોમાં શ્રેષ્ઠ શ્રાવકોએ ચૈત્ય, પ્રતિષ્ઠા, યાત્રા અને ઉત્સવ વિગેરે કરી હર્ષપૂર્વક પ્રભાવના કરવી. કહ્યું છે કે—" ભાવના ભાવવાથી માત્ર પોતાના આત્માને જ લાભ

થાય છે; પરંતુ પ્રભાવનાથી પોતાને અને પરને બન્નેને લાભ થાય છે. માટે પ્ર અક્ષર વધવાથી ભાવના કરતાં પ્રભાવના વધારે શ્રેષ્ઠ છે એમ હું માનું છું, જેમ વિમળે આબુજી ઉપર ચૈત્ય કરાવી પ્રભાવના કરી હતી, તેમ મનુષ્યોએ તીર્થની પ્રભાવના કરી અગણ્ય પુણ્ય ઉપાર્જન કરવું. આબુજી જેવું તીર્થ ભાગ્યના યોગથી જ પ્રાપ્ત થાય છે. 'શું દક્ષિણાવર્ત શંખ પુણ્ય રહિત પુરૂષના હાથમાં આવે ?' વિમળ નામના દંડનાયકે પોતાનો આત્મા નિર્મળ કરવા માટે તીર્થરાજ અર્બુદ ગિરિ ઉપર હર્ષથી ચૈત્ય કરાવ્યું તેની કથા નીચે પ્રમાણે:—

મારવાડ નામનો દેશ કલ્પવૃક્ષની જેમ મનુષ્યોને શુભ ફળ આપનારો છે. તે સર્વ દેશોમાં ઉત્તમ તથા સર્વ સંપત્તિનું નિધાન છે. ધન ધાન્યાદિકવડે સંપૂર્ણ અને જિનમંદિરોવડે શોભન મરૂદેશ જેવો બીજો કોઇ પણ દેશ ઉત્તમ નથી એમ પંડિતો માને છે. જેમ સર્વ નદીઓનું સ્થાન સમુદ્ર છે તેમ સર્વ લક્ષ્મીનું સ્થાન અને ચાર નામને ધારણ કરનારૂં નગર તે દેશને શોભાવે છે. તે નગરમાં ચિત્ર વિચિત્ર કાંતિ, શ્રી, ધૃતિ અને કીર્તિ વિગેરે દેવીઓ નિવાસને માટે રહેલી છે તેથી તે નગર **મહાસ્થાન** નામે કહેવાય છે. તેમાં મહાજનોની સ્થિતિ છે, મોટા સુખની સંતતિ છે, તેથી તે **મહાસ્થાન** કહેવાય છે. જેમ નટ વિશ્વના વિનોદને માટે જુદા જુદા નામને ધારણ કરનાર થાય છે તેમ તે નગર ચારે યુગમાં પોતાનું નામ બદલાવે છે. તે નગરના ઉદ્યાનોમાં રહેલી પુષ્પોની અખંડ સમૃદ્ધિના સમૂહને જોઇ ગગન માર્ગમાં જતી લક્ષ્મીદેવી ત્યાં આવીને રહી. ત્યાં રહેલા વનમાળીએ તે લક્ષ્મીદેવીને બે મુખને ધારણ કરનાર નવો પુષ્પોનો ગુચ્છો ભેટ તરીકે આપ્યો. તેની કુશળતા જોઈને અત્યંત પ્રસન્ન થયેલી લક્ષ્મીએ તે વનમાળીને માટે ઉત્તમ નગર સ્થાપન કરી આપ્યું. ચારે યુગમાં અનુક્રમે તે નગરનું **શ્રીમાલ ૧, રત્નમાલ ૨, પુષ્પમાળ ૩ અને ભિન્નમાળ ૪** એવું નામ બદલાય છે, તેનાં આ ચારે નામ જગતમાં તેની પ્રતિષ્ઠા વધારનારાં છે. અહો ! તે નગરનું સૌંદર્ય ત્રણ જગતમાં અક્ષય છે. આ ચારે નામો આ પ્રમાણે

સાર્થક છે તે તમે સાંભળો; કારણકે કેટલાકનાં નામો સાર્થક પણ હોઇ શકે છે. તે નગર સમગ્ર પ્રકારની સુખકારક લક્ષ્મીને ધારણ કરે છે, તેથી તેનું **શ્રીમાળ** એવું નામ પ્રસિદ્ધ થયું છે. જેમ રોહણાચળ પર્વત અને સમુદ્ર રત્નોની ખાણરૂપ છે તેમ આ નગર પુરૂષ અને સ્ત્રીરૂપી રત્નોને ધારણ કરે છે તેથી તેનું **રત્નમાળ** નામ થયું છે. તે નગર વિવિધ પ્રકારના વૃક્ષોથી ઉત્પન્ન થતા પુષ્પોના સમૂહથી પરિવરેલું છે તેથી પૃથ્વી પર તેનું **પુષ્પમાળ** એવું નામ પડયું છે, તથા તે નગરમાં દુકાનોની શ્રેણીઓ, ઘરના સમૂહો અને જિનચૈત્યની પંક્તિઓ આકાશ સુધી ઉંચી ગયેલી છે તેથી તે **ભિન્નમાળ** નામે કહેવાય છે. તે નગર નવી નવી સંપત્તિનું સ્થાન છે, તેથી તે દરેક યુગમાં પોતાનું નવું નવું નામ ધારણ કરે છે. આ મરૂદેશ પૃથ્વીપીઠનું ભૂષણ છે, અને આ નગર તે ભૂષણના મધ્ય મણિરૂપ છે. તે નગરમાં ધર્મરૂપી વસ્તુના નિધાનરૂપ મોટી પૌષધશાળાઓ પણ જોવામાં આવે છે; કારણ કે 'નેત્ર વિના મુખ શોભતું નથી.' તે નગરમાં નેવું હજાર વણિકો રહેતા હતા, અને પીસ્તાલીશ હજાર બ્રાહ્મણોની વસ્તી હતી તેમાં બે વણિકોએ એક બ્રાહ્મણનો નિર્વાહ કરવો એવી તે નગરમાં સ્થિતિ હતી, ત્યારથી આરંભીને વાણીઆઓ બ્રાહ્મણોનો નિર્વાહ કરવા લાગ્યા છે. તે નગરના કિલ્લાની અંદર કપટ રહિત કરોડો કોટિધ્વજો રહેતા હતા અને કિલ્લાની બહાર લાખો લક્ષેશ્વરો રહેતા હતા,

તે નગરમાં નાનાક નામનો કોટીશ્વર રહેતો હતો. તે સ્વર્ગ જેવા સદ્ભોગનો સાગર, અભંગ સૈભાગ્યવાળો અને વિવેક તથા વિનયનો આકર (નિધાન) હતો તેની લક્ષ્મી દૈવયોગે ક્ષીણતા પામી; કારણ કે "વિકટ કાળને લીધે કોટીશ્વરો પણ કીટ જેવા થઇ જાય છે." પાણીની ઘડીઓ ક્ષણમાં ખાલી હોય તે ભરાય છે અને ભરેલી ખાલી થાય છે. તેથી કરીને 'હું ધનવાન છું' એવું અભિમાન સત્પુરૂષના મનમાં આવતું નથી. તેણે વિચાર કર્યો કે—"મારૂં ધન ઓછું થયું છે, તેથી મારે કિલ્લાની મધ્યે રહેવું યોગ્ય નથી, અને જો

કિલ્લાની બહાર જઈને વસું છું તો મારા યશની હાનિ થાય છે, માટે હવે શો ઉપાય કરવો ?" આ પ્રમાણે વિચાર કરી તેણે ભક્તિપૂર્વક એકવીશ ઉપવાસવડે ચિત્તને શુદ્ધ કરી શ્રીદેવીની આરાધના કરી. ત્યારે દેવીએ પ્રત્યક્ષ થઇ તેને કહ્યું કે-" હે શ્રેષ્ઠી ! અહીં રહેવાથી તારા ભાગ્યનો ઉદય થશે નહીં, તેથી ગાંભૂ નામના નગર વિના તારે બીજે કોઇ સ્થાને રહેવું નહીં." આ પ્રમાણે લક્ષ્મીનું વચન હૃદયમાં ધારણ કરી તે શ્રેષ્ઠી ગાંભૂ નગરે ગયો, કારણ કે દેવનું વચન કદાપિ અસત્ય થતું નથી. ત્યાં વેપાર કરતાં શ્રેષ્ઠીએ કોટિ ધન ઉપાર્જન કર્યું. "કેટલાક પુરૂષો અન્ય સ્થાને જઇને પણ ભાગ્યવંત થાય છે." પ્રાગ્વાટ વંશના મુકુટ સમાન આ નાનાક શ્રેષ્ઠી કોટિધ્વજ થયો. અનુક્રમે તેને વનરાજ નામનો રાજા પોતાના વતનમાં ( પાટણમાં ) લઈ ગયો. પત્તન નગર રત્નનું ઉત્પત્તિ સ્થાન છે, મનુષ્યરૂપી રત્નનો સમુદ્ર છે, અને વિવેકનું પણ સ્થાન છે, તેથી વિદ્વાન પુરૂષો તે નગર છોડતા નથી. શ્રાવકોમાં ઉત્તમ એવા તે નીનાક શ્રેષ્ઠીએ વિદ્યાધર ગણમાંના સૂરિપાસે પ્રતિષ્ઠા કરાવેલું એક સુંદર ચૈત્ય કરાવ્યું; તે જાણે સ્વર્ગમાંથી ઉતરેલું એક વિમાન હોય તેવું શોભતું હતું.

તે નીનાક શ્રેષ્ઠીને લાવણ્યની લહેરોને ક્રીડા કરવાનું જાણે સરોવર હોય એવો લહર નામે પુત્ર હતો; તે દંડનાયક થયો હતો. એકદા તે લહર સલ્લકીનું ભક્ષણ કરવાથી મદોન્મત્ત થયેલા હાથીઓવડે જેની ભૂમિ શોભતી હતી એવા વિંધ્યાચળ પર્વત પર હાથીઓ લેવા ગયો. ત્યાં પર્વતની જેવી કાયાવાળા, જંતુઓને ત્રાસ પમાડનારા અને સૂંઢવડે વનોને ભંગ કરવામાંજ તત્પર એવા હાથીઓ ક્રીડા કરતા હતા. સાક્ષાત્ રીતે તેમના ભોજનનો નિષેધ કરી ભુખ્યા રાખી નગળા પાડીને ઇંદ્રિયોને યોગીંદ્ર વશ કરે તેમ તે લહરે મદોન્મત્ત હાથીઓને વશ કર્યા, પછી સદ્‌ગુણોની શ્રેણિથી ઉલ્લાસ પામતો તે લહર રાજ્યલક્ષ્મીના ભૂષણરૂપ અને મોટા બળના સમુદ્રરૂપ તે હાથીઓ લઇને પોતાના નગર તરફ ચાલ્યો. તેટલામાં વિંધ્યાદેવીના સેવક દેવોએ અનુપમ

બળવાળા તે હાથીઓને માર્ગમાં સ્તંભની જેમ સ્થિર કર્યા. તે જોઈ મહા પરાક્રમી કુમારે (લહરે) અસમાન બળવાળા તે દેવો સાથે સંગ્રામ કરીને તેનો પરાજય કર્યો. દેવોને પણ જીતીશકે એવા જેના ભુજદંડ પ્રચંડ બળવાન હતા એવો તે દંડનાયક ગજેન્દ્રોને લઈ પત્તન નજીક આવ્યો, તેના આવવાના ખબર સાભળી પત્તનનો સ્વામી વનરાજ ઐરાવત જેવા તે શ્રેષ્ઠ હસ્તીઓને જોવાની ઇચ્છાથી તેની સામો આવ્યો, અને અનુક્રમે હાથીઓને જોતો જોતો તે **સંડસ્થળ** નામના પુર સુધી પહોંચ્યો, એટલે હર્ષના ભારથી પુષ્ટ થયેલા રાજાએ તે સંડસ્થળપુર દંડનાયકને ઇનામ તરીકે આપ્યું. તે પુરમાં દંડનાયકે સર્વ લોકોને વાંછિત આપનારી ધણદેવી નામની શ્રી દેવીની સ્થાપના કરી. તે લહરે રાજાનો પ્રસાદ પામીને વિશાળ ટંકશાળ બનાવી અને તેમાં **દંડલ** નામની સિક્કાવાળી સોનામહોરો પાડી. ઉજ્વળ યશરૂપી વસ્ત્રને ધારણ કરતા શ્રીદેવીના પ્રસાદને પામેલા તે સમૃદ્ધિમાન લહરે શ્રીદેવીની સ્થાપિત મુદ્રા ઉપર પટનું ચિન્હ સ્થાપન કર્યું. જેણે પત્તનની પટ્ટપરંપરાના પાંચ રાજાઓના પાદપીઠની સેવા કરી એવો તે રાજ્યતંત્રને ચલાવનાર દંડનાયક મંત્રીશ્વર જય પામો.

તે દંડનાયકને સમગ્ર ગુણોરૂપી હંસોની શ્રેણિને ક્રીડા કરવાના માનસ સરોવર જેવા **વીરાક** અને **નેઢાક** નામના બે પુત્રો હતા. તેમાં નેઢાક ધાર્મિક હતો, તેથી તે વિશેષ વ્યપાર કરતો નહોતો, ન્યાયથી ઉપાર્જન કરેલા જ ધનનો ઉપભોગ કરતો હતો, અને તેનું હૃદય અત્યંત વૈરાગ્યવાસિત હતું. 'ભાગ્યવંત પ્રાણીઓના હૃદયમાં નિરંતર વૈરાગ્યરસનો સાગર ઉછળતો જ હોય છે,' તેથી તેણે છેવટ દીક્ષા ગ્રહણ કરી. ને સર્વ વીરપુરૂપોનો શિરોમણુ થયો.

અહીં પંડિત જનોની પ્રતીતિને માટે પૂર્વાચાર્યેનાકરેલા આ સંબંધને મળતા કેટલાક શ્લોકો હું લખું છું. એમ ગ્રંથકર્ત્તા કહે છે, તેનો અર્થ આ પ્રમાણે છે.—

"ભિન્નમાળ નામના નગરમાં પ્રાગ્વાટ વંશનો પ્રગટ ગુણવાળો નીનાક નામે શ્રેષ્ઠી રહેતો હતો. તે ભિન્નમાળ નગરથી નીકળી લહર નામના

પુત્ર સહિત ગાંભુપુરમાં ગયો. તે લહરને વીરાક નામે પુત્ર હતા. તેને વિમલ નામનો ધનાઢ્ય પુત્ર થયો હતો. તે પત્તનમાં ભીમરાજાનો મંત્રી થયો હતો અને તેણે આબુજી ઉપર[1] શ્રીઋષભદેવ સ્વામીનું આ અદ્‌ભુત ચૈત્ય કરાવ્યું છે. " તથા "વિમળ શ્રીમાન્ ગુર્જર દેશના સ્વામીનો મુખ્યમંત્રી ભાગ્યવાન અને પ્રાગ્વાટ વંશના મંડનરૂપ હતો. તે મંત્રીપુત્ર છતાં પણ નિઃસ્પૃહ હતો. મોક્ષની ઇચ્છાવાળા તેણે અંબિકા દેવીના આદેશથી વિક્રમ સંવત ૧૦૮૮ના વર્ષમાં અરિહંતનો શ્રેષ્ઠ પ્રાસાદ કરાવ્યો છે. " તથા—

"તે વિમળ દંડનાયક ગણુ લાખ ઉત્તમ અશ્વોનો સ્વામી હતો, અંબાદેવીના વરદાનથી તેનું સુકેતુ બાણુ પાંચ ગાઉ સુધી પૃથ્વીપર પડતું નહોતું; તે પ્રાગ્વાટ વંશના મુગટ સમાન હતો, સેંકડો રાજાઓ તેની સેવા કરતા હતા અને દુર્ધર પરાક્રમવાળો તે પૃથ્વીનું શાસન કરતો હતો. " તથા—

"નેઢાકને નિર્મળ કીર્તિવડે જગતને ધવળ કરનાર ધવળ નામે પુત્ર થયો. તે કર્ણના રાજ્યભારને ધારણ કરવામાં ધુરંધર થયો. તે ધવળને જગતના પ્રાણીઓને આનંદ કરનાર આનંદ નામનો પુત્ર થયો. તે જયસિંહના રાજ્યમાં મંત્રીશ્વર થયો. આનંદને પદ્મની જેવા વિકસ્વર મુખવાળી પદ્માવતી નામની પ્રિયા હતી. તેમને વિશેષ બુદ્ધિમાન પૃથ્વીપાળ નામે પુત્ર થયો. વિવિધ પ્રકારની બુદ્ધિને ધારણ કરનાર તે પૃથ્વીપાળે કુમારપાળ રાજાના રાજ્યમાં શ્રીકરણી[1] નામની મુદ્રા ધારણ કરી હતી, તથા તે સર્વ મંત્રીઓનો નાયક થયો હતો. વિદ્યાનગરગામાં નીનાકે કરાવેલા દેવાલયમાં તથા પંચાસરવિહાર નામના ચૈત્યમાં તે પૃથ્વીપાળે મંડપો કરાવ્યા તથા તેણે સંપદાએ કરીને જાણે સિદ્ધિરૂપી રાણીને ક્રીડા કરવાનો મંડપ હોય તેવા મનોહર મંડપ વડે શ્રીઆબુજીનું ચૈત્ય શોભાવ્યું. મંત્રીઓમાં શિરોમણિ તે પૃથ્વીપાળે વણ્વાટક નામના શ્રેષ્ઠ નગરમાં પોતાની

૧ ખજાનાનો અધિકારી થયો હતો.

માતામહીના² આનંદને માટે શાંતિનાથનું ચૈત્ય કરાવ્યું. ”

ચંદ્ર જેવા ઉજ્વળ ગુણના સાગરરૂપ વિમળ બાલ્યાવસ્થાથી જ વૃદ્ધિ પામી પડવાના ચંદ્રની જેમ વિશાળ કળાઓને ધારણ કરવા લાગ્યો. તેની બાલ્યાવસ્થામાં જ તેનો પિતા વીરાક સ્વર્ગલોકમાં ગયો. “બુદ્ધિમાન પુરૂષો પણ અવશ્ય પૂર્વ કર્મને ભોગવેજ છે.” તેના મૃત્યુ પામવાથી રાજાનું જે માન હતું તે જતું રહ્યું તથા ધન પણ ક્ષય પામ્યું. અહો ! વિમળની માતા **વીરમતીને** દુઃખનો ઉદય કેવો થયો ? કહ્યું છે કે–“હે જીવ ! પ્રાણીઓનું આયુષ્ય પ્રતિદિન નાશ પામતું જાય છે, યૌવન ક્ષય પામે છે, ગયેલા દિવસો ફરીથી આવતા નથી, કાળ જગતનું ભક્ષણ કરે છે, લક્ષ્મી જળના તરંગ જેવી ચપળ છે અને જીવિત વીજળીની જેવું ચંચળ છે, તો હે જીવ ! મોહનો ત્યાગ કરીને તું તારા આત્માના કાર્યનું સ્મરણ કર. ”

ત્યારપછી દરિદ્રતાને લીધે વિમળ પોતાની વીરમતી માતા સાથે **ગેહડીપુર** નામના પુરમાં ગયો, અને ત્યાં લોકોના વાછરડા ચારવા લાગ્યો. અનુક્રમે વિમળ તેર વર્ષનો થયો ત્યારે અંબિકા દેવી કન્યાનું રૂપ ધારણ કરી તેની પરીક્ષા કરવા આવી. **આરાસની** નામના મોટા તીર્થની અધિષ્ઠાયિકા અને બાળિકાના રૂપને ધારણ કરનારી તે દેવીને જોઈ તે બાળકનું મન જરા પણ ક્ષોભ ન પામ્યું. “હે મિત્ર ! બાળકોના મનની સ્થિરતા દેવોથી પણ નિવારણ ન કરી શકાય તેવી જગતને આશ્ચર્યકારક હોય છે એ શું તેં નથી સાંભળ્યું ? ” તે દેવીએ કામરાગને વધારનારા વાણી અને હાવભાવના વિનોદવડે કુમારની પાસે અનેક પ્રકારના વિકારો પ્રગટ કર્યા; પરંતુ બાલ્યાવસ્થા છતાં પણ તે કુમારનું મન કામાવેશરૂપી પવનવડે જરા પણ કંપ્યું નહીં. તે જોઇ તેના ગુણવડે દેવી રંજિત થઇ. લોકમાં પણ ગુણોજ પૂજાય છે, અને સ્વર્ગમાં વિશેષે કરીને પૂજાય છે. કારણ કે સમ્યગ્દૃષ્ટિ દેવો સત્ય અને સદ્ગુણના જ રાગી હોય છે.

---

૨ માની મા.

પછી દેવીએ તેને કહ્યું કે–"હે બાળક ! તારું મુકેલું બાણ પૃથ્વીને સ્પર્શ કર્યા વિના પાંચ ગાઉ સુધી અસ્ખલિતપણે જશે તથા તું અશ્વોના લક્ષણો જાણી શકીશ." આ પ્રમાણે પ્રસન્ન થયેલી દેવીએ તેને બે વરદાન આપ્યાં. કારણ કે 'દેવનું દર્શન નિષ્ફળ હોતું નથી.'

અહીં પત્તનમાં સર્વ વેપારીનો શિરોમણિ અને પ્રસરતા સદ્ગુણના વૈભવવાળો **શ્રીદત્ત** નામે પ્રખ્યાત શ્રેષ્ઠી રહેતો હતો, તે ઘણો ધનાઢ્ય હતો. તેણે એકદા પોતાની પુત્રીનો વર જોવા માટે હર્ષથી તેની જન્મકુંડળી કોઈ વિદ્વાન જ્યોતિષીને બતાવી અને કહ્યું કે–"હે ઉત્તમ ગણક ! તું મહાજ્ઞાની છે, તેથી મારી પુત્રીનો કયો અને કેવો વર થશે ? તે તું કહે." તે સાંભળી ગણક બોલ્યો કે—" મેષ, વૃષ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન એ બાર રાશિઓ કહેલી છે. મંગળ, શુક્ર, બુધ, ચંદ્ર, રવિ, બુધ, શુક્ર, મંગળ, ગુરૂ, શનિ, શનિ અને ગુરૂ–એ બાર અનુક્રમે બાર રાશિઓના સ્વામી છે. લગ્ન એટલે પહેલા સ્થાનથી અનુક્રમે કાય, ધન, ભ્રાતૃ, બંધુ, પુત્ર, શત્રુ, સ્ત્રી, મૃત્યુ, ધર્મ, કર્મ, આય અને વ્યય એ બાર ભાવો જાણવા. એ સર્વ ભાવો સાથે ગ્રહનો યોગ અને ગ્રહની દૃષ્ટિનો આશ્રય કરીને જ્યોતિષ શાસ્ત્રના વિદ્વાનોએ શુભાશુભ ફળ કહેવાનું છે. પૂર્ણ દૃષ્ટિ અને પૂર્ણ યોગ હોય તો તેનું સંપૂર્ણ ફળ મળે છે. આ બાબતમાં ઘણુ કહેવાનું છે; પરંતુ ચાલતા વિષયમાંજ હું કહું છું કે–આ જન્મપત્રિકામાં જે ગ્રહનો યોગ છે તે જો સત્ય હોય તો હે શેઠ ! તમારી પુત્રીનો વર ત્રણ ખંડ ભરતનો સ્વામી થાય." તે સાંભળી શેઠને ચિત્તમા ઉલટી ચિંતા થઈ, તેથી તેણે કહ્યું કે—" હે ઉત્તમ ગણક ! તેવા વરનો યોગ થવો તે તો મુશ્કેલ છે." ત્યારે જ્યોતિષ શાસ્ત્રના પારને પામેલો ગણક બોલ્યો કે—" આ વિધાતાની સૃષ્ટિમાં કદાપિ નિષ્ફળતા થતી નથી. મહત્ ગુણોના ઘરરૂપ પુરૂષોના ભોગને માટે સ્ત્રીરત્નોની ઉત્પત્તિ થાય છે, તેથી હે શ્રેષ્ઠી ! તમે ચિંતાનો ત્યાગ કરો." એમ કહીને પ્રથમ વીર મંત્રીએ આજ ગણકને વિમળની જન્મપત્રિકા દેખાડી હતી, તેને અનુસારે વિચાર

ફરીને તે ગણક બોલ્યો કે –"મે પહેલાં વીરના પુત્રની જન્મપત્રિકા જોઈ હતી, તેમાં તેના ભાગ્યનો સાધક મોટો શ્રેષ્ઠ ગ્રહોનો યોગ હતો. જો તે આ તમારી પુત્રીનો વર થાય તો રત્નની સાથે રત્નનો યોગ થવાથી વિધિની સૃષ્ટિ સફળ થાય." આ પ્રમાણે ગણકની વાણી સાંભળી મેઘનો શબ્દ સાંભળી મયૂર આનંદ પામે તેમ તે શ્રેષ્ઠી અત્યંત આનંદ પામ્યો.

પછી તેની તપાસ કરતાં તે વિમળ જેહડીપુરમાં રહે છે એમ શ્રેષ્ઠીએ લોકોના મુખથી સાંભળ્યું. એટલે ઘુઘરમાળ બાંધેલા શ્રેષ્ઠ વૃષભોને ગાડામાં જોડી ગણકને સાથે લઈ તે શ્રેષ્ઠી જેહુડી નગર તરફ ચાલ્યો. નગરની પાસે આવ્યા તેવામાં દુર્ગાનામની પક્ષિણી મધુર સ્વરે બોલી. તે સાંભળી તેની ભાષાને જાણનાર ગણક બોલ્યો કે–" હે શ્રેષ્ઠી! આપણે જેને માટે જઈએ છીએ તે ઉત્તમ વર અહીં સમીપના જ ક્ષેત્રમાં છે એમ પક્ષિણી કહે છે. જ્ઞાનની પરીક્ષા અનુભવ કરવાથી થાય છે, તેથી તે બન્ને તરતજ પાસેના ક્ષેત્રમાં ગયા, ત્યાં તે વરને જોઈને આનંદ પામ્યા. પછી તેને મળીને તે બન્ને તેના મામાને ઘેર ગયા. તે વખતે ત્યાં શ્રેષ્ઠ બુદ્ધિવાળી વિમળની માતા વીરમતી બેઠી હતી, ઘરના બીજા સર્વ માણસો ક્ષેત્રમાં ગયા હતા. તેમને આવતા જોઈ વીરમતી વિચાર કરવા લાગી કે–"આ મનુષ્યો કોણ હશે ?" એટલે તેઓએ કહ્યું કે–"હે માતા ! અમે તમારા પુત્રને કન્યા આપવા આવ્યા છીએ." તે સાંભળી તેણીએ ઉત્તર આપ્યો કે–"એમાં કાંઈ કહેવાનું નથી; પરંતુ હે ઉત્તમ પુરૂષો ! તમારા પાત્રમાં અમે સૂર્ણ આપીએ એટલી પણ અમારી શક્તિ નથી." એમ બોલવાને બદલે તે બોલી કે-"અમારા પાત્રમાં તમે સૂર્ણનો યોગ આપી શકો તેમ નથી." આ પ્રમાણેની તેણીની વાણીની ચતુરાઈથી શ્રેષ્ઠી તથા ગણક મનમાં અત્યંત આનંદ પામ્યા, અને તેમણે પૂછ્યું કે "તમારો પુત્ર કયાં છે ?" ત્યારે તેણીએ કહ્યુ કે-"ક્ષેત્રમાં છે." તે સાંભળી તેઓ ખેતરમાં ગયા. ત્યાં તેનો મામો તેમને મળ્યો.

તેઓએ તેને હર્ષથી વિવાહની વાત કરી, અને તેના ભાણેજને બોલાવવાનું કહ્યું. તેણે વિમળને બોલાવ્યો. તે બોલ્યો કે-"કળશનું સ્થાપન કરીને હું હમણાં જ આવું છું." એવા તેના વચનને શુકનરૂપ માનીને સર્વે ઘેર આવ્યા અને શ્રેષ્ઠીએ પત્ર, પુષ્પ અને ફળ આપવા પૂર્વક પોતાની કન્યાનો વિવાહ(સંબંધ) વિમળ સાથે કર્યો. પછી શ્રીદત્ત શેઠ નિશ્ચિંત થઇને પત્તનમા પોતાને ઘેર આવ્યો.

અહીં વિમળના મામાને વિચાર થયો કે-" વિમળનો વિવાહ તો માન્યો, પરંતુ દ્રવ્ય વિના તે શી રીતે થઇ શકશે ? કારણ કે જેના ઘરમાં લક્ષ્મી વિલાસ કરતી હોય તે જ પુરૂષ ગુણવાન કહેવાય છે અને તે જ લોકમાં પૂજ્ય ગણાય છે. વિવેકી જનો લક્ષ્મીના બળથી જ ચૈત્ય, પ્રતિમા અને પૌષધશાળાનું કરાવવું તથા જ્ઞાનનાં પુસ્તકો લખાવવાં વિગેરે પુણ્યનાં કાર્યો કરી શકે છે. લક્ષ્મીના પ્રસાદથી જ સ્ત્રી, પુત્ર, પિતા વિગેરે અત્યંત પ્રેમવાળા થાય છે અને શત્રુઓ પણ મિત્ર થાય છે. ધનના યોગથી જ પુરૂષ દાતાર, ભોક્તા અને વિવેકી કહેવાય છે અને ધનહીનના મનોરથો કદાપિ સાર્થક થતા નથી, પરંતુ મારી પાસે તો લોકને વશ કરવાના કારણરૂપ લક્ષ્મી ઘણી જ થોડી છે." આ પ્રમાણે વિચાર કરતાં તેના મામાના મનમાં મોટી ચિંતા ઉભી થઈ. તે જાણીને વિમળે મામાને કહ્યું કે-" હે મામા ! શા માટે ચિંતા કરો છો ? જ્યારે મારી પાસે ધન થશે ત્યારે જ હું પરણવાનો છુ." એમ કહી વિમળે પોતાનુ વાછરડા ચારવાનું કામ કાયમ રાખી કેટલાક દિવસો નિર્ગમન કર્યા. એક દિવસ વનમાં મોટા વૃક્ષની નીચે શીતળ છાયામાં વિમળ બેઠો હતો તે વખતે તેણે વિચાર કર્યો કે-" પ્રાણીને માથે સુખ અથવા દુઃખ જે કાંઈ આવી પડે તે તેણે તેટલો કાળ તો ભોગવવું જ જોઇએ, તેમાં કાયર થવું યોગ્ય નથી." આ પ્રમાણે વિચારતો તે દિવસો નિર્ગમન કરવા લાગ્યો.

એકદા કોઇ ગોવાળીઆઓએ એક આકડાના વૃક્ષની નીચે સુવર્ણનો નિધિ જોયો. તે લઇ તેમણે સર્વનો વિભાગ પાડ્યો. તેમાં વિમળને પણ તેનો ભાગ આપ્યો. "અહો! પૂર્વના પુણ્યની સહાય ખરેખર

રખાણવા લાયક છે કે જેથી વિમળને લગ્નને ઉચિત સુવર્ણ સહેજે પ્રાપ્ત થયું." તેના આગળમાં કરતા ભાગ્યરૂપી રાજકુમારે આ સુવર્ણના બીજથી તેના હાથમાં ક્રીડા કરવા માટે દડો આપ્યો ત્યારથી આરંભીને નવા પ્રાપ્ત થતા મંગળરૂપી નિઃસીમ જળના યોગથી તેના ભાગ્યરૂપી વૃક્ષનો અંકુરો નિરંતર વૃદ્ધિ પામવા લાગ્યો.

ત્યારપછી વિમળ પોતાને મળેલા દ્રવ્યવડે જાણે ચાલતી લક્ષ્મીદેવી જ હોય એવી વરસ્વર લાવણ્યરૂપી નિર્મળ જળની કૂપિકા સમાન તે કન્યાને પરણ્યો. તેમા જાનના લોકોને જમવા માટે તેણે સન્માન-પૂર્વક ઉત્તમ વાહનો આપ્યા, અને સર્વને ભોજન તથા વસ્ત્ર આપી તેમનો સારો સત્કાર કર્યો. વિશાળ પ્રકારના ભાગ્યયોગને લીધે તેનો વિવાહ મોટા ઉત્સવપૂર્વક થયો. "ઉદય પામતો સૂર્ય પણ ધીમે ધીમે પ્રકાશમાં વધતો જાય છે." પછી વિમળકુમારને તેના મામા સહિત તેના સસરાએ પત્તનમાં જ રાખ્યો, અને નગરની બહાર તેને પકવાન વેચવાની દુકાન મંડાવી, કારણકે વેપાર વિગેરે કાર્ય જો શક્તિ પ્રમાણે કરવામાં આવે તો તે પરિણામે સુખકારક થાય છે.

હવે તે પત્તનનો રાજા ભીમ નગરની બહાર ધનુર્વિદ્યા શીખવા માટે બાણવડે લક્ષ્યને વીંધવાનો અભ્યાસ કરતો હતો; પરંતુ તે લક્ષ્ય તેનાથી વીંધાતું નહતું. તે જોઇ ધનુર્વિદ્યાની કળામાં કુશળતા-ને ધારણ કરનારા વિમળકુમારે પોતાનું માથું ધુણાવ્યું. કુમારનો શિરકંપ જોઇ ભીમરાજાએ તેને બોલાવીને પૂછ્યું કે—"હે ભદ્ર! તું ધનુર્વિદ્યાની કળા જાણે છે? કારણ કે સત્પુરૂષો કારણ વિના મસ્તક ધુણાવે નહીં." ત્યારે કુમાર બોલ્યો કે—"હું કાંઇક તે કળા જાણું છું, અને ધનુર્વિદ્યા સારી રીતે આવડતી હોય તે પુરૂષ તો ધનુર્ધારી ભિલ્લની જેમ લોકમાં પૂજાય છે. તેની કથા આ પ્રમાણે—

### ધનુર્ધારી ભિલ્લની કથા.

આજ ભરતક્ષેત્રમાં હસ્તિનાપુર નામનું એક સર્વોત્તમ નગર છે. તેમાં દ્રોણાચાર્ય નામના ગુરૂ રાજકુમાર વિદ્યાર્થીઓને ધનુર્વિદ્યા શીખવતા હતા. તેમાં કેટલાક છાત્રો હાથમાં ખડ્ગ ધારણ કરીને આ

ભ્યાસ કરતા હતા. તેઓ પરિણામે વિક્રમવાળા થઈ રણસંગ્રામમાં વિજય મેળવનારા થયા. કેટલાક સુભટો ભાલા ઉપાડીને પરસ્પર પ્રહાર કરી પુષ્કળ તેજસ્વીપણે ઉત્તમ કળા મેળવતા હતા. કેટલાએક ધનુર્વિદ્યાની કળાના વેગવડે તેના અભ્યાસમાં તત્પર થઈ ખરા ધનુષધારી થયા હતા. 'અભ્યાસને શું દુષ્કર છે?' શાસ્ત્રમાં કહેલા શસ્ત્રના સમૂહને ફેરવવાનો અભ્યાસ કરનારા કેટલાક સુભટો કળાની કુશળતાવડે શોભતા હતા. દ્રોણાચાર્ય ગુરૂ સમગ્ર શસ્ત્રના પારગામી હતા, અને તેનાજ પ્રસાદથી લોકમાં સર્વ શસ્ત્રની કળાઓ વૃદ્ધિ પામતી હતી. જેમ સુવર્ણનો અસાધારણ ગુણ ભારેપણાનો છે તેમ અર્જુનનો વિનય ગુણ અસાધારણ દેખાતો હતો, તેથી ગુરૂ તેના પર અત્યંત તુષ્ટમાન હતા. એકદા જેનો યશ પ્રસરી રહ્યો હતો એવા ગુરૂએ અર્જુનને કહ્યું કે—"તારા ગુણથી હું રંજીત થયો છું, તેથી તારા જેટલી કળા હું બીજાને શીખવીશ નહીં." એ પ્રમાણે ગુરૂએ નિશ્ચય કર્યો. લોકમાં પણ અર્જુન જેવો બીજો કોઈપણ દુનિયામાં ધનુષની કળામાં નિપુણ નથી એવો પ્રઘોષ પ્રવર્ત્યો. તે સાંભળીને અર્જુન મનમાં આનંદ પામવા લાગ્યો.

એકદા અન્યના પરાક્રમનો તિરસ્કાર કરનાર અર્જુન કૌતુક જોવાની ઇચ્છાથી વનમાં ફરતો હતો, ત્યાં તેણે એક ખીજડીનું વૃક્ષ જોયું. તે વૃક્ષ ઉપર જેટલાં પાંદડા હતાં તે સર્વે પરસ્પર નહીં મળેલા અનેક છિદ્રો વડે વ્યાપ્ત હતાં. તે જોઈ તેણે વિચાર્યું કે—"શું આ છિદ્રો કોઈ કીડાએ કર્યા છે, કે કોઈ મનુષ્યે આના પત્રો વીંધ્યા છે? તે સિવાય ત્રીજો પ્રકાર તો સંભવતો નથી. પરંતુ કીડાના સંયોગથી આવાં છિદ્રો થઈ શકે નહિ; પરંતુ ચિત્તને આનંદ ઉપજાવનાર આ પત્રવેધ કોઈ મનુષ્યે કરેલો જણાય છે." એ પ્રમાણે વિચારી અર્જુન આમ તેમ જોવા લાગ્યો, તેટલામાં નજીકમાં એક ભિલ્લ તેના જોવામાં આવ્યો. તેને જોઈ મહા નિર્મળ બુદ્ધિના પાત્રરૂપ અર્જુને તેને પૂછ્યું કે—"આ વૃક્ષ ઉપર પત્રવેધ જોવામાં આવે છે તે સ્વાભાવિક છે કે કોઈનો કરેલો છે? સ્વાભાવિક તો

આવો હોઇ ગરે નહી, અને કરનો હોય તો તે બીજા કોઇએ કરેલો, છે કે તે જ કરેનો છે ?" તે સાભળી ભિલ બોલ્યો કે-" હે પૃથ્વીના નાયક અર્જુન ! મા વૃરના પ્રતેર પત્રનો નધ મે કર્યો છે ' તે સાભળી-" અહો ! આ ભિલની કળા વિદ્વાનોને આનદ પમાડે તેવી છે, હુ પણ તેવી કળા જાણતો નથી " એમ વિચારી અર્જુને તેને પૂછ્યુ કે- હે ભિલ ! આ કળા શીખવનાર તારા ગુરૂ કોણ છે ?" ભિલ બોલ્યો કે- મને ધનુર્વિદ્યા આપનાર દ્રોણાચાર્ય મારા ગુરૂ છે" આ પ્રમાણે ભિલનુ વચન સાભળી જાણે કોઇએ પોતાનુ સર્વસ્વ લુટી લીધુ હોય તેમ અર્જુનનુ મુખ શ્યામ થઇ ગયુ અને તે કાઈ પણ બોલ્યો નહી પછી ગુરૂ પાસે આવતા તેને તેનો જોઇને ગુરુએ પૂછ્યુ કે-" હે રાજપુત્ર ! તારા અધર (ઓષ્ઠ) કોપવડે કપતા હોય એમ જણાય છે તો તને કેવી જાતનો ક્લેશ ઉત્પન્ન થયો છે ?" રાજકુમાર બોલ્યો કે—" જો ગુરૂ પોતે જ પોતાની પ્રતિજ્ઞાનો ભગ કરે તો પછી જગતમા બૃહસ્પતિની જેવા કયા પુરુષની વાણી ઉપર વિશ્વાસ કરવો ? ગુરુએ કહ્યુ કે-' હે વત્સ ! મારી વાણીમા શો ફેરફાર થયો છે કે જેથી તુ જેમ તેમ યુક્તિરહિત વચન મને કહે છે ?" અર્જુન બોલ્યો-"હે ગુરૂ ! તમે પ્રથમ મને કહ્યુ હતુ કે હુ બીજા કોઇને ધનુષની કળા તારાથી વિશેષ આપીશ નહી આ પ્રમાણેની પ્રતિજ્ઞા કર્યા છતા તેનો તમે ભગ કર્યો છે" ગુરુ બોલ્યા કે- મે મારી પ્રતિજ્ઞા કદાપિ લોપી નથી " આ પ્રમાણે ગુરુએ કહ્યુ, તોપણ અર્જુને પ્રત્યક્ષ જોયેલુ હોવાથી તેને ગુરુની વાણી ઉપર વિશ્વાસ આવ્યો નહી પછી તે હકીકત સ્પષ્ટ કરવા અને પોતાના તે શિષ્યને જોવા ગુરુ વનમા અર્જુનની સાથે ગયા ત્યા પેલા ભિલને જોઈ તેઓએ તેને પૂછ્યુ કે-" તારા ધનુર્વિદ્યાના ગુરુ કોણ છે ?" તે બોલ્યો-"મારા ધનુર્વિદ્યાના ગુરૂ દ્રોણાચાર્ય જ છે, બીજા કોઈ નથી " તે સાભળી ગુરુ બોલ્યા કે-"હે ભિલ ! તુ કેવળ અસત્ય ન બોલ " તે બોલ્યો-"હે ગુરૂ ! હુ જે કહુ છુ તેમા કાંઈ પણ અસત્ય નથી સાભળો-તમારી પાસે અનેકવાર આવી મે તમને ભિલ હતા ભિન્ન જાતિને લીધે મને કોઈ પણ

તમારું દર્શન પણ થયું નહોતું. જેમ બીજા શંખો દક્ષિણાવર્ત સેવે છે અને જેમ કલ્પવૃક્ષને બીજા વૃક્ષો સેવે છે તેમ તમને પુત્રો સેવે છે, તેથી હવે તમારા દુર્લભ દર્શનથી મને દૂર કર્યો તોપણ એક વખત મને તમારાં દર્શન થઈ ગયાં. તેથી તે પ્રમા- મારી માટીની મૂર્તિ બનાવી તેને પુષ્પાદિકથી પૂજી તેની પાસે મેં કળાનો અભ્યાસ કર્યો છે, અને શ્રીગુરુની કૃપાથી હું મહા થયો છું. તેથી મારા ધનુર્વેદના ગુરુ તમે જ છો." તે આશ્ચર્ય પામી ગુરુ બોલ્યા કે—" હે બુદ્ધિમાન્! જો તેં રૂપણે સ્વીકાર કર્યો હોય તો મને ગુરુદક્ષિણામાં તારો અંગુઠો આપ." આ પ્રમાણેની માગણી ગુરુ કેવળ એક અર્જુનની જ સંબંધી કીર્તિને ઇચ્છતા હોવાથી તેમણે ભિલ્લ પાસે કરી. ગુરુની ઉપર મહા ભક્તિ હોવાથી તે ભિલ્લે તરત જ પોતાનો કાપીને ગુરુને આપ્યો અને તેમને સંતુષ્ટ કર્યા. પછી તે ભિ- અંગુઠા વિના પણ બાણ ફેંકવા લાગ્યો, એ તેની ગુરુભક્તિનો પ્રભાવ હતો. અત્યારે પણ ગુરુભક્તિના જાગૃત પ્રભાવથી લની જાતમાં આંગળીના બળથી જ ધનુર્ધારી કળા જોવામાં છે.

( ઇતિ ભિલ્લ કથા )

આ કથા કહીને વિમળે રાજાને કહ્યું કે—હે ભીમ રાજા! ઘણા દિવ્ય કળાવાળા જોયા છે, પરંતુ લોકોના ચિત્તને હરણ કરનારું સૌભાગ્ય કોઇક જ પુરુષમાં હોય છે." આ પ્રમાણે કહી વળી કુમારે રાજાને કહ્યું કે—" હે સ્વામી! અમારી જેવા સામાન્ય પુરુષો પણ લક્ષ્યને વીંધવામાં સમર્થ હોય છે, તો જેમણે પ્રકારના શ્રમથી કળાઓ મેળવી હોય એવા તમારી જેવાને વિંધવામાં આવી સ્ખલના કેમ થાય છે? અને નિરંતર યુદ્ધમાં ક્રીડા કરનારા આ રાજાઓ ધનુર્વિદ્યામાં કેમ ભૂલ કરે છે? પ્રમાણે લોકને આશ્ચર્ય પમાડનારું અયોગ્યપણું જોઇને મેં મસ્તક પૂર્વક અહહ એવો શબ્દ કર્યો હતો. નીતિમાં કહ્યું છે કે—

જો ગધેડો બીજાના ક્ષેત્રમાં દ્રાક્ષ ખાતો હોય તો તેથી જોનારને પોતાને કાંઈ પણ હાનિ થતી ન હોય છતાં પણ અયોગ્ય થતું જોઈ કોનું મન ખેદ ન પામે ?" આ પ્રમાણે વિમળનું વચન સાંભળી આનંદ પામેલા રાજાએ કહ્યું કે—" હે ભદ્ર ! તું પણ એક બાણ મૂક. તારી કળા પણ હું જોઉં." તે સાંભળી વિમળની રોમરાજિ હર્ષથી વિકસ્વર થઈ અને તેણે શત્રુઓના ગર્વ સાથે ધનુષ નમાવ્યું. પછી તેણે પ્રત્યંચાનો ટણત્કાર કર્યો, તેનો શબ્દ વિશ્વમાં વ્યાપી જતાં તેના યશસમૂહના રણકારને કરતો સર્વત્ર સંભળાયો. પછી પરાક્રમવડે રાજાના અંતઃકરણને રંજન કરનાર અને જાણે યુદ્ધમાં ઉત્સુક થયેલો હોય તેમ તેણે તે ધનુષ ઉપર તત્કાળ બાણ ચડાવ્યું. અને લક્ષ્યની સન્મુખ તે ઉત્કટ બાણ મૂક્યું. તે બાણવડે તેણે લક્ષ્યને વીંધ્યું અને તેના ગુણે રાજાના હૃદયનો વેધ કર્યો. તે બાણ ત્યાંથી ચાર ગાઉ દૂર જઈને પૃથ્વી પર પડ્યું, અને તેની સાથે સર્વ સુભટોનું કળાકૌશલ્ય પણ પડ્યું—નષ્ટ થયું. તે બાણ શોધી લાવવા રાજાએ એક સેવકને હુકમ કર્યો. તે વખતે વિકસ્વર મુખવાળા કુમારે કહ્યું કે—" હે સ્વામી ! આપ સેવકને બાણ લેવા મોકલો છો પણ તેને શીઘ્ર ગતિવાળો અશ્વ આપો, નહીં તો તે સંધ્યા સમયે પણ બાણ લઈને પાછો આવશે નહીં. કારણ કે હે ઉજ્વળ યશના નિધિ ! મારા હાથથી છૂટેલું બાણ પાંચ ગાઉ દૂર જઈને પડ્યું છે." તે સાંભળી મનમાં આશ્ચર્ય પામેલા રાજાએ તેને કહ્યું કે—" બાણની કળામાં તારી કેટલી શક્તિ છે ?" તે બોલ્યો કે—" હે સ્વામી ! મારી કળાનું મારે જ વર્ણન કરવું તે યોગ્ય નથી. કારણ કે પોતાના ગુણનું સ્વમુખે કીર્તન કરવાથી ઇંદ્ર પણ લઘુતાને પામે છે. તો પણ હે પૃથ્વીપતિ ! માત્ર ધનુષના વિષયવાળું મારું વૃત્તાંત આપને હું કહું છું, તે સાંભળો— હે રાજેંદ્ર ! બાળકના મુખ ઉપર ગણીને એકસો ને આઠ પાંદડાં મૂકો, તો તે સર્વને હું બાણ વડે વીંધું, અને તે બાણ બાળકના મુખને જરા પણ વાગે નહીં. વળી જો તમે કહો તો સ્ત્રીના કર્ણમાં લટકતા બે કુંડળોની વચ્ચે થઈને બાણને હું લઈ જઉં અને તે મૂકેલું બાણ પાંચ ગાઉ દૂર જઈને પડે."

આ પ્રમાણે કુશળ પુરૂષોમાં મણિ સમાન કુમારેંદ્રનું વચન સાંભળી રાજા ચિત્તમાં ચમત્કાર પામ્યો, અને વિચાર કરવા લાગ્યો કે—" આ પુરૂષ કળાનો નિધિ છે. આવી નિપુણતા કોઈ રાજામાં પણ નથી. વળી મહાપુરૂષો કળાવાનને જ માને છે, પણ કળારહિત ધનાઢ્યને પણ માનતા નથી. કેમકે મહાદેવે [1]વસ્તુવાળા સૂર્યનો ત્યાગ કરીને કળાવાન્ ચંદ્રને મસ્તક પર ધારણ કર્યો છે. મારા રાજ્યમાં અશ્વાદિકના મોટા આડંબરવાળા ઘણા સુભટ રાજાઓ ખડ્ગાદિકને ધારણ કરનારા છે, પરંતુ નિર્ધન એવા પણ આની પાસે જે ધનુષકળા છે તેવી કોઇ પણ રાજામાં દેખાતી નથી. કહ્યું છે કે— 'કળાની પ્રાપ્તિ તો દૈવને આધીન છે તેથી શું કરીએ ? તો પણ એટલું તો કહી શકાય કે કંકેલીના પલ્લવો જેવા બીજા વૃક્ષના પલ્લવો તો નથી જ.' વળી અભ્યાસ કરવાથી માણસોને કળાની સારી પ્રાપ્તિ થાય છે એમ જે લોકો કહે છે તે પણ સત્ય નથી. કેમકે ફળ પ્રાપ્ત થવું તે તો દૈવને આધીનજ છે. " આ પ્રમાણે વિચાર કરી પ્રસન્ન થયેલા રાજાએ વિમળને પાંચસો અશ્વો અને એક લાખ સોનામહોરો ઇનામમાં આપી, અને તેને સેનાપતિનું પદ આપ્યું. 'કળા કોના ગૌરવને કરતી નથી ?' બીજના ચંદ્રની કળા જગતને પણ વાંદવા યોગ્ય છે. શેરડીનું ક્ષેત્ર, સમુદ્ર, યોનિપોષણ અને રાજાનો પ્રસાદ એ ક્ષણવારમાં જ દારિદ્રનો નાશ કરે છે. વિધાતાની જેમ નિપુણતાની ભૂમિરૂપ અને જગતને આશ્ચર્ય પમાડનાર આ વિમળના ગુપ્ત મંત્રો એટલે વિચારો કોઈ પણ જાણી શકતું નહોતું, પરંતુ તે સેનાપતિ થયા પછી શત્રુ રાજાઓ ખરીના અગ્ર ભાગવડે પૃથ્વી તળને ખોદી નાંખે એવા શ્રેષ્ઠ અશ્વોની ભેટ કરી તે વિમળના ચરણમાં પડતા હતા. તેબુદ્ધિમાને સુરાષ્ટ્ર, મહા રાષ્ટ્ર, કોટીર, કોમ્ણ, દમ્મણ, સંજય, ધનદીવી, ચીખલી, વસતિ. સોપારકપુર તથા બીજા પણ દેશોને તથા તેના અધિપતિઓને જીતી લીધા. આ જગતમાં બુદ્ધિરૂપી પલંગના પ્રથમ ત્રણ પાયા થયા હતા. ચાણાક્ય,

૧ વસ્તુ એટલે ધન, સૂર્યના પક્ષમાં વસ્તુ એટલે કિરણો.

અભય અને શેટ્ટક. પછી આ વિમલ મંત્રી ચોથો પાયો થયો છે. સામ, દાન, દંડ અને ભેદ એ ચાર ઉપાયવડે તેણે સર્વ રાજાઓને જીતી ભીમ રાજાનું રાજ્ય એક છત્રવાળું કર્યું. દુષ્ટનું અનિષ્ટ કરનાર અને ભુજનાદંપ્રચંડ પરાક્રમવાળા તેણે દંડમાં આવતા ધનસમૂહથી રાજાનો કોશ (ભંડાર) પૂર્ણ કર્યો, શરદ ઋતુના સૂર્યની જેવા દેદીપ્યમાન પ્રતાપવાળો તે મંત્રી સર્વ સ્વજનોનો સત્કાર કરીને શોભવા લાગ્યો. તે કલ્પવૃક્ષની જેમ સર્વ અર્થીજનોના વાંછિતને પૂર્ણ કરનાર અને સિંહની જેમ શત્રુરૂપી મૃગોને ત્રાસ પમાડનાર થયો. તેના ચરણકમળને સર્વ રાજાઓ સેવતા હતા અને તે વિમળ દંડનાયક મોટા સામ્રાજ્યને ભોગવતો હતો.

એકદા કોઈ રાજપુરુષે (મંત્રીએ) રાજાની પાસે આવીને કહ્યું કે-"હે રાજેંદ્ર! વિમળ મંત્રી આપના પ્રસાદથી ઉન્નતિ પામ્યો છે. છતાં માનની વૃદ્ધિને લીધે મોટા પરાક્રમી બીજા સર્વ ક્ષત્રિયોના સમૂહને તે તૃણતુલ્ય ગણે છે. કારણ કે ધન, શ્રુત, રૂપ, કુળ, પરાક્રમ, રાજાની કૃપા અને તપ એ સાતે મનુષ્યોને મુખ્યત્વે કરીને મદના હેતુ છે." આ પ્રમાણે સાંભળીને વિમળ મંત્રીનો મદ દૂર કરવા માટે પુરોહિતે વિમળ મંત્રીને કહ્યું કે-"હે મંત્રી! રાજાને આશ્રિત થયેલો સામાન્ય માણસ પણ તેજસ્વી થાય છે, રાજાના આશ્રયથી કેટલાક મંત્રીશ્વર થાય છે, કેટલાક સેનાધિપતિ થાય છે અને કેટલાક સામંતના પદને પામે છે. રાજાનો પ્રસાદ સેવકોને કલ્પવૃક્ષની જેમ અપરિમિત વાંછિતને આપનાર થાય છે. સર્પની ફણા ઉપર ચડીને દેડકો જે નૃત્ય કરે તે કોઈ ગારૂડીકના જ પ્રતાપનો ઉદય સ્પષ્ટ જણાવે છે. જે પથ્થર પોતે ડુબે છે અને બીજાઓને પણ ડુબાડે છે તેજ પથ્થર દુસ્તર સમુદ્રમાં તરે અને વાનર સુભટોને પણ તારે એ પ્રભાવ પથ્થરનો, સમુદ્રનો કે વાનરોના નથી; પરંતુ શ્રીરામચંદ્રના પ્રતાપનો તે મહિમા છે."

તે સાંભળી વિમળ મંત્રી બોલ્યો કે-"હે પુરોહિત! ચાર વેદમાં તું નિપુણ છે તોપણ તું પંડિતમૂર્ખ જેવો દેખાય છે. કારણ કે આ

જગતમાં મનુષ્યોને પૂર્વ પુણ્યના પ્રભાવથી નિરર્ગળ સુખસંપત્તિ પ્રાપ્ત થાય છે. પંડિતોએ ધર્મ જોયો નથી તોપણ તેમો શુભના ઉદયથી ધર્મ છે એમ તર્કથી સિદ્ધ કરે છે. જેમ નદીમાં પૂર આવેલું જોઈ પર્વત પર વૃષ્ટિ થયાનું અનુમાન કરી શકાય છે. જો પોતાનું પુણ્ય ન હોય તો સમૃદ્ધિવાળા દેશને લેનાર રાજાની સેવા કરી હોય તો પણ તે શું કોઇને કાંઈ પણ આપે? કહ્યું છે કે— રાજા ચિરકાળ સેવ્યા છતાં પણ પુરૂષના પુણ્ય વિના તેના પર તુષ્ટમાન થતો નથી. જુઓ કે અરૂણ નામનો સારથિ જન્મથી જ સૂર્યની સેવા કરે છે તોપણ તે ચરણ રહિત જ રહ્યો છે." આ પ્રમાણેનાં તેનાં વચન સાંભળીને પુરોહિતે વિચાર્યું કે—"રાજાએ આના પર આટલો બધો ઉપકાર કર્યો છે તોપણ આ તેને ઓળવે છે માટે આને ધિક્કાર છે! કહ્યું છે કે-હે વામન! અત્યંત ઉંચા વૃક્ષનું ફળ વાયુએ તને આણી આપ્યું તે ખાઇને તું તૃપ્ત થયો તે તો યોગ્ય જ છે, પરંતુ એ ફળ મેં મારાં સત્વથી મેળવ્યું એ પ્રમાણે તું જે ગર્વ કરે છે તે તારી જ હાંસીને માટે છે. અથવા તો આમાં આનો દોષ નથી. કારણકે આ કળિયુગનો સમય છે, તેમાં વિધાતા આવા જ પુરૂષને ઉત્પન્ન કરે છે. આ કાળમાં ઉપકાર કર્યા છતાં પણ સર્વ કૃતઘ્ની થાય છે, તેથી હું વિચારૂં છું કે જગતના જીવોનું હવે શું થશે?"

આ પ્રમાણે વિચાર કરી પોતાના મનમાં ખેદ પામી પુરોહિતે એકદા એકાંતમાં ભીમ રાજાને કહ્યું કે—"હે રાજા! મોટા ઉંચ કુળમાં ઉત્પન્ન થયેલા અને પરાક્રમની સંપદાથી યુક્ત એવા ક્ષત્રિયોનો ત્યાગ કરી તમે વણિક માત્રને કેમ માન આપો છો? આ વણિકને દંડનાયકની પદવી આપવાથી તમારી શોભા કે મોટાઈ કાંઇ નથી. સમુદ્ર અને રાજાનો એક ગુણ હોય છે, તે એ કે જે લઘુ હોય તેને મસ્તક પર ધારણ કરે છે અને જે ભારે હોય તેને નીચે ફેંકી દે છે જ્યારે તમારો વિપત્તિનો સમય આવશે ત્યારે ક્ષત્રિયો જ કાર્ય કરનારા થશે, તેથી કરીને ગર્વિષ્ઠ વણિકને મંત્રી પદ આપવું તે યોગ્ય નથી. પોતાનો અને પરનો કેટલો તફાવત છે તે જુઓ કે જ્યારે વૃક્ષ પૃથ્વી

પડે છે ત્યારે પાંદડાંઓ કરમાઇ જાય છે અને પક્ષીઓ તેને છોડીને
। રહે છે. વિવિધ દેશના રાજાઓને વશ કરી વિમલ મંત્રી રા-
ની લીલા ભોગવે છે અને તમે તો માત્ર નામના જ રાજા છો. તે
ળની સેવા કરવાની બુદ્ધિથી મોટા સામંત રાજાઓએ ભેટ કરેલા
ફ્લીક દેશના ઉત્તમ અશ્વોના મુખમાંથી નીકળતા ફીણવડે તેના ઘરના
ગણાની પૃથ્વી હમેશાં કાદવવાળી થાય છે, અને તેના મંદિરમાં
લક્ષ્મી ક્રીડા કરતી જોવામાં આવે છે. તે વિમળ તમારૂં ચતુરંગ
। પોતાને સ્વાધીન કરશે, અને જરૂર તમારૂં કાંઇક અનિષ્ટ ચિંત-
કોઈ પણ મોટી સમૃદ્ધિવાળો થાય તે લોકમાં દુઃખસાધ્ય ગણાય
વળી જે રાજ્યનો અભિલાષી હોય તો તે શું ન કરે? નીતિશા-
ં પણ કહ્યું છે કે—" તુલ્ય ધનવાળા, તુલ્ય પરાક્રમવાળા,
ને જાણનારા; ઉદ્યોગી અને અર્ધ રાજ્યને હરણ કરનારા મિત્રને જે
હણે તે પોતે જ પરિણામે હણાય છે." અત્યંત સન્માન કરેલો
ડા હાથીની શાળામાં રહીને ઘીનું ભોજન તો કરે છે, પરંતુ ઉલટો
મૂર્ણ હાથીને મારવા ઇચ્છે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે—" પાપનું
લોભ છે, વ્યાધિનું મૂળ રસ છે. અને દુઃખનું મૂળ સ્નેહ છે.
ણનો ત્યાગ કરીને તું સુખી થા." વળી હે રાજેંદ્ર! આવા અનર્થ-
કરનારા આ વણિકનો તમારે વિશ્વાસ કરવો યોગ્ય નથી. તેમ જ
ય જવા દેવો તે પણ યોગ્ય નથી, જલદી તેને માર્ગમાંથી દૂર કરવો
ય છે. અને હે રાજા! પોતાના હિતની ઇચ્છાથી તેનું સર્વસ્વ
ણ કરી તેને દંડવો તેજ યોગ્ય છે.આમાં જો કાળનો વિલંબ કરશો
નખવડે છેદી શકાય તેવો વિષવૃક્ષનો અંકુરો વૃદ્ધિ પામીને
રથી પણ ન છેદી શકાય તેવો થશે."

આ પ્રમાણેનાં પુરોહિતનાં વચન રૂપી વાયુના વશથી રાજાનું મન
ધ્વજાનું વસ્ત્ર કે જે ભંગી રૂપી ચૈત્ય ઉપર ફરકતું હતું તે તુટીને પૃ-
પર પડ્યું. કહ્યું છે કે—' લતા, રાજાનું ચિત્ત, વ્યાખ્યાન, જળ અ-
ીઓ—આટલી વસ્તુ ધૂર્ત જનો જ્યાં લઇ જાય ત્યાં જાય છે. પછી'
' દિવસે પ્રાતઃકાળે રાજા સભામા બેઠો હતો તે વખતે શત્રુઓને

શ્રમ પમાડવાનાં સિંહ સમાન વિમલ મંત્રીએ આવી રાજાને નમસ્કાર કર્યો. તે વખતે રક્ત નેત્રવાળા ભીમ રાજાએ પોતાનું મુખ અવળું કર્યું તે જોઇ વિમળે મનમાં વિચાર કર્યો કે—" આ નવીન શું થયું ? પણ અહો ! રાજા મિત્ર થઇ શકે એમ કોઇએ જોયું અથવા સાંભળ્યું છે ? જુઓ ! મેં ક્રોડો ઉપકાર કર્યા છતાં આ ભીમ રાજા આજે મારાથી પરાઙ્મુખ થયો. સેંકડો જળધારાથી સિંચેલું વૃક્ષ દાવાનળથી બળીને જેવું લાલ થાય છે તેવો આ રાજા કોપથી લાલ નેત્રવાળો થયો છે. ઘટની જેમ પરિપૂર્ણ, [1]વિદગ્ધ અને રાગવાળો છતાં પણ [2]કર્ણનો દુર્બળ રાજા કોનાથી વશ કરી શકાય? શાસ્ત્રોમાં અર્થના જેટલા ગુણો કહેલા છે, તેટલાજ રાજાના દોષો કહેલા છે. પરંતુ આ દોષ રાજાનો નથી, ચાડીયા લોકો તેના ચિત્તરૂપી દર્પણમાં જેવી વસ્તુ દેખાડે તેવી જ વસ્તુ તે જોઇ શકે છે. કુતરો પોતાનો પગ ઉંચો કરી મૂતે છે તે શું તેના કુગડા ભીંજવવાના છે ? નથી પણ એવી વસ્તુસ્થિતિ જ છે—તેનો સ્વભાવ જ છે. વાઘ ગહન વનને સેવે છે, સિંહ ગુફાને સેવે છે, કમળગામી કમલિનીને સેવે છે, ગીધ પક્ષી સ્મશાનને સેવે છે, સત્પુરુષ સત્પુરુષને સેવે છે, અને નીચ માણસ નીચને જ સેવે છે. પાપની પ્રકૃતિ સ્વભાવથી જ એવી કનીષ્ઠ ઉત્પન્ન થયેલી હોય છે કે તે દૂર કરી શકાતી નથી. ચાડીયાનો સ્વભાવ વિશેષે કરીને નીચજ હોય છે. કારણ કે તે વિના કારણે જ અન્યના દોષ બોલે છે. કહ્યું છે કે-ખળ માણસ સોયની અણીનું અને સર્જન સોયના નાકાનું અનુકરણ કરે છે. એટલે પહેલો છિદ્ર પાડે છે અને બીજો [3]ગુણવાન હોઇને છિદ્ર ઢાંકે છે. તથી જ્યાં દુર્જનો રહેતા હોય ત્યાં સજ્જનોએ રહેવું તે જ યોગ્ય નથી માટે હું આ રાજાનો ત્યાગ કરી દેશાંતરમાંજ જાઉં. વૃક્ષના કોટરમાં અગ્નિની જેમ જેઓના કર્ણમાં [4]દ્વિજિહ્વો પ્રવેશ કરે છે, તેના મૂળનો-સમીપ ભાગનો જીવવાની ઇચ્છાવાળાએ ત્યાગ કરવો અને તેને કુળ સહિત જ બળવા દેવો."

---

૧ ચતુર, ઘટના પક્ષમાં પકવેલો. ૨ કાનનો કાચો રાજા, ઘડો કાંઠેથી દુર્બળ એટલે જર્જરિત

૩ સોયના પક્ષમાં ગુણ એટલે દોરો ૪ સર્પ અને ખળ.

અને તળાવ વિગેરે નવસો જળાશયો હતા. તે પુરીમાં ગુણોનો સાગર અને સમૃદ્ધિવાળો ધરાવર્ષ નામનો રાજા અતુલ સામ્રાજ્યનું પાલન કરતો છતો રાજ્ય કરતો હતો. તે રાજાને મધ્ય રાત્રીને સમયે તેના એક ગુપ્ત પુરૂષે મંત્રીના સમાચારવાળો એક લેખ આપ્યો. તે તેણે તરતજ દીવાના પ્રકાશમાં વાંચ્યો. લેખ વાંચી ભય પામી રાજા માણસોને જણાવ્યા વિનાજ પરિવાર સહિત ત્યાંથી નાસી ગયા." સિંહના મુખમાં કોણ બળવાન પણ રહી શકે?" પછી પ્રાતઃકાળે પરાક્રમી વિમળ મંત્રી તે નગરીમાં આવ્યો; તેને જોઇ સર્વ નગરીના લોકો વ્યાકુળ થઇ ગયા. પંચકુળના અધિકારીઓ રાજમહેલમાં ગયા. પરંતુ ત્યાં એક ખંજા નામની દાસી સિવાય બીજો કોઇ મનુષ્ય જોવામા આવ્યો નહીં. તેઓએ દાસીને પૂછ્યું કે-"રાજા ક્યાં ગયા? અહો! આ નવતર શું થયું?" દાસીએ જવાબ આપ્યો કે-'રાજાના ચર પુરૂષે સૈન્ય આવતું જોયું અને મહા બળવાન વિમળ મંત્રીનું આગમન જાણ્યું. તે તેણે રાજાને જણાવ્યું. તેથી રાજા પરિવાર સહિત નાસી ગયા છે." તે સાંભળી વિચાર કરીને પંચકુળના અધિકારીઓ બોલ્યા કે-"અક્ષય પરાક્રમવાળા આ મંત્રીનેજ આપણે રાજા તરીકે સ્થાપીએ કે જેથી રાત્રિ દિવસ સુખની પ્રાપ્તિ થાય." આ પ્રમાણે વિચારીને સર્વ પ્રજાએ મળી વિમળને રાજા તરીકે સ્વીકાર્યો. આ પ્રમાણે વિમળ મંત્રીને રાજ્ય પ્રાપ્ત થયું. કારણ કે "પુષ્પ માણિક્ય અને હંસો જ્યાં જાય ત્યાં પૂજા પામે જ છે."

ચંદ્રની જેવા મનોહર મુખવાળા તે રાજા રૂપી ચંદ્રવડે (મેરૂ શા.

આ પ્રમાણે વિચાર કરી વિમળ મંત્રીએ રાજાને કહ્યું કે-" મને વરાકને તમે અકસ્માત અત્યારે પીઠ દેખાડો તો ભલે દેખાડો પરંતુ આજ પછી શત્રુને પીઠ દેખાડતા નહીં." એમ કહી તે સભામાંથી ચાલ્યો ગયો, તે વખતે રાજાની આજ્ઞાથી આરક્ષકોએ તેની પાછળ વાઘ મૂક્યો. યમરાજાની જેવા ભયંકર તે વાઘને આવતો જોઈ વિમળે શસ્ત્ર-વડે તેના બે કકડા કરી નાખ્યા. ત્યારે રાજપુરૂષોએ તેને રૂંધવા માટે દરવાજા બંધ કર્યા, પરંતુ તેના મોટા કમાડને મંત્રીએ પગના પ્રહારથી ભાંગી નાખ્યાં અને બહાર નીકળ્યો. તે જોઈ લોકો બોલ્યા કે-" અહો! આ વિમળનું પરાક્રમ ક્ષત્રિયો કરતાં પણ અધિક છે." જેને બુદ્ધિનું બળ હોય છે તેને શત્રુઓ વશ થાય છે, અને જેને બાહુનું બળ હોય છે તેનું આખું જગત કિંકર થાય છે. ત્યારપછી સર્વ વિપત્તિને ઉલટો નાશ પમાડનાર વિમળ પોતાને ઘેર આવ્યો અને સર્વ સ્વજનોને એકત્ર કરી યોગ્ય સંકેત કર્યો. પછી ધનુષને ધારણ કરી પાંચસો અશ્વો અને સોનામહોરોની ભરેલી અઢારસો સાંઢો તથા બીજું ઘણું દ્રવ્ય સાથે લઈને નિર્ભય અને શત્રુઓને ભયંકર એવા તે મંત્રીશ્વરે રાજમાર્ગમાં આવી રાજાને જણાવ્યું કે—" કોઈ સુભટ પાછળથી કહેશે કે મંત્રી નાશીને ક્યાંઇક જતો રહ્યો, તો હું અહીંજ રહીને કહું છું કે જે બળવાન સુભટ હોય તે અહીં રણસંગ્રામમાં મારી સન્મુખ આવે." આ પ્રમાણે રાજમાર્ગમાં ઉભા રહી મંત્રીશ્વરે કહ્યું ત્યારે રાજા બોલ્યો કે-" બળતી ઇયળ જો ઘરમાંથી નીકળીને જતી હોય તો તેને જવા દેવી" રાજાનું આવું વચન યુક્તજ છે. કારણ કે પોતાના શરીરનો દ્વેષી કયો માણસ [1]દુર્દમને બોલાવે ( વતાવે )?

ત્યારપછી મંત્રી નિર્વિઘ્નપણે બાર યોજન પૃથ્વીનું ઉલ્લંઘન કરી પ્રાતઃકાળે આબુ પર્વતની તળેટીમાં પહોંચ્યો. ત્યાં અઢારસો ગામનું સ્વામિત્વ ધરાવનારી ચંદ્રાવતી નામની નગરી શોભી રહી હતી. ત્યાં જૈન અને મહાદેવના ચૌદસો ને ચાળીશ મોટા પ્રાસાદોની શ્રેણી રહેલી હતી. સર્વ નગરીઓમાં શિરોમણિ એવી તે નગરીમાં વાવ, કુવા,

૧ દમન-તાબે ન કરી શકાય તેવાને.

અને તળાવ વિગેરે નવેસરથી જળાશયો હતા. તે પુરીમાં ગુણોનો સાગર અને સમૃદ્ધિવાળો ધરાવર્ષ નામનો રાજા અતુલ સામ્રાજ્યનું પાલન કરતો છતો રાજ્ય કરતો હતો. તે રાજાને મધ્ય રાત્રીને સમયે તેના એક ચર પુરૂષે મંત્રીના સમાચારવાળો એક લેખ આપ્યો. તે તેણે તરતજ દીવાના પ્રકાશમાં વાંચ્યો. લેખ વાંચી ભય પામી રાજા માણસોને જણાવ્યા વિનાજ પરિવાર સહિત ત્યાંથી નાસી ગયા." સિંહના મુખમાં કોણ બળવાન પણ રહી શકે ?" પછી પ્રાતઃકાળે પરાક્રમી વિમળ મંત્રી તે નગરીમાં આવ્યો; તેને જોઇ સર્વ નગરીના લોકો વ્યાકુળ થઇ ગયા. પંચકુળના અધિકારીઓ રાજમહેલમાં ગયા. પરંતુ ત્યાં એક **ખંજા** નામની દાસી સિવાય બીજો કોઇ મનુષ્ય જોવામાં આવ્યો નહીં. તેઓએ દાસીને પૂછ્યું કે-"રાજા કયાં ગયા ? અહો ! આ નવતર શું થયું ?" દાસીએ જવાબ આપ્યો કે-'રાજાના ચર પુરૂષે સૈન્ય આવતું જોયું અને મહા બળવાન વિમળ મંત્રીનું આગમન જાણ્યું. તે તેણે રાજાને જણાવ્યું. તેથી રાજા પરિવાર સહિત નાસી ગયા છે.'' તે સાંભળી વિચાર કરીને પંચકુળના અધિકારીઓ બોલ્યા કે-"અક્ષય પરાક્રમવાળા આ મંત્રીનેજ આપણે રાજા તરીકે સ્થાપીએ કે જેથી રાત્રિ દિવસ સુખની પ્રાપ્તિ થાય." આ પ્રમાણે વિચારીને સર્વ પ્રજાએ મળી વિમળને રાજા તરીકે સ્વીકાર્યો. આ પ્રમાણે વિમળ મંત્રીને રાજ્ય પ્રાપ્ત થયું. કારણ કે "પુષ્પ માણિક્ય અને હંસો જ્યાં જાય ત્યાં પૂજા પામે જ છે."

ચંદની જેવા મનોહર મુખવાળા તે રાજા રૂપી ચંદ્રવડે (એક રાજાવડે) ઘણા યશવાળી અને રાજાવાળી થયેલી તે ચંદ્રાવતી નગરી પણી જ શોભવા લાગી. ભિલ્લ અને કિરાત વિગેરેના સમૂહ રૂપી નદીઓનું જળ મળવાથી વિમળ રાજા રૂપી સમુદ્ર ભરતીવાળો થયો. પછી રાજાએ આકાશને પણ ફોડી નાંખે તેવો પ્રયાણનો પટહ વગડાવ્યો, તેના સાંભળવાના સંકેતે કરીને બોલાવેલા આસપાસના રાજાઓ એકઠા થયા. વીજળીના ઉદ્યોતવાળા જાણે મેઘ હોય એવા ખડગોને ધારણ કરતા કેટલાક સુભટો રાજાના સૈન્યમાં આવીને નૃત્ય કરવા લાગ્યા. દુરથી

શત્રુઓને ત્રાસ પમાડનાર કેટલાએક શૂરવીરોએ કુંત ધારણ કર્યા હતા. તેથી તેઓએ જાણે વિજયલક્ષ્મી રૂપી સ્ત્રીના વેણીદંડને ધારણ કર્યા હોય તેવા તેઓ શોભતા હતા. વિમળ રાજાના મોટા સૈન્યમાં ધનુર્ધારીઓ બાણની ધારાવડે નિરંતર વૃષ્ટિ કરતા મેઘની જેવા શોભતા હતા. આ પ્રમાણે અનેક પ્રકારના શસ્ત્રોને ધારણ કરનારા પત્તિઓની અનેક શ્રેણીઓ વિમળ રાજાએ યુદ્ધને માટે સજ્જ કરી. જેમ બીજા પર્વતો મેરૂ પર્વતને પરિવરેલા છે, તેમ વિમળ રાજાને લાખો અશ્વારોએ વીંટી લીધો. તેના સૈન્યમાં મોટા પર્વત જેવા હાથીઓ જાણે સ્વર્ગમાંથી ઐરાવણ ઉતર્યા હોય તેવા શોભવા લાગ્યા. તેના પરિવારમાં પરાક્રમવડે શત્રુઓને આક્રમણ કરનારા તથા શ્રીકરી અને ધ્વજ વડે શોભતા ચાર હજાર રાજાઓ એકઠા થયા.

આ પ્રમાણે સૈન્ય લઇ બળ અને છળ વિગેરે ઉપાયને જાણનાર તથા બુદ્ધિમાન પુરૂષોનો શિરોમણિ વિમળ રાજા સુગલ રાજા તરફ ચાલ્યો, લાખો વાજીંત્રોના શબ્દોવડે મેઘના ધ્વનિનો તિરસ્કાર કરનાર તે સુગલ રાજા બ્રાહ્મણીય દેશનો રાજા કહેવાતો હતો. તેના દેશમાં ત્રણ લાખ ને પચાસ હજાર સુખકારક ગામો હતાં. તેણે સસલક્ષ નામનો દેશ જીત્યો હતો, તેથી તે સુરત્રાણનો નાયક સુગલ બ્રાહ્મણીથી કહેવાતો હતો. તે સુગલની રાજધાનીમાં વિમલ રાજા પક્ષીઓના સમૂહમાં શ્યેન પક્ષીની જેમ પડયો. સુગલ રાજાનું ને વિમળનું બન્નેનું પરસ્પર યુદ્ધ થયું, તે બન્નેના સૈન્યો મહાયુદ્ધ કરવા લાગ્યા. બન્ને રાજાઓની વચ્ચે જય અને પરાજય જાવ આવ કરવા લાગ્યા. એ પ્રમાણે યુદ્ધ કરતાં છેવટ વિમળ રાજાએ બળવાન સુગલ રાજાને જીવતો પકડીને બાંધી લીધો. કારણકે પુરૂષોનો સર્વ કાળ એક સરખો હોતો નથી. સૂર્યનો ઉદય થાય ત્યારે ચંદ્રનો ક્ષય થાયજ છે.

પછી વિજયલક્ષ્મીને પ્રાપ્ત કરી સુગલ રાજાને સાથે લઇને નિત્ય ઉત્સવના ઉદયવાળા વિમળ રાજાએ પોતાની ચંદ્રાવતી નગરીમાં પ્રવેશ કર્યો. સુગલ રાજાએ વિમળને પચાસ લાખ અશ્વો અને છપ્પન કોટિ દ્રવ્ય આપ્યું. જન્મથી આરંભીને રાજાનું મેળવેલું ધન ક્ષણવારમાં

દંડ દેવામાં આવ્યું જાય છે. જેમ કીડીઓએ જન્મભર સંચેલું ધાન્ય તિત્તિર પક્ષી એક ક્ષણમાં ખાઈ જાય છે તેમ.' ત્યાર પછી વિમળે મુગલ રાજાને મુક્ત કર્યો. "અગ્નતાનો રસ નીચોવી લઈને પછી તેનો (પોથીનો) ત્યાગજ કરાય છે."

એ પ્રમાણે શ્રેષ્ઠ લક્ષ્મીનો મોટો કોષ મેળવીને વિમળ રાજાએ આખી પશ્ચિમ દિશા સાધી. 'કારણ કે આ પૃથ્વી કોઈની નથી, ખડ્ગથી જે જીતે તેની છે.' તેથી અનેક રાજાઓથી સેવાતા વિમળે, વિપુલ રાજ્ય મેળવ્યું. નવ કરોડ ગામવાળો મરૂદેશ, સવાલાખ ગામવાળો માલવ દેશ, કોકણ દેશ અને સિંધુ પ્રદેશ વિગેરે ઘણા દેશોના અધિપતિઓ પરાક્રમ વડે પ્રબળ શત્રુઓનો પણ પરાજય કરે તેવા હતા, તે સર્વ રાજાઓને જીતીને તેણે સર્વ દિશાઓ વશ કરી.

પ્રજાનું રક્ષણ કરનારા બાર છત્રધારી સુરત્રાણો રોમ નગરમાં નિષ્કંટક રાજ્ય કરતા હતા. તે તેજસ્વી રાજાઓને જોઈ વિદ્વાનો તર્ક કરતા હતા કે "જગતમા અહીં તો એક સાથે બારે સૂર્યનો ઉદય થયો છે." પોતપોતાના દેશને ભોગવતા તે સુરત્રાણ રાજાઓ પરસ્પર પ્રીતિને લીધે એક નગરમાં સાથે રહેતા હતા. જનને રંજન કરનારા તે બારે રાજાઓને એકલા વિમળે જીતી લીધા, તેથી તે લોકમાં રાજાધિરાજ કહેવાયો. કોઈ પણ રાજાની આજ્ઞા જેના મસ્તકના મુગટપણાને પામી નથી, એવો આ પૃથ્વીપતિ વિમળ રાજા અત્યંત શોભવા લાગ્યો. તેની રાણીઓએ કરેલા મુક્તાફળના વધામણા પૂર્વક માણિક્યાદિકની ભેટોથી પૂર્ણ થયેલો અને સર્વ પ્રકારના સુખનો આશ્રયભૂત વિમળ અત્યંત તુષ્ટિ પામ્યો. તે રાજા ચારે દિશાનો વિજય કરી વાજિત્રના નાદથી આકાશને ધ્વનિમય કરતો અનેક સુભટોની શ્રેણી સહિત પાછો ફર્યો. અને નગરની સ્ત્રીઓએ સ્પર્ધા સહિત જેનો વર્ધાપન મહોત્સવ કર્યો હતો એવા તે રાજાએ જયલક્ષ્મીથી શોભતી ચંદ્રાવતી નગરીમાં પ્રવેશ કર્યો.

અન્યદા બુદ્ધિમાન્ અને કૃતજ્ઞ વિમળે સભામાંથી નીકળતી વખત

ભીમ રાજાને કહ્યું હતું કે' તું શત્રુઓને પીઠ આપીશ નહી.' એ વચનને સંભારી વિમળે ભીમ રાજા સાથે સંધિ કરી. પોતાના દેશનો ભંગ ન થવાથી તુષ્ટમાન થયેલા ભીમ રાજાએ વિમળને છત્ર, ચામર વિગેરે ભેટ આપી તેનું સન્માન કર્યું.' પૃથ્વીપર આના જેવો બીજો કોઇ રાજા અધિક નથી' એમ કહી ભીમ રાજાએ તેને પ્રથમ દંડનાયક સ્થાપન કર્યો. 'આ વિમળ સામાન્ય જન છતા મોટો કેમ થયો ?' એવી કોઇએ શંકા કરવી નહીં; કારણ કે હરકોઈ મનુષ્ય વિશેષ ભાગ્યને લીધે સર્વથી અધિક સમૃદ્ધિવાળો થાય તેમાં કાંઇ આશ્ચર્ય નથી.

એકદા ધર્મઘોષ નામના આચાર્ય ચદ્રાવતી નગરીના ઉદ્યાનમાં પધાર્યા. તેને વાંદવા માટે વિમળ રાજા પરિવાર સહિત ગયો. તેને સૂરિએ પ્રતિબોધ આપ્યો. પછી શ્રીમાન્ ગુરૂના ચરણકમળની સેવા કરવાથી કલહંસની જેમ વિમળ રાજા હમેશાં ધર્મરૂપી શ્રેષ્ઠ પરાગનો આસ્વાદ લેવા લાગ્યો. જેમ લવણસમુદ્રમાં અમૃત મળવું દુર્લભ છે તેમ મનુષ્ય જન્મ પામ્યા છતાં આવા ગુરૂનો યોગ મળવો દુર્લભ છે, મોટા ભાગ્યથીજ તેવો યોગ મળે છે. વળી યથાર્થ સ્વરૂપવાળું લૌકિક અને લોકોત્તર શાસ્ત્ર કોઇકના જ હૃદયમા દીપકની જેમ પ્રકાશ કરે છે. નિગમ અને આગમના જ્ઞાનથી ધર્મક્રિયાની પ્રાપ્તિ થઇ શકે છે, તેથી ગુરૂના મુખથી શાસ્ત્રનો સત્ય અર્થ જાણવો જોઇએ. મનુષ્ય સારી બુદ્ધિવાળો હોય તોજ તેને ધર્મનો બોધ થાય છે, પણ જેનું ચિત્ત અવિદ્યાથી વ્યાપ્ત હોય તેને શાસ્ત્રનો અર્થ વિપરીત ભાસે છે. વિદ્વાનોએ નિગમ અને આગમમાં કહેલ વિચારો ધ્યાનમા લેવા યોગ્ય છે. તેથી તે તે શાસ્ત્રોના વિશેષ વાક્યો અમે અહીં લખીએ છીએ.

ઓંતેર જિનેશ્વરોને નમસ્કાર કરી ગણધરોનું ધ્યાન ધરી નિગમ અને આગમના નિર્ણયનું શતક હું કહું છું. સમુદ્રની જેમ પ્રમાણ ન થઈ શકે એવા બાર અંગ અને ચાર વેદને જાણવા અથવા કહેવા કોણ સમર્થ છે ? તોપણ તેની કાંઇક વાનકી દેખાડું છું.—

આગમ અને નિગમ એ બન્ને શાસ્ત્રોનું પરસ્પર વિસંવાદ રહિતપણું (સદશપણું) દેખાય છે, કારણ કે આગમમાં કહેલા પદાર્થોનો

નિર્ણય નિગમમાં કરેલો છે. દરેક ચોવીશીમાં જે પહેલો ચક્રવર્તી થાય તે ચાર વેદ રચે છે અને દ્વાદશાંગીને ગણધરો રચે છે એવી સ્થિતિ છે. તેમાં પ્રથમ ચક્રીના બનાવેલા વેદો તે ચોવીશીના અંત સુધી પૃથ્વી પર રહે છે, અને આગમ દરેક તીર્થંકરના વારામં નવીન રચાય છે. અસત્પુરૂષો નિગમ અને આગમનો વિપરીત જ અર્થ કરે છે. તેનો તાત્ત્વિક અર્થ અમુક કાળે જ પ્રગટ જણાય છે, અને બીજે કાળે તેના અધિષ્ઠાયક દેવો તેને યત્નથી ગોપવી રાખે છે. આગમ સાધુઓના આચારનો ખજાનો છે, અને નિગમ શ્રાવકોના આચારનો સમુદ્ર છે. જેમ બે પાંખોવડે જ પક્ષીઓ આકાશમાં ગતિ કરે છે. તેમ ભવ્ય પ્રાણીઓ નિગમ અને આગમ એ બન્નેના યોગથી મોક્ષે જઈ શકે છે. નિગમની અરુચિ રાખીને જે કેવળ આગમનાં અર્થનું જ્ઞાન મેળવવું તે સાંશયિક મિથ્યાત્વ છે, એમ પૂર્વધરો કહે છે.[1] નિગમ વડે કરીને શ્રી આગમના અર્થનો નિર્ણય કરવો તે વિશુદ્ધ દર્શન કહેવાય છે એમ સિદ્ધાંતના વાક્યથી સિદ્ધ થાય છે. આગમના અર્થ અને વેદના અર્થ નિગમે કર્યો છે, તથા સાધુઓ, શ્રાદ્ધદેવો અને શ્રાવકોને પોતપોતાની ક્રિયામાં તત્પર કર્યા તે પણ નિગમે જ કર્યો છે. રાજાનો, પોતાનો અને પ્રજાનો અર્થ સાધનાર મંત્રી લોકમાં યશનું સ્થાન થાય છે. પરંતુ તેવો મંત્રી મળવો દુર્લભ છે. તેજ રીતે જેમાં સિદ્ધાંતનો અર્થ પરસ્પર એક રૂપ કરાય છે તે આ નિગમ સમગ્ર સત્ય આચારને જણાવનાર છે. જો નિગમ અને આગમનો તાત્ત્વિક અર્થ જાણવાની તારી ઇચ્છા હોય તો સ્વશાસ્ત્ર પરના રાગનો અને અન્ય શાસ્ત્ર પરના દ્વેષનો તું ત્યાગ કર. સત્ય વસ્તુ પર રાગ હોય અને અસત્ય વસ્તુપર દ્વેષ હોય તોજ મનુષ્યોને નિશ્ચે વિશુદ્ધ ધર્મની પ્રાપ્તિ થાય છે. જ્યાંસુધી શુદ્ધ ધર્મ પર દ્વેષ છે અને અશુદ્ધ ધર્મ પર રાગ છે ત્યાંસુધી તાત્ત્વિક શાસ્ત્રની પ્રાપ્તિ થવાની જ નથી. હે પંડિત ! જો તું પોતાના માનેલા શાસ્ત્રના અર્થનો સંવાદ ઇચ્છતો હોય તો તું નિગમના શાસ્ત્રોને પ્રમાણ રૂપ

[1] આ કર્તાની માન્યતા જણાય છે.

માન. લૌકિક અને લોકોત્તર શાસ્ત્રો ઘણાં જ છે, તે સર્વનું રહસ્ય નિગમથીજ વિશેષ પ્રકાશિત થાય છે.[1]

એકદા વિમળ રાજાએ ગુરૂના મુખથી સર્વ પાપનો નાશ કરનાર આ પ્રમાણે આગમનો આલાવો સાંભળ્યો—" ચાર સ્થાન વડે જીવો નરકનું આયુ્ય બાંધે છે. તે આ પ્રમાણે—મહા આરંભવડે, મહા પરિગ્રહ વડે, માંસના આહારવડે અને પંચેંદ્રિયના વધ વડે. " ઇત્યાદિ. આ પ્રમાણે ગુરૂનું વચન સાંભળી પાપથી ભય પામેલો, ઉદાર ચિત્તવાળો અને કૃપામાં તત્પર વિમળ રાજા બોલ્યો કે—" હે ગુરૂ ! હું યુદ્ધમાં દહીંની જેમ શત્રુભૂત મનુષ્યોનું મથન કરવામાં મંથાન (રવૈયા) જેવો થયો છું, અને પરિગ્રહ રૂપી સમદ્રમાં ડુબી ગયો છું, તેથી હવે મારૂં મન સંવેગ પામ્યું છે, તો હે કૃપાળુ! મને આલોયણ રૂપી નાવ આપીને તારો." ત્યારે સૂરિએ તેને ઉપદેશ આપ્યો કે–"હે મહારાજા! જિનપ્રાસાદ, અને અમારીની પ્રવૃત્તિ વિગેરે પુણ્ય કાર્ય કરો. " તે સાંભળી શ્રી ગુરૂના વચન રૂપી અમૃતરસથી ભાવિત થયેલા રાજાને જિનચૈત્ય કરાવવાનો મનોરથ થયો. મનુષ્યોએ જે ધન ચૈત્યમાં સ્થાપન કર્યું છે ( વાપર્યું છે ) તે ધન નાશ પામતું નથી, તેમ જ તેથી પુણ્ય અને જગતમાં યશ ચિરકાળ સુધી રહે છે. "જાણે પોતાના આત્માને ઉંચે સ્થાને સ્થાપન કરતો હોય તેમ બુદ્ધિમાન માણસે દ્રવ્યને ઉંચા સ્થાનમાં સ્થાપન કરવું જોઇએ." આ પ્રમાણે વિચાર કરી વિમળ રાજાએ શ્રીજિનમત રૂપી કમળની સેવા કરવામાં લાલસાવાળી અંબા દેવીનું આરાધન કર્યું. તેના પુણ્ય પ્રભાવથી તે દેવી તરતજ પ્રસન્ન થઈ અને સાક્ષાત્ થઇને બોલી કે—"હે રાજા ! વરદાન માગ. કારણ કે કલ્પલતાની પ્રાપ્તિ, દેવનું દર્શન અને સદ્ગુરૂનો યોગ, આ ત્રણે પુણ્ય વિના પ્રાપ્ત થતા નથી. કહ્યું છે કે—દિવસની વિજળી, રાત્રિનો ગર્જારવ, બાળ અને સ્ત્રીનું

---

૧ અહીં મૂળ ગ્રંથમાં આગમ અને નિગમ સંબંધી ઘણી હકીકત આપેલી છે, પરંતુ તે અપ્રસિદ્ધ, અયોગ્ય અને અનુપયોગી હોવાથી મુકી દેવી યોગ્ય લાગી છે. તેમાં માત્ર નિગમનીજ પુષ્ટિ છે.

ષથન તથા દેવનું દર્શન આ સર્વે નિષ્ફળ થતાં નથી." તે સાંભળી વિમળ મંત્રી બોલ્યો કે—"હે દેવી ! જો તમે પ્રસન્ન થયા હો તો મને જિનચૈત્ય અને પુત્ર એ બે આપો. આ બે બાબતનો જ મારો મનોરથ છે." દેવીએ કહ્યું કે—"હે નરરાજ ! તારા બન્ને મનોરથ સિદ્ધ થાય તેવું તારૂં પુણ્ય નથી, માટે બેમાંથી એક બાબત માગી લે." તે સાંભળી રાજાએ ચાતુર્ય ગુણના ભાજન રૂપ પોતાની **શ્રીદેવી** નામની ભાર્યાને પૂછ્યું કે—"હે પ્રિયા ! અંબા દેવી પ્રસન્ન થયાં છે, આપણો મનોરથ પ્રાસાદ અને પુત્ર એ બે બાબતનો છે. પણ દેવી એકજ વરદાન આપે છે, તો બેમાંથી શું માગવું ?" તે આદર સહિત બોલી કે—"હે સ્વામી ! પ્રાસાદનું વરદાન માંગો. કારણ કે પુત્ર તો આ લોકનું ફળ છે અને પ્રાસાદ કરાવ્યાનું ફળ પરલોકમાં મળે છે. નોળીયા વિગેરેના ભવમાં પણ પુત્રો તો સુખેથી પ્રાપ્ત થાય છે, પરંતુ પ્રાસાદ રૂપી પુત્ર તો અતિ શ્રેષ્ઠ છે કે જેનાથી પરલોકમાં સુખની પ્રાપ્તિ અને જગતમાં કીર્તિ થાય છે." તે સાંભળી વિમળે વિચાર્યું કે—"રાણીની બુદ્ધિ મારા કરતાં પણ વધારે વિમળ છે, હું તો માત્ર નામે કરીને જ વિમળ છું."

અહીં અંબાદેવીની ઉત્પત્તિ સંબંધી સંક્ષેપ હકીકત લખીએ છીએ—પૃથ્વીપર લક્ષ્મીના સ્થાન રૂપ **કોડીનાર** નામે એક ગામ છે. તેમાં **સોમભટ્ટ** નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે **દેવશર્મા** નામની બ્રાહ્મણની પુત્રીને પરણ્યો હતો. એકદા તેણીએ ભક્તિથી સાધુને અન્ન પાણી વહોરાવ્યું. તે જોઈ રાક્ષસી જેવી મહાક્રૂર સ્વભાવવાળી તેની સાસુ તેના પર ક્રોધથી રક્ત નેત્રવાળી થઈ. તેથી તે નેમિનાથનું ધ્યાન કરતી પોતાના બે છોકરા સહિત ઘરમાંથી નીકળી ગઇ. પગે ચાલવાવડે પૃથ્વીને ઓળગતી તે માર્ગમાં થાકી ગઈ. ત્યારે એક આમ્રવૃક્ષની નીચે બેઠી. છોકરાઓએ તેની પાસે ખાવાનું માગ્યું, ત્યારે તેણીએ આંબા પરથી કેરીઓનું આકર્ષણ કરીને તેની લુંબ છોકરાઓને આપી 'અહો ! શીળનું માહાત્મ્ય ચમત્કાર કારક છે.' પછી આગળ ચાલતાં પોતાના પતિને આવતો જોઇ,

ભયથી તે સ્ત્રી બન્ને છોકરાઓ સહિત કુવામાં પડી. પાછળ આવેલો તેનો પતિ સોમ પણ તેની પાછળ કુવામાં પડયો. તે સ્ત્રી શ્રીનેમિનાથનું ધ્યાન કરવાથી રેવત નામના પર્વત પર અંબિકા નામે અધિષ્ઠાયક દેવી થઇ.

હવે શ્રીમાતા નામની દેવી કે જે અંબાદેવીની સખી હતી, તેણે અંબાદેવીને પોતાના નિવાસસ્થાનમાં આમંત્રણ કર્યું કે-"હે દેવી ! તારે અહીં (આબુની ઉપર) રહેવું." અંબાદેવીએ કહ્યું કે—" તમે કહો છો તે યોગ્ય છે. પરંતુ હું અરિહંતના ઘર સિવાય રહીશ નહીં, તેથી પ્રસન્ન થઇને મને જિનાલય કરવા માટે જગ્યા આપો. કહ્યું છે કે—અમૃતના સ્વાદમાં લુબ્ધ થયેલાને જેમ વિષ ઉપર પ્રીતિ થતી નથી, તેમ શુદ્ધ ધર્મરસના સ્વાદમાં લુબ્ધ થયેલાને અન્યત્ર પ્રીતિ થતી નથી." ત્યારે શ્રીમાતાએ તેને બકુલ અને ચંપક વૃક્ષની નીચેની જગ્યા તથા બાવન લાખ સોનૈયા આપ્યા.

ત્યાર પછી અંબાદેવીના કહેવાથી તે ઠેકાણે વિમળ રાજાએ પૃથ્વી ખોદાવી, તેમાંથી જે દ્રવ્ય નીકળ્યું તેવડે તેણે પ્રાસાદ શરૂ કરાવ્યો. તે વખતે બ્રાહ્મણોએ રાજાને કહ્યું કે—" અહીં આબુગિરિ ઉપર જૈનનું તીર્થ નથી. તેથી અહીં અમે જિનપ્રાસાદ કરવા દેશું નહીં." ત્યારે અંબાદેવીએ રાજાને સ્વપ્નમાં કહ્યું કે-" પ્રાતઃકાળે જે ઠેકાણે મનોહર કંકુનો સાથીયો દેખાય ત્યાં તમારે જોવું. તે ઠેકાણેથી તીર્થંકરનું બિંબ પ્રગટ થશે." પછી પ્રાતઃકાળે રાજાએ તે પ્રમાણે કર્યું, તો તે ઠેકાણેથી ઋષભદેવનું બિંબ નીકળ્યું. તે બિંબ જોઇને લોકોએ કહ્યું કે—" પહેલાં પણ આ આબુ ઉપર જૈનનું તીર્થ હતું." તો પણ તે બ્રાહ્મણોએ રાજાને કહ્યું કે—" હે રાજા ! આ ભૂમિના સ્વામી અમે છીએ, તેથી પૃથ્વી ઉપર સોનામહોરો પાથરીને જેટલી ભૂમિ જોઇએ તેટલી લ્યો." ત્યારે રાજાએ તે પ્રમાણે પૃથ્વી પર સોનામહોરો પાથરી. તેમાં ચાર ચાર મહોરની વચ્ચેનો ભાગ ખાલી રહ્યા તે જોઇ બ્રાહ્મણોએ કહ્યું કે—" હે રાજા ! વચ્ચે જગ્યા ખાલી રહી છે. એ રીતે પૃથ્વી મળશે નહીં." ત્યારે રાજાએ

વચ્ચે વચ્ચે પાંચમી મહોર મૂકી. ત્યારથી આરંભીને લોકમાં પણ તેવો વ્યવહાર પ્રવર્ત્યો. રાજાએ સોનામહોરો મૂકી મૂકીને ઘણી ભૂમિ લેવા માંડી, તે જોઈ બ્રાહ્મણો વળી બોલ્યા કે—" હે રાજા ! આ તો તમે સમગ્ર પૃથ્વી લઈ લ્યો છો, માટે આટલી જ લ્યો. હવે બસ કરો. આથી વધારે પૃથ્વી ધનવડે પણ અમે આપશું નહીં. " રાજાએ વિચાર્યું કે—' કાર્યની સિદ્ધિને માટે આટલી જમીન પૂર્ણ છે, ધર્મસાધક પુરૂષે સામાન્ય લોકની સાથે નકામો વિરોધ કરવો યોગ્ય નથી."

ત્યારપછી રાજાએ હર્ષથી તે ઠેકાણે પ્રાસાદનું કામ સારા કારીગરો પાસે શરૂ કરાવ્યું. પરંતુ દિવસે જેટલો પ્રાસાદ ચણે તેટલો રાત્રિએ પડી જવા લાગ્યો. એ રીતે છ માસ ગયા. ત્યારે રાજાએ અંબિકાનું પોતાની માતાની જેમ સ્મરણ કર્યું. તરતજ દેવીએ આવીને રાજાને કહ્યું કે—" વાલીનાહ નામનો દેવ આ ભૂમિનો અધિષ્ઠાયક છે. તેની અઠ્ઠમ તપથી તારે આરાધના કરવી, અને જો તે નૈવેદ્ય માગે તો નિર્દોષ નૈવેદ્ય તારે તેને આપવું." તે સાંભળી રાજાએ તેની આરાધના કરી, ત્યારે તે દેવે આવીને સાવદ્ય નૈવેદ્ય માગ્યું. તે રાજાએ આપ્યું નહીં., પણ તેને ખડ્ગ કાઢીને બીવડાવ્યો, તેથી તે દેવ ત્યાં ક્ષેત્રપાળ થઇને રહ્યો. ત્યારપછી તેવાજ બળવાળા યક્ષો, રાક્ષસો અને ભૂતો આવ્યા. તેમની સન્મુખ વિમળ મનુષ્ય છતાં એકલો ઉભો રહ્યો. અને તેણે વડાં વિગેરે નિરવદ્ય નૈવેદ્યવડે નાગદેવને તૃપ્ત કર્યો, તેથી બીજા સર્વ દેવો પણ તેને વશ થયા. ' જેણે દેવોને પણ વશ કર્યા તેની સાથે યુદ્ધ કરવા માટે રાજાઓ શી રીતે સમર્થ થાય ? અહો ! વિમળનું ભાગ્ય આશ્ચર્યકારક છે.'

ત્યારપછી કારીગરો પોતાની કુશળતાથી પ્રાસાદ બનાવવા લાગ્યા. તે પ્રાસાદની તુલ્યતાને ત્રણ જગતમાં બીજો કોઈ પ્રાસાદ પામી શકે તેમ નથી. શત્રુ સાથેના સંગ્રામમાં તેનો વિજય અસાધારણ હતો. તે વિજયેજ જાણે અંગ ધારણ કર્યું હોય તેમ તે પ્રાસાદ

પણ અસાધારણ શોભતો હતો. કોતરણી કરતાં જેટલો ભૂકો પથ્થરમાંથી પડતો હતો તેટલું રૂપું તે રાજા હર્ષથી કારીગરોને આપતો હતો. કારીગરો ચિત્તના ઉલ્લાસ પૂર્વક કામ કરતા હતા. કારણ કે માત્રાધિક લોભથકી પણ તેમને વધારે લાભ મળતો હતો. જાણે કે કર્તાનો ઉજ્વળ યશ દેખાતો હોય તેમ ચંદ્રની જેવો નિર્મળ કાંતિવાળો તે પ્રાસાદ શોભતો હતો. તેને જોઇ કેટલાક વિદ્વાનો કહેતા હતા કે—"શું આ દેવલોકથી સ્ફટિક મણિમય દિવ્ય વિમાન અહીં ઉતર્યું છે ?" પૃથ્વી ઉપર આ ચોવીશીમા આ શ્રીઅર્બુદાચળ તીર્થ અપૂર્વ મહિમાવાળું શોભે છે. જગતમા શ્રીશત્રુંજય તીર્થ સર્વોત્તમ છે, તે શુભ ભાવવાળા ભવ્ય જીવોને સમકિત પ્રાપ્તિનું પ્રથમ કારણ છે. બીજું તીર્થ સંમેતશિખર છે, ઉત્તર દિશાના રત્ન સમાન તે તીર્થમાં અનેક જિનેશ્વરો સિદ્ધ થયા છે. અને ત્રીજું આ શ્રીઅર્બુદાચળ નામનું તીર્થ છે, અહીં અનેક મુનિઓને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે. વળી વિમળ રાજાએ પ્રાસાદની સ્થાપના કરીને તેને અત્યંત શોભાવ્યું છે, અને પોતાનો જન્મ પવિત્ર કર્યો છે. તે પ્રાસાદને જોઇ " શું આ રૂપાનો કૈલાસ પર્વત છે ? કે શું હિમાલય પર્વત છે ? કે શું માખણનો પિંડ છે ?" એમ લોકો તર્ક કરતા હતા. આ પ્રાસાદમાં પ્રાણીઓની ચાર ગતિ છેદવાને માટે ચાર રૂપને ધારણ કરનાર શ્રીઋષભસ્વામી વિરાજે છે. તેના મંડપો વિચિત્ર પુતળીઓવડે શોભિત છે તેથી જાણે તેમાં સ્વર્ગથી આવીને દેવીઓ રહી હોય તેમ દેખાય છે. તે પ્રાસાદમાં સ્ફટિક મણિમય જિનબિંબો છે, તે જાણે કે શુક્લ ધ્યાનવડે ઉજ્વળ જ્યોતિવાળું તેમનું ચિત્ત જ હોય તેવાં શોભે છે.

પ્રાસાદ પૂર્ણ થયા પછી મહોત્સવપૂર્વક પ્રાસાદની પ્રતિષ્ઠા કરાવીને વિમળ રાજા જગતમાં પ્રતિષ્ઠાને પામ્યો. તે રાજાએ પુણ્યવંત સંઘને વિવિધ દેશમાં બનેલા ઉજ્વળ વસ્ત્રોવડે પહેરામણી કરી, તેથી તે સંઘ જાણે વિમળના યશથી પરિવરેલો હોય તેવો શોભવા લાગ્યો. વિમળ જ્યારે બાલ્યાવસ્થામાં હતો ત્યારે તે મળ સહિત હોવાથી શ્યામવર્ણવાળો હતો, અને ત્યારપછી રણસંગ્રામમાં વિજય મેળવવાથી તથા ચૈત્ય બન-

નાવવાથી તે વિમળ વિમળ (મળ રહિત) થયો. પુણ્યનો જાણે આરો હોય અને પુણ્યરૂપી કુવાની જાણે સર હોય તેમ વિશ્વજનના મળને સાફ કરનાર એ નિર્મળ પ્રાસાદ શોભે છે.

અહીં ભીમ રાજાના ભોજનને માટે જે થાળ મૂકવામાં આવતો હતો તે હમેશાં અત્યંત ઉછળતો હતો, તે જોઈ ભીમ રાજા મનમાં અત્યંત વિસ્મય પામ્યો. એકદા કોઈ રાજકાર્યને કરનાર પુરૂષ ભીમ રાજા પાસે આવ્યો. તેણે રાજાને થાળ ઉછળવાનુ કારણ કહ્યું કે—"હે રાજા ! આનું કારણ મોટું છે, હે સ્વામી ! આબુજી તીર્થની પૂજાનો અને આપના ભોજનનો સમય એકજ છે. તેથી આબુજી તીર્થેશની આરતીને સમયે હમેશાં વાજિત્રના ધ્વનિવડે જગતને ભરી દેનારો ઘોષ થાય છે, તેના પ્રભાવથી હે રાજા ! આ થાળ ઉછળે છે. શું પૂર્વે નહીં જોયેલો વૃત્તાંત પણ દિવ્ય પ્રભાવથી નથી થતો ?" તે સાંભળી ભીમ રાજાએ વિચાર્યું કે—"આવો તે જિનેશ્વરનો પ્રભાવ સર્વથી ઉત્તમ દેખાય છે. એ તીર્થ અહીંથી કેટલું દૂર અને તેનો ધ્વનિ કેવડો ? જિનેશ્વર સર્વ દેવોમાં ઉત્તમ છે, તેમ સર્વ રાજાઓમાં જિનેંદ્રનો ભક્ત વિમળ ઉત્તમ છે. ઋષભસ્વામી પોતાના સેવકને પોતાનું આધિપત્ય આપે છે એવાત સત્ય છે. કેમકે તેના પ્રસાદથી વિમળ રાજા સ્વર્ગ સામ્રાજ્યને ભોગવનાર થયો છે. તેમજ વિમળ રાજાએ શ્રી અર્બુદ તીર્થનો ઉદ્ધાર કર્યો, તેથી વિમળે અરિહંતની કૃપાનો યોગ્ય બદલો આપ્યો છે. તીર્થનો ઉદ્ધાર કરવામાં તત્પર રહેલા વિમળને ધન્યવાદ છે. કેમકે પૃથ્વીમાં તેના જેવો બીજો કોઈ પુરૂષ નથી. કોઇ કવિએ કહ્યુ છે કે—"શ્રી ગુર્જર દેશના ભીમદેવ રાજાનો મંત્રીશ્વર અને પ્રાગ્વાટ વંશનો અલંકાર શ્રી વિમળ નામનો મંત્રીશ્વર કેટલો બધો નિઃસ્પૃહ છે, કે જેણે અંબિકાના આદેશથી વિક્રમ સંવત ૧૦૮૦ વર્ષે ચંદ્રની જેવી કાંતિવાળો શ્રીજિનપ્રાસાદ કરાવ્યો."

એકદા ઈલદુર્ગનો સ્વામી પુંજ નામનો રાજા પરિવાર સહિત પરયાત્રા જતો હતો. માર્ગમાં વિમળે સ્થાપન કરેલું ચૈત્ય જોઈ અત્યંત

આનંદ પામ્યો, અને તેણે દેવમંદિરમાં ઘણું સુવર્ણ નાંખ્યું તથા પૂજારીને ઘણું રૂપું આપ્યું. તેમજ ચૈત્ય કરાવનાર શ્રીવિમળ રાજાને 'આને ધન્ય છે' એમ કહી તેની પ્રશંસા કરતા તે પુંજ રાજાએ નમસ્કાર કર્યા.

ચૈત્ય પૂર્ણ થયાની વધામણી આપનાર પુરૂષને સર્વ અવસરને જાણનાર વિમળ રાજાએ હર્ષથી પાંચ હજાર સુવર્ણનું ઈનામ આપ્યું હતું. હે વિમળ મહારાજ ! માગણ લોકો જે શ્રી સુપ્રભાતને કહેનારા હોય છે તે તારૂં જ અદ્ભુત સૌભાગ્ય છે. તે વિમળના ગુણોથી વાસિત થએલું વિશ્વ આજસુધી તેના યશનો ત્યાગ કરતું નથી. કેમકે "શું પુષ્પો વડે વાસિત થયેલું વન સુગંધીપણાનો ત્યાગ કરે છે ?" જે પ્રમાણે આ વિમળે જૈન તીર્થનો ઉદ્યોત કર્યો, તેમ ભવ્ય જંતુઓ ભાવથી તીર્થની પ્રભાવના કરો. આ પ્રમાણે જેણે સમગ્ર પૃથ્વીમંડળ ઉપર ઇંદ્રની જેમ રાજ્ય કર્યું, જેણે શ્રીઅર્બુદતીર્થને ચૈત્યવડે નિત્ય ઉજવળ કર્યું, તથા જે તેજસ્વીએ રાજાઓનો જય કરી દિગ્ચક્રને સાધ્યું, તે અત્યંત ઉન્નતિ પામેલા શ્રીવિમળ રાજાએ પોતાનો વંશ અલંકૃત કર્યો. (શોભાવ્યો-ઉજ્વળ કર્યો.)

ઇતિ શ્રી તપાગચ્છ રૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસ ગણિના શિષ્ય વાચકેંદ્ર શ્રી ઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રી ઉપદેશ કલ્પવલ્લી નામની ટીકામાં પાંચમી શાખાને વિષે તીર્થ પ્રભાવના નામના શ્રાવકના કૃત્ય ઉપર વિમળ રાજાના વર્ણન નામનો છત્રીશમો પલ્લવ સમાપ્ત થયો.

ઉપર પ્રમાણે છત્રીશ દ્વારો વડે શ્રાદ્ધદિનકૃત્ય કહીને તેના સમર્થનને માટે સૂત્રકાર કહે છે—

## 'सड्ढाण किच्चमेयं' ति

શ્રાવકોનું આ કૃત્ય છે. સમયના વિશેષથી છત્રીશ ગુણવાળા અને છ ગુણવાળા શ્રાવકોએ સર્વદા શાસ્ત્ર વિશેષથી છત્રીશ ગુણવાળા અને છ ગુણવાળા સદ્ગુરૂઓને જાણવા. તેમનું સ્વરૂપ નિગમ અને

આગમના શાસ્ત્રોમાંથી જાણી લેવું અને તેમના ઉપદેશ વડે ક છત્રીશ વાક્યો રૂપ શ્રાવકોનું કૃત્ય જાણવું, એટલે કે–તત્ત્વને જાણ્ શ્રાવકોએ પૂર્વે કહેલા આજ્ઞાદિક ધર્મના આરાધનમાં નિરંતર ગુ ઉપદેશ સાંભળવાપૂર્વક યત્ન કરવો એ તાત્પર્ય છે.

આ પ્રમાણે '**मन्नह जिणाणआणं**' એ સ્વાધ્યાયનો અર્થ પૂર્ણ થવાથી તેની ઉપદેશ કલ્પવલ્લી નામની ટીકા પણ સં થઈ. શ્રીરસ્તુ.

## પ્રશસ્તિ.

શ્રીચંદ્રગચ્છ રૂપી આકાશમાં સૂર્યસમાન અને સૌભાગ્ય તથા ભાગ્ય વડે જેના સદ્ગુણોની સમૃદ્ધિ વિલાસ કરે છે એવા **શ્રીસોમસુ** નામના શ્રેષ્ઠ ગુરૂ જયવંત વર્તે છે, કે જેઓની મુનિઓ આદરપૂ સ્તુતિ કરે છે. તેમની પાટે **શ્રીમુનિસુંદર** નામના સૂરીશ્વર થ દેવગુરૂ-બૃહસ્પતિ પણ તેની સમાન નથી. તે ગુરૂએ શાંતિકર (સં કર) સ્તવન રચીને જગતના જનોમાં પરમ શાંતિ ઉત્પન્ન કરી' હત તેમની પાટે **શ્રીજયચંદ્રરાજ** નામના ઉત્તમ ગુરૂ થયા. તેમનો પ્રત સૂર્યની જેવો ઉગ્ર હતો, પરંતુ તેઓ ભવ્ય પ્રાણીઓના આભ્યં તપને દૂર કરતા હતા, અને તેથી કરીને તપગચ્છનો ઉદ્યોત કરવા પૂર્ણચંદ્ર જેવા હતા. તેમની પાટે **શ્રીરત્નશેખર** નામના ઉ ગુરૂ થયા. તે નમસ્કાર કરતા પ્રાણીઓને ધનદાન કરવામાં તત્પર હત અને તેમણે શ્રાદ્ધવિધિ વિગેરે અનેક રસિક શાસ્ત્રો રચ્યાં છે. તેમ પાટે **શ્રી ઉદયનંદી** નામના સૂરિવર થયા. તેનો યશસમૂહ અદ્યા અવિચળ છે, અને તે પ્રશમ સંપત્તિનો આનંદ અનુભવવાથી લોક યોગી નામથી પ્રસિદ્ધ થયેલા છે. તેમની પાટે **શ્રીસુરસુંદર** નામ શ્રેષ્ઠ ગુરૂ થયા. તે અસાધારણ એવા ગુણોવડે શ્રેષ્ઠ હતા અને ગ ધરની પદવી રૂપી ઇંદ્રાણીને શોભાવવામાં ઇંદ્ર સમાન હતા. તેમ પાટે **શ્રીલક્ષ્મીસાગર** નામના ગણધર થયા. તે તેજસમૂહની લક્ષ્મ વડે સૂર્યની જેમ શોભતા હતા, અને તેમણે આચાર્ય, ઉપાધ્યાય વિ ગેરે પદની પ્રતિષ્ઠા કરવાનાં અનેક કાર્યો કર્યાં હતાં. તેમની પાટે શુદ્ધ

આનંદ પામ્યો, અને તેણે દેવભંડારમા ઘણું સુવર્ણ તાંબુ તથા પુજારીને ઘણું રૂપું આપ્યું. તેમજ ચૈત્ય કરાવનાર શ્રીવિમળ રાજાને 'આને ધન્ય છે' એમ કહી તેની પ્રશંસા કરતા તે પુંજ રાજાએ નમસ્કાર કર્યા.

ચૈત્ય પૂર્ણ થયાની વધામણી આપનાર પુરૂષને સર્વ અવસરને જાણનાર વિમળ રાજાએ હર્ષથી પાંચ હજાર સુવર્ણનું ઈનામ આપ્યું હતું. હે વિમળ મહારાજ ! માગણ લોકો જે શ્રી સુપ્રભાતને કહેનારા હોય છે તે તારૂં જ અદ્‌ભુત સૌભાગ્ય છે. તે વિમળના ગુણોથી વાસિત થએલું વિશ્વ આજસુધી તેના યશનો ત્યાગ કરતું નથી. કેમકે "શું પુષ્પો વડે વાસિત થયેલું વન સુગંધીપણાનો ત્યાગ કરે છે ?," જે પ્રમાણે આ વિમળે જૈન તીર્થનો ઉદ્યોત કર્યો, તેમ ભવ્ય જંતુઓ ભાવથી તીર્થની પ્રભાવના કરો. આ પ્રમાણે જેણે સમગ્ર પૃથ્વીમંડળ ઉપર ઇંદ્રની જેમ રાજ્ય કર્યું, જેણે શ્રીઅર્બુદતીર્થને ચૈત્યવડે નિત્ય ઉજ્વળ કર્યું, તથા જે તેજસ્વીએ રાજાઓનો જય કરી દિગ્ચક્રને સાધ્યું, તે અત્યંત ઉન્નતિ પામેલા શ્રીવિમળ રાજાએ પોતાનો વંશ અલંકૃત કર્યો. ( શોભાવ્યો-ઉજ્વળ કર્યો. )

ઇતિ શ્રી તપાગચ્છ રૂપી આકાશમાં સૂર્ય સમાન મહોપાધ્યાય શ્રીધર્મહંસ ગણિના શિષ્ય વાચકેંદ્ર શ્રી ઇંદ્રહંસ ગણિએ રચેલી શ્રી ઉપદેશ કલ્પવલ્લી નામની ટીકામાં પાંચમી શાખાને વિષે તીર્થ પ્રભાવના નામના શ્રાવકના કૃત્ય ઉપર વિમળ રાજાના વર્ણન નામનો છત્રીશમો પલ્લવ-સમાપ્ત-થયો.

ઉપર પ્રમાણે છત્રીશ દ્વારો વડે શ્રાદ્ધદિનકૃત્ય કહીને તેના સમર્થનને માટે સૂત્રકાર કહે છે—

## ' सड्ढाण किच्चमेयं ' ति

શ્રાવકોનું આ કૃત્ય છે. સમયના વિશેષથી છત્રીશ ગુણવાળા અને છ ગુણવાળા શ્રાવકોએ સર્વદા શાસ્ત્ર વિશેષથી છત્રીશ ગુણવાળા અને છ ગુણવાળા સદ્‌ગુરૂઓને જાણવા. તેમનું સ્વરૂપ નિગમ અને

આગમના શાસ્ત્રોમાંથી જાણી લેવું અને તેમના ઉપદેશ વડે કરીને છત્રીશ વાક્યો રૂપ શ્રાવકોનું કૃત્ય જાણવું, એટલે કે-તત્ત્વને જાણનાર શ્રાવકોએ પૂર્વે કહેલા આજ્ઞાદિક ધર્મના આરાધનમાં નિરંતર ગુરૂનો ઉપદેશ સાંભળવાપૂર્વક યત્ન કરવો એ તાત્પર્ય છે.

આ પ્રમાણે 'मन्नह जिणाणआणं' એ સ્વાધ્યાયનો અર્થ સંપૂર્ણ થવાથી તેની ઉપદેશ કલ્પવલ્લી નામની ટીકા પણ સંપૂર્ણ થઈ. શ્રીરસ્તુ.

## પ્રશસ્તિ.

શ્રીચંદ્રગચ્છ રૂપી આકાશમાં સૂર્યસમાન અને સૌભાગ્ય તથા ભાગ્ય વડે જેના સદ્‌ગુણોની સમૃદ્ધિ વિલાસ કરે છે એવા **શ્રીસોમસુંદર** નામનાં શ્રેષ્ઠ ગુરૂ જયવંત વર્તે છે, કે જેઓની મુનિઓ આદરપૂર્વક સ્તુતિ કરે છે. તેમની પાટે **શ્રીમુનિસુંદર** નામનાં સૂરીશ્વર થયા. દેવગુરૂ-બૃહસ્પતિ પણ તેની સમાન નથી. તે ગુરૂએ શાંતિકર (સંતિકર) સ્તવન રચીને જગતના જનોમાં પરમ શાંતિ ઉત્પન્ન કરી હતી. તેમની પાટે **શ્રીજયચંદ્રરાજ** નામના ઉત્તમ ગુરૂ થયા. તેમનો પ્રતાપ સૂર્યની જેવો ઉગ્ર હતો, પરંતુ તેઓ ભવ્ય પ્રાણીઓના આભ્યંતર તાપને દૂર કરતા હતા, અને તેથી કરીને તપગચ્છનો ઉદ્યોત કરવામાં પૂર્ણચંદ્ર જેવા હતા. તેમની પાટે **શ્રીરત્નશેખર** નામના ઉત્તમ ગુરૂ થયા. તે નમસ્કાર કરતા પ્રાણીઓને ધનદાન કરવામાં તત્પર હતા, અને તેમણે શ્રાદ્ધવિધિ વિગેરે અનેક રસિક શાસ્ત્રો રચ્યાં છે. તેમની પાટે **શ્રીઉદયનંદી** નામના સૂરિવર થયા. તેનો યશસમૂહ અદ્યાપિ અવિચળ છે, અને તે પ્રશમ સંપત્તિનો આનંદ અનુભવવાથી લોકમાં યોગી નામથી પ્રસિદ્ધ થયેલા છે. તેમની પાટે **શ્રીસુરસુંદર** નામના શ્રેષ્ઠ ગુરૂ થયા. તે અસાધારણ એવા ગુણોવડે શ્રેષ્ઠ હતા અને ગણધરની પદવી રૂપી ઈંદ્રાણીને શોભાવવામાં ઈંદ્ર સમાન હતા. તેમની પાટે **શ્રીલક્ષ્મીસાગર** નામના ગણધર થયા. તે તેજસમૂહની લક્ષ્મીવડે સૂર્યની જેમ શોભતા હતા, અને તેમણે આચાર્ય, ઉપાધ્યાય વિગેરે પદની પ્રતિષ્ઠા કરવાનાં અનેક કાર્યો કર્યાં હતાં. તેમની પાટે શુભ-

ા સમુદ્રરૂપ અને પોતાની બુદ્ધિ રૂપી નૌકાથી શાસ્ત્રરૂપી શીઘ્ર પણે તરી ગયેલા **શ્રીસોમદેવ** નામના સૂરીશ્વર થયા. પાટે મહાગુણોવડે યુક્ત **શ્રીરત્નમંડન** નામના ગુરૂ થયા. કાવ્યની કળાવડે અનેક રાજાઓની શ્રેણીઓને રંજિત કરી ામને આનંદ સહિત નમસ્કાર કરો. તેમની પાટે **શ્રીસોમજસ** સૂરીશ્વર થયા. તે જગતના જનોના આનંદના નિધાનરૂપ .મના સમગ્ર મુખ્ય ગુણો વિકસ્વર હતા. અને તે ચારિત્રલક્ષ્મી ાને વિલાસ કરવાનુ વાસભવન હતા. તેની પાટે **શ્રીઇંદ્રનંદી** ગુરૂવર થયા. તેમની બુદ્ધિ અગાધ હતી તે નિગમ અને આગ- ાથની વ્યાખ્યા કરવામાં નિપુણ હતા તેમના વિકસ્વર છ ગુણો ા સ્થિરતાને પામ્યા હતા, અને તેણે સબીજ યોગ સાધ્યો હતો. ાટે **શ્રીધર્મહંસ** નામના વાચકેંદ્ર થયા. તેમના હૃદયકમળમાં . હંસ ક્રીડા કરતો હતો, તેમણે આળસનો સર્વથા ત્યાગ તો, 'તથા તેમણે નિપુણતાથી નિગમ અને આગમના અર્થવડે અને વિચારનો વિસ્તાર કર્યો હતો. તેમના શિષ્ય **શ્રીઇંદ્ર-** ાણિએ આ આદ્ધાદિક શ્રાવકના કૃત્ય રૂપ સ્વાધ્યાય ઉપર આ કલ્પવલ્લી નામની ટીકા રચી છે. આ વૃત્તિ વિક્રમના ૧૫૫૫ના સંપૂર્ણ થઇ છે. આમાં વાણી અથવા અર્થ સંબંધી કાંઇ ફેરફાર હોય તો તે વિદ્વાનોએ સુધારવું. આ જગતમાં જ્યાં સુધી ાને સૂર્ય પ્રકાશે છે, ત્યાં સુધી વિદ્વાનોથી વંચાતી આ વૃત્તિ ા જય પામો, અને ભવ્ય જનોને આનંદની સંપત્તિ આપો. તે શ્રી તપાગચ્છ રૂપી આકાશને વિષે સૂર્યસમાન મહોપાધ્યાય ાંહંસ ગણિના શિષ્ય વાચકેંદ્ર શ્રી ઇંદ્રહંસ ગણિએ રચેલી આ

કલ્પવલ્લી નામની વૃત્તિ સંપૂર્ણ થઇ.

——॥ૐ॥——